શ્રીશોભનમુનિવર્યવિરચિત

# સ્તુતિ-ચતુર્વિંશતિકા.

( સચિત્ર )

મહાકવિ શ્રીધનપાલકૃત ટીકા અને પૂર્વમુનીશ્વરકૃત અવચૂરિ

તથા પરિશિષ્ટ તરીકે

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય શ્રીયશોવિજયકૃત ઐન્દ્ર-સ્તુતિ.


સંશોધન, ભાષાન્તર તથા વિવેચન કરનાર

**પ્રો૦ હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ.,**

ન્યાયકુસુમાંજલિ, શૃંગાર-વૈરાગ્ય-તરંગિણી, ચતુર્વિંશતિકા વિગેરેના અનુવાદક.



પ્રસિદ્ધકર્તા

શાહ વેણીચંદ સૂરચંદ,

સેક્રેટરી, શ્રીઆગમોદય સમિતિ, મુંબાઈ.

પ્રથમ આવૃત્તિ-પ્રત ૧૨૫૦.

[વિક્રમ સંવત્ ૧૯૮૨.] વીર સંવત્-૨૪૫૨. [ઈ. સ. ૧૯૨૬

ભેટ.

મૂલ્ય રૂ. ૬-૦-૦




---

શાહ વેણીચંદ સૂરચંદે શ્રીમતી આગમોદય સમિતિ માટે
નં૦ ૧૧૪/૧૧૬, જવેરી બજાર મુંબાઇની
શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડની
ઑફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

—:o:—

મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઈ વૈભવ પ્રેસ' સર્વેન્ટ્સ ઑફ ઇન્ડિયા
સોસાયટી બિલ્ડીંગ, સૅંડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબઈ.

શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરના પટ્ટધર

શ્રીવિજયમેઘસૂરિનો

# અભિપ્રાય

સ્તુતિઓનાં મૂળ કાવ્યો, અવચૂરિ, અન્વય, શબ્દ-કોશ, ગુજરાતી ભાષાંતર, [illegible] વિગેરે સહિત અનેક સામગ્રીયુક્ત આ પુસ્તક સંસ્કૃત ભાષાના સામાન્ય બોધવાળા તથા ભાષાના અનભ્યાસીઓને પણ વિશેષ ઉપકારક થઈ પડશે તેમજ અર્થવિહીન માત્ર સ્તુતિ ગોખવાની રૂઢીમાં પણ આનાથી સુધારો થવા સંભવ છે. ભાષાંતરકારનો આ વિષયમાં . પ્રયાસ હોવા છતાં સ્તુતિનાં પ્રત્યેક અંગોને સ્ફુટ કરવા માટેનો તેમનો પ્રયાસ પ્રશંસાપાત્ર

વડનગર
સં૦ ૧૯૦૨
દ્વિતીય ચૈત્ર.

લી૦ મેઘવિજય.



---

શાહ વેણીચંદ સૂરચંદે શ્રીમતી આગમોદય સમિતિ માટે
નં૦ ૧૧૪/૧૧૬, જવેરી બજાર મુંબાઇની
શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડની
ઑફીસમાંથી પ્રસિદ્ધ કર્યું.

---:o:---

મુદ્રકઃ—ચિંતામણ સખારામ દેવળે, 'મુંબઈ વૈભવ પ્રેસ' સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા
સોસાયટી બિલ્ડીંગ, સૅન્ડહર્સ્ટ રોડ, ગીરગામ, મુંબઈ.

શ્રીમદ્ વિજયસિદ્ધિસૂરીશ્વરના પટ્ટધર

શ્રીવિજયમેઘસૂરિનો

# અભિપ્રાય

સ્તુતિઓનાં મૂળ કાવ્યો, અવચૂરિ, અન્વય, શબ્દ–કોશ, ગુજરાતી ભાષાંતર, વિવેચન વિગેરે સહિત અનેક સામગ્રીયુક્ત આ પુસ્તક સંસ્કૃત ભાષાના સામાન્ય બોધવાળા તથા તે ભાષાના અનભ્યાસીઓને પણ વિશેષ ઉપકારક થઈ પડશે તેમજ અર્થવિહીન માત્ર સ્તુતિઓ શીખવાની રૂઢીમાં પણ આનાથી સુધારો થવા સંભવ છે. ભાષાંતરકારનો આ વિષયમાં પ્રથમ પ્રયાસ હોવા છતાં સ્તુતિનાં પ્રત્યેક અંગોને સ્ફુટ કરવા માટેનો તેમનો પ્રયાસ પ્રશંસાપાત્ર છે.

વડનગર<br>સં૦ ૧૯૮૨<br>દ્વિતીય ચૈત્ર.

લી૦ મેઘવિજય.



# વિષયાનુક્રમણિકા.










श्रीपरमात्मने नमः

શોભનમુનિવર્યપ્રણીત સ્તુતિ–ચતુર્વિંશતિકા ગ્રન્થને કવિરાજ ધનપાલવિરચિત તથા પૂર્વમુનિવર્યકૃત અવચૂરિ સમેત બહાર પાડતાં અમને પરમ આહ્લાદ પ્રાપ્ત થાય છે, કેમકે ૧કવિરાજ ધનપાલકૃત ટીકા પ્રથમજ અમારી તરફથી બહાર પાડવામાં આવે છે. આ સ્તુતિનું ભાષાંતર જૂની શૈલી મુજબ અગાઉ બહાર પડયું છે, જ્યારે અર્વાચીન પદ્ધતિ મુજબ બહાર પાડવાની પહેલી તક તો અમનેજ પ્રાપ્ત થઇ છે.

આ ગ્રંથમાં અમે સોળ વિદ્યા–દેવીઓ, શાંતિદેવી, શ્રુતદેવતા, તેમજ ચોવીસ શાસન-દેવીઓ અને બ્રહ્મશાંતિ યક્ષ વગેરે યક્ષરાજ પૈકીમાંથી બની શકી એટલી પ્રતિકૃતિઓ ભગવાન્ શ્રીપાદલિપ્તસૂરીશ્વરપ્રણીત શ્રીનિર્વાણકાલિકા ગ્રન્થને આધારે આલેખાવીને આપવા પ્રયત્ન સેવ્યો છે. એમાંથી જેટલી પ્રતિકૃતિઓ આ ગ્રન્થમાં આપવાનું બની શક્યું છે તેટલાનું એક સૂચી–પત્ર આપ્યું છે.

જે પ્રતિકૃતિઓ અત્ર આપવામાં આવી છે તે જૈનશાસનાનુરાગી દેવ–દેવીઓની હોવાથી જૈનો તેઓ પ્રત્યે બહુમાન ધરાવે એ સ્વાભાવિક છે અને જૈનો આવી પ્રતિકૃતિની આશાતના ન થવા દે એ પણ સ્વાભાવિકજ છે. પરંતુ અન્યમતાવલંબીઓને પણ અમારી એ વિજ્ઞપ્તિ છે કે તેઓ પણ આ પ્રતિકૃતિઓ તરફ યોગ્ય સદ્ભાવ ધારણ કરશે જેથી ભવિષ્યમાં આવી પ્રતિકૃતિઓ વગેરે પ્રસિદ્ધ કરતી વેલાએ અમારે સંકોચ રાખવો પડે નહિ.

આ સર્વ પ્રતિકૃતિઓને લગતો સર્વ પ્રકારનો હક્ક અમોએ આધીન રાખેલો છે તેથી વાંચકવર્ગનું આ તરફ ફરીથી ધ્યાન ખેંચીએ છિયે. વળી અમે આશા રાખીએ છિયે કે આની નકલ યા ઉતારો કરવા યા બીજી કોઈ રીતે તેને પ્રસિદ્ધ કરવા અમારી રજા વિના જન–સમૂહ પ્રેરાશે નહિ.

શ્રીમદ્ વિજયાનન્દ સૂરીશ્વર ( આત્મારામજી મહારાજ )ના સન્તાનીય સતત વિહારી શ્રીહંસવિજય મુનિરાજ તરફથી અમને જે મૂળ સ્તુતિની તેમજ ધનપાલ કવીશ્વરકૃત ટીકાની હસ્ત–લિખિત પ્રતિઓ પ્રાપ્ત થઇ હતી તે બદ્દલ તેઓશ્રીનો, શેઠ દેવચંદ લાલભાઈ જૈન

આ ગ્રન્થ જે પદ્ધતિ મુજબ તૈયાર કરાવવામાં આવ્યો છે તે પદ્ધતિ અનુસાર શ્રીબપ્પભટ્ટિસૂરિવર્યકૃત ચતુર્વિંશતિકા, શ્રીમેરૂવિજયગણિકૃત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ તથા ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યો એ ગ્રન્થો અમોએ ભાષાન્તરકર્તા પાસે તૈયાર કરાવ્યા છે અને તે ટુંક સમયમાં બહાર પાડી શકીશું એવી આશા રાખીએ છિએ.

આવા ગ્રન્થો સંબંધી કાંઇ ન્યૂનતા માલૂમ પડે તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરાવવી રહી ગયેલી માલૂમ પડે તેમજ અન્ય કોઈ સૂચના કરવી યોગ્ય લાગે તો તે પાઠક–વર્ગ તરફથી અમને જણાવવામાં આવતાં ભવિષ્યમાં તેવો સુધારો કરવા અમે અવશ્ય બનતું કરીશું. વિશેષમાં આ સ્તુતિ–ચતુર્વિંશતિકાની આ પુસ્તકમાં આપેલી તેમજ પ્રસ્તાવનામાં ભાષાન્તરકર્તાએ સૂચવેલી ટીકાઓ ઉપરાંત કોઇ અન્ય ટીકાની પ્રતિ જોવામાં કે જાણવામાં હોય તો તે નિવેદન કરવા પાઠક–વર્ગને અમે ભલામણ કરીએ છિયે.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલા આગમાદિ ગ્રન્થોને સુપરરૉયલ સાઈઝમાં ૧૨ પૈજી પોથી આકારે બહાર પાડવામાં આવે છે, જ્યારે વિચારસાર–પ્રકરણને ડેમી ૮ પૈજી પુસ્તક આકારે અને વિશેષાવશ્યક ભાષાંતરને સુપરરૉયલ સાઇઝમાં ૮ પૈજી પુસ્તકાકારે અને અંગ્રેજી ગ્રંથો ક્રાઉન ૧૬ પૈજી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે. આ ગ્રંથને ક્રાઉન ૮ પૈજી સાઈઝમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને એને માટે પાર્ચમેન્ટ (Parchment) જાતના કાગળો વાપરવામાં આવ્યા છે.

જે શ્રીમતી આગમોદય સમિતિ દ્વારા અપૂર્વ ગ્રન્થો બહાર પડ્યા છે તેનો સામાન્ય ઇતિહાસ આપવો એ અસ્થાને લેખાશે નહિ.

**સ્થાપના—**

આ સંસ્થાની સ્થાપના અમદાવાદ જીલ્લાના વિરમગામ તાલુકાના ભોયણી ગામમાં સંવત્ ૧૯૭૧ના મહા શુદ ૧૦ (ઈ. સ. ૧૯૧૫ ની જાન્યુઆરીની ૨૫ મી તારીખ) ને સોમવારે કરવામાં આવી હતી. આ ભોયણી ગામની ખ્યાતિ જૈનોના ઇતિહાસમાં ઘણી મશહુર છે, કારણકે આ ગામ ૧૯ મા તીર્થંકર શ્રીમલ્લિનાથની યાત્રાનું ધામ છે. પંન્યાસ શ્રીઆનંદસાગર (આગમોદ્ધારક શ્રીઆનંદસાગરસૂરીશ્વર)ની સૂચનાથી સ્વર્ગસ્થ પંન્યાસ શ્રીમણિવિજય, પંન્યાસ શ્રીમેઘવિજય (આચાર્ય શ્રીવિજયમેઘસૂરિ) અને બીજા પ્રસિદ્ધ જૈન સાધુઓ અને ગૃહસ્થોની હાજરીમાં આની સ્થાપના કરવામાં આવી હતી.

**ઉદ્દેશ—**

(૧) ગીતાર્થ મુનિરાજ પાસેથી અન્ય મુનિવર્યો આગમોની વાચના લઈ તેનો અભ્યાસ કરી યથાર્થ સદ્બોધ મેળવે તથા (૨) વિદ્વાન્ મુનિરાજોની દૃષ્ટિ હેઠળ શોધાવીને જોઇતી સંખ્યામાં શુદ્ધ પ્રતો છપાવી તેનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને આ સંસ્થા સ્થાપવામાં આવી છે.

પુસ્તકોદ્ધાર ફંડની લાયબ્રેરીમાંથી ટબ્બા સહિતની પ્રતિ આપવા માટે તેઓના ટ્રસ્ટીઓનો, તેમજ ભાષાન્તરકર્તાને શ્રીવિજયવલ્લભસૂરિએ શ્રીધનપાલકૃત ટીકાની પ્રતિ મોકલી આપવા કૃપા કરી હતી તે બદલ તેમનો તથા પણ્ડિતવર્ય શ્રીરમાપતિમિશ્રે 'શ્રીમોહનલાલજી જૈન સેન્ટ્રલ લાઇબ્રેરી' (મુંબાઈ)માંથી અવચૂરિની હસ્ત-પ્રતિ મેળવી આપી તે બદલ તેમનો તથા સાદ્યન્ત પ્રેસ-કૉપી તપાસી આપવા બદલ શ્રીમાણિક્યસાગરનો તેમજ પ્રુફ જોઇ આપવા બદલ આગમોદ્ધારક વ્યાખ્યાપ્રજ્ઞ જૈનાચાર્ય શ્રીમદ્ આનન્દસાગરસૂરિજીનો તેમજ શુદ્ધિ-પત્ર તૈયાર કરવામાં સાહાય્ય કરનારા શ્રીવિજયમેઘસૂરિનો તેમજ પરિશિષ્ટરૂપે અત્રે આપેલી ઐન્દ્ર-સ્તુતિની એક પ્રતિ જૈનાનન્દ પુસ્તકાલયના કાર્યવાહક તરફથી મળેલી હોવાથી તેમનો તથા તેની બીજી પ્રતિ શ્રીવિજયમોહનસૂરિ તરફથી મળેલી હોવાથી તેમનો પણ અંતઃકરણપૂર્વક અમો આભાર માનીએ છિયે.

આ અમૂલ્ય ગ્રન્થનું સંશોધનાદિક કાર્ય સુરતવાસ્તવ્ય, પરમ જૈનધર્માવલંબી તેમજ શ્રીમદ્વિજયાનન્દસૂરીશ્વર (આત્મારામજી મહારાજ) અને મુનિરાજ શ્રીહર્ષવિજયને ગુરૂ તરીકે પૂજનારા અને તેઓશ્રીના પાદસેવનથી જૈનધર્મના તીવ્ર અનુરાગી બનેલા સ્વર્ગસ્થ રા. રસિકદાસ વરજદાસ કાપડીયાના જ્યેષ્ઠ પુત્ર પ્રોફેસર હીરાલાલ રસિકદાસ એમ. એ. દ્વારા કરાવવામાં આવ્યું છે. એઓએ પ્રસ્તાવના, અને ઉપોદ્ઘાતમાં કર્ત્તાના જીવન વગેરેના સંબંધમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે એટલે તત્સંબંધે વિશેષ ઉલ્લેખ કરવાનો અમારે બાકી રહેતો નથી.

આગમોદયસમિતિ દ્વારા અત્યાર સુધીમાં મોટે ભાગે મૂલ ગ્રંથો બહાર પડતા હતા; પરંતુ સં૦ ૧૯૭૮ ની રતલામની સભામાં ભાષાન્તર આદિ છપાવવાનો ઠરાવ થયેલો હોવાથી તદનુસાર અમે વિશેષાવશ્યક ભાષાંતર ૧ લો ભાગ બહાર પાડ્યો હતો, જેનો ૨ જો ભાગ પણ અમે થોડા સમયમાં બહાર પાડવાના છિયે.

વિશેષાવશ્યકનું ભાષાંતર માત્ર ભાષાંતર તરીકેજ બહાર પાડવાનું બની શક્યું હતું, જ્યારે આ ગ્રન્થ તો જૈન તેમજ જૈનેતર બંનેને અતિઉપયોગી થાય તેવી રીતે તૈયાર કરાવવામાં આવ્યો છે.

સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને સુગમતા થઇ પડે તેટલા માટે અન્વય અને શબ્દાર્થ તેમજ જિનસિદ્ધાંતોથી અપરિચિત વર્ગને તે સમજવામાં સહાયભૂત થઈ પડે તેટલા માટે સ્પષ્ટીકરણ બનતી કાળજી પૂર્વક તૈયાર કરાવ્યાં છે.

અમારા પ્રયાસની સફળતા પાઠક-વર્ગની પસંદગી ઉપર તેમજ આ ગ્રન્થના લેવાતા લાભ ઉપર રહેલી હોવાથી આ સંબંધે વિશેષ નિવેદન કરવાનું બાકી રહેતું નથી. પરંતુ જો આ પદ્ધતિ વિશેષ ઉપયોગી માલૂમ પડશે તો ભવિષ્યમાં આવી પદ્ધતિથી ગ્રંથો બહાર પાડવા અમારી પ્રબળ ઇચ્છા છે.

આ ગ્રન્થ જે પદ્ધતિ મુજબ તૈયાર કરાવવામાં આવ્યો છે તે પદ્ધતિ અનુસાર શ્રીબપ્પભટ્ટિસૂરિવર્યકૃત ચતુર્વિંશતિકા, શ્રીમેરુવિજયગણિકૃત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ તથા ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યો એ ગ્રન્થો અમોએ ભાષાન્તરકર્તા પાસે તૈયાર કરાવ્યા છે અને તે ટૂંક સમયમાં બહાર પાડી શકીશું એવી આશા રાખીએ છિએ.

આવા ગ્રન્થો સંબંધી કાંઇ ન્યૂનતા માલૂમ પડે તેમજ બીજી કાંઇ વિશેષ માહિતી દાખલ કરાવવી રહી ગયેલી માલૂમ પડે તેમજ અન્ય કોઈ સૂચના કરવી યોગ્ય લાગે તો તે પાઠક-વર્ગ તરફથી અમને જણાવવામાં આવતાં ભવિષ્યમાં તેવો સુધારો કરવા અમે અવશ્ય બનતું કરીશું. વિશેષમાં આ સ્તુતિ-ચતુર્વિંશતિકાની આ પુસ્તકમાં આપેલી તેમજ પ્રસ્તાવનામાં ભાષાન્તરકર્તાએ સૂચવેલી ટીકાઓ ઉપરાંત કોઇ અન્ય ટીકાની પ્રતિ જોવામાં કે જાણવામાં હોય તો તે નિવેદન કરવા પાઠક-વર્ગને અમે ભલામણ કરીએ છિયે.

સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં રચાયેલા આગમાદિ ગ્રન્થોને સુપરરૉયલ સાઈઝમાં ૧૨ પેજી પોથી આકારે બહાર પાડવામાં આવે છે, જ્યારે વિચારસાર-પ્રકરણને ડેમી ૮ પેજી પુસ્તક આકારે અને વિશેષાવશ્યક ભાષાંતરને સુપરરૉયલ સાઈઝમાં ૮ પેજી પુસ્તકાકારે અને અંગ્રેજી ગ્રંથો ક્રાઉન ૧૬ પેજી પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યા છે. આ ગ્રંથને ક્રાઉન ૮ પેજી સાઈઝમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને એને માટે પાર્ચમેન્ટ (Parchment) જાતના કાગળો વાપરવામાં આવ્યા છે.

જે શ્રીમતી આગમોદય સમિતિ દ્વારા અપૂર્વ ગ્રન્થો બહાર પડ્યા છે તેનો સામાન્ય ઇતિહાસ આપવો એ અસ્થાને લેખાશે નહિ.

સ્થાપના—

આ સંસ્થાની સ્થાપના અમદાવાદ જીલ્લાના વિરમગામ તાલુકાના ભોયણી ગામમાં સંવત્ ૧૯૭૧ના મહા શુદ ૧૦ (ઈ. સ. ૧૯૧૫ ની જાન્યુઆરીની ૨૫ મી તારીખ) ને સોમવારે કરવામાં આવી હતી. આ ભોયણી ગામની ખ્યાતિ જૈનોના ઇતિહાસમાં ઘણી મશહુર છે, કારણકે આ ગામ ૧૯ મા તીર્થંકર શ્રીમલ્લિનાથની યાત્રાનું ધામ છે. પંન્યાસ શ્રીઆનંદસાગર (આગમોદ્ધારક શ્રીઆનંદસાગરસૂરીશ્વર)ની સૂચનાથી સ્વર્ગસ્થ પંન્યાસ શ્રીમણિવિજય, પંન્યાસ શ્રીમેઘવિજય (આચાર્ય શ્રીવિજયમેઘસૂરિ) અને બીજા પ્રસિદ્ધ જૈન સાધુઓ અને ગૃહસ્થોની હાજરીમાં આની સ્થાપના કરવામાં આવી હતી.

ઉદ્દેશ—

(૧) ગીતાર્થ મુનિરાજ પાસેથી અન્ય મુનિવર્યો આગમોની વાચના લઇ તેનો અભ્યાસ કરી યથાર્થ સદ્બોધ મેળવે તથા (૨) વિદ્વાન્ મુનિરાજોની દૃષ્ટિ હેઠળ શોધાવીને જોઇતી સંખ્યામાં શુદ્ધ પ્રતો છપાવી તેનો પ્રચાર કરી શકાય એ ઉદ્દેશ લક્ષ્યમાં રાખીને આ સંસ્થા સ્થાપવામાં આવી છે.

### કાર્ય-સિદ્ધિ—

પહેલા હેતુની પૂર્તિ કરવા માટે પાટણ (ઉત્તર ગુજરાત), (ખેડા જીલ્લામાં) કપડવંજ, અમદાવાદ, સુરત, પાલીતાણા અને (માળવામાં) રતલામમાં આગમોની વાચનાનો પ્રબંધ યોજવામાં આવ્યો હતો. આનો લાભ ઘણાં સાધુ–સાધ્વીઓએ લીધો હતો. બીજા હેતુની પૂર્ણતા માટે આ સંસ્થાએ આગમ વગેરે જૈન ધર્મનાં પુસ્તકો છપાવી બહાર પાડ્યાં છે, જેની વિગત અંતમાં (જાહેરાતમાં) રજુ કરવામાં આવી છે.

### કાર્યવાહક મંડળ—

આ સંસ્થાના સર્વસાધારણ મંડળમાં ઘણા સભાસદો છે. તેમાં કાર્યવાહક મંડળના સભાસદો નીચે મુજબ છે.

| | |
|---|---|
| ૧. શેઠ વેણીચંદ સૂરચંદ | મેસાણા |
| ૨. ,, મણીલાલ સુરજમલ જવેરી | પાલણપુર |
| ૩. ,, [1]હીરાલાલ બંકોરદાસ | રાધનપુર |
| ૪. ,, ભોગીલાલ હાલાભાઈ | પાટણ |
| ૫. ,, કુંવરજી આણંદજી કાપડિયા | ભાવનગર |
| ૬. ,, ચુનીલાલ છગનલાલ શ્રૉફ | સુરત |
| ૭. ,, કમળશીભાઈ ગુલાબચંદ | રાધનપુર |
| ૮. ,, જીવણચંદ સાકરચંદ જવેરી | મુંબાઈ |

### કાર્યાલય—

થોડા વખત સુધી આ સંસ્થાની ઑફીસ જ્યાં આગમ–વાચનાનું કાર્ય થતું હતું ત્યાં રાખવામાં આવતી હતી ને જરૂર પ્રમાણે બીજે સ્થળે સગવડ માટે ફેરવવામાં આવતી હતી. હમણાં આ સંસ્થાની મુખ્ય ઑફીસ મુંબાઇ જવેરી બજાર નં. ૧૧૪/૧૧૬ ના મકાનમાં રાખવામાં આવેલી છે, જ્યારે આ સંસ્થાની ગ્રન્થોના વેચાણ માટેની શાખા સુરત ગોપીપુરા શેઠ દેવચંદ લાલભાઈની ધર્મશાળામાં રાખેલી છે.

આષાઢી પૂર્ણિમા
વિક્રમ સંવત્ ૧૯૮૨.

જીવણચંદ સાકરચંદ જવેરી,
માનદ સેક્રેટરી.

---

૧ શ્રીયુત હીરાલાલ બકોરદાસના થયેલા અચાનક અવસાનની નોંધ લેતાં અમોને અત્યંત દિલગીરી થાય છે. અમે એઓશ્રીના આત્માને પરમ કૃપાળુ પરમાત્મા પરમ શાન્તિ અર્પે એવું ઇચ્છીએ છિયે. એમના સ્થાને અમદાવાદવાળા વકીલ શેઠ કેશવલાલ પ્રેમચંદ મોદીની નિમણુક કરવામાં આવી છે.

# પ્રતિકૃતિઓનું સૂચી-પત્ર.

| અંક | પ્રતિકૃતિ |
|---|---|
| ૧ | શ્રુત-દેવતા |
| ૨ | માનસી ( વિદ્યા-દેવી ) |
| ૩ | વજ્રશૃંખલા ( „ ) |
| ૪ | રોહિણી ( „ ) |
| ૫ | કાલી ( „ ) |
| ૬ | ગાન્ધારી ( „ ) |
| ૭ | મહામાનસી ( „ ) |
| ૮ | વજ્રાંકુશી ( „ ) |
| ૯ | જ્વલનાયુધા ( „ ) ( સર્વાસ્ત્રમહાજ્વાલા ) |
| ૧૦ | માનવી ( „ ) |
| ૧૧ | મહાકાલી ( „ ) |
| ૧૨ | શાન્તિ |
| ૧૩ | અચ્યુતા ( વિદ્યા-દેવી ) |
| ૧૪ | પ્રજ્ઞપ્તિ ( „ ) |
| ૧૫ | બ્રહ્મશાન્તિ ( યક્ષ ) |
| ૧૬ | પુરૂષદત્તા ( વિદ્યા-દેવી ) |
| ૧૭ | ચક્રધરા ( „ ) ( અપ્રતિચક્રા ) |
| ૧૮ | ગૌરી ( „ ) |
| ૧૯ | અમ્બા ( શાસન-દેવી ) |
| ૨૦ | વૈરોટ્યા ( વિદ્યા-દેવી ) |
| ૨૧ | સમવસરણ |

His Holiness JAINACHARYA ANANDSAGARSURI.

आगमोद्धारक व्याख्यापज्ञ सिद्धान्तशिरोमणि
जैनाचार्य श्रीमद् आनन्दसागरसूरीश्वर.



जन्म स. १९२१ कपडवंज　　　दीक्षा सं. १९४७ लींबडी.

पंन्यासपद सं. १९६० अमदावाद,　　　आचार्यपद स १९७४ सुरत.

Lakshmi Art, Bombay. 8.

# સમર્પણ.



તપાગચ્છરૂપ ગગનને વિષે સૂર્યસમાન આગમોદ્ધારક વ્યાખ્યાપ્રજ્ઞ સિદ્ધાંતશિરોમણિ

## શ્રી ૧૦૦૮ આનન્દસાગરસૂરીશ્વર,

ઉદયપુર.

આધુનિક મુદ્રણકળા વડે પ્રગતિશીલ બનેલા જગતમાં શ્રીઆગમોદય સમિતિની સ્થાપના કરીને શ્રીજિન-સિદ્ધાન્તરૂપ અમૃતથી પરિપૂર્ણ તેમજ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારા એવા જે અનેક સર્વોત્તમ ગ્રન્થો આપની કૃપાથી પ્રસિદ્ધિમાં આવ્યા છે તેની અભિજ્ઞ જનો સમુચિત પ્રશંસા કરે છે.

આપના અત્યંત ઋણી એવા અમારા જેવા જનો અતિશય મન્દ મતિવાળા હોઈ સમિતિના જનકરૂપ આપના અર્ચનાર્થે શું નૈવેદ્ય અર્પે ? આ સમર્પણથી અમે કંઈ આપના કર-કમલમાં આ ગ્રન્થ-રત્ન અર્પણ કરતા નથી, પરંતુ પ્રકાશનાદિક જ્ઞાન-સેવાથી આશાતનાદિક પાપથી અસ્પૃષ્ટ એવું જે કિંચિત્ પુણ્ય અમે ઉપાર્જન કર્યું હોય, તે આપને સમર્પીને અંશતઃ અમે અનૃણિત્વની અભિલાષા રાખીએ છિયે.

મુંબાઈ, તા. ૨૭-૯-૨૭.
આશ્વિન શુક્લ પ્રતિપદા
સોમ, વિક્રમ સં. ૧૯૮૩.

આપના ચરણ-ભ્રમર
જીવનચંદ સાકરચંદ જવેરી
તથા
શ્રીઆગમોદયસમિતિના અન્ય માનદ મન્ત્રીઓ.

# સમર્પણ.



તપાગચ્છરૂપ ગગનને વિષે સૂર્યસમાન આગમોદ્ધારક વ્યાખ્યાપ્રજ્ઞ સિદ્ધાંતશિરોમણિ

## શ્રી ૧૦૦૮ આનન્દસાગરસૂરીશ્વર,

ઉદયપુર.

આધુનિક મુદ્રણકળા વડે પ્રગતિશીલ બનેલા જગતમાં શ્રીઆગમોદય સમિતિની સ્થાપના કરીને શ્રીજિન-સિદ્ધાન્તરૂપ અમૃતથી પરિપૂર્ણ તેમજ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારા એવા જે અનેક સર્વોત્તમ ગ્રન્થો આપની કૃપાથી પ્રસિદ્ધિમાં આવ્યા છે તેની અભિજ્ઞ જનો સમુચિત પ્રશંસા કરે છે.

આપના અત્યત ઋણી એવા અમારા જેવા જનો અતિશય મન્દ મતિવાળા હોઈ સમિતિના જનકરૂપ આપના અર્ચનાર્થે શું નૈવેદ્ય અર્પે ? આ સમર્પણથી અમે કંઈ આપના કર-કમલમાં આ ગ્રન્થ-રત્ન અર્પણ કરતા નથી, પરંતુ પ્રકાશનાદિક જ્ઞાન-સેવાથી આશાતનાદિક પાપથી અસ્પૃષ્ટ એવું જે કિંચિત્ પુણ્ય અમે ઉપાર્જન કર્યું હોય, તે આપને સમર્પીને અંશતઃ અમે અનૃણિત્વની અભિલાષા રાખીએ છિયે.

મુંબાઈ, તા. ૨૭-૯-૨૭.
આશ્વિન શુકલ પ્રતિપદા
સોમ, વિક્રમ સં. ૧૯૮૩.

આપના ચરણ-ભ્રમર
જીવનચંદ સાકરચંદ જવેરી
તથા
શ્રીઆગમોદયસમિતિના અન્ય માનદ મન્ત્રીઓ.

# समर्पणम् ।



तपागच्छनभोनभोमणि-आगमोद्धारक-व्याख्यप्रज्ञ-सिद्धान्तशिरोमणि-

## जैनाचार्यश्री १००८ श्रीआनन्दसागरसूरिपादाः !

प्रतिदिनं प्रगतिं सिपाधिपाने आधुनिके मुद्रणकलाविधाने जगति संस्थाप्य
यथार्थाभिधानां श्रीआगमोदयसमितिं भवत्पादैः प्रकटीकृतान्
श्रीजिनागमामृतदीधितेः भव्यकुमुदोल्लासिनः तमोध्वंसिनः
अनेकान् अनुत्तरान् किरणान् समुचितं श्लाघतेतराम्
अभिज्ञजनवृन्दः मुक्तकण्ठः सानन्दम् ।

भवदुपकृतिभारभङ्गुरा अपि अस्मादृशो मन्दातिमन्दशतयनुवादकसङ्कल्पानुसारेण
अस्याः समित्या भवादृशजनकपूजायां किं विदधतेतमाम् ? भवत्कर-
कमले न वयमस्य ग्रन्थरत्नस्यार्पणं कुर्महे, किन्तु केवलं
प्रकाशनादिरूपज्ञानसेवया आशातनादिपापविश्लिष्टं
यदल्पं सुकृतमर्जयामहे तदेवोपढौक्य
किञ्चिदनृणित्वं कामयामः ।

आश्विनशुक्लप्रतिपदि
१९८३ तमे वैक्रमाब्दे.
मोहमयीगनर्याम् ।

भवदीयचरणचञ्चरीकाः
साकरचन्द्रात्मजजीवनचन्द्रादयः
श्रीआगमोदयसमितिकार्यवाहकाः



# પ્રસ્તાવના

જૈન સાહિત્ય-વાટિકામાં પ્રસંગોપાત્ત ફરતાં ફરતાં મારૂં મન સ્વાભાવિક રીતે તેના સુંદર, રસિક અને મનોરંજક કાવ્ય-કુંજ તરફ આકર્ષાયું. તેમાં પણ વળી મધુરમાં મધુર દ્રાક્ષ-લતાને પણ તિરોહિત કરનારી, સુન્દરમાં સુન્દર સુન્દરીના સૌન્દર્યને પણ શરમાવનારી, કુશળ કવીશ્વરોને પણ પોતાની ચમત્કૃતિ વડે ચકિત કરનારી એવી આ સ્તુતિચતુર્વિંશતિકારૂપી લતા તરફ મારી દૃષ્ટિ પડતાં તો મને અપૂર્વ આનન્દ થયો. વિશેષમાં એકેક જિનેશ્વરની મુખ્યતાવાળી સ્તુતિરૂપ ચાર ચાર પદ્ય-કલિકાના ગુચ્છકથી શોભતી આ લતાના ચોવીસ ગુચ્છકોના અનુપમ રસનો આસ્વાદ લેતાં મને એવો સહજ વિચાર થયો કે કાવ્ય-રસિક જનોએ તો આવી લતાનો જરૂરજ પરિચય કરવો જોઇએ. પરંતુ જેણે સંસ્કૃત સાહિત્યનો યથેષ્ટ અભ્યાસ ન કર્યો હોય તેને માર્ગ દર્શાવવારૂપ સાધનની આવશ્યકતા રહેલી છે એ તરફ પણ મારૂં ધ્યાન ખેંચાયું. આથી કરીને તેવું સાધન પૂરૂં પાડવા મેં વિચાર કર્યો. આ પુસ્તક તે આ વિચારનું પરિણામ છે તે વાત હવે નિવેદન કરવાની બાકી રહેતી નથી.

આ કાવ્યનું પ્રાથમિક દર્શન મને કાવ્ય-માલાના સપ્તમ ગુચ્છકમાં થયું. ત્યાં આપેલી આ કાવ્યની [1]અવચૂરિ તરફ દૃષ્ટિ-પાત કરતાં આ કાવ્ય સમજી શકાય તેમ છે એમ મને લાગ્યું. આટલું સાધન મળતાં મેં આ કાવ્યનો ગુર્જર ગિરામાં અનુવાદ કરવા માંડ્યો. પ્રસંગતઃ જર્મન ભાષામાં લખાયેલાં જૈન સ્તુતિ, સ્તોત્ર આદિનાં ભાષાંતરો સંબંધી જર્મન માસિકોમાં તપાસ કરતાં આ કાવ્યનું ડૉ. યાકોબી ( Jacobi )એ જર્મન ભાષામાં કરેલું ભાષાંતર મારા જોવામાં આવ્યું. આ વાત મેં ચેખોસ્લોવાકીયા ( Czechoslovakia )ના પ્રતિનિધિ ( Consul ) તરીકે અહિં પધારેલા

---

૧ આ અવચૂરિના કર્તા સંબંધી કંઇ ખબર નથી, પરંતુ તેઓ કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યના સમકાલીન કે ઉત્તર કાલીન, નહિ કે પૂર્વકાલીન હોવા જોઇએ એમ લાગે છે; કેમકે આ વાત શ્રીસિદ્ધ-હેમ-શબ્દાનુશાસન અને શ્રીઅભિધાન-ચિન્તામણિમાંથી અવચૂરિકારે ટાંચણ (quotation) રૂપે લીધેલા પાઠો ઉપરથી પૂરવાર થાય છે.

જૈનગ્રન્થાવલી (પૃ૦ ૨૯૨) ઉપરથી આ સ્તુતિ-ચતુર્વિંશતિકાને લગતી એક અવચૂરિ હોવાનું જોઈ શકાય છે. પરંતુ તે આજ છે એમ કહી શકાતું નથી, કારણ કે શ્રીમાન્ હેમચન્દ્રાચાર્યનો જન્મ વિક્રમ સંવત્ ૧૧૪૫ માં ( કાર્તિક પૂર્ણિમાને દિવસે ) અને તેમનો દેહોત્સર્ગ વિ૦ સં૦ ૧૨૨૯ માં થયાની વાત સુપ્રસિદ્ધ છે. આથી કરીને વિ૦ સં૦ ૧૧૫૧માં અર્થાત્ ૭ વર્ષની નાની ઉમરે તેઓએ ઉપર્યુક્ત પ્રૌઢ ગ્રન્થો રચ્યા હોય એમ માની શકાતું નથી. આ ઉપરથી જૈનગ્રન્થાવલીમાં જે અવચૂરિના સંબંધમાં સં. ૧૧૫૧માં ધર્મચન્દ્રના શિષ્ય રાજમુનિએ રચેલી હોવાનો ઉલ્લેખ છે તે અવચૂરિ આનાથી જૂદી હોવી જોઇએ અથવા તો સાલ આપવામાં ત્યાં ભૂલ થઇ હશે. આનો નિર્ણય કરવા એ પ્રતિ જોવી જોઇએ.

અને સ્વદેશમાં વિદ્યા–પીઠમાં અધ્યાપક તરીકે કામ કરતા મારા મિત્ર ડૉ. પેર્ટોલ્ડ ( Pertold )ને જણાવી. તેમની સંમતિ મળતાં હું તેમની પાસે જર્મન શીખવાને સારૂ અન્ય પુસ્તક વાંચતો હતો તે મૂકી દઇને આ કાવ્યનો અનુવાદ વાંચવા લાગ્યો અને સમય મળતાં તે અનુવાદનું મેં અંગ્રેજી ભાષામાં ભાષાંતર કરવું પણ શરૂ કર્યું.[1]

ગુર્જર ગિરામાં હું આ કાવ્યનો અનુવાદ કરી રહ્યો હતો તેવામાં શૃંગાર–વૈરાગ્ય–તરંગિણીના ભાષાંતરને માટે 'પ્રકરણ–રત્નાકર'માં શોધ કરતાં આ કાવ્યનો પણ અનુવાદ મારા જોવામાં આવ્યો.

આ કાવ્યનું પ્રકરણ–રત્નાકર (તૃતીય વિભાગ, પૃ૦ ૭૬૦–૮૧૨) માં આપેલું ભાષાંતર માત્ર વાંચવાથી સંસ્કૃતના અલ્પ અભ્યાસીઓને જેવી જોઇએ તેવી સરલતા નહિ થાય એમ ભાસવાથી તેમજ આવું કાવ્ય પાઠ્ય-પુસ્તક તરીકે ઉપયોગી નીવડે એ હેતુથી આ કાવ્યના અન્વય અને શબ્દાર્થ પણ આપવા મેં વિચાર કર્યો. સાથે સાથે આ કાવ્યમાં આવતા જૈન પારિભાષિક શબ્દો ઉપર પણ ટુંકમાં વિવેચન કરવું ઇષ્ટ છે, એમ લાગવાથી તે કાર્ય પણ મેં હાથમાં લીધું.

વિશેષમાં મેં શ્લોક, શ્લોકાર્થ અને સ્પષ્ટીકરણના વિષયોનાં શીર્ષકોનો પણ ઉલ્લેખ કરવા ઉપરાંત સ્પષ્ટીકરણમાં શ્રીભટ્ટકેદારે રચેલ વૃત્ત–રત્નાકર તથા મહાકવિ કાલિદાસે રચેલ શ્રુતબોધમાંથી છંદોના લક્ષણોનો તેમજ શ્રીવર્ધમાનસૂરિકૃત આચાર-દિનકરમાથી અને ખાસ કરીને શ્રીપાદલિપ્તસૂરિકૃત નિર્વાણ[2]–કલિકામાંથી દેવીઓનાં સ્વરૂપોનો તથા શ્રીસોમતિલકસૂરિકૃત સર્વજ્ઞ–સ્તોત્રનો તથા શત્રુંજય–મંડન શ્રીઋષભદેવની સ્તુતિનો પણ સમાવેશ કરવાનું કાર્ય પણ શરૂ કર્યું.

*એક વખત શ્રીયુત જીવણચંદ સાકરચંદ ઝવેરી સાથે આ કાવ્ય આ રૂપમાં પ્રસિદ્ધ* કરવા સંબંધી વાતચિત નીકળતાં તેમણે સૂચવ્યું કે શ્રીમતી આગમોદય સમિતિ આવું પુસ્તક છપાવી શકશે. પ્રસંગ મળતાં આ સંબંધમાં તેમણે આગમોદ્ધારક જૈનાચાર્ય સાગરાનંદસૂરિજીને પૂછાવ્યું. તેમની સંમતિ મળતાં આ કાવ્યને લગતી ટીકાઓ પ્રાપ્ત કરવા મેં પ્રયત્ન કર્યો. આ કાવ્ય ઉપર કેટલી ટીકાઓ છે અને તે કયા કયા ભંડારમાં છે તે વાતની મેં જૈનગ્રન્થાવલીમાંથી

---

૧ આ કાવ્યના જર્મન અનુવાદ ઉપરથી અંગ્રેજીમાં વીસ પદ્યો સુધીનું ભાષાંતર હું કરી રહેવા આવ્યો હતો એટલામાં મારા મિત્ર ડૉ. પેર્ટોલ્ડ પોતાને દેશ ચાલ્યા ગયા, એટલે મને તેમની મદદનો પૂરેપૂરો લાભ મળી શક્યો નહિ.

૨ આ પુસ્તક છપાયેલું નહિ હોવાથી (જોકે હાલમાં તે છપાય છે અને થોડા સમયમાં બહાર પડનાર છે એમ મારા સાંભળવામાં આવ્યું છે) તેની એક પ્રતિ મેં શ્રીમાન્ જીવણચંદ દ્વારા મેળવીને આ કાર્ય કર્યું છે. આ પ્રતિ મળી તેવામાં તો તેનું સંશોધન કરી તે બહાર પાડવાનો મારો વિચાર હતો, પરંતુ હાલમાં તે મોકુફ રાખ્યો છે.

[1]માહિતી મેળવીને તે વાત મેં શ્રીમાન્ જીવણચંદને જણાવી. એટલે તેમણે સ્વર્ગસ્થ ન્યાયામ્ભોનિધિ વિજયાનંદસૂરીશ્વરજીના શિષ્ય-વર્ય મુનિરાજશ્રી હંસવિજયજી ઉપર પત્ર લખીને મને ચાર પ્રતિઓ મેળવી આપી. તેમાંની બે પ્રતિઓમા તો ફક્ત મૂળ કાવ્યજ આપેલું હતું, જ્યારે બાકીની બે પ્રતિઓ એક એકની પ્રતિકૃતિરૂપ હતી. આ બંને પ્રતિઓ મહાકવિ **ધનપાલ**કૃત એક હજાર શ્લોક પ્રમાણુક ટીકાથી અલંકૃત હતી. વિશેષમાં આ ટીકાના સંબંધમા મેં પણ સ્વર્ગવાસી આચાર્ય શ્રીવિજયાનંદસૂરિજીના પ્રશિષ્ય-રત્ન અને મારા સદ્ગત પિતાશ્રીના ધર્મ-સ્નેહી આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજીના ઉપર પત્ર લખ્યો અને તેઓશ્રીએ મારા ઉપર ટૂંક સમયમાં **ધનપાલ**કવિકૃત ટીકાવાળી એક [2]પ્રતિ મોકલી આપી. આ પ્રતિ શુદ્ધ હોવાથી મને તે ઘણી ઉપયોગી થઇ પડી. એ કહેવું વધારે પડતું નહિ ગણાય કે મોટે ભાગે તેનોજ આધાર લઇને તો આ પુસ્તકમાં કવિવર **ધનપાલ**કૃત ટીકા પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ ઉપરાંત વિવિધ વિબુધવરોએ લખેલી ટીકાઓની હસ્ત-લિખિત પ્રતિઓ મેળવવા મેં બનતો પ્રયાસ કર્યો, પરંતુ ચાતુર્માસ ( વર્ષા ઋતુ ) દરમ્યાન ભંડારોમાથી પ્રતિઓ નહિ મળી શકે તેમ હોવાથી ન છટકે આ કાવ્ય **સમમગુચ્છક**માં પ્રસિદ્ધ થયેલી અવચૂરિ અને ઉપર્યુક્ત ટીકા સહિત છપાવવા મેં વિચાર કર્યો. છપાવવાનું કાર્ય ઇ. સ. ૧૯૨૩ ના ડીસેમ્બર માસમાં શરૂ થયા બાદ એકાદેક મહિના પછી 'મુનિશ્રી **મોહનલાલજી** જૈન સેન્ટલ લાઇબ્રેરી 'માથી પણ્ડિતરાજ **શ્રીરમાપતિમિશ્ર**ની મારફતે આ કાવ્યને લગતી [3]અવચૂરિ મેળવવાને હું ભાગ્યશાળી થયો તદનંતર

---

૧ જૈનગ્રન્થાવલી ( પૃ૦ ૨૯૨ ) મા નીચે મુજબનો ઉલ્લેખ છે.—

| શોભન-સ્તુતિ ( સ્તુતિ-ચતુર્વિંશતિકા ) | શ્લોકાંક | કર્તા | ક્યા છે ? | રચ્યાનો સંવત્ |
|---|---|---|---|---|
| વૃત્તિ | ૨૩૫૦ | જયવિજય | પા. ૩ | |
| " | ૨૨૦૦ | સિદ્ધચન્દ્રગણિ | રિ. ૬ | |
| " | ૧૦૦૦ | ધનપાલ | વૃ૦ પા. ૩-૪ | |
| " | પત્ર ૫૮ | દેવચન્દ્ર | અ. ૧ | |
| " | " ૬૮ | સૌભાગ્યસરિ | " | |
| " | | ભાનુચન્દ્ર | " | |
| અવચૂરિ | શ્લો૦ ૪૯૫ | ધર્મચન્દ્ર-શિષ્ય રાજમુનિ | પા. ૬-૪-૫ | ૧૧૫૧ |

રૉયલ એશિયાટિક સોસાયટિ ( બૉમ્બે બ્રાન્ચ )માં શ્રીહેમચન્દ્રકૃત ટીકા છે એમ ત્યાના પુસ્તકોની યાદી ઉપરથી જોઇ શકાય છે, પરંતુ એ વાતનો જૈનગ્રન્થાવલીમાં ઉલ્લેખ નથી.

૨ આ પ્રતિ વિબુધકુશળગણિએ કચ્છ દેશમા સંવત્ ૧૬૯૯ મા લખ્યાનો ઉલ્લેખ છે, કેમકે ત્યાં કહ્યુ છે કે—

"संवत् १६९९ वर्षे वैशाखशुदि ५ गुरौ । लेखकपाठकयोः शुभं भवतु । पण्डितश्रीपश्रीसूर कुशलगणिशिष्यगणि विबुधकुशलेन लिपीकृत स्ववाचनाय श्रीकच्छदेशे वाहिंदिनगरमध्ये लिखित ।"

૩ આ અવચૂરિ લગભગ છપાઇ રહેવા આવી હતી તેવામા મને અમદાવાદના વિદ્યાશાળાના ભંડારમાથી આ અવચૂરિની સંવત્ ૧૫૧૭ મા લખાયેલી એક પંચપાઠી પ્રતિ મળી. પરંતુ તે ઘણા ઝીણા અક્ષરમા લખાયેલી હોવાથી તેમજ કેટલેક સ્થળે તો અક્ષરો પણ ભૂંસાઇ ગયેલા હોવાથી એ પ્રતિનો હુ ઉપયોગ કરી શકો નથી.

એક માસ પછી શ્રીમાન્ જીવણચંદ દ્વારા આ કાવ્યને લગતી જયવિજયગણિએ, મુનિરાજ દેવચન્દ્રે, સૌભાગ્યસાગરસૂરિએ અને સિદ્ધચન્દ્રગણિએ રચેલી ચાર ટીકાઓની એક એક પ્રતિ અમદાવાદના ડહેલાના ભંડારમાંથી મને મળી શકી. આ પ્રતિઓ કાર્ય શરૂ થઇ ગયા પછી મળી તેથી ઉપર્યુક્ત અવચૂરિ અને ટીકાની સાથે તેને છપાવવાનો મારો મનોરથ ફલીભૂત થયો નહિ. આથી મેં તેને પૃથક્ છપાવવા વિચાર રાખ્યો.

આ પુસ્તક છપાતું હતું તે દરમ્યાન શબ્દ-કોષ, પદ્યાનુક્રમણિકા, પ્રસ્તાવના, ઉપોદ્ઘાત, [1]પરિશિષ્ટ ઇત્યાદિ તૈયાર કરી આ પુસ્તકને બને તેટલે અંશે પરિપૂર્ણ બનાવવા મેં પ્રયાસ કર્યો. મારો વિચાર આમાં સમાસ-પ્રકરણ પણ આપવાનો હતો, પરંતુ ઉપર્યુક્ત ચાર ટીકાઓ પ્રસિદ્ધ કરવાનું નક્કી થવાથી અને એથી કરીને શ્રીજયવિજયે તેમજ શ્રીસૌભાગ્યસાગરે રચેલી ટીકાઓ દ્વારા એ વિષય ઉપર પ્રકાશ પડે તેમ હોવાથી મેં આ વિચાર માંડી વાળ્યો.

આ પ્રસ્તાવના પૂર્ણ કરવામાં આવે તે પૂર્વે એટલું તો મારે જરૂર કહેવુંજ પડશે કે આ કાર્યમાં મને કેટલેક સ્થળેથી સહાય મળી છે. તેમાં ખાસ કરીને તો હું સાગરાનંદસૂરિજીનો ઋણી છું, કેમકે તેઓશ્રીએ આ પુસ્તક મેં છાપવા આપ્યું તે પૂર્વે તપાસી જવાની કૃપા કરી હતી એટલુંજ નહિ, પણ કેટલાક સુધારા-વધારા પણ સૂચવ્યા હતા. વિશેષમાં આ કાવ્યનાં બધાં પ્રુફો જોકે હું જાતે તપાસતો હતો, તો પણ પહેલી વારનું પ્રુફ જોવામાં તો તેઓશ્રી પણ સહાય કરતા હતા. એ પણ નિવેદન કરવું અપ્રાસંગિક નહિ ગણાય કે આ કાવ્ય પરત્વે મને મારી ધર્મ-પત્ની તરફથી પૂર્ણ પ્રોત્સાહન મળતું હતું અને કેટલીક વાર તો પ્રુફો તપાસવામાં પણ તેની તરફથી મને મદદ મળતી હતી. વળી મારા લઘુ બન્ધુ પ્રો. મણિલાલ તરફથી છેવટનું પ્રુફ જોવામાં મને ઘણી વાર સહાય મળી છે એ વાત પણ મારે અત્ર ઉમેરવી ભુલી જવી જોઇએ નહિ. વિશેષમાં શ્રીયુત જીવણચંદની વિજ્ઞપ્તિ-અનુસાર શ્રીવિજયસિદ્ધિસૂરિજીના શિષ્યવર્ય શ્રીવિજયમેઘસૂરિએ આ પુસ્તકનું શુદ્ધિ-પત્ર તૈયાર કરવામાં મને જે સહાય કરી છે તેનો પણ મારે અત્ર આભાર માનવો જોઇએ. અંતમાં આ પ્રમાણે જે જે સદ્વ્યક્તિઓએ આ કાર્યમાં મને સહાય કરી છે તેનો ફરીથી ઉપકાર માનવાપૂર્વક શાસન-દેવતા તેમનું કલ્યાણ કરો એમ ઇચ્છી હું વિરમું છું.

ભગતવાડી, ભુલેશ્વર,
મુંબાઈ.
સંવત્ ૧૯૮૨, કાર્તિક શુકલ પંચમી

હીરાલાલ રસિકદાસ કાપડિયા.



---

૧ આ પરિશિષ્ટમાં ન્યાયાચાર્ય ન્યાયવિશારદ ઉપાધ્યાય શ્રીયશોવિજયે રચેલી અને આ સ્તુતિ-ચતુર્વિંશતિકાની પ્રતિકૃતિરૂપ ઐન્દ્ર-સ્તુતિ અન્વયસૂચક અંક સહિત આપવામાં આવી છે.



# ઉપોદ્‌ઘાત

**કવીશ્વર શ્રીશોભન મુનિરાજનું જીવન-ચરિત્ર—**

આ સ્તુતિ-ચતુર્વિંશતિકારૂપ કાવ્ય યથાર્થ રીતે સમજાય તેટલા માટે તેના કર્તા શ્રીશોભનમુનિરાજનાં જન્મ-દાતા, જન્મભૂમિ, જન્મ-સમય ઇત્યાદિ પરત્વે વિચાર કરવો આવશ્યક હોવાથી તે દિશામાં પ્રયાણ કરવામાં આવે છે. તેમાં એ ધ્યાનમાં રાખવું કે એમના જીવનના સંબંધમાં એમના વડીલ બંધુ કવિવર [1]ધનપાલે રચેલી આ કાવ્ય ઉપરની ટીકાનું અવતરણ તેમજ તેમણે રચેલી તિલકમંજરીનાં પ્રાથમિક પદ્યો, શ્રીચન્દ્રપ્રભસૂરિપ્રણીત પ્રભાવક-ચરિત્રમાંનો શ્રીમહેન્દ્રસૂરિપ્રબન્ધ, શ્રીમાન્ મેરૂતુંગે રચેલ પ્રબન્ધ-ચિન્તામણિ, શ્રીહરિભદ્રસૂરિકૃત સમ્યક્ત્વ-સપ્તતિ ઉપર શ્રીસંઘતિલકસૂરિએ રચેલી વૃત્તિ તથા શ્રીવિજયલક્ષ્મીસૂરિકૃત ઉપદેશ-પ્રાસાદ, શ્રીજિનલાભસૂરિકૃત આત્મ-પ્રબોધ ઇત્યાદિ સાધનો ઓછો વત્તો પ્રકાશ પાડે છે.

સૌથી પ્રથમ તો આપણે પણ્ડિતરાજ ધનપાલકૃત ટીકા તપાસીએ. આ ટીકાના અવતરણમાંના શ્લોકો ( ૧–૩ ) ઉપરથી જોઇ શકાય છે કે શોભન મુનીશ્વરના પિતામહનું

---

૧ શ્રીશોભન કવીશ્વરના વડીલ બંધુ ધનપાલ પણ એક અસાધારણ કવિરાજ હતા, કેમકે શ્રીમાન્ હેમચન્દ્રસૂરિજી જેવા પ્રખર વિદ્વાને પણ તિલકમંજરીનો મંગલાચરણનો શ્લોક **કાવ્યાનુશાસન**માં વચન-શ્લેષના ઉદાહરણ તરીકે લીધો છે તેમજ પોતાના **અભિધાન-ચિન્તામણિ** નામના કોશની ટીકાના પ્રારંભમાં 'व्युत्पत्तिर्धनपालतः' એવો ઉલ્લેખ પણ કર્યો છે. તેમણે **ઋષભ-પંચાશિકા** ( આ કાવ્ય 'ધનપાલ-પંચાશિકા'ના નામથી પણ ઓળખાય છે અને તે કાવ્ય-માલાના સપ્તમ ગુચ્છકમાં છપાયેલું છે), **તિલક-મંજરી** અને **પાઇઅલચ્છીનામમાલા** ( આ બે પુસ્તકો પણ મુદ્રિત છે ) અને **વીર-સ્તવ** ( વિરૂદ્ધ વચન ) અને **સાવયવિહી** ( શ્રાવક-વિધિ ) એમ પાંચ પુસ્તકો રચ્યાં છે. એ ઉપરાંત તેમણે આ કાવ્યની ટીકા પણ લખી છે એ તો દેખીતી વાત છે. આ કવિરાજના સંબંધમાં વિશેષ માહિતી માટે જુઓ **ઋષભ-પંચાશિકા**નો ઉપોદ્‌ઘાત.

વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે 'ધનપાલ' એ નામના એક બીજા કવિ પણ થઇ ગયા છે અને તેમણે 'અપભ્રંશ' ભાષામાં **ભવિસયત્તકહા** નામનું પુસ્તક લખ્યું છે. આ ધનપાલ અન્ય કવિ છે એ વાતના સમર્થનમાં કહેવાનું કે તેઓ તો 'ધક્કડ' વણિક જ્ઞાતિના હતા અને ધણસિરિ અને **માએસર** એ તેમનાં માતા-પિતા થતાં હતાં (સરખાવો **ભવિસયત્તકહા** સં૦ ૨૨, ક૦ ૯). વિશેષમાં તેઓ દિગંબર હોય એમ લાગે છે, કારણ કે તેઓએ અચ્યુત દેવલોકનો સોળમા ( નહિ કે બારમા ) દેવલોક તરીકે ઉલ્લેખ કર્યો છે તેમજ તેમના ગ્રન્થમાં 'सज्झिवि जेण दियंबरि' એવો ઉલ્લેખ છે. આ ઉપરાંત **ભવિસયત્તકહા**માં આવતા દેશી શબ્દો **પાઇઅલચ્છીનામમાલા**માં મળતા પણ નથી.

નામ દેવર્ષિ હતું અને તેઓ મધ્ય-દેશને વિષે સૂર્યસમાન એવા [1]સંકાશ્ય નગરની પાસે રહેતા હતા. વિશેષમાં આ વિપ્રવર દેવર્ષિને સર્વદેવ નામનો પુત્ર હતો અને તે સમસ્ત શાસ્ત્રમાં પ્રવીણ તેમજ સર્વ કલામાં કુશલ હતો.[2] સર્વદેવને ધનપાલ અને શોભન નામના બે પુત્રો હતા. આ વાતની શ્રીમહેન્દ્રસૂરિ-પ્રબન્ધના ૯ થી ૧૧ શ્લોકો પણ સાક્ષી પૂરે છે. શોભન મુનિજીના પિતાશ્રીનું નામ સર્વદેવ હતું એ વાત પ્રબન્ધ-ચિન્તામણિ (પૃ૦ ૮૮) ઉપરથી પણ દૃષ્ટિ-ગોચર થાય છે. વળી એ ગ્રન્થના આધારે એ વાતની પણ માહિતી મળે છે કે શ્રીશોભન મુનિ કાશ્યપ ગોત્રના હતા અને તેમના પિતાશ્રીનો જન્મ મધ્ય-દેશમાં થયો હતો અને તેઓ [3]વિશાલા નગરીમાં વસતા હતા. આ ઉપરથી સમજી શકાય છે કે શોભન મુનિજીના પિતાશ્રીનું નામ તો સર્વદેવ હતું, પરંતુ તેમની નિવાસ-ભૂમિ તરીકે સંકાશ્ય નગરની સમીપનો ભાગ સમજવો કે વિશાલા નગરી સમજવી કે આ બંને એકજ નિવાસ-સ્થાનનાં જુદાં જુદાં નામો છે કે કેમ તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

પરંતુ આ પ્રશ્ન પરત્વે વિચાર કરીએ તે પૂર્વે આ હકીકત ઉપર પ્રકાશ પાડનારાં અન્ય સાધનો તરફ પણ દૃષ્ટિ-પાત કરી લઇએ. તેમાં ધનપાલ (આ કવીશ્વરના બંધુ નહિ પરંતુ અન્ય કવિ) વિરચિત ભવિસયત્તકહાની પ્રસ્તાવનામાં મર્હૂમ ડૉ. ગુણેએ લખ્યું છે કે શ્રીશોભન મુનિને સુન્દરી (ત્યાં સુનદ્રી લખ્યું છે, પરંતુ આ મુદ્રણ-દોષ હોય એમ લાગે છે, કેમકે ખરૂં નામ 'સુન્દરી' છે એ વાત પાઇઅલચ્છીનામમાલા ઉપરથી પણ જોઇ શકાય છે) નામની બેન હતી અને તેમના પિતાજીનું નામ સર્વદેવ હતું અને તેઓ 'ધ.ર.' નગરીમાં રહેતા હતા. આ ઉપરથી જો કે શોભન મુનિજીના પિતાશ્રીનું નામ સર્વદેવ હોવાની વાતને પુષ્ટિ મળે છે, તોપણ તેમની નિવાસ-ભૂમિ પરત્વે પ્રશ્ન ઉભો રહે છે. આ સંબંધમાં પાઇઅલચ્છીનામમાલાના અન્તિમ ભાગમાં આપેલી નિમ્ન-લિખિત ગાથા વિચારી લઈએ.

"धारानयरीए परिट्ठिएण मग्गे ठिआए अणवज्जे ।
कज्जे कणिट्ठबहिणीए सुंदरीनामधिज्जाए ॥ १ ॥"

[ धारानगर्याः परिष्ठितेन मार्गे स्थितायां अनवद्ये ।
कार्ये कनिष्ठभगिन्याः सुन्दरीनामधेयायाः ॥ ]

---

૧ આનુ ખરૂં નામ 'शंकास्य' ન હોતાં 'संकाश्य' હોવું જોઇએ એમ મને લાગે છે. જુઓ સિદ્ધાન્ત-કૌમુદી પૃ. ૧૪૪. વળી આ વાતની પ્રભાવક-ચરિત્ર પણ સાક્ષી પૂરે છે.

૨ આ હકીકત તો તિલકમંજરીમાંના એકાવનમા અને બાવનમા પદ્ય ઉપરથી પણ જોઇ શકાય છે આજ પદ્યો શોભન સ્તુતિની શ્રીધનપાલકૃત ટીકામાં પણ દષ્ટિ ગોચર થાય છે.

૩ 'समृद्धिविशालायां विशालायां पुरि' એવો પ્રબન્ધ-ચિન્તામણિમાં સ્પષ્ટ ઉલ્લેખ હોવાથી અત્ર વિશાળા નામની નગરીજ નહિ કે વિશાલ-વિસ્તૃત નગરી એવો અર્થ થઇ શકે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે ધનપાલને સુન્દરી નામની કનિષ્ઠ બેન હતી અને તેઓ ધારા નગરીમાં રહેતા હતા.

આ કવીશ્વરની નિવાસ-ભૂમિ ધારા હતી એમ ઉપદેશ-પ્રાસાદ (ભા૦ ૧, વ્યા૦ ૨૩) ઉપરથી પણ જોઇ શકાય છે; કિન્તુ તેમાં વળી ઓરજ રંગ જણાય છે અને તે એ છે કે ત્યાં તો શોભન મુનિજીના પિતાજીનું નામ 'લક્ષ્મીધર' હોવાનો ઉલ્લેખ છે. આથી કરીને તો શ્રીશોભન મુનિના પિતાશ્રીનું નામ સર્વદેવ હોવા વિષે પણ કંઇક શંકા ઉદ્ભવે છે. આવી પરિસ્થિતિમાં આ કવિરાજના સંબંધમાં સમ્યક્ત્વ-સપ્તતિના ટીકાકાર શ્રીસંઘતિલકાચાર્ય શું કહે છે તે તરફ ઉડતી નજર ફકીએ. આ ટીકામાં તો એવો ઉલ્લેખ છે કે 'માલવ' દેશમાં ઉજ્જયની નગરીમાં ભોજ રાજા રાજ્ય કરતો હતો, ત્યારે તે નગરીમાં [1]ષટ્-કર્મમાં તત્પર એવો સોમચન્દ્ર નામનો બ્રાહ્મણ રહેતો હતો અને તેને સોમશ્રી નામની પત્ની હતી તેમજ તે દમ્પતી ધનપાલ અને શોભન નામના બે પુત્રોથી વિશેષતઃ શોભતા હતા.[2]

---

૧ ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો તેમજ કરાવવો અને દાન દેવુ તેમજ લેવુ એ ષટ્કર્મ છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે —

"अध्यापनमध्ययनं, यजनं याजनं तथा।
दानं प्रतिग्रहश्चैव, षट् कर्माण्यग्रजन्मन ॥ १॥"

૨ સરખાવો સમ્યક્ત્વ-સપ્તતિની વૃત્તિ (પત્રાંક ૭૪-૭૫)—

मालवमण्डलविलयाविसालभालयलतिलयसरिसत्थि।
उज्जेणी वरनयरी सुरवरनयरीव्व सारसिरी ॥ १ ॥
[ मालवमण्डलवनिताविशालभालतलतिलकसदृशाऽस्ति।
उज्जयिनी वरनगरी सुरवरनगरीव सारश्रीः ॥ १ ॥ ]

... ... ... ... ...
... ... ... ... ...

तत्थ समत्थिमविब्भमपम(मि)लियवलिरायजायजसपसरो।
सिरिभोयरायराया, पुरिसुत्तमसत्तमो हुत्था ॥ ३ ॥
[ तत्र समस्तविभ्रमममीलितवलिराजजातयशःप्रसरः।
श्रीभोजराजराजः पुरुषोत्तमसत्तम आसीत् ॥ ३ ॥ ]

... ... ... ... ...
... ... ... ... ...

तस्सासि वेयवेई, छक्कम्मपरो परोवयारकई।
विउससहपत्तलीहो, दीहगुणो सोमचंददिओ ॥ ५ ॥
[ तस्यासीद् वेदवेदी षट्कर्मपरः परोपकारकविः।
विद्वत्सभाप्राप्तरेखो दीर्घगुणः सोमचन्द्रद्विजः ॥ ५ ॥ ]

શ્રીજિનલાભસૂરિએ રચેલા આત્મ-પ્રબોધના પ્રથમ પ્રકાશમાં તો વળી એવો ઉલ્લેખ છે કે અવન્તી નગરીના ભોજ રાજાને સર્વધર નામનો પુરોહિત હતો અને તેને ધનપાલ અને શોભન નામે બે પુત્રો હતા.

આ વિવેચન ઉપરથી જોઇ શકાય છે તેમ શ્રીશોભન મુનિના પિતાશ્રીનું નામ સર્વદેવ હતું એ વાતને ધનપાલકૃત ટીકા, તિલક-મંજરી, પ્રભાવક-ચરિત્ર, પ્રબન્ધ-ચિન્તામણિ અને ભવિસયત્તકહાની મર્હૂમ ડૉ. ગુણેએ લખેલી પ્રસ્તાવના ટેકો આપે છે, જ્યારે સમ્યક્ત્વ-સપ્તતિ પ્રમાણે તે નામ સોમચન્દ્ર હોવાનું અને ઉપદેશ-પ્રાસાદ પ્રમાણે લક્ષ્મીધર હોવાનું અને આત્મ-પ્રબોધ પ્રમાણે સર્વધર હોવાનું જોઇ શકાય છે. (કેટલીક વાર એકજ વ્યક્તિને જુદાં જુદાં કારણોને લઇને જુદાં જુદાં સ્થાનોમાં જુદાં જુદાં નામથી ઓળખવામાં આવે છે તેવું અત્ર કદાચ બન્યું હોય.) આથી કરીને કવિરાજના પિતાશ્રીનું નામ સર્વદેવ માનવું વધારે યુક્તિ-યુક્ત લાગે છે.)

આ કવીશ્વરની જન્મ-ભૂમિ સંબંધી હકીકત વિચારતાં તો તે સંબંધમાં નિર્ણય કરવો વધારે મુશ્કેલી ભરેલો લાગે છે, કેમકે ધનપાલકૃત ટીકા તેમજ પ્રભાવક-ચરિત્ર પ્રમાણે વિચારતાં તો તેમના પિતામહની અને એથી કરીને [1]કદાચ તેમની પણ જન્મ-ભૂમિ

---

सोमसिरी से भज्जा, निरवज्जा वज्जिभज्जसमरूवा ।
जुण्हुव्व जीइ वयणं, आणंदइ तिहुयणं सयलं ॥ ६ ॥
[ सोमश्रीः तस्य भार्या निरवद्या वज्रिभार्यासमरूपा ।
ज्योत्स्नेव यस्या वदनं आनन्दयति त्रिभुवनं सकलम् ॥ ६ ॥ ]

तक्कुच्छिसरसि हंसा वंसवयंसा गुणाण आवासा ।
दो तणया बुहपणया, संजाया जायरूवपहा ॥ ७ ॥
[ तत्कुक्षिसरसि हंसौ वंशावतंसौ गुणानामावासौ ।
द्वौ तनयौ बुधप्रणतौ संजातौ जातरूपप्रभौ ॥ ७ ॥ ]

पढमो सिरिधणपालो, बालुव्व विभाइ जस्स मइपुरओ ।
विंदारयवरसचिवुत्तमोऽवि स बुहप्पई नूणं ॥ ८ ॥
[ प्रथमः श्रीधनपालो बाल इव विभाति यस्य मतिपुरतः ।
वृन्दारकवरसचिवोत्तमोऽपि स बृहस्पतिर्नूनम् ॥ ८ ॥ ]

बीओ सोहणनामा, जस्स कवित्तं विचित्तयं सुणिउं ।
केहिं न विम्हियाहियएहिं पंडिएहिं सिरं धुणियं ? ॥ ९ ॥
[ द्वितीयः शोभननामा यस्य कवित्वं विचित्रकं श्रुत्वा ।
कैर्न विस्मितहृदयैः पण्डितैः शिरो धूतम् ? ॥ ९ ॥ ]

1 કદાચ કહેવાનું કારણ એ છે કે દેવર્ષિનો જન્મ સંકાશ્ય નગરમાં થયા બાદ તેઓ અથવા તો તેમના પુત્ર સર્વદેવ જીવન-નિર્વાહને લઇને કે તેવા કોઇ કારણસર ઉજ્જયની કે ધારા નગરીમાં આવી રહ્યા હોય.

મધ્યદેશને વિષે આવેલા સંકાશ્ય નગરની સમીપનો ભાગ હોવો જોઇએ, જ્યારે પ્રબન્ધ-ચિન્તામણિ પ્રમાણે મધ્યદેશમાં આવેલી વિશાલા નગરી હોવી જોઇએ અને ડૉ. ગુણેના કથન મુજબ તેમજ, ઉપદેશ-પ્રાસાદ અનુસાર તથા પાઇઅલચ્છીનામ-માલા પ્રમાણે તે ધારા નગરી હોવી જોઇએ અને સમ્યક્ત્વ-સપ્તતિની ટીકા તેમજ સૌભાગ્યસાગરસૂરિકૃત ટીકા પ્રમાણે તે ઉજ્જયની નગરી અને આત્મ-પ્રબોધ પ્રમાણે અવન્તી નગરી હોવી જોઇએ.

આવી પરિસ્થિતિમાં પ્રથમ તો 'મધ્યદેશ'થી શું સમજવું એનો વિચાર કરવો જોઇએ. આ સંબંધમાં શ્રીહેમચન્દ્રસૂરિકૃત અભિધાન-ચિન્તામણિના ચતુર્થ કાણ્ડના ૧૭ મા શ્લોક તરફ દૃષ્ટિ-પાત કરવો અનાવશ્યક નહિ ગણાય. ત્યાં કહ્યું છે કે—

"हिमवद्विन्ध्ययोर्मध्यं, यत् प्राग् विनशनादपि।
प्रत्यगेव प्रयागाच्च, मध्यदेशः स मध्यमः ॥ १ ॥"

સમ્યક્ત્વ-સપ્તતિની ટીકાના ૭૫ મા પત્રાંકમાંની ૧૧ મી [1]ગાથા ઉપરથી જોઈ શકાય છે તેમ 'મધ્યદેશ'માં 'સંયુક્ત પ્રાંતનો' સમાવેશ થાય છે.

[2]મધ્યદેશ તેમજ સંકાશ્યના સંબંધમાં મેં સ્વર્ગસ્થ આચાર્યશ્રી વિજયધર્મસૂરિજીના શિષ્યવર્ય ઇતિહાસતત્ત્વમહોદધિ વિજયેન્દ્રસૂરિજીના ઉપર ઇ. સ. ૧૯૨૪ ના પ્રારંભમાં પત્ર લખ્યો હતો. તેના ઉત્તર તરીકે તેમણે ૯-૧-૨૪ ના પત્રમાં લખી જણાવ્યું હતું કે મધ્યદેશથી મધ્યપ્રાંત કે મધ્ય હિંદુસ્તાન સમજવા ભૂલ કરવી નહિ અને સંકાશ્ય નગર તો સંયુક્ત પ્રાંતમાં આવેલા ફુંખાબાદ જિલ્લાના શંસાબાદ પરગણામાં આવેલું છે અને તે કનોજથી પચાસ માઇલ દૂર છે. આ સંબંધમાં તેમણે નીચે મુજબના ગ્રન્થોનો ઉલ્લેખ કર્યો હતોઃ—

(a) On Yuan Chwang's Travels in India Vol. I. pp. 335, 360.
(b) " " " " " " II. p. 333.
(c) The Ancient Geography of India by Alexander Cunningham p. 369.
(d) The Geographical Dictionary of Ancient Mediœvel India by Nandalal pp. 35, 82.
(e) A record of Buddhistic Kingdoms by Dr. J. Legge.
(f) The travels of Fahien by H. A. Giles p. 24.
(g) Indian Antiquary, March 1922, p. 92.

---

૧ વિચારો—" अह मज्झदेसपरिभूसणाइ वाणारसीइ नयरीए।"

૨ 'મધ્યદેશનો વિકાસ' એ મથાળાવાળો એક લેખ 'નાગરી પ્રચારિણી પત્રિકા' (ભા. ૩, અ. ૧)માં છપાયો છે. એનો સાર પુરાતત્વના પ્રથમ વર્ષના પ્રથમ ત્રિમાસિકના પૃ. ૯૫-૯૭ માં છપાયો છે.

આ ઉપરથી મારૂં મન કવિરાજની અને તેમ ન હોય તોપણ ખાસ કરીને તેના વડીલોની જન્મ-ભૂમિ તરીકે સંકાશ્ય નગરની સમીપનો ભાગ માનવા અને કવિરાજની નિવાસ-ભૂમિ તરીકે ધારા નગરી માનવા વધારે લલચાય છે. અન્ય જે નગરોનો અન્ય ગ્રન્થોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાંથી કેટલાક તો નામાન્તરો હોય એમ લાગે છે. કેમકે **અભિધાન-ચિન્તામણિ** ( કા૦ ૪, શ્લો૦ ૪૨ )માંના નીચે મુજબના—

" उज्जयनी स्याद् विशाला–ऽवन्ती पुष्पकरण्डिनी "

—ઉલ્લેખ ઉપરથી જોઇ શકાય છે તેમ ઉજ્જયની, વિશાલા અને અવન્તી એ નામાન્તરો છે. આથી કરીને **શોભન** મુનિરાજની જન્મ-ભૂમિ ઉજ્જયની, ધારા કે સંકાશ્ય ગણવી તેનો નિર્ણય કરવો બાકી રહે છે. આ કાર્ય ઇતિહાસવેત્તાઓનું હોવાથી એ વાત હું આટલેથી પડતી મૂકું છું.

**શ્રીશોભન મુનિવરનો વિદ્યાભ્યાસ—**

નામથીજ શોભન ( સુશોભિત ) એમ નહિ, પરંતુ દેહ-લાવણ્યથી તેમજ ગુણથી પણ શોભન એવા **શ્રીશોભન** મુનિના વિદ્યાભ્યાસના સંબંધમાં શ્રીધનપાલકૃત ટીકા ( શ્લો૦ ૪ ) ઉપરથી જોઇ શકાય છે તેમ તેઓ સાહિત્ય-સમુદ્રના પારગામી હતા એટલુંજ નહિ, પરંતુ તેઓ કવિઓમાં આદર્શરૂપ હતા. વિશેષમાં તેમણે કાતન્ત્ર તથા ચન્દ્ર વ્યાકરણનો પણ રૂડી રીતે અભ્યાસ કર્યો હતો. તેઓ બ્રાહ્મણ ધર્મનાં તત્ત્વોથી પરિચિત હતા એમાં તો કહેવુંજ શું ? વળી દીક્ષા લીધા પછી જૈન ધર્મનાં તત્ત્વોનું તેમણે વિશેષ જ્ઞાન મેળવ્યું એ તો સ્વાભાવિક વાત છે. આશ્ચર્ય પામવા જેવી વાત તો એ છે કે સમસ્ત દર્શનોનો અભ્યાસ કરવાનો જાણે તેમને લોભ ન લાગ્યો હોય તેમ તેમણે બૌદ્ધ દર્શનનો પણ યથેષ્ટ રીતે અભ્યાસ કર્યો હતો. ( આ પણ જૈન સાધુની અને તદંશે જૈન દર્શનની ઉદાર-દૃષ્ટિ સૂચવે છે. ) આ પ્રમાણે અનેક શાસ્ત્રનું સારી રીતે અધ્યયન કરીને તેઓ વિદ્વાન્ બન્યા.

**શ્રીશોભને લીધેલી દીક્ષા—**

**શ્રીશોભન** [1]બ્રાહ્મણ હોવા છતાં તેમણે જૈન દીક્ષા કેમ અંગીકાર કરી તે હવે વિચારી લઇએ. આ હકીકતના સંબંધમાં પણ કેટલાક મત-ભેદ હોવાથી પ્રથમ તો **પ્રભાવક-ચરિત્ર** પ્રમાણે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

---

૧ બ્રાહ્મણ જૈન બને એમાં કંઇ ખાસ નવાઇ જેવું નથી, કેમકે મહાવીર પરમાત્માના અગ્યારે ગણધરો શું બ્રાહ્મણ ન હતા કે ? વળી વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ તથા શ્રીહરિભદ્રસૂરિ જેવા ધુરંધર આચાર્યો પણ જન્મથી તો બ્રાહ્મણ હોઇ કરીને જૈન બન્યા હતા. અરે હમણા થોડાં વર્ષોનીજ વાત વિચારતાં શું એ નથી જોઇ શકાતું કે સ્વર્ગસ્થ પ્રભાવશાળી મુનિરાજશ્રી મોહનલાલજી કે જેઓ સુરતમાં વિ. સં. ૧૯૬૩ માં કાળ કરી ગયા તેઓ પણ બ્રાહ્મણ હતા !

એક દિવસ વિહાર કરતા કરતા ચાન્દ્રગચ્છીય શ્રીમહેન્દ્રસૂરિ ભોજ રાજાના નગરમાં આવી ચડ્યા. તેમની પ્રશંસા સાંભળીને સર્વદેવ તેમની પાસે ગયો. તે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સમાધિપૂર્વક ત્યાં રહ્યો. સૂરિજીએ તેને પૂછ્યું કે શું તું મારી પરીક્ષા કરવા અહીં રહ્યો છે કે તારે કંઇ કામ છે ? મારે ખાનગી કામ છે એમ એ બ્રાહ્મણે જવાબ આપ્યો. એટલે સૂરિજી તેને એકાંતમાં લઇ ગયા અને પોતાનું કાર્ય નિવેદન કરવા કહ્યું. તે બ્રાહ્મણે કહ્યું કે મારા પિતાને રાજ્ય તરફથી ઘણું દ્રવ્ય મળ્યું હતું અને તે તેમણે કોઇ સ્થલે દાટ્યું હોય એમ મને લાગે છે, વાસ્તે તે સ્થાન બતાવો. આ સાંભળીને સૂરિજીએ તેની પાસેથી ઉત્તમ શિષ્યનો લાભ થશે એમ જોઇને તે વાત અંગીકાર કરી. આ વખતે સર્વસ્વનો અડધો ભાગ આપવાની આ બ્રાહ્મણે પ્રતિજ્ઞા લીધી અને તે બદલ ત્યાં બેઠેલા જનોને સાક્ષી રાખ્યા. શુભ દિવસે એ બ્રાહ્મણ સૂરિજીને પોતાને ઘેર લઇ ગયો અને તેમણે બતાવેલે સ્થલે ખાડો ખોદ્યો. તેમ કરતાં તેને સુવર્ણના ચાળીસ લાખ ટંક મળ્યા. આ દ્રવ્ય જોવા છતાં પણ સૂરિજી તો ઉપાશ્રયે પાછા ફર્યા. સર્વદેવ બ્રાહ્મણ અને મહેન્દ્ર સૂરિજી વચ્ચે દાન-ગ્રહણની બાબતમાં એક વર્ષ સુધી વાદ ચાલ્યો.

સૂરિજીએ કહ્યું કે જો તું પ્રતિજ્ઞા પાળવા માંગતો હોય, તો તારા બે પુત્રોમાંથી એક પુત્ર મને આપ, નહિ તો તું તારે ઘેર જા. કર્તવ્યમૂઢ બનેલા તે બ્રાહ્મણે મહાકષ્ટે તે વાત સ્વીકારી અને પોતે ઘેર આવ્યો અને ખાટલા ઉપર નિદ્રા લીધા વિના સૂતો. એટલામાં રાજ્ય-મહેલમાંથી ધનપાલ આવ્યો અને પોતાના પિતાને શોકનું કારણ પૂછવા લાગ્યો અને કહ્યું કે આપને મારા જેવા બે પુત્ર છે તો પછી શોક શાને સારૂ કરવો પડે છે ? તમે જે કહેશો તે હું કરીશ. આથી સર્વદેવે તેને સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યું અને કહ્યું કે મને ઋણમાંથી મુક્ત કરવાને માટે તું તે સૂરિજીનો શિષ્ય થા. આ સાંભળીને ક્રોધાતુર બનેલો ધનપાલ કહેવા લાગ્યો કે આવી અનુચિત વાત કોઇ ન કરે તો તમે કેમ કરો છો ? આપણે વર્ણમાં સર્વોત્તમ, ચાર વેદના જાણકાર અને સર્વદા ચાંગ અને પારાયણને ધારણ કરનારા છીએ. વળી હું મુંજ રાજાના પ્રતિપન્ન પુત્ર ભોજરાજાનો મિત્ર છું, તેથી જો હું દીક્ષા લઉં તો તેના પૂર્વજોનું શું થાય વારૂ ? શું આપને એકલાને ઋણ-મુક્ત કરવાની ખાતર આ સમસ્ત પૂર્વજોનું પતન કરવું ? આવું અનુચિત કાર્ય હું તો નહિ કરૂં એમ કહી તે ચાલતો થયો.

આથી સર્વદેવના નેત્રમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. તેવામાં તેનો બીજો પુત્ર શોભન ત્યાં આવી ચડ્યો. તેણે પિતાની આ દશા જોઇ તેનું કારણ પૂછ્યું એટલે તેણે કહ્યું કે ધનપાલે મારૂં કહ્યું માન્યું નહિ તેથી હું દુઃખી થયો છું. આ સાંભળીને શોભને તેમને કહ્યું કે ભલે વેદાદિકમાં નિપુણ એવા મારા મોટા ભાઇએ આપને યથારૂચિ ઉત્તર આપ્યો, પરંતુ હું તો સરલ હોવાને લીધે પિતાની આજ્ઞાથી અધિક કોઇ ધર્મ નથી

એમ માનું છું, તેથી આપ જે કહેશો તે કરવા હું તૈયાર છું. આ સાંભળીને સર્વદેવે શોભનને કહ્યું કે તું શ્રીમહેન્દ્રસૂરિ પાસે દીક્ષા ગ્રહણ કર અને તેમ કરી મને ઋણમાંથી મુક્ત કર. આ વાતની શોભને હા પાડી એટલે તેનો પિતા શાન્ત થયો અને તેણે ભોજન કર્યું. પછીથી શોભનને સાથે લઈને આ બ્રાહ્મણ સૂરિજી પાસે આવ્યો અને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી. સૂરિજીએ શુભ મુહુર્તે શોભનને દીક્ષા આપી.

પ્રબન્ધ-ચિન્તામણિમાં આ સંબંધમાં ભિન્નતા જોવામાં આવે છે, કેમકે ત્યાં તો મહેન્દ્રસૂરિજીને બદલે વર્ધમાનસૂરિજીનો અને પિતાના નિધાનને બદલે પૂર્વજોના નિધાનનો ઉલ્લેખ છે. વિશેષમાં નિધાન પ્રાપ્ત થતાં બન્ને ભાઈઓએ તે દ્રવ્ય વહેંચી લીધું. મોટા ભાઇ ધનપાલ જન માર્ગનો દ્વેષી હતો એટલે તે વાંકુ બોલ્યો અને અર્ધ ભાગ ન આપતાં નાના ભાઇને પણ તેમ કરતાં રોક્યો. શોભને તેને ઘણો સમજાવ્યો પણ તે સમજ્યો નહિ, પરંતુ પ્રતિજ્ઞા-ભંગના પાપથી મુક્ત થવાને માટે તે તીર્થમાં ગયો. શોભને તો પિતૃ-ભક્તિથી વૈરાગ્ય પામી તેજ સૂરિજી પાસે દીક્ષા ગ્રહણ કરી.

સમ્યક્ત્વ-સપ્તતિની ટીકામાં તો વળી જુદોજ ઉલ્લેખ છે અને તે એ છે કે—

એકદા શ્રી[1]જિનેશ્વરસૂરિ વિહાર કરતા કરતા ઉજ્જયની નગરીમાં આવી ચડ્યા. શ્રીશોભનના પિતાશ્રી સોમચન્દ્ર આ સૂરિ પાસે આવવા લાગ્યા. અરસપરસ વાર્તાલાપ થતાં તે બંને વચ્ચે ગાઢ પ્રીતિ ઉદ્ભવી. સમય મળતાં એક દિવસે સોમચન્દ્રે પોતાના પૂર્વજોએ દાટેલા નિધાનનું સ્થાન બતાવવા સૂરિજીને વિજ્ઞપ્તિ કરી અને તે કાર્ય બદલ સર્વ સર્વસ્વનો અર્ધ ભાગ આપવા ઇચ્છા દર્શાવી. શ્રુત-જ્ઞાનના બળથી સૂરિજીએ તે સ્થાન કહી બતાવ્યું. તદનુસાર આ નિધાન મળતાં તે બ્રાહ્મણે પોતાની કબુલાત પ્રમાણે સૂરિજીને અર્ધ ભાગ આપવા માંડ્યો, પરંતુ તેમણે તે લીધો નહિ અને કહ્યું કે સાધુને દ્રવ્ય કલ્પે નહિ.[2] આ બનાવથી આ બ્રાહ્મણ તો આભોજ બની ગયો અને અશ્રુપૂર્ણ નયને તે સૂરિજીને અનેક રીતે વિનવવા લાગ્યો, પરંતુ તેમણે તે દ્રવ્ય સ્વીકાર્યું નહિ. આ બ્રાહ્મણે ઘણું કહ્યું, ત્યારે તેમણે આ બદલ સર્વસ્વરૂપ તેના બે પુત્રોમાંથી એકની માગણી કરી. આ વાત સાંભળીને તે બ્રાહ્મણ મૂગો રહ્યો એટલે સૂરિજી અન્યત્ર વિહાર કરી ગયા.

---

૧ ઉપદેશ-પ્રાસાદમાં પણ જિનેશ્વરસૂરિ હોવાનો ઉલ્લેખ છે.

૨ સરખાવો—

"यतिने काञ्चनं दत्त्वा, ताम्बूलं ब्रह्मचारिणे ।
चौरेभ्योऽप्यभयं दत्त्वा, स दाता नरकं व्रजेत् ॥
—પારાશર-સ્મૃતિ અ૦ ૧, શ્લો૦ ૬૦

સોમચન્દ્રની અંત અવસ્થા પાસે આવતાં તેણે પોતાના પુત્રોને પોતાની સમીપ બોલાવ્યા અને સૂરિજીની સાથે થયેલી વાતચિત કહી બતાવી. વિશેષમાં તેણે કહ્યું કે ઋષિ-ઋણુમાંથી હું મુક્ત નહિ થયેલો હોવાને લીધે સુખે મરી શકીશ નહિ. આ સાંભળીને તેના પુત્રોએ અંજલી જોડી તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તેને વચન આપ્યું. આથી સોમચન્દ્ર શાંત થયો. તેના મરણ પછી ધનપાલ તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને માટે સૂરિજી પાસે જવા તૈયાર થયો, પરંતુ શોભને તેને સમજાવીને પોતેજ ત્યાં જવા રજા માંગી. આ કવિવર્યે સૂરિજીની પાસે આવીને કહ્યું કે મારા પિતાને ઋણમુક્ત કરવાની ખાતર, નહિ કે જૈન ધર્મ ઉપર પ્રીતિ હોવાને લીધે, હું આપની પાસે દીક્ષા લેવા આવ્યો છું. આના પ્રત્યુત્તરમાં સૂરિજીએ કહ્યું કે જેને જૈન ધર્મ ઉપર શ્રદ્ધા ન હોય તેને હું દીક્ષા આપતો નથી; વાસ્તે જો તારી ઇચ્છા થતી હોય, તો તું એક વાર જૈન સિદ્ધાન્તનું શ્રવણ કર અને તેના વાસ્તવિક અર્થનું મનન કર. એમ કરવાથી જો તને તે પ્રતિ રૂચિ થશે, તો હું તને દીક્ષા આપીશ. સૂરિજીની પાસે યથાવિધિ અભ્યાસ કરતાં શોભનનું મન જૈન ધર્મ તરફ રાગી બન્યું અને તેના ઉપર તેનું ચિત્ત ચોંટયું. આથી કરીને સૂરિજીએ તેને પોતાનો શિષ્ય બનાવ્યો.

આ પ્રમાણે હકીકતોમાં ભિન્નતા હોવા છતાં પણ એટલી વાત તો સુસ્પષ્ટ માલૂમ પડે છે કે શોભન મુનિજીના પિતાજી કોઇ જૈનાચાર્યના સમાગમમાં આવ્યા હતા અને તે જૈનાચાર્યને પૂછવાથી તેઓ પોતાના ઘરમાં દાટેલું નિધાન પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા હતા. વિશેષમાં આ નિધાનની માહિતી આપવા બદલ હું આપને મારા સર્વસ્વનો અડધો ભાગ આપીશ એમ તેમણે સૂરિજીને કહ્યું હતું અને નિધાન પ્રાપ્ત કર્યા બાદ સૂરિજીએ તેમના એક પુત્રની માંગણી કરી હતી. પોતાના પિતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે શોભન મુનિજીએ તેમની પાસે દીક્ષા લીધી હતી.

**[1]શ્રીશોભન મુનિરાજે પોતાના જ્યેષ્ઠ બંધુ ધનપાલને પમાડેલો પ્રતિબોધ—**

પોતાના લઘુ બંધુ શોભનના જૈન સાધુ બની ગયાના સમાચાર સાંભળીને રાજમાન્ય, ધનાઢ્ય તેમજ વિદ્વાન્ એવો ધનપાલ જૈન સાધુઓનો કટ્ટો દુશ્મન બની ગયો. જૈન મુનિ તરફના પોતાના દ્વેષને લઇને તો તેણે 'માલવ'દેશમાં મુનિ-વિહાર બંધ કરાવ્યો. આ પ્રમાણે બાર વર્ષ મહાકષ્ટે વ્યતીત કર્યા બાદ ધારા નગરીના સંઘે જિનેશ્વરસૂરિને તેમનું દુઃખ નષ્ટ કરવા વિનતિ કરી એટલે તેમણે શ્રીશોભન મુનિને તે નગરીમાં જવા આજ્ઞા કરી. શ્રીશોભન મુનિએ પોતાના વડીલ બંધુને પ્રતિબોધ પમાડવાના ઉદ્દેશથી તે તરફ વિહાર કર્યો. ધારા નગરીમાં તેઓ પ્રવેશ કરતા હતા તેવામાં તેમને તેમનો જ્યેષ્ઠ બંધુ ધનપાલ પાન ચાવતો

૧ ધનપાલને પ્રતિબોધ પમાડ્યાના સંબંધની હકીકતમાં કેટલેક સ્થલે ભિન્નતા જોવામાં આવે છે, પરંતુ મુખ્ય બાબતમાં તો સમ્યક્ત્વ-સપ્તતિની ટીકા અને ઉપદેશપ્રાસાદ (વ્યા૦ ૨૩) મળતાં આવે છે. અત્ર મેં સમ્યક્ત્વ-સપ્તતિની ટીકા પ્રમાણે હકીકત આપી છે.

અને અશ્વ-ક્રીડા કરતો સામો મળ્યો. મુનિજીએ તો પોતાના ભાઇને ઓળખ્યો. પરંતુ ધનપાલ તેમને ઓળખી શકયો નહિ. જૈન મુનિ પ્રતિ તેની અરૂચિ હોવાને લીધે તેણે તેમની મશ્કરી કરતાં કહ્યું કે " हे गर्दभदन्त ! भदन्त ! नमस्ते " અર્થાત્ હે ગધેડાના જેવા દાંત વાળા ! તને નમસ્કાર. આના ઉત્તરમાં તે મુનિશ્રી તેના વચનને યોગ્ય પ્રતિવચન બોલ્યા કે " हे कपिवृषणास्य ! वयस्य ! सुखं ते " અર્થાત્ હે વાનરના વૃષણના જેવા વદનવાળા વયસ્ય ! તને સુખ છે ?

આ સાંભળીને પોતે પરાજિત થયેલો હોવાથી ધનપાલ ઝાંખો પડી ગયો, પરંતુ તે બોલ્યો કે " कुत्र भवेद् भवदीयनिवासः " અર્થાત્ તમારો નિવાસ કયાં થશે ? આના પ્રત્યુત્તરમાં શોભન મુનિજીએ કહ્યું કે " यत्र भवेद् भवदीयनिवासः ? " અર્થાત્ જ્યાં તમારો નિવાસ છે ત્યાં. આ વચન સાંભળીને ધનપાલ સમજી ગયો કે આ મારો લઘુ બન્ધુ છે. પછીથી તે તેમને પોતાને ઘેર તેડી ગયો.

એકદા એવો પ્રસંગ બન્યો કે શોભન મુનીશ્વરની સાથે આવેલા એક સાધુ ધનપાલને ઘેર ગોચરીએ ગયા. ત્યાં તે મુનિએ ત્રણ દિવસનું દહીં લેવા ના કહી. આથી ધનપાલે મશ્કરીમાં કહ્યું કે " શું એમાં જીવડાં પડ્યાં છે " ? તે મુનિએ જવાબ આપ્યો કે આવું દહી ખાવાનો જૈન શાસ્રમાં નિષેધ છે. આથી ધનપાલ તે દહીંનું પાત્ર લઈ શોભન મુનિરાજની પાસે આવ્યો એટલે ઉપર્યુક્ત વાત શ્રીશોભન મુનિવરે નીચે મુજબ પ્રયોગ કરી સિદ્ધ કરી આપી. તેમણે દહીંના પાત્રનું મુખ બરાબર બંધ કરાવી, બાજુમાં એક છિદ્ર પડાવી તે છિદ્રની આસપાસ અળતો ચોપડાવ્યો અને તે પાત્રને તડકે મૂકાવ્યું, એટલે તે છિદ્રમાંથી દહીંના વર્ણના સમાન વર્ણવાળા જંતુઓ બહાર નીકળીને અળતા ઉપર આવવા લાગ્યા. આ જોઇને ધનપાલ જૈન તત્ત્વનો અને જૈન ધર્મનો પરમ રાગી બન્યો અને તેણે શુદ્ધ સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યું. તે પણ ઘણી ઊંચી હદનું હોવું જોઇએ, કેમકે હેમચન્દ્રાચાર્ય જેવા પ્રખર પણ્ડિતે પણ એક વખત તેનીબનાવેલી ઋષભ-પંચાશિકા નામની સ્તુતિથી જિન-વન્દના કરી છે.

કવિ-સમય—

શોભન મુનિજી ધનપાલ કવીશ્વરના અનુજ બન્ધુ થતા હોવાથી તેમનો જન્મ શ્રાદ્ધવર્ય ધનપાલના જન્મ બાદ થયો હતો એ તો દેખીતી વાત છે. વિશેષમાં તેમનું સ્વર્ગ-ગમન ધનપાલના સ્વર્ગ-ગમન પૂર્વે થયું એ વાત શ્રીમહેન્દ્રસૂરિપ્રબન્ધનાં નિમ્ન-લિખિત પદ્યો—

" तदीयदृष्टसङ्गेन, तत्क्षणं शोभनो ज्वरात् ।
आससाद परलोकं, सङ्गस्याभाग्यतः कृती ॥ १ ॥
तासां जिनस्तुतीनां च, सिद्धसारस्वतः कविः ।
टीकां चकार सौन्दर्य-स्नेहं चित्ते वहन् दृढम् ॥ २ ॥ "

—ઉપરથી જોઇ શકાય છે તેમ શ્રીશોભન મુનીશ્વર આ સ્તુતિ–ચતુર્વિંશતિકા રચ્યા બાદ ટુંક સમયમાં સ્વર્ગે ગયા અને ત્યાર બાદ ધનપાલે તેની ટીકા રચી. આ વાતની શ્રીધનપાલકૃત ટીકાના અવતરણનો અન્તિમ શ્લોક પણ સાક્ષી પૂરે છે.

આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે શોભન મુનિજીના સમય તરીકે વિક્રમની અગ્યારમી શતાબ્દીનો ઉલ્લેખ કરવો અસ્થાને નથી.

આ કવિરાજના સંપૂર્ણ જીવન ઉપર પ્રકાશ પાડનારૂં કોઇ સાધન મારા જોવામાં આવ્યું નથી. આથી કરીને કવીશ્વર શોભન મુનિવર્યે કેટલાં વર્ષ પર્યંત દીક્ષા પાળી, તેમજ તેમને કેટલા શિષ્ય હતા તથા વળી તેઓ કયા વર્ષમાં કેટલી ઉમરે સ્વર્ગવાસી બન્યા તે હું કંઈ કહી શકતો નથી. આથી કરીને હું છંદઃશાસ્ત્ર, શબ્દ–શાસ્ત્ર અને કવિ–કુશલતાથી વિભૂષિત અનેક સદ્ગુણસંપન્ન એવા આ મુનિરાજને પ્રણામ કરવા પૂર્વક આ પ્રકરણ અત્ર પૂર્ણ કરૂં છું.

## કાવ્ય–સમીક્ષા

વિષય—

આ સ્તુતિ–ચતુર્વિંશતિકા કાવ્ય ૯૬ પદ્યોથી શોભે છે અને ચોવીસ જિનેશ્વરોની મુખ્યતાવાળી સ્તુતિ એ આ કાવ્યનો વિષય છે. [1]સાધારણ રીતે એક જિનેશ્વરની મુખ્યતાવાળી સંપૂર્ણ સ્તુતિ ચાર શ્લોકની રચવામાં આવે છે અને ચાર શ્લોકો દ્વારા અનુક્રમે કોઇ અમુક તીર્થંકર, સમસ્ત તીર્થંકરો, આગમ અને શાસન–રક્ષક દેવ કે દેવીની સ્તુતિ કરવામાં આવે છે, તે પ્રમાણેની હકીકત અહીં પણ જોઇ શકાય છે. કેમકે અત્ર પ્રથમતઃ પ્રથમ જિનેશ્વર શ્રીઋષભ પ્રભુની મુખ્યતાવાળી સ્તુતિ કરવામાં આવી છે અને અંતમાં અંતિમ જિનેશ્વર વીર પ્રભુની મુખ્યતાવાળી સ્તુતિ કરાયેલી છે. દરેક સ્તુતિના ચતુર્થ પદ્યમાં દેવીનીજ સ્તુતિ કરવામાં આવી છે એમ નથી, પરંતુ ૬૪મા અને ૭૬મા પદ્યમાં યક્ષની સ્તુતિ કરવામાં આવી છે. વિશેષમાં કવિરાજે પ્રથમ સ્તુતિના ચતુર્થ પદ્યમાં શ્રુત–દેવતાની સ્તુતિ કરી છે, જ્યારે તેમણે બાકી બધી ત્રેવીસ સ્તુતિના ચતુર્થ પદ્યમાં ઘણે ભાગે [2]વિદ્યા–દેવીઓની સ્તુતિ કરેલી છે; પરંતુ વિશેષતા એ છે કે તેમણે રોહિણી, કાલી અને અમ્બિકા દેવીની બબ્બે વાર સ્તુતિ કરી છે (આનું કારણ સમજાતું નથી).

---

૧ કેટલીક વાર એકજ શ્લોકના ચાર ચરણોથી પણ સ્તુતિ સંપૂર્ણ થયેલી જોવામાં આવે છે. જેમકે—

" वीरं देवं नित्यं वन्दे, जैनाः पादा युष्मान् पान्तु ।
जैनं वाक्यं भूयाद् भूत्यै, सिद्धा देवी दद्यात् सौख्यम् ॥"

પરંતુ આ છંદને 'વિદ્યુન્માલા' ન ગણતાં તેના પ્રત્યેક ચરણને બબ્બે દીર્ઘ અક્ષરના એક એક પાદવાળો 'સ્રી' છંદ ગણવામાં આવે તો આ પણ ચાર શ્લોક દ્વારાજ સ્તુતિ ગણાય.

૨ આ વિદ્યા–દેવીઓ પૈકી અચ્યુતા દેવીની શોભન મુનિજીએ રચેલી સ્તુતિ આચાર દિનકરના ૧૫૦–૧૫૧ મા પત્રાંકમાં નજરે પડે છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે આ કાવ્યના ચોથા, આઠમા, બારમા ઇત્યાદિ પદ્યમાં શ્રુત-દેવતાની તેમજ ૧૬ વિદ્યા-દેવીઓની, અમ્બિકા દેવીની, શાંતિ દેવીની તેમજ કપર્દી અને બ્રહ્મશાન્તિ યક્ષની સ્તુતિ નજરે પડે છે, જ્યારે એના પહેલા, પાંચમા, નવમા ઇત્યાદિ પદ્યમાં પ્રથમ તીર્થંકરથી માંડીને તે અંતિમ જિનેશ્વરની સ્તુતિ અને બીજા, છઠા, દશમા ઇત્યાદિ પદ્યમાં સમસ્ત જિનેશ્વરોની અને ત્રીજા, સાતમા, અગ્યારમા ઇત્યાદિ પદ્યોમાં આગમની સ્તુતિ જોવામાં આવે છે.

પદ્ય-પ્રરૂપણા—

કવીશ્વરે આ સ્તુતિ-ચતુર્વિંશતિકા વિવિધ જાતના છંદમાં રચી છે. આથી તેમનું છંદઃ-શાસ્ત્રનું પાણ્ડિત્ય પ્રકટ થાય છે. આ કાવ્યમાં 'વૃત્ત' અને 'જાતિ' એમ બન્ને પ્રકારનાં પદ્યો દૃષ્ટિ-ગોચર થાય છે, જોકે આમાંનાં ઘણાં ખરાં પદ્યો તો વૃત્તમાં રચાયેલાં છે. આઠ અક્ષરવાળા એકેક ચરણથી યુક્ત 'અનુષ્ટુપ્' જેવા નાના વૃત્તથી માંડીને તે છેક ૩૩ અક્ષરવાળા પ્રત્યેક ચરણથી અલંકૃત 'અર્ણવ-દણ્ડક' જેવા મોટા વૃત્ત પણ આ કાવ્યમાં નજરે પડે છે, એ આ કાવ્યની ખૂબી છે. એકંદર રીતે આ કાવ્યમાં ૧૮ જાતનાં છંદો છે. (૧) અનુષ્ટુપ્, (૨) અર્ણવ-દણ્ડક, (૩) ઇન્દ્રવજ્રા, (૪) ઉપજાતિ, (૫) દ્રુતવિલંબિત, (૬) નર્કુટક, (૭) પુષ્પિતાગ્રા, (૮) પૃથ્વી, (૯) મન્દાક્રાન્તા, (૧૦) માલિની, (૧૧) રૂચિરા, (૧૨) વસંતતિલકા, (૧૩) શાર્દૂલ વિક્રીડિત, (૧૪) શિખરિણી, (૧૫) સ્રગ્ધરા અને (૧૬) હરિણી એ સોળને 'વૃત્ત' તરીકે અને આર્યાગીતિ અને દ્વિપદી એ બે છંદોને 'જાતિ' તરીકે ઓળખી શકાય છે.

## આ કાવ્યના વિવિધ છંદો સંબંધી માહિતી.

| છન્દનું નામ | પદ્યાંક |
|---|---|
| ૧ અનુષ્ટુપ્ | ૫૭-૬૦ [1](૪) |
| ૨ અર્ણવ-દણ્ડક | ૯૩-૯૬ (૪) |
| ૩ [2]આર્યા-ગીતિ | ૯-૧૨, ૧૭-૨૦ (૮) |
| ૪ ઇન્દ્રવજ્રા | ૩૪, ૩૬ (૨) |
| ૫ ઉપજાતિ | ૩૩,૩૫ (૨) |
| ૬ દ્રુતવિલંબિત | ૧૩-૧૬,૩૭-૪૦, ૫૩-૫૬ (૧૨) |
| ૭ દ્વિપદી | ૬૯-૭૨ (૪) |
| ૮ નર્કુટક | ૭૭-૮૦ (૪) |

૧ આ ઉપરથી અમુક છંદમાં રચાયેલાં પદ્યોની સંખ્યા જોઇ શકાય છે.

૨ આને 'સ્કન્ધક'ના નામથી પણ ઓળખવામાં આવે છે. જુઓ શ્રીસિદ્ધચન્દ્રકૃત ટીકા.

| | | |
|---|---|---|
| ૯ | પુષ્પિતાગ્રા | ૫–૮ (૪) |
| ૧૦ | પૃથ્વી | ૪૯–૫૨ (૪) |
| ૧૧ | મન્દાક્રાન્તા | ૨૯–૩૨ (૪) |
| ૧૨ | માલિની | ૨૫–૨૮, ૬૫–૬૮ (૮) |
| ૧૩ | રૂચિરા | ૭૩–૭૬ (૪) |
| ૧૪ | વસંતતિલકા | ૨૧–૨૪ (૪) |
| ૧૫ | શાર્દૂલવિક્રીડિત | ૧–૪, ૬૧–૬૪, ૮૫–૮૮ (૧૨) |
| ૧૬ | શિખરિણી | ૮૧–૮૪ (૪) |
| ૧૭ | સ્રગ્ધરા | ૪૫–૪૮, ૮૯–૯૨ (૮) |
| ૧૮ | હરિણી | ૪૧–૪૪ (૪) |

વ્યાકરણ-વિચાર—

આ સંપૂર્ણ કાવ્યમાં કોઇ પણ સ્થળે વ્યાકરણના નિયમનો ભંગ થયેલો જોવામાં આવતો નથી એ કવિરાજની નિપુણતા સૂચવે છે. વિશેષમાં મર્હુમ ડૉ. ભાણ્ડારકરકૃત 'માર્ગોપદેશિકા'માં આવતા વ્યાકરણના નિયમો ઉપરાંત વધારે વ્યાકરણથી અપરિચિત જનોને આશ્ચર્યાંકિત કરે તેવી બે [1]સંધિઓ છઠા તેમજ અગ્યારમા પદ્યમાં જોઇ શકાય છે. આની વાસ્તવિકતાના સંબધમાં સિદ્ધાન્ત-કૌમુદી તેમજ સિદ્ધ-હેમ એ બંને વ્યાકરણો સાક્ષી પૂરે છે.

શબ્દ-કોશ—

કવિરાજે જેમ બને તેમ પ્રચલિત શબ્દોનો ઉપયોગ કર્યો છે. એકાક્ષરી કોશ જાણવાની ખાસ જરૂર ન પડે એવી તેમની શબ્દ-રચના છે. આ વાતની અંતમાં આપેલો શબ્દ-કોશ સાક્ષી પૂરે છે.

કાવ્ય-ચમત્કૃતિ—

આ સ્તુતિ-ચતુર્વિંશતિકા નામનું કાવ્ય અનેક પ્રકારના શબ્દાલંકારથી વિભૂષિત છે. તેમાં ખાસ કરીને ચરણોની સમાનતારૂપી યમક અત્ર વિશેષતઃ દૃષ્ટિ-ગોચર થાય છે. આ કાવ્યના પ્રથમ પદ્ય તરફ દૃષ્ટિ-પાત કરતાં જોઇ શકાય છે કે તેનું દ્વિતીય ચરણ તેના ચતુર્થ ચરણને તદ્દન મળતું આવે છે; આથી કરીને સંસ્કૃતના અનભિજ્ઞ જનો તો તે બન્ને ચરણોને સરખાં જોઇને તેનો અર્થ પણ એકજ હશે એમ ધારે, પરંતુ અર્થતઃ તે બંને જૂદાં છે. આવી ચમત્કૃતિથી અલંકૃત એવાં અનેક પદ્યો આ કાવ્યમાં નજરે પડે છે અને તેની સંખ્યા ૮૦

---

૧ છઠ્ઠા પદ્યમાંના જેવી સંધિનું દૃષ્ટાંત શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત ચતુર્વિંશતિકાના ૫૯ મા પદ્યમાં પણ દૃષ્ટિગોચર થાય છે.

( પદ્યાંક ૧–૧૬, ૨૧–૪૮, ૫૭–૮૮ અને ૯૩–૯૬ )ની થવા. જાય છે. તેમાં પણ વળી ૯ થી ૧૨ સુધીનાં પદ્યો તો આ ઉપરાંત લાટાનુપ્રાસ નામના અન્ય પ્રકારની ચમત્કૃતિથી ઝગી રહ્યાં છે; તેમાં એકના એક પદનો ત્રણ વાર જૂદા જૂદા અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. વિશેષમાં કવિરાજે પ્રથમ અને ચતુર્થ ચરણો સમાન હોય એવાં પણ ચાર પદ્યો ( ૫૩–૫૬ ) રચ્યાં છે. ચરણ–સમાનતાથી વિભૂષિત પદ્યો રચવામાં હજી કંઇ કચ્ચાસ રહી ગઇ હોય તો તે પૂર્ણ કરતા હોય તેમ તેમણે ૪૯ થી ૫૨ સુધીનાં પદ્યોમાં પ્રથમ અને તૃતીય ચરણો તેમજ દ્વિતીય અને ચતુર્થ ચરણો સમાન રચ્યાં છે. આમ કરીને તો કવિરાજે પોતાની કુશલતાની ઓરજ પ્રભા પ્રદર્શિત કરી છે, કેમકે ચાર ચરણોનાં પદ્ય હોવા છતાં તે જાણે બેજ ચરણોનાં હોય એમ ભાસે છે. આ ઉપરાંત એક વિશિષ્ટ પ્રકારના યમકથી અલંકૃત ચાર પદ્યો ( ૮૯–૯૨ ) રચીને તેમણે શબ્દાલંકાર પરત્વેનું પોતાનું પાણ્ડિત્ય સિદ્ધ કરી બતાવ્યું છે.

આ અપૂર્વ કાવ્યને તેની ચમત્કૃતિમાં સર્વાંગે મળતું આવતું એક કાવ્ય મારા જોવામાં આવ્યું છે અને તેના રચનારા બીજા કોઇ નહિ પણ ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાય યશોવિજયજી છે. આ કાવ્ય 'ઐન્દ્ર–સ્તુતિ'ના નામથી ઓળખાય છે અને તે સ્વોપજ્ઞ ટીકાથી અલંકૃત છે. હાલમાં સાગરાનંદસૂરિજીએ તેની એક અવચૂરિ તૈયાર કરી છે અને તે છપાઇ ગઇ છે. ટુંક સમયમાં તે બહાર પડશે એમ લાગે છે. ઇ. સ. ૧૯૨૪ ના ઑક્ટોબર માસમાં આની એક પ્રતિ મને તેમની તરફથી જોવાને મળી હતી બે એક મહિના ઉપર મને એ કાવ્યનાં મૂળમાત્રની એક પ્રતિ વિજયમોહનસૂરિજી તરફથી મળી છે. ( એ કાવ્યને પણ આ કાવ્યની માફક તૈયાર કરી પ્રસિદ્ધ કરવા મેં વિચાર રાખ્યો છે. )

ચરણની સમાનતારૂપ ચમત્કારથી ચતુરોના ચિત્તને પણ ચોરી લેનારૂ એક બીજું કાવ્ય શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ઇ. સ. ૧૯૧૪ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યુ હતું. આ કાવ્યને 'ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ' એવા નામથી ઓળખવામાં આવે છે અને તેના કર્તા મુનિશ્રી મેરૂવિજયજી છે. આ સંપૂર્ણ કાવ્ય 'વસંતતિલકા' નામના એકજ વૃત્તમાં રચાયેલું છે અને તેના પ્રત્યેક શ્લોકમાં દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતા નિહાળી શકાય છે. આ કાવ્યની જેમ ચરણ–સદૃશતારૂપી યમકથી અલંકૃત અને ફક્ત એકજ જાતના [1]છંદમાં રચાયેલું પરંતુ ચોવીસ જિનેશ્વરોનીજ સ્તુતિરૂપ અને તે પણ વળી ૨૪ પદ્યોનું એક કાવ્ય હાલમાં મારા જોવામાં આવ્યું છે. તે હજી સુધી અપ્રસિદ્ધ છે.

પદ–સમાનતારૂપી યમકથી થોડે ઘણે અંશે પરિપૂર્ણ એવું એક બીજું કાવ્ય શ્રીબપ્પભટ્ટિસૂરિએ રચેલું છે અને તે શ્રીયશોવિજય જૈન સંસ્કૃત પાઠશાલા (મહેસાણા) તરફથી

---

૧ આ છંદનું નામ શાર્દૂલવિક્રીડિત છે

ઇ. સ. ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયેલું હતું. આ તેમજ 'ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ એ બે કાવ્યો અનુવાદ સહિત મેં તૈયાર કર્યાં છે અને તે ટુંક સમયમાં છપાઇ બહાર પડશે એવી આશા રહે છે.

આ ઉપર્યુક્ત વિશિષ્ટતાથી અલંકૃત કોઇ બીજું કાવ્ય હોય, તો તેની મને ખબર નથી, જોકે અન્ય જાતનાં યમકમય કાવ્યો તો મેં કેટલાંક જોયાં છે. સમય મળતાં તેનો પણ અનુવાદ કરવા અભિલાષા રહે છે.

કાવ્ય-ઉત્પત્તિ—

આ સ્તુતિ-ચતુર્વિંશતિકા શ્રીશોભન મુનીશ્વરે કયા પ્રસંગે રચી તેના સંબંધમાં નીચેની હકીકત રજુ કરવામાં આવે છે. આની સત્યતા ઉપર ભરોસો રાખી શકાય તેમ છે, પરંતુ આ દન્તકથા કવિરાજના અદ્વિતીય કાવ્ય-ચાતુર્યને તથા અસાધારણ ઉપયોગને સૂચવવા જોડવામાં આવી હોય એમ પણ સંભવી શકે છે.

એકદા શોભન મુનિરાજ ગોચરી માટે ગયા હતા, તેવામાં તેમને જિનેશ્વરની સ્તુતિ રચવાનો વિચાર થઇ આવ્યો અને તે કાર્યમાં તેઓ તલ્લીન બની ગયા. આ પ્રમાણે વ્યગ્ર ચિત્તવાળા તેઓ એક શ્રાવકને ઘેર જઇ ચડ્યા અને ત્યાં આહાર લઇને ભરેલું પાત્ર ઝોળીમાં મૂકવાને બદલે તેની સમીપમાં પડેલું પાષાણનું પાત્ર તેમણે ઝોળીમાં મૂકી દીધું. આહાર કરતી વેળાએ તેમની ઝોળીમાંથી પાષાણનું પાત્ર નીકળતાં તેમની સ્પર્ધા કરનારા બીજા મુનિઓ બોલી ઊઠ્યા કે અહો ! આજે શોભનને તો મોટો લાભ થયો ! ગુરૂજીએ શોભન મુનિને આ બાબતનો ખુલાસો કરવા કહ્યું ત્યારે તેમણે સત્ય હકીકત નિવેદન કરી અને પોતે જિન-સ્તુતિનાં જે પદ્યો રચ્યાં હતાં તે કહી બતાવ્યાં. આ સાંભળીને તેમના ગુરૂજી અતિશય ખુશી થઇ ગયા. ગોચરીએ નીકળીને ઉપાશ્રયે પાછા ફરતાં સુધીમાં આવાં અપૂર્વ પદ્યો જો કવીશ્વરે રચ્યાં હોય, તો તે હકીકત આ કવીશ્વરની અપૂર્વ કુશલતા સૂચવે છે.

સ્તુતિ-ચતુર્વિંશતિકાનું સ્થાન—

આ કાવ્યની સમાલોચના કરવાનું કાર્ય તો હું સુજ્ઞ પાઠક-વર્ગને સોંપું છું, પરંતુ તેની સમીક્ષાને અંગે નીચેની બાબતોનો ઉલ્લેખ કરવો હું ઉચિત સમજું છું.

(૧) પ્રથમ તો આ કાવ્ય ઉચ્ચ કોટિનું હોવું જોઇએ એ વાતને એ કાવ્યને અંગે રચવામાં આવેલી વિવિધ ટીકાઓજ સિદ્ધ કરી આપે છે. ખાસ કરીને સૌભાગ્યસૂરિજીએ આના સંબંધમાં નીચે મુજબના ઉદ્ગારો કાઢ્યા છે એ ભુલવા જેવું નથી. તેઓશ્રી કહે છે કે—

" स्तुतिस्वरूपा विविधार्थचित्रा-
ऽलङ्कारसारा सरसाऽप्रमेया ॥ "

( ૨ ) શ્રીમાન્ સંઘતિલકસૂરિજીએ આ કવિરાજના સંબંધમાં નીચે મુજબનો અભિપ્રાય આપ્યો છે:—

" वीओ सोहणनामा, जस्स कवित्तं विचित्तयं सुणिउं ।
केहिं न विम्हियहियएहिं पंडिएहिं सिरं धुणियं ॥
बहुपरियणपरियरिया, अखंडपंडिच्चदप्पदुप्पिच्छा ।
सिरिभोयरायरायं, गणस्स मुहमंडणं जाया ॥ "

—સમ્યક્ત્વ-સપ્તતિની ટીકા ( પત્રાંક ૭૫ )

અર્થાત્ ( સર્વધરને ) બીજો શોભન નામે પુત્ર હતો. એની વિચિત્ર કવિતાનું શ્રવણ કર્યા બાદ હૃદયમાં વિસ્મય પામેલા એવા કયા કયા પણ્ડિતોએ મસ્તક ધુણાવ્યું નથી ? શોભન અને ધનપાલ એ બંને ઘણા સેવકોથી સેવિત હતા, અખણ્ડિત વિદ્વત્તાના ગર્વથી દુઃપ્રેક્ષ્ય ( દુઃખે કરીને જોઇ શકાય તેવા ) હતા તેમજ તેઓ શ્રીભોજ રાજેશ્વરના મુખ-મણ્ડન બન્યા હતા.

( ૩ ) સાહિત્ય-રસિક ડૉ. યાકોબી જેવા વિદ્વાને પણ એની મુક્ત કંઠે પ્રશંસા કરી છે, આ વાત તેમણે જર્મન ભાષામાં લખેલી પ્રસ્તાવના ઉપરથી જોઈ શકાય છે.

( ૪ ) આ કાવ્યની શોભન મુનિજીના ગુરૂએ પણ પ્રશંસા કરી છે એમ પ્રભાવક-ચરિત્રમાંના શ્રીમહેન્દ્રસૂરિપ્રબન્ધના નીચે આપેલા ૩૧૯ મા પદ્ય ઉપરથી જોઇ શકાય છે:—

" स प्राह न स्तुतिध्याना-ज्जानेऽपश्यदहो गुरुः ।
तत्काव्यान्यथ हर्षेण, प्रांशंसत् तं चमत्कृतः ॥ १ ॥ "

( ૫ ) આ કાવ્યથી જૈન સમાજ વિશેષતઃ પરિચિત છે એ વાત પણ તેની ગૌરવતા જાહેર કરે છે.

હવે હું આ ઉપોદ્‌ઘાત પૂર્ણ કરૂં તે પૂર્વે મારી અલ્પ બુદ્ધિને લઇને આ કાવ્ય ઉપર યથાયોગ્ય પ્રકાશ પાડી ન શકાયો હોય તો તેથી આ કાવ્યમાં ન્યૂનતા છે એમ ન માનવું એટલી પાઠક-વર્ગને ખાસ ભલામણ કરતો તેમજ મતિ-દોષ કે મુદ્રણ દોષને લીધે જે કંઇ ખામીઓ આ પુસ્તકમાં નજરે પડે તે બદલ સાક્ષર વર્ગ ક્ષમા કરશે એવી આશા રાખતો હું વિરમું છું, કેમકે

" गच्छतः स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र, समादधति सज्जनाः ॥ १ ॥ "

ભૂલેશ્વર, મુંબાઈ.
વીર સંવત્ ૨૪૫૨,
માર્ગશીર્ષ શુકલ એકાદશી.

હીરાલાલ રસિકદાસ કાપડિયા.

# વિષય-પ્રદર્શન



---

૧-૩ અત્ર ત્રણ જૂદી જાતના ટાઇપ વાપરીને અહીં વિષયના ત્રણ પ્રકારો સૂચવવામાં આવ્યા છે. જેમકે સૌથી મોટા ટાઇપમાં પદ્યાંકનો વિષય, તેનાથી નાના ટાઇપમાં સ્પષ્ટીકરણમાં આપેલા વિષયો અને સૌથી નાના ટાઇપમાં મોટે ભાગે ટિપ્પણીમાં આપેલા વિષયો આપ્યા છે.

# स्पष्टीकरणसाधनीभूतग्रन्थसूची

## ( સ્પષ્ટીકરણમાં સાધનરૂપ ગ્રન્થોની સૂચી )

| जैनग्रन्थाः | कर्तारः |
|---|---|
| त्रिषष्टिशलाकापुरुषचारित्रम् | कलिकालसर्वज्ञश्री' हेमचन्द्र 'सूरिः |
| सिद्धहेमशब्दानुशासनम् | ,, |
| अभिधानचिन्तामणिः | ,, |
| अभिधानचिन्तामणिपरिशिष्टम् | ,, |
| अनेकार्थसङ्ग्रहः | ,, |
| वीतरागस्तोत्रम् | ,, |
| छन्दोऽनुशासनम् | ,, |
| योगशास्त्रम् | ,, |
| अयोगव्यवच्छेदद्वात्रिंशिका | ,, |
| अनुयोगद्वाराणि | गणधरः |
| अनुयोगद्वारवृत्तिः | मलधारगच्छीयश्री' हेमचन्द्र 'सूरिः |
| शीलोपदेशमाला | ,, |
| पुष्पमाला | ,, |
| भवभावना | ,, |
| प्रवचनसारोद्धारः | श्री' नेमिचन्द्र 'सूरिः |
| प्रवचनसारोद्धारवृत्तिः | श्री' सिद्धसेन 'सूरिः |
| प्रमाणनयतत्त्वालोकालङ्कारः | श्री' वादिदेव 'सूरिः |
| स्याद्वादरत्नाकरः | ,, |
| रत्नाकरावतारिका ( प्रमाण० वृत्तिः ) | श्री' रत्नप्रभ 'सूरिः |
| न्यायकुसुमाञ्जलिः | न्यायविशारदन्यायतीर्थमुनिश्री' न्यायविजयः' |
| अध्यात्मतत्त्वालोकः | ,, |
| तत्त्वार्थाधिगमसूत्रम् | वाचकवर्यश्री' उमास्वातिः' |
| तत्त्वार्थाधिगमसूत्रभाष्यम् | ,, |
| तत्त्वार्थाधिगमसूत्रसम्बन्धकारिकाटीका | श्री' देवगुप्त 'सूरिः |
| तत्त्वार्थाधिगमसूत्रटीका | श्री' सिद्धसेन 'गणिः |
| कर्मप्रकृतिः ( कम्मपयडी ) | श्री' शिवशर्म 'सूरिः |
| कर्मग्रन्थः | श्री' देवेन्द्र 'सूरिः |
| पञ्चसङ्ग्रहः | श्री' चन्द्रर्षि 'महत्तरः |

| | |
|---|---|
| जम्बूद्वीपप्रज्ञप्तिः | गणधरः |
| जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तिः | श्री 'शान्तिचन्द्रः' |
| आवश्यकनिर्युक्तिः | श्री 'भद्रबाहु'स्वामी |
| विशेषावश्यकम् | क्षमाश्रमणश्री 'जिनभद्र'गणिः |
| बृहत्सङ्ग्रहिणी | ,, |
| प्रज्ञापनावृत्तिः | श्री 'मलयगिरिः' |
| जीवाजीवाभिगमवृत्तिः | ,, |
| भगवतीसूत्रम् | गणधरः |
| योगविन्दुः | |
| सम्मतितर्कः | तार्किकचक्रवर्तिश्री 'सिद्धसेनदिवाकरः' |
| कल्याणमन्दिरस्तोत्रम् | ,, |
| आगमसारः | श्री 'देवचन्द्रः' |
| नयचक्रम् | श्री 'मल्लवादि'सूरिः |
| नयामृततरङ्गिणी | न्यायाचार्य-न्यायविशारद-श्री 'यशोविजयः' |
| द्वात्रिंशद्द्वात्रिंशिका | ,, |
| नयप्रदीपः | ,, |
| नयरहस्यः | ,, |
| अध्यात्मोपनिषद् | ,, |
| नयोपदेशः | ,, |
| स्याद्वादकल्पलता | ,, |
| ज्ञाताधर्मकथाङ्गः | गणधरः |
| समवायाङ्गः | ,, |
| नन्दीसूत्रम् | क्षमाश्रमणश्री 'देववाचक' सूरिः |
| कल्पसूत्रम् | श्री 'भद्रबाहुस्वामी' |
| सुबोधिका (कल्पसूत्रवृत्तिः) | उपाध्यायश्री 'विनयविजयः' |
| लोकप्रकाशः | ,, |
| धर्मविन्दुः | श्री 'हरिभद्र'सूरिः |
| अनेकान्तजयपताका | ,, |
| आवश्यकटीका | ,, |
| अर्थदीपिका (श्रीश्राद्धप्रतिक्रमणसूत्रम्) | श्री 'रत्नशेखर' सूरिः |
| आवश्यकचूर्णिः | श्री 'जिनदास'महत्तरः |
| स्थानाङ्गम् | गणधरः |
| आचाराङ्गम् | ,, |
| चैत्यवन्दनमहाभाष्यम् | श्री 'शान्ति'सूरिः |

| | |
|---|---|
| अष्टलक्षी ( अर्थरत्नावली ) | उपाध्यायश्री 'समयसुन्दरः' |
| आचारदिनकरः | श्री 'वर्धमान' सूरिः |
| निर्वाणकलिका | श्री 'पादलिप्त' सूरिः |
| उपदेशरत्नाकरः | सहस्रावधानाप्रतिमप्रतिमाधुरन्धर-श्री 'मुनिसुन्दर' सूरिः |
| दशवैकालिकम् | श्री 'शय्यम्भव' सूरिः |
| सिद्धान्तागमस्तवः | श्री 'जिनप्रभ' सूरिः |
| चतुर्विंशतिका | श्री 'बप्पभट्टि' सूरिः |
| भक्तामरस्तोत्रम् | श्री 'मानतुङ्ग' सूरिः |
| नमिऊणम् | " |
| अध्यात्मकल्पद्रुमटीका | श्री 'धनविजयगणिः' |
| जैनस्तोत्रसङ्ग्रहस्य द्वितीयो विभागः | प्रकाशयित्री—श्रीयशोविजयजैनग्रन्थमाला |
| श्रीचतुर्विंशतिजिनानन्दस्तुतयः | श्री 'मेरुविजय' गणिः |
| वैराग्यशतकम् | श्री 'पद्मानन्द' कविः |
| वाग्भटालङ्कारः | श्री 'वाग्भटः' |
| संवेगद्रुमकन्दली | श्री 'विमल' सूरिः |
| लघुशान्तिस्तोत्रम् | श्री 'मानदेवः' सूरिः |
| स्तुतिचतुर्विंशतिकाटीका | श्री 'सिद्धिचन्द्रगणिः' |
| " | श्री 'सौभाग्यसागर' सूरिः |
| " | मुनिराजश्री 'जयविजयः' |
| आचाराङ्गवृत्तिः | श्री 'शीलाङ्क' सूरिः |
| शत्रुञ्जयमाहात्म्यम् | श्री 'धनेश्वर' सूरिः |
| उपदेशतरङ्गिणी | श्री 'रत्नमन्दिर' गणिः |
| धर्मसङ्ग्रहः | श्री 'मानविजयः' |
| वीरभक्तामरम् | उपाध्यायश्री 'धर्मवर्धन' गणिः |
| शान्तिनाथचरित्रम् | |
| सेनप्रश्नम् | श्री 'शुभविजयः' |
| जीवसमासः | |
| भक्तामरसमस्या ( शान्तिभक्तामरम् ) | मुनिश्री 'लक्ष्मीविमलः' |
| सुपासनाहचरियं | श्री 'लक्ष्मण' गणि• |
| नमुत्थुणं | 'सौधर्मेन्द्रः' |
| भरहेसरसज्झाय | |

| જૈન ગુજરાતી ગ્રન્થો | કર્તા |
|---|---|
| પ્રકરણ-રત્નાકર | શ્રાવક 'ભીમસી માણેક' |
| વીર-સ્તવન | ઉપાધ્યાય શ્રી 'વિનયવિજયજી' |
| બ્રહ્મચર્યદિગ્દર્શન | શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી 'વિજયધર્મ' સૂરિજી |
| સૂક્તમુક્તાવલી | મુનિશ્રી 'કેસર વિમલજી' |
| નેમિનાથ-સ્તવન | ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહામહોપાધ્યાયશ્રી 'યશોવિજયજી' |
| તત્ત્વાખ્યાન ( ઉત્તરાર્ધ ) | ન્યાયવિશારદ ન્યાયતીર્થ ઉપાધ્યાયશ્રી 'મંગલવિજયજી' |

| जैन हिन्दी ग्रन्थ | कर्ता |
|---|---|
| अहिंसादिग्दर्शन | शास्त्रविशारद श्री ' विजयधर्म 'सूरि |

| अजैनसंस्कृतग्रन्थाः | कर्तारः |
|---|---|
| किरातार्जुनीयम् | महाकवि ' भारविः ' |
| श्रुतबोधः | कविराज ' कालिदासः ' |
| कुमारसम्भवः | " |
| वृत्तरत्नाकरः | श्रीमट्टकेदारः |
| सिद्धान्तकौमुदी ( अष्टाध्यायीटीका ) | महामहोपाध्याय ' श्रीमट्टोजिदीक्षितः ' |
| शिशुपालवधः | कविवर ' माघः ' |
| महाभारतम् | आद्यकवीश्वर ' वाल्मीकिः ' |
| मनुस्मृतिः | भगवान् ' मनुः ' |
| भगवद्गीता | श्री ' कृष्णः ' |
| मृच्छकटिकम् | श्री ' शूद्रक ' कविः |
| काव्यमाला ( सप्तमगुच्छकः ) | |
| मालतीमाधवनाटकम् | महाकवि ' भवभूतिः ' |

| ગુજરાતી નાટક | કર્તા |
|---|---|
| દ્રૌપદી-નાટક | મર્હુમ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી |



नमः परमात्मने ।

सुविहितपुरन्दरश्रीशोभनमुनिवर्यविहिता

# ॥ स्तुतिचतुर्विंशतिका ॥

## १ श्रीऋषभजिनस्तुतयः

अथ श्रीनाभिनन्दनस्तुतिः—

भव्याम्भोजविबोधनैकतरणे ! विस्तारिकर्मावली–
रम्भासामज ! 'नाभि'नन्दन ! महानष्टापदाभासुरैः ।
भक्त्या वन्दितपादपद्म ! विदुषां सम्पादय प्रोज्झिता–
रम्भासाम ! जनाभिनन्दन ! महानष्टापदाभासुरैः ॥ १ ॥

—शार्दूलविक्रीडितम् ( १२,७ )

समस्तजिनवराणां स्तुतिः—

ते वः पान्तु जिनोत्तमाः क्षतरुजो नाचिक्षिपुर्यन्मनो
दारा विभ्रमरोचिताः सुमनसो मन्दारवा राजिताः ।
यत्पादौ च सुरोज्झिताः सुरभयाञ्चक्रुः पतन्त्योऽम्बरा–
दाराविभ्रमरोचिताः सुमनसो मन्दारवाराजिताः ॥ २ ॥ —शार्दूल०

जिनप्रवचनप्रशंसा—

शान्तिं वस्तनुतान् मिथोऽनुगमनाद् यन्नैगमाद्यैर्नयै–
रक्षोभं जन ! हेऽतुलं छितमदोदीर्णाङ्गजालं कृतम् ।
तत् पूज्यैर्जगतां जिनैः प्रवचनं दृप्यत्कुवाद्यावली–
रक्षोभञ्जनहेतुलाञ्छितमदो दीर्णाङ्गजालङ्कृतम् ॥ ३ ॥ —शार्दूल०

श्रुतदेवतास्मरणम्—

शीतांशुत्विपि यत्र नित्यमदधद् गन्धाढ्यधूलीकणा–
नाली केसरलालसा समुदिताऽऽशु भ्रामरीभासिता ।
पायाद् वः श्रुतदेवता निदधती तत्राब्जकान्ती क्रमौ
नालीके सरलाऽलसा समुदिता शुभ्रामरीभासिता ॥ ४ ॥ १ ॥—शार्दूल०




अथ अजितनाथप्रणामः—

त'मजित'मभिनौमि यो विराजद्–
वनघनमेरुपरागमस्तकान्तम् ।
निजजननमहोत्सवेऽधितष्ठा–
वनघनमेरुपरागमस्तकान्तम् ॥ १ ॥
—पुष्पिताग्रा

जिनकदम्बकाभिनुतिः—

स्तुत जिननिवहं तमर्तितप्ता–
ध्वनदसुरामरवेण वस्तुवन्ति ।
यममरपतयः प्रगाय पार्श्वे–
ध्वनदसुरामरवेणवः स्तुवन्ति ॥ २ ॥ —पुष्पि०

जिनमतविचारः—

प्रवितर वसतिं त्रिलोकबन्धो !
गमनयोगततान्तिमे पदे हे ।
जिनमत ! विततापवर्गवीथी–
गमनययो ! गततान्ति मेऽपदेहे ॥ ३ ॥ —पुष्पि०

१ 'भ्रामरी भासिता' इत्यपि पदच्छेदः । २ 'गम । नय०' इत्यपि संभवति ।

मानसीदेव्याः प्रार्थना—

सितशकुनिगताऽऽशु मानसीद्धा-
ऽऽत्ततिमिरम्मदभासुराजिताशम्।
वितरतु दधती पविं क्षतोद्यत्-
ततिमिरं मदभासुराजिता शम् ॥ ४ ॥२॥ —पुष्पि०

## ३ श्रीशम्भवजिनस्तुतयः

अथ श्रीशम्भवस्याभ्यर्थना—

निर्भिन्नशत्रुभवभय !
शं भवकान्तारतार ! तार ! ममारम्।
वितर त्रातजगत्त्रय !
'शम्भव !' कान्तारतारतारममारम् ॥ १ ॥

—आर्यागीतिः

जिनवराणामाश्रयाल्लक्ष्मीः—

आश्रयतु तव प्रणतं
विभया परमा रमाऽरमानमदमरैः ।
स्तुत ! रहित ! जिनकदम्बक !
विभयापरमार ! मारमानमदमरैः ॥ २ ॥ —आर्या०

जिनमतस्य प्राधान्यम्—

जिनराज्या रचितं स्ता-
दसमानन्नयानया नयायतमानम्।
शिवशर्मणे मतं दध-
दसमाननयानयानया यतमानम् ॥ ३ ॥ —आर्या०

१ '०मा सुरा०' इत्यपि पदच्छेदः । २ '०मासुराऽजिता' इत्यपि सम्भवति।

वज्रशृङ्खलायै प्रणामः—

शृङ्खलभृत् कनकनिभा
या तामसमानमानमानवमहिताम् ।
श्री'वज्रशृङ्खलां' कज–
यातामसमानमानमानवमहिताम् ॥ ४ ॥ ३ ॥ —आर्या०

## ४ श्रीअभिनन्दनजिनस्तुतयः

अथ अभिनन्दनस्य प्रार्थना—

त्वमशुभा'न्यभिनन्दन'! नन्दिता–
सुरवधूनयनः परमोदरः ।
स्मरकरीन्द्रविदारणकेसरिन् !
सुरव ! धूनय नः परमोऽदरः ॥ १ ॥
—द्रुतविलम्बितम्

समग्रजिनेश्वराणामभ्यर्थना—

जिनवराः ! प्रयतध्वमितामया
मम तमोहरणाय महारिणः ।
प्रदधतो भुवि विश्वजनीनता–
ममतमोहरणा यमहारिणः ॥ २ ॥ —द्रुत०

आगमस्तुतिः—

असुमतां मृतिजात्यहिताय यो
जिनवरागम ! नो भवमायतम् ।
प्रलघुतां नय निर्मथितोद्धता–
जिनवरागमनोभवमाय ! तम् ॥ ३ ॥ —द्रुत०

१ '०मायतम्' इत्यपि संभवति ।

श्रीरोहिण्यै नमः—

विशिखशङ्खजुषा धनुषाऽस्तसत्—
सुरभिया ततनुन्नमहारिणा।
परिगतां विशदामिह 'रोहिणीं'
सुरभियाततनुं नम हारिणा ॥ ४ ॥ ४ ॥—द्रुत०

## ५ श्रीसुमतिजिनस्तुतयः

अथ श्रीसुमतिनाथस्य स्तुतिः—

मदमदनरहित ! नरहित !
'सुमते !' सुमतेन ! कनकतारेतारे ! ।
दमदमपालय ! पालय
दरादरातिक्षतिक्षपातः पातः ! ॥ १ ॥—आर्यागीतिः

समग्रजिनेश्वराणां विज्ञप्तिः—

विधुतारा ! विधुताराः !
सदा सदाना ! जिना ! जिताघाताघाः ! ।
तनुतापातनुतापा !
हितमाहितमानवनवविभवा ! विभवाः ! ॥ २ ॥ —आर्या०

सर्वज्ञसिद्धान्तस्य स्मरणम्—

मतिमाति जिनराजि नरा–
हितेहिते रुचितरुचि तमोहेऽमोहे ।
मतमतनूनं नूनं
स्मरास्मराधीरधीरसुमतः सुमतः ॥ ३ ॥ —आर्या०

कालीदेव्यै प्रार्थना—

नैगदाऽमानगदा मा-
महो महोराजिराजितरसा तरसा ।
घनघनकाली काली
बतावतादूनदूनसत्रासत्रा ॥ ४ ॥ ५ ॥ —आर्या०

## ६ श्रीपद्मप्रभजिनस्तुतयः

अथ श्रीपद्मप्रभाय विनतिः—

पादद्वयी दलितपद्ममृदुः प्रमोद-
मुन्मुद्रतामरसदामलतान्तपात्री ।
'पाद्मप्रभी' प्रविदधातु सतां वितीर्ण-
मुन्मुद्रतामरसदा मलतान्तपात्री ॥ १ ॥
—वसन्ततिलका

समग्रजिनेश्वराणां स्तुतिः—

सा मे मतिं वितनुताज्जिनपङ्क्तिरस्त-
मुद्राऽऽगताऽमरसभाऽसुरमध्यगाऽऽयाम् ।
रत्नांशुभिर्विदधती गगनान्तराल-
मुद्रागतामरसभासुरमध्यगाद् याम् ॥ २ ॥ —वसन्त०

श्रीसिद्धान्तस्वरूपम्—

भ्रान्तिच्छिदं जिनवरागममाश्रयार्थ-
मारामभानम लसन्तमसङ्गमानाम् ।
धामाग्रिमं भवसरित्पतिसेतुमस्त-
मारामभानमलसन्तमसं गमानाम् ॥ ३ ॥ —वसन्त०

---

१ 'नगदामान०' इति पाठान्तरम् । २ '०सत्रा सत्रा' इत्यपि पदच्छेदः । ३ '०सदाऽऽमलता०' इत्यपि पाठः ।
४ 'मुद्रा गताऽमरसभा सुरमध्यगायाम्' इत्यपि संभवति ।

गान्धारीदेवीस्तुतिः—

'गान्धारि ! ' वज्रमुसले जयतः समीर-
पातालसत्कुवलयावलिनीलभे ते ।
कीर्तीः करप्रणयिनी तव ये निरुद्ध-
पातालसत्कुवलया बलिनी लभेते ॥ ४ ॥ ६ ॥ —वसन्त०



## ७ श्रीसुपार्श्वजिनस्तुतयः

अथ श्रीसुपार्श्वजिनस्मरणम्—

कृतनति कृतवान् यो जन्तुजातं निरस्त-
स्मरपरमदमायामानबाधायशस्तम् ।
सुचिरमविचलत्वं चित्तवृत्तेः ' सुपार्श्वं '
स्मर परमदमाया मानवाधाय शस्तम् ॥ १ ॥
—मालिनी ( ८, ७ )

जिनराज्या ध्यानम्—

व्रजतु जिनततिः सा गोचरे चित्तवृत्तेः
सदमरसहिताया वोऽधिका मानवानाम् ।
पदमुपरि दधाना वारिजानां व्यहार्षीत्
सदमरसहिता या बोधिकामा नवानाम् ॥ २ ॥ —मालिनी

जिनमतप्रशंसा—

दिशदुपशमसौख्यं संयतानां सदैवो-
रु जिनमतमुदारं काममायामहारि ।
जननमरणरीणान् वासयत् सिद्धिवासे-
ऽरुजि नमत मुदाऽरं काममायामहारि ॥ ३ ॥ —मालिनी

महामानस्याः स्तुतिः—

दधति ! रविसपत्नं रत्नमाभास्तभास्वन्–
नवघनतरवारिं वा रणारावरीणाम् ।
गतवति ! विकिरत्यालीं 'महामानसी'ष्टा–
नव घनतरवारिं वारणारावरीणाम् ॥ ४ ॥ ७ ॥ —मालिनी



## ८ श्रीचन्द्रप्रभजिनस्तुतयः

अथ चन्द्रप्रभप्रभवे प्रणामः—

तुभ्यं 'चन्द्रप्रभ !' जिन ! नमस्तामसोज्जृम्भितानां
हाने कान्तानलसम ! दयावन् ! दितायासमान ! ।
विद्वत्पङ्क्त्या प्रकटितपृथुस्पष्टदृष्टान्तहेतू–
हानेकान्तानलसमदया वन्दितायासमान ! ॥ १ ॥
—मन्दाक्रान्ता ( ४, ६, ७ )

जिनेश्वराणां नुतिः—

जीयाद् राजी जनितजननज्यानिहानिर्जिनानां
सत्याधारं जयदसितरुक् सारविन्दाऽवतारम् ।
भव्योद्धृत्या भुवि कृतवती याऽवहद् धर्मचक्रं
सत्यागा रञ्जयदमितरुक् सो रविं दावतारम् ॥ २ ॥ —मन्दा०

सिद्धान्तस्तुतिः—

सिद्धान्तः स्तादहितहतयेऽख्यापयद् यं जिनेन्द्रः
सद्राजीवः स कविधिषणापादनेऽकोपमानः ।
दक्षः साक्षाच्छ्रवणचुलुकैर्यं च मोदाद् विहायः–
सद्राजी वः सकविधिषणाऽपादनेकोपमानः ॥ ३ ॥ —मन्दा०

१ 'राजिः' इत्यपि पाठः । २ 'सारविन्दा वतारम्' इति पाठान्तरम् ।

वज्राङ्कुश्याः स्तुतिः—

'वज्राङ्कुश्य'ङ्कुशकुलिशभृत् ! त्वं विधत्स्व प्रयत्नं
स्वायत्यागे ! तनुमदवने हेमताराऽतिमत्ते ।
अध्यारूढे ! शशधरकरश्वेतभासि द्विपेन्द्रे
स्वायत्याऽगेऽतनुमदवने हेऽमतारातिमत्ते ! ॥ ४ ॥ ८ ॥ —मन्दा०



## ९ श्रीसुविधिजिनस्तुतयः

अथ श्रीसुविधिनाथाय प्रार्थना—

तवाभिवृद्धिं 'सुविधि'र्विधेयात्
स भासुरालीनतपा दयावन् ! ।
यो योगिपङ्क्त्या प्रणतो नभःसत्-
सभासुरालीनतपादयाऽवन् ॥ १ ॥

—उपजातिः

जिनेश्वरेभ्योऽभ्यर्थना—

या जन्तुजाताय हितानि राजी
सारा जिनानामलपद् ममालम् ।
दिश्यान्मुदं पादयुगं दधाना
सा राजिनानामलपद्ममालम् ॥ २ ॥

—इन्द्रवज्रा

जिनवाणी—

जिनेन्द्र ! भङ्गैः प्रसभं गभीरा-
ऽऽशु भारती शस्यतमरतवेन ।
निर्नाशयन्ती मम शर्म दिश्याद्
शुभाऽरतीशस्य तमस्तवेन ! ॥ ३ ॥ —उप०

१ 'शुभा रतीश०' इत्यपि पाठः ।

ज्वलनायुधायै विज्ञापना—

दिश्यात् तवाशु ' ज्वलनायुधा'ऽल्प-
मध्या सिता कं प्रवरालकस्य ।
अस्तेन्दुरास्यस्य रुचोरु[१] पृष्ठ-
मध्यासिताऽकम्प्रवरालकस्य ॥ ४ ॥ ९ ॥ —इन्द्र०

---

## १० श्रीशीतलजिनस्तुतयः

अथ श्रीशीतलजिनस्तुतिः—

जयति[२] 'शीतल'तीर्थकृतः सदा
चलनतामरसं सदलं घनम् ।
नवकमम्बुरुहां पथि संस्पृश-
चलनतामरसंसदलङ्घनम् ॥ १ ॥
—द्रुतविलम्बितम्

जिनानां स्मरणम्—

स्मर जिनान् परिनुन्नजरारजो[३]-
जननतानवतोदयमानतः ।
परमनिर्वृतिशर्मकृतो यतो
जन ! नतानवतोऽदयमानतः ॥ २ ॥ —द्रुत०

[४]सिद्धान्तस्वरूपम्—

जयति कल्पितकल्पतरूपमं
मतमसारतरागमदारिणा ।
प्रथितमत्र जिनेन मनीषिणा-
मतमसा रतरागमदारिणा ॥ ३ ॥ —द्रुत०

---

१ ' ०स्पृष्ठ- ' इत्यपि संभवति । २ ' जयतु ' इति पाठान्तरम् । ३ ' ०रजो-' इति पाठान्तरम् । ४ ' जननता० ' इत्यपि संभवति ।

मानवीदेव्याः स्तुतिः—

घनरुचिर्जयताद् भुवि 'मानवी'
गुरुतराविहतामरसङ्गता ।
कृतकराऽस्त्रवरे फलपत्रभा-
गुरुतराविह तामरसं गता ॥ ४ ॥ १० ॥ —द्रुत०

---

## ११ श्रीश्रेयांसजिनस्तुतयः

अथ श्रीश्रेयांसजिनस्य परमं वैराग्यम्—

कुसुमधनुषा यस्मादन्यं न मोहवशं व्यधुः
कमलसदृशां गीतारावा बलादयि तापितम् ।
प्रणमततरां द्राक् 'श्रेयांसं' न चाहृत यन्मनः
कमलसदृशाङ्गी तारा वाऽबला दयिताऽपि तम् ॥ १ ॥
—हरिणी ( ६, ४, ७ )

जिनवराणां तल्लक्षणगर्भितस्तुतिः—

जिनवरततिर्जीवालीनामकारणवत्सला-
ऽसमदमहिताऽमारा दिष्टासमानवराऽजया ।
नमदमृतभुक्पङ्क्त्या नुता तनोतु मतिं ममा-
ऽसमदमहितामारादिष्टा समानवराजया ॥ २ ॥ —हरिणी

जिनागमस्य स्तुतिः—

भवजलनिधिभ्राम्यज्जन्तुव्रजायतपोत ! हे
तनु मतिमतां सन्नाशानां सदा नरसम्पदम् ।
समभिलषतामर्हन्नाथागमानतभूपतिं
तनुमति मतां सन्नाशानां सदानरसं पदम् ॥ ३ ॥ —हरिणी

---

१ '०तराऽविहता०' इत्यपि पाठः । २ 'प्रणमततमां' इत्यपि पाठः । ३ '०माराऽऽदिष्टासमानवरा ज्या' इत्यपि पाठः ।

श्रीमहाकालीदेव्या विजयः—

घृतपविफलाक्षालीघण्टैः करैः कृतबोधित–
प्रजयतिमहा कालीमर्त्याधिपङ्कजराजिभिः ।
निजतनुलतामध्यासीनां दधत्यपरिक्षतां
प्रजयति 'महाकाली' मर्त्याधिपं कजराजिभिः ॥४॥११॥—हरिणी

## १२ श्रीवासुपूज्यजिनस्तुतयः

अथ श्रीवासुपूज्यवन्दनम्—

पूज्य ! श्री' वासुपूज्या 'वृजिन ! जिनपते ! नूतनादित्यकान्ते–
ऽमायासंसारवासावन ! वर ! तरसाली नवालानबाहो ! ।
आनम्रा त्रायतां श्रीप्रभवभवभयाद् बिभ्रती भक्तिभाजा–
मायासं सारवाऽसावनवरतरसालीनवाला नवाऽहो ! ॥ १ ॥
—स्रग्धरा( ७,७,७ )

जिनराज्यै प्रार्थना—

पूतो यत्पादपांशुः शिरसि सुरततेराचरच्चूर्णशोभां
या तापत्राऽसमाना प्रतिमदमवतीहारता राजयन्ती ।
कीर्तेः कान्त्या ततिः सा प्रविकिरतुतरां जैनराजी रजस् ते
यातापत्त्रासमानाऽप्रतिमदमवती हारतारा जयन्ती ॥ २ ॥ —स्रग्०

जिनवाण्याः स्वरूपम्—

नित्यं हेतूपपत्तिप्रतिहतकुमतप्रोद्धतध्वान्तबन्धा–
ऽपापायाऽऽसाद्यमानाऽमदन ! तव सुधासारहृद्या हितानि ।
वाणी निर्वाणमार्गप्रणयिपरिगता तीर्थनाथ ! क्रियान्मे–
ऽपापायासाद्यमानामदनत ! वसुधासार ! हृद्याहितानि ॥३॥—स्रग्०

श्रीशान्तिदेव्याः स्तुतिः—

रक्षःक्षुद्रग्रहादिप्रतिहतिशमनी वाहितश्वेतभास्वत्-
सन्नालीका सदा सापरिकरमुदिता सा क्षमालाभवन्तम् ।
शुभ्रा श्री'शान्ति'देवी जगति जनयतात् कुण्डिका भाति यस्याः
सन्नालीका सदासा परिकरमुदिता साक्षमाला भवन्तम् ॥ ४ ॥१२॥ —स्रग्०



## १३ श्रीविमलजिनस्तुतयः

अथ श्रीविमलनाथाय प्रणामः—

अपापदमलं घनं शमितमानमामो हितं
नतामरसभासुरं विमलमालयाऽऽमोदितम् ।
अपापदमलङ्घनं शमितमानमामोहितं
न तामरसभासुरं 'विमल'मालयामोदितम् ॥ १ ॥
—पृथ्वी ( ८, ९ )

समस्तजिनेश्वराणा नुतिः—

सदानवसुराजिता असमरा जिना भीरदाः
क्रियासु रुचितासु ते सकलभारतीरा यताः ।
सदानवसुराजिता असमराजिनाभीरदाः
क्रियासुरुचितासु ते सकलभा रतीरायताः ॥ २ ॥ —पृथ्वी

जिनप्रवचनप्रणामः—

सदा यतिगुरोरहो ! नमत मानवैरञ्चितं
मतं वरदमेनसा रहितमायताभावतः ।
सदायति गुरोरहो न मतमानवैरं चितं
मतं वरदमेन सारहितमायता भावतः ॥ ३ ॥ —पृथ्वी

श्रीरोहिण्यै विनतिः—

प्रभाजि तनुतामलं परमचापला 'रोहिणी'
सुधावसुरभीमना मयि सभाक्षमालेहितम् ।
प्रभाजितनुताऽमलं परमचापलाऽऽरोहिणी
सुधावसुरभीमनामयिसभा क्षमाले हितम् ॥ ४ ॥ १३ ॥—पृथ्वी

---

## १४ श्रीअनन्तजिनस्तुतयः

अथ श्रीअनन्तनाथस्य स्तुतिः—

सकलधौतसहासनमेरव-
स्तव दिशन्त्वभिषेकजलप्लवाः ।
मत'मनन्तजितः' स्नापितोल्लसव-
सकलधौतसहासनमेरवः ॥ १ ॥

—द्रुतविलम्बितम्

जिनसमुदायस्य विज्ञप्तिः—

मम रतामरसेवित ! ते क्षण-
प्रद ! निहन्तु जिनेन्द्रकदम्बक ! ।
वरद ! पादयुगं गतमज्ञता-
ममरतामरसे विततेक्षण ! ॥ २ ॥ —द्रुत०

आगमस्तुतिः—

परमतापदमानसजन्मनः-
प्रियपदं भवतो भवतोऽवतात् ।
जिनपतेर्मतमस्तजगत्त्रयी-
परमतापदमानसजन्मनः ॥ ३ ॥ —द्रुत०

श्रीअच्युतायाः स्तुतिः—

रसितमुच्चतुरं गमनाय कं
दिशतु काञ्चनकान्तिरिता'ऽच्युता'।
धृतधनुःफलकासिशरा करै-
रसितमुच्चतुरङ्गमनायकम् ॥ ४ ॥१४॥ —द्रुत०


१५ श्रीधर्मजिनस्तुतयः

अथ श्रीधर्मनाथाय प्रणामः—

नमः श्रीधर्म ! निष्कर्मो-दयाय महितायते ! ।
मर्त्यामरेन्द्रनागेन्द्रै-र्दयायमहिताय ते ॥ १ ॥
—अनुष्टुप्

जिनसमूहस्य स्तुतिः—

जीयाज्जिनौघो ध्वान्तान्तं, ततान लसमानया ।
भामण्डलत्विषा यः स, ततानलसमानया ॥ २ ॥ —अनु०

भारत्याः संकीर्तना—

भारति ! द्राग् जिनेन्द्राणां, नवनौरक्षतारिके ।
संसाराम्भोनिधावस्मा-नवनौ रक्ष तारिके ! ॥ ३ ॥ —अनु०

श्रीप्रज्ञप्तिदेव्याः स्तुतिः—

केकिस्था वः क्रियाच्छक्ति-करा लाभानयाचिता ।
'प्रज्ञप्ति'र्नूतनाम्भोज-करालाभा नयाचिता ॥४॥१५॥ —अनु०




अथ श्रीशान्तिनाथस्य स्तुतिः—

राजन्त्या नवपद्मरागरुचिरैः पादैर्जिताष्टापदा–
द्रेऽकोप ! द्रुतजातरूपविभया तन्वाऽऽर्य ! धीर ! क्षमाम् ।
बिभ्रत्याऽमरसेव्यया जिनपते ! श्री'शान्ति'नाथास्मरो–
द्रेकोपद्रुत ! जातरूप ! विभयातन्वार्यधी[2] ! रक्ष माम् ॥ १ ॥

—शार्दूलविक्रीडितम्

जिनवराणां विजयः—

ते जीयासुरविद्विषो जिनवृषा मालां दधाना रजो–
राज्या मेदुरपारिजातसुमनःसन्तानकान्तां चिताः ।
कीर्त्या कुन्दसमत्विषेषदपि ये न प्राप्तलोकत्रयी–
राज्या मेदुरपारिजातसुमनःसन्तानकान्ताञ्चिताः ॥२॥ —शार्दूल०

जिनमतस्य स्तुतिः—

जैनेन्द्रं मतमातनोतु सततं सम्यग्दृशां सद्गुणा–
लीलाभं गमहारि भिन्नमदनं तापापहृद् यामरम् ।
दुर्निर्भेदनिरन्तरान्तरतमोनिर्नाशि पर्युल्लस–
ल्लीलाभङ्गमहारिभिन्नमदनन्तापापहृद्यामरम् ॥३॥ —शार्दूल०

श्रीब्रह्मशान्तियक्षस्य स्तुतिः—

दण्डच्छत्रकमण्डलूनि कलयन् स ' ब्रह्मशान्तिः ' क्रियात्
सन्त्यज्यानि शमी क्षणेन शमिनो मुक्ताक्षमाली हितम् ।
तप्ताष्टापदपिण्डपिङ्गलरुचिर्योऽधारयन्मूढतां
संत्यज्यानिशमीक्षणेन शमिनो मुक्ताक्षमालीहितम् ॥४॥१६॥

—शार्दूल०

१ 'तन्वाऽर्य ! ' इत्यपि संभवति । २ प्रथमान्तं पदं वा ।

# १७ श्रीकुन्थुजिनस्तुतयः

अथ श्रीकुन्थुनाथाय वन्दनम्—

भवतु मम नमः श्री'कुन्थु'नाथाय तस्मा-
यमितशमितमोहायामितापाय हृद्यः ।
सकलभरतभर्ताऽभूज्जिनोऽप्यक्षपाशा-
यमितशमितमोहायामितापायहृद् यः ॥ १ ॥
—मालिनी ( ८,७ )

सकलतीर्थपतिभ्यः प्रणतिः—

सकलजिनपतिभ्यः पावनेभ्यो नमः सन्-
नयनरवरदेभ्यः सारवादस्तुतेभ्यः ।
समधिगतनतिभ्यो देववृन्दाद् वरीयो-
नयनरवरदेभ्यः सारवादस्तु तेभ्यः ॥ २ ॥ —मालिनी

सिद्धान्तस्मरणम्—

स्मरत विगतमुद्रं जैनचन्द्रं चकासत्-
कविपदगमभङ्गं हेतुदन्तं कृतान्तम् ।
द्विरदमिव समुद्यद्दानमार्गं धुताघे-
कविपदगमभङ्गं हे तुदन्तं कृतान्तम् ॥ ३ ॥ —मालिनी

श्रीपुरुषदत्तायै प्रार्थना—

प्रचलदचिररोचिश्चारुगात्रे ! समुद्यत्-
सदसिफलकरामेऽभीमहासेऽरिभीते ! ।
सपदि 'पुरुषदत्ते !' ते भवन्तु प्रसादाः
सदसि फलकरा मेऽभीमहासेरिभीते ॥ ४ ॥ १७ ॥
—मालिनी

---

१ 'गतनुतिभ्यो देववृन्दाद् गरीयो-' इत्यपि पाठः ।

## १८ श्रीअरजिनस्तुतयः

अथ श्रीअरनाथाय प्रणिपातः—

व्यमुचच्चक्रवर्तिलक्ष्मीमिह तृणमिव यः क्षणेन तं
सन्नमदमरमानसंसारमनेकपराजितामरम् ।
द्रुतकलधौतकान्तमानमतानन्दितभूरिभक्तिभाक्—
सन्नमदमरमानसं सारमनेकपराजितामरम् ॥ १ ॥

—द्विपदी

जिनवरेभ्यो वन्दना—

स्तौति समन्ततः स्म समवसरणभूमौ यं सुरावलिः
सकलकलाकलापकलिताऽपमदाऽरुणकरमपापदम् ।
तं जिनराजविसरमुज्ज्ञासितजन्मजरं नमाम्यहं
सकलकला कलाऽपकलितापमदारुणकरमपापदम् ॥ २ ॥

—द्विपदी

जिनागमाय नमः—

भीममहाभवाब्धिभवभीतिविभेदि परास्तविस्फुरत्—
परमतमोहमानमतनूनमलं घनमघवते हितम् ।
जिनपतिमतमपारमर्त्यामरनिर्वृतिशर्मकारणं
परमतमोहमानमत नूनमलङ्घनमघवतेहितम् ॥ ३ ॥ —द्विपदी

श्रीचक्रधरायाः स्तुतिः—

याऽत्र विचित्रवर्णविनतात्मजपृष्ठमधिष्ठिता हुतात्—
समतनुभागविकृतधीरसमदवैरिव धामहारिभिः ।
तडिदिव भाति सान्ध्यघनमूर्धनि 'चक्रधरा'ऽस्तु सा मुदे—
ऽसमतनुभा गवि कृतधीरसमदवैरिविधा महारिभिः ॥ ४ ॥ १८ ॥

—द्विपदी

---

१ '०वतेऽहितम्' इत्यपि संभवति । २ 'मूर्ध्नि' इत्यपि पाठः ।

## १९ श्रीमल्लिजिनस्तुतयः

अथ श्रीमल्लिनाथस्य स्तुतिः—

नुदंस्तनुं प्रवितर 'मल्लि'नाथ ! मे
प्रियङ्कुरोचिररुचिरोचितां वरम् ।
विडम्बयन् वररुचिमण्डलोज्ज्वलः
प्रियं गुरोऽचिररुचिरोचिताम्बरम् ॥ १ ॥

—रुचिरा

जिनपतीनां स्तुतिः—

जवाद् गतं जगदवतो वपुर्यथा–
कदम्बकैरवशतपत्रसं पदम् ।
जिनोत्तमान् स्तुत दधतः स्रजं स्फुरत–
कदम्बकैरवशतपत्रसम्पदम् ॥ २ ॥ —रुचिरा

सिद्धान्तश्लाघनम्—

स सम्पदं दिशतु जिनोत्तमागमः
शमावहन्नतनुतमोहरोऽदिते ।
स चित्तभूः क्षत इह येन यस्तपः–
शमावहन्नतनुत मोहरोदिते ॥ ३ ॥ —रुचिरा

श्रीकपर्दिस्मरणम्—

द्विपं गतो हृदि रमतां दमश्रिया
प्रभाति मे चकितहरिद्विपं नगे ।
वटाह्वये कृतवसतिश्च यक्षराट्
प्रभातिमेचकितहरिद् विपन्नगे ॥ ४ ॥ १९ ॥

—रुचिरा

---

१ 'प्रवितनु' इति पाठान्तरम् ।

## २० श्रीमुनिसुव्रतजिनस्तुतयः

अथ श्रीमुनिसुव्रतनाथस्य संस्तवनम्—

जिन'मुनिसुव्रतः' समवताज्जनतावनतः
संमुदितमानवा धनमलोभवतो भवतः ।
अवनिविकीर्णमादिषत यस्य निरस्तमनः-
समुदितमानबाधनमलो भवतो भवतः ॥ १ ॥
—नर्कुटकम् ( ७, १० )

जिनसमुदायप्रणामः—

प्रणमत तं जिनव्रजमपारविसारिरजो-
दलकमलानना महिमधाम भयासमरुक् ।
यमतितरां सुरेन्द्रवरयोषिदिलामिलनो-
दलकमला ननाम हिमधामभया समरुक् ॥ २ ॥ —नर्कु०

सिद्धान्तस्तवनम्—

त्वमवनताङ्गिनोत्तमकृतान्त ! भवाद् विदुषो-
ऽव सदनुमानसङ्गमन ! याततमोदयितः ।
शिवसुखसाधकं स्वभिदधत् सुधियां चरणं
वसदनुमानसं गमनयातत ! मोदयितः ! ॥ ३ ॥ —नर्कु०

श्रीगौरीसंस्तवः—

अधिगतगोधिका कनकरुक् तव 'गौर्य'ञ्चिता-
ङ्कमलकराजि तामरसभारयतुलोपकृतम् ।
मृगमदपत्रभङ्गतिलकैर्वदनं दधती
कमलकरा जितामरसभाऽस्यतु लोपकृतम् ॥ ४ ॥२०॥ —नर्कु०

---

१ 'स मुदित०' इत्यपि पदच्छेदः समीचीनः । २ 'भृङ्गतिका' इति सौभाग्यसागराः ।

## २१ श्रीनमिजिनस्तुतयः

अथ श्रीनमिनाथस्य सङ्कीर्तनम्—

स्फुरद्विद्युत्कान्ते ! प्रविकिर वितन्वन्ति सततं
ममायासं चारो ! दितमद ! 'नमे'ऽघानि लंपितः ! ।
नमद्भव्यश्रेणीभवभयभिदां हृद्यवचसा—
ममायासञ्चारोदितमदनमेघांनिल ! पितः ! ॥ १ ॥
—शिखरिणी ( ६, ११ )

जिनेश्वराणां जयः—

नखांशुश्रेणीभिः कपिशितनमन्नाकिमुकुटः
सदा नोदी नानामयमलमदारेरिततमः ।
प्रचक्रे विश्वं यः स जयति जिनाधीशनिवहः
सदानो दीनानामयमलमदारेरिततमः ॥ २ ॥ —शिख०

सिद्धान्तपरिचयः—

जल-व्याल-व्याघ्र-ज्वलन-गज-रुग्-बन्धन-युधो
गुरुर्वाहोऽपातापदघनगरीयानसुमतः ।
कृतान्तस्त्रासीष्ट स्फुटविकटहेतुप्रमितिभा—
गुरुर्वोऽहो ! पाता पदघनगरीयानसुमतः ॥ ३ ॥ —शिख०

कालीदेव्याः स्तुतिः—

विपक्षव्यूहं वो दलयतु गदाक्षावलिधरा—
ऽसमा नालीकालीविशदचलना नालिकवरम् ।
समध्यासीनाऽम्भोभृतघननिभाऽम्भोधितनया—
समानाली 'काली' विशदचलनानालिकबरम् ॥ ४ ॥२१॥ —शिख०

---

१ प्रथमान्त-पदं वा ।

## २२ श्रीनेमिजिनस्तुतयः

अथ श्रीनेमिनाथाय नमस्कारः—

चिक्षेपोर्जितराजकं रणमुखे योऽलक्ष्यसङ्ख्यं क्षणा—
दक्षामं जैन ! भासमानमहसं [1]राजीमती[2]तापदम् ।
तं 'नेमिं' नम नम्रनिर्वृतिकरं चक्रे यदूनां च यो
दक्षामञ्जनभासमानमहसं राजीमतीतापदम् ॥ १ ॥

—शार्दूलविक्रीडितम्

जिनश्रेण्याः स्तुतिः—

प्राव्राजीज्जितराजका रज इव ज्यायोऽपि राज्यं जवाद्
या संसारमहोदधावपि हिता शास्त्री विहायोदितम् ।
यस्याः सर्वत एव सा हरतु नो राजी जिनानां भवा—
यासं सारमहो दधाव पिहिताशास्त्रीविहायोऽदितम् ॥ २ ॥

—शार्दूल०

जिनवाणीगौरवम्—

कुर्वाणाऽणुपदार्थदर्शनवशाद् भास्वत्प्रभायास्त्रपा—
मानत्या जनकृत्तमोहरत ! मे शस्ताऽदरिद्रोहिका ।
अक्षोभ्या तव भारती जिनपते ! प्रोन्मादिनां वादिनां
मानत्याजनकृत् तमोहरतमेश ! स्तादरिद्रोहिका ॥ ३ ॥

—शार्दूल०

अम्बादेव्याः स्तुतिः—

हस्तालम्बितचूतलुम्बिलतिका यस्या जनोऽभ्यागमद्
विश्वासेविततास्रपादपरतां वाचा रिपुत्रासकृत् ।
सा भूतिं वितनोतु नोऽर्जुनरुचिः सिंहेऽधिरूढोल्लसद्—
विश्वासे वितताम्रपादपरता 'ऽम्बा' चारिपुत्राऽसकृत् ॥ ४ ॥ २२ ॥

—शार्दूल०

---

१ 'यो लक्ष्य०' 'यो लक्षसर्व्यं' 'योऽलक्षसङ्ख्यं' इत्यपि पाठः । २ 'जनभासमान०' इति पाठोऽपि समीचीनः ।

## २३ श्रीपार्श्वजिनस्तुतयः

अथ श्रीपार्श्वनाथाय प्रार्थना—

मालामालानबाहुर्दधददधदरं यामुदारा मुदाऽऽरा–
छीनाऽलीनामिहाली मधुरमधुरसा सूचितोमाचितो मा
पातात् पातात् स 'पार्श्वो' रुचिररुचिरदो देवराजीवराजी–
पत्राऽऽपन्ना यदीया तनुरतनुरवो नन्दको नोदको नो ॥ १ ॥
—स्रग्धरा

जिनेश्वराणां स्तुतिः—

राजी राजीववक्त्रा तरलतरलसत्केतुरङ्गत्तुरङ्ग–
व्यालव्यालम्रयोधाचितरचितरणे भीतिहृद् याऽतिहृद्या ।
सारा साऽऽराज्जिनानामलममलमतेर्बोधिका माऽधिकामा–
दव्यादव्याधिकालाननजननजरात्रासमानाऽसमाना ॥ २ ॥—स्रग्०

जिनवाण्या विचारः—

सद्योऽसद्योगभिद् वागमलगमलया जैनराजीनराजी–
नूता नूतार्थधात्रीह ततहततमःपातकाऽपातकामा ।
शास्त्री शास्त्री नराणां हृदयहृदयशोरोधिकाऽबाधिका वा–
ऽऽदेया देयान्मुदं ते मनुजमनु जरां त्याजयन्ती जयन्ती ॥ ३ ॥—स्रग्०

श्रीवैरोट्यायाः स्तुतिः—

याता या तारतेजाः सदसि सदसिभृत् कालकान्तालकान्ता–
ऽपारिं पारिन्द्रराजं सुरवसुरवधूपूजिताऽरं जितारम् ।
सा त्रासात् त्रायतां त्वामविषमविषभृद्भूषणाऽभीषणा भी–
हीनाऽहीनाढ्यपत्नी कुवलयवलयश्यामदेहाऽमदेहा ॥ ४ ॥ २३॥ स्रग्०

१ 'शास्त्रीशा स्त्रीनराणां' इत्यपि पदच्छेद



## २४ श्रीवीरजिनस्तुतयः

अथ श्रीवीरनाथाय विज्ञप्तिः—

नमदमरशिरोरुहस्रस्तसामोदनिर्निद्रमन्दारमालारजोरञ्जितांह्रे ! धरित्रीकृता-
वन ! वरतमसङ्गमोदारतारोदितानङ्गनार्यावलीलापदेहेक्षितामोहिताक्षो भवान् ।
मम वितरतु 'वीर!' निर्वाणशर्माणि जातावतारो धराधीश'सिद्धार्थ'धाम्नि क्षमालङ्कृता-
वनवरतमसङ्गमोदारतारोदितानङ्गनार्याव ! लीलापदे हे क्षितामो हिताक्षोभवान् ॥१॥

—अर्णवदण्डकम्

जिनसमूहस्य स्तुतिः—

समवसरणमत्र यस्याः स्फुरत्केतुचक्रानकानेकपद्मेन्दुरुक्चामरोत्सर्पिसालत्रयी-
सदवनमदशोकपृथ्वीक्षणप्रायशोभातपत्रप्रभागुर्वराराट् परेताहितारोचितम् ।
प्रवितरतु समीहितं साऽर्हतां संहतिर्भक्तिभाजां भवाम्भोधिसम्भ्रान्तभव्यावलीसेविता-
ऽसदवनमदशोकपृथ्वीक्षणप्रा यशोभातपत्रप्रभागुर्वराराट्परेताहितारोचितम् ॥ २॥

—अर्णव०

भारत्यै प्रार्थना—

परमततिमिरोग्रभानुप्रभा भूरिभङ्गैर्गभीरा भृशं विश्ववर्ये निकाय्ये वितीर्यात्तरा-
महतिर्मतिमते हि ते शस्यमानस्य वासं सदाऽतन्वतीतापदानन्दधानस्य सोऽमानिनः।
जननमृतितरङ्गनिष्पारसंसारनीराकरान्तर्निमज्ज्जनोत्तारनौर्भारती तीर्थकृत !
महति मतिमतेहितेशस्य मानस्य वा संसदातन्वती तापदानं दधानस्य सामानिनः३

—अर्णव०

श्रीअम्बिकायाः स्तुतिः—

सरभसनतनाकिनारीजनोरोजपीठीलुठत्तारहारस्फुरद्रश्मिसारक्रमाम्भोरुहे !
परमवसुताङ्गजाऽऽरावसन्नाशितारातिभाराऽर्जिते ! भासिनी हारतारा बलक्षेमदा ।
क्षणरुचिरुचिरोरुचञ्चत्सटासङ्कटोत्कृष्टकण्ठोत्कटे संस्थिते! भव्यलोकं त्वमम्बा'ऽम्बिके!'
परमव सुतरां गजारावसन्ना शितारातिभा राजिते भाँसिनीहारतारावलक्षेऽमदा ॥४॥२४॥

—अर्णव०

१ 'वरतम ! तद्गमो०' इत्यपि पाठः। २ 'शालत्रयी—' इत्यपि पाठः। ३ '०मति मते' इत्यपि पदच्छेदः। ४ 'सामानिनः' इत्यपि संभवति। ५ मतिमते हिते० इति पदच्छेदान्तरम्। ६ सप्तम्यन्तं पदं वा। ७ 'भासि नीहा०' इत्यपि पदच्छेदः।

नमः परमात्मने ।

सुविहितपुरन्दरश्रीशोभनमुनिवर्यप्रणीता

# स्तुतिचतुर्विंशतिका

श्राद्धवर्यश्रीमद्धनपालपण्डितविरचितवृत्तिश्रीपूर्वमुनिपुङ्गवविहितावचूरिसमेता च ।

## १ श्रीऋषभजिनस्तुतयः

**अथ श्रीनाभिनन्दनस्तुतिः—**

भव्याम्भोजविबोधनैकतरणे ! विस्तारिकर्मावली–
रम्भासामज ! नाभिनन्दन ! महानष्टापदाभासुरैः ।
भक्त्या वन्दितपादपद्म ! विदुषां सम्पादय प्रोज्झिता–
रम्भासाम ! जनाभिनन्दन ! महान्, अष्टापदाभासुरैः ॥ १ ॥

—शार्दूलविक्रीडितम् ( १२,७ )

### टीका

अवतरणम्—

आसीद् द्विजन्माऽखिलमध्यदेश–प्रकाशशङ्कास्य(?)निवेशजन्मा ।
अलब्ध देवर्षिरिति प्रसिद्धिं, यो दानवर्षित्वविभूषितोऽपि ॥ १ ॥ उपजातिः
शास्त्रेष्वधीती कुशलः कलासु, बन्धे च बोधे च गिरां प्रकृष्टः ।
तस्यात्मजन्मा समभून् महात्मा, देवः स्वयम्भूरिव सर्वदेवः ॥ २ ॥ इन्द्रवज्रा
अब्जायताक्षः समजायतास्य, श्लाघ्यस्तनूजो गुणलब्धपूजः ।
यः शोभनत्वं शुभवर्णभाजा, न नाम नाम्ना वपुषाऽप्यधत्त ॥ ३ ॥ उप०
कातन्त्रचन्द्रोदिततन्त्रवेदी, यो बुद्धबौद्धार्हततत्त्वतत्त्वः ।
साहित्यविद्यार्णवपारदर्शी, निदर्शनं काव्यकृतां बभूव ॥ ४ ॥ उप०

---

१ यद्यपि श्रीमतोऽवचूरिकारस्य नामधेयमामूलाग्रं तस्यानुल्लेखान्न ज्ञायते, तथाप्येतस्यामवचूर्यां कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीत'सिद्धहेमाभिधानचिन्तामणि'गतपाठोल्लेखादवधार्यते यदयं श्रीहेमचन्द्राचार्यसमकालीनस्तदुत्तरकालीनो वेति ।

२ नहि दानवर्षिर्देवर्षिर्भवितुमर्हतीति विरोधः; 'दान+वर्षि' इति छेदेन तत्परिहारः ।

कौमार एव क्षतमारवीर्य–श्चेष्टां चिकीर्षन्निव रिष्टनेमेः ।
यः सर्वसावद्यनिवृत्तिगुर्वी, सत्यप्रतिज्ञो विदधे प्रतिज्ञाम् ॥ ५ ॥ इन्द्र०
अभ्यस्यता धर्ममकारि येन, जीवाभिघातः कलयाऽपि नैव ।
चित्रं चतुःसागरचक्रकाञ्चि–स्तथापि भूर्व्यापि गुणस्त्वनेन ॥ ६ ॥ उप०

एतां यथामति विमृश्य निजानुजस्य
तस्योज्ज्वलं कृतिमलंकृतवान् स्ववृत्त्या ।
अभ्यर्थितो विदधता त्रिदिवप्रयाणं
तेनैव साम्प्रतकविर्धनपालनामा ॥ ७ ॥ वसन्ततिलका

भव्याम्भोजेति । 'भव्याम्भोजविबोधनैकतरणे !' भव्या–मुक्तियोग्या जन्तवः त एवाम्भोजानि तेषां विबोधने–बोधजनने एकतरणे–अद्वितीयभास्वन् ! । 'विस्तारिकर्मावलीरम्भासामज !' विस्तारिणी या कर्मावली–ज्ञानावरणादिमलमाला सैव रम्भा–कदली तस्याः प्रमर्दनहेतुत्वाद् सामज–द्विरद ! । 'नाभिनन्दन !' नाभेय ! । 'महानष्टापत् !' महत्यो नष्टा आपदो यस्य तस्य सम्बोधनम् । 'आभासुरैः' आभासनशीलैः । 'भक्त्या' भावेन । 'वन्दितपादपद्म !' स्तुतचरणारविन्द ! । 'विदुषां सम्पादय' ज्ञानवतां वितर । 'प्रोज्झितारम्भ !' त्यक्तप्रारम्भ ! । 'असाम !' असरोग ! । 'जनाभिनन्दन !' लोकप्रह्लादन ! । 'महान्' उत्सवान् । 'अष्टापदाभ !' सुवर्णद्युते ! । 'असुरैः' दानवैः । हे नाभिनन्दन ! आभासुरैरसुरैः ( भक्त्या वन्दितपादपद्म ! त्वं विदुषां ) महान् सम्पादयेति समुदायार्थः ॥ १ ॥

## अवचूरिः

धनपालपण्डितबान्धवेन शोभनाभिधानेन मुनिचक्रवर्तिना विरचितानां प्रतिजिनं चतुष्कभावात् षण्णवतिसंख्यानां शोभनस्तुतीनामवचूरिः किंचिल्लिख्यते । तत्रादौ युगादिस्तुतिमाह ।

हे नाभिनन्दन! (हे) नाभिनरेन्द्रपुत्र ! त्वं महानुत्सवान् विदुषां संपादयेति संबन्धः । भव्या एवाम्भोजानि कमलानि तेषां विबोधन एकोऽद्वितीयस्तरणिः सूर्यस्तस्य संबोधनं हे भव्याम्भोजविबोधनैकतरणे ! । सूर्यो यथा स्वगोसंभारैस्तमो विधूय पद्मखण्डानि विकासयत्येवं भगवानपि मिथ्यात्वादितमस्तोमं ध्वंसयित्वा निजगोसंभारैर्भव्यजन्तूनां बोधं विधत्ते । ननु भव्यानामेव स प्रबोधं विधत्ते न त्वभव्यानां, तर्हि तस्य तद्बोधनेऽसामर्थ्यमायातमिति नैवम् । नहि भानवीया भानवो विश्वं विश्वमवभासयन्तोऽपि कौशिककुले आलोकमकुर्वाणा उपलम्भास्पदं स्युः । एवं भगवतो वाणी विश्वविश्वस्य प्रमोदविधायिन्यपि यद्यभव्यानां केषांचिन्निबिडकर्मनिगडनियन्त्रितानां प्रबोधाय न प्रभवति, तर्हि तस्या न ह्यसामर्थ्यम् । किन्तु तेषामेवाभाग्यं येषां ता न रोचयन्ते (सा न रोचते) । नहि जलदो जलं प्रयच्छन्नूषरक्षेत्रे तृणान्यनुत्पादयन्नुपालम्भसंभावनामर्हतीत्यलं विस्तरेण । विस्तारिणी विस्तारवती कर्मणां ज्ञानावरणादिभेदभिन्नानामावली माला सैव रम्भा कदली तस्याः प्रमर्दहेतुत्वात् सामजो हस्ती तस्य संबोधनम् । हे नाभिनन्दन ! (हे नाभिनरेन्द्रपुत्र!) । तथा महत्यो नष्टा आपदा यस्य स महानष्टापत्, संबोधनं वा । तथा आभासुरैः कान्तिसंभारेण समन्ताद् देदीप्यमानैरासुरैर्देवविशेषैर्भक्त्या आन्तरचित्तप्रतिबन्धेन

हे वन्दितपादपद्म ! हे स्तुतचरणकमल ! । प्रोज्झिताः प्रकर्षेण त्यक्ता आरम्भाः सावद्यव्यापारा येन तस्य संबोधनम् । तथा सह आमै रोगैर्वर्तते सामः । न तथा असामोऽरोगस्तस्य संबोधनम् । जनानाभिनन्दयति तस्य संबोधनम् । तथा अष्टापदं सुवर्णं तद्वदासमन्ताद् भा दीप्तिर्यस्य तस्य संबोधनम् । तप्तजात्यतपनीयसमवर्णत्वाद् भगवतः ॥ १ ॥

## अन्वयः

( हे ) भव्य-अम्भोज-विबोधन-एक-तरणे ! विस्तारिन्-कर्मन्-आवली-रम्भा-सामज ! महत्-नष्ट-आपद् ! आ-भासुरैः आसुरैः (अथवा असुरैः) भक्त्या वन्दित-पाद-पद्म ! प्रोज्झित-आरम्भ ! अ-साम ! जन-अभिनन्दन ! अष्टापद-आभ ! नाभि-नन्दन ! ( त्वं ) विदुषां महान् सम्पादय ।

## શબ્દાર્થ

भव्य=ભવિક, મોક્ષે જનારા.
अम्भोज[1]=કમળ.
विबोधन=વિકાસ.
एक=અદ્વિતીય, અસાધારણ.
तरणि=સૂર્ય.
भव्याम्भोजविबोधनैकतरणे !=હે ભવિક(જન) રૂપી કમલના વિકાસ પ્રતિ અદ્વિતીય સૂર્ય !
विस्तारिन्=વિસ્તીર્ણ, વિશાળ.
कर्मन्=કર્મ.
आवली=શ્રેણિ, પંક્તિ, હાર.
रम्भा=કદળી, કેળ.
सामज=ગજ, હાથી.
विस्तारिकर्मावलीरम्भासामज !=હે વિસ્તીર્ણ કર્મની શ્રેણિરૂપી કેળ પ્રતિ હાથી(સમાન) !
नाभि=નાભિ (રાજા), ઋષભદેવના પિતા.
नन्दन=પુત્ર.
नाभिनन्दन !=હે નાભિ (રાજાના) પુત્ર ! હે ઋષભદેવ !
महत्=મોટી.
नष्ट (धातु नश्)=નાશ થયેલી.
आपद्=આપત્તિ, કષ્ટ.
महानष्टापत्=(૧) નાશ પામી છે મોટી આપત્તિઓ જેનાથી (અથવા જેની) એવા ! (સંબોધનાર્થે); (૨) પ્રથમાર્થે.
आ=મર્યાદાવાચક અવ્યય.
भासुर=દેદીપ્યમાન, પ્રકાશિત.
आभासुरैः ( आ+भासुर )=અત્યંત દેદીપ્યમાન.
भक्त्या ( मूल भक्ति )=ભક્તિ વડે.
वन्दित ( धा० वन्द् )=પ્રણામ કરેલા.
पाद=ચરણ, પગ.
पद्म=સૂર્ય-કમલ.
वन्दितपादपद्म !=પ્રણામ કર્યો છે ચરણ-કમલને જેનાં એવા ! (સં૦).
विदुषां ( मू० विद्वस् )=પણ્ડિતોના.
सम्पादय ( धा० पद् )=સંપાદન કરાવ.
प्रोज्झित ( धा० उज्झ् )=સર્વથા ત્યજી દીધેલ.
आरम्भ=આરમ્ભ, પાપમય આચરણ.
प्रोज्झितारम्भ !=સર્વથા ત્યજી દીધા છે આરમ્ભો જેણે એવા ! ( સં૦ ).
आम=રોગ.
साम=રોગસહિત.
असाम !=અવિદ્યમાન છે રોગ જેને વિષે એવા ! (સં૦), હે રોગરહિત.
जन=લોક, મનુષ્ય.
अभिनन्दन ! ( धा० नन्द् )=આનંદ આપનાર.
जनाभिनन्दन !=હે મનુષ્યોને આનંદ પમાડનાર !
महान् ( मू० मह )=ઉત્સવોને.
अष्टापद=સુવર્ણ, કાંચન.
आभा=કાન્તિ, પ્રભા.

---

१ 'अम्भसि जायते' इति अम्भोजम् ।

अष्टापदाभ !=હે સુવર્ણના જેવી કાંતિવાળા! | आसुरैः(મૂ૦आसुर)=અસુરો(દેવ-(વિશેષ)ના સમૂહો વડે.
| असुरैः (મૂ૦ असुर )=અસુરો વડે.

## શ્લોકાર્થ

### શ્રીઋષભજિનેશ્વરની સ્તુતિ—

"હે ભવ્ય( જીવ )રૂપી કમલનો વિકાસ કરનારા અદ્વિતીય સૂર્ય ! હે વિસ્તીર્ણ ( જ્ઞાનાવરણીયાદિક ) કર્મોની શ્રેણિરૂપી કદલીનું ( મર્દન કરનારા ) ગજ ( રાજ ) ! જેનાથી અથવા જેની નષ્ટ થઈ છે મોટી મોટી આપત્તિઓ એવા હે ( નાથ ) ! ( કાન્તિ-સમૂહ વડે ) સમન્તતઃ દેદીપ્યમાન એવા અસુરોના સમુદાયે ભક્તિપૂર્વક વન્દન કર્યું છે જેનાં ચરણ-કમલને એવા હે ( વીતરાગ ) ! સર્વથા ત્યજી દીધા છે આરમ્ભો જેણે એવા હે ( પરમેશ્વર ) ! હે રોગરહિત ( પ્રભો ) ! હે મનુષ્યને આનંદ પમાડનારા ( પ્રથમ જિનેશ્વર ) ! હે સુવર્ણના જેવી સમગ્ર પ્રભાવાળા ( યોગીશ્વર ) ! હે નાભિ( નરેશ )ના નન્દન ( ઋષભદેવ ) ! ( મોટી આપત્તિઓ નષ્ટ થઈ છે જેની એવો ) તું પણ્ડિતોને ઉત્સવો સંપાદન કરાવ."—૧

## સ્પષ્ટીકરણ

### ભવ્યાદિક વિભાગો—

જૈન શાસ્ત્રકારો સમસ્ત સંસારી જીવોના 'ભવ્ય', 'જાતિ-ભવ્ય' અને 'અભવ્ય' એવા ત્રણ વર્ગો પાડે છે. જે જીવો વહેલા કે મોડા પણ અંતે અચ્ચિત મોક્ષે જવાનાજ છે—મુક્તિ-પુરીના વાસી બનવાનાજ છે, તેઓ 'ભવ્ય' કહેવાય છે; જે જીવો મોક્ષે જવાને અર્થાત્ સંસાર-પરિભ્રમણથી મુક્ત થવાને લાયક હોવા છતાં-તે પ્રકારનું તેમનામાં સામર્થ્ય હોવા છતાં પણ, તદનુકૂલ સામગ્રી નહિ પ્રાપ્ત કરી શકવાને લીધે કદાપિ કાલે મોક્ષે જશે નહિ—નિર્વાણ પામશે નહિ, તે જીવોને 'જાતિ[1]-ભવ્ય' કહેવામાં આવે છે; અને જે જીવો મોક્ષે જવાને માટે કોઈ પણ જાતની લાયકાત નહિ ધરાવતા હોવાને લીધેજ હમેશને માટે સંસારરૂપી કેદખાનામાં સડ્યાજ કરે છે અને કરશે, તે જીવોને 'અભવ્ય' સંબોધવામાં આવે છે.

---

૧ આ જીવોને જૈન શાસ્ત્રમાં 'સૂક્ષ્મ-નિગોદ' તરીકે ઓળખાવવામાં આવ્યા છે. અર્થાત્ સમસ્ત સંસારી જીવોના એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધી એમ જે પાંચ વિભાગો પાડવામાં આવ્યા છે, તેમાંના એકેન્દ્રિયના પૃથ્વી-કાય, જલ-કાય, અગ્નિ-કાય, વાયુ-કાય અને વનસ્પતિ-કાય એમ પાછા પાંચ પ્રકારો પડે છે. આમાંના વળી વનસ્પતિ-કાયના 'સાધારણ' અને 'પ્રત્યેક' એમ બે ભેદો પડે છે. તેમાં સાધારણ વનસ્પતિ-કાયને 'નિગોદ' કહેવામાં આવે છે. વળી આ નિગોદના 'સૂક્ષ્મ' અને 'બાદર' એમ બે ભેદો છે. તેમાંના સૂક્ષ્મ-સાધારણ-વનસ્પતિકાય જીવો કે જે 'સૂક્ષ્મ-નિગોદ'ને નામે પણ ઓળખાય છે, તેમાંથી જે જીવો આ દશામાંથી અન્ય કોઈ પણ દશામાં કદાપિ પરિણત થનાર નથી, અર્થાત્ અવ્યવહાર રાશિમાંથી કદાપિ વ્યવહાર રાશિમાં અત્યાર સુધીમાં આવ્યા પણ નથી અને આવશે પણ નહિજ, તે જાતિ-ભવ્ય કહેવાય છે. જે જીવો આ સંસારમાં આપણી નજરે પડે છે તે કયાં તો ભવ્ય કે અભવ્ય છે; પરંતુ જાતિ-ભવ્ય તો નહિજ; કેમકે તેનો તો વનસ્પતિ-કાયના પૂર્વોક્ત ભેદના વર્ગમાંજ સમાવેશ થાય છે અને આવી વનસ્પતિ આપણી દૃષ્ટિ-ગોચર થાય તેમ નથી.

જાતિ-ભવ્ય મોક્ષે કેમ ન જાય એવો અત્ર પ્રશ્ન રજુ કરનારાએ એ ધ્યાનમાં રાખવું કે જેમ સમસ્ત મૃત્તિકા[1] ઘટ બનવાને લાયક હોવા છતાં પણ તે તમામ મૃત્તિકા ઘટરૂપે કદાપિ પરિણમતી નથી, તેમ મોક્ષ મેળવવાને લાયક એવા સર્વ પ્રાણીઓ મોક્ષ-નિર્વાણ પામતા નથી.

### ભવ્યની સંખ્યા—

આ જગત્‌માં અભવ્ય જીવો કરતાં ભવ્ય જીવોની સંખ્યા વિશેષ છે એટલું જ નહિ, પરંતુ તે અનન્ત[2] છે, એ વાત ભૂલવા જેવી નથી. કેમકે અનન્ત કાલ થયાં સંસારમાંથી પ્રતિસમય જીવો નિર્વાણ-પદને પ્રાપ્ત કરી રહ્યા છે; આમ હોવા છતાં પણ કોઈ પણ કાલે સંસારમાં ભવ્ય-જીવ રહેશેજ નહિ એવું બનનાર નથી; અર્થાત્ અનંત કાલ વીતી જાય તો પણ આ સંસાર ભવ્ય-જીવ-રહિત બનશે નહિ.[3]

### અભવ્યને પ્રતિબોધિત નહિ કરી શકવાનું કારણ—

હવે આ શ્લોકમાં ઋષભ પ્રભુને સૂર્યની ઉપમા આપી છે તે યથાર્થ છે. કેમકે જેમ સૂર્ય પોતાનાં કિરણો વડે અંધકારનો નાશ કરી, સૂર્ય-કમલને વિકસ્વર કરે છે, તેમ આ પ્રભુ પણ પોતાની અમૃતમય દેશના વડે ભવ્ય જીવોના મિથ્યાત્વ-અજ્ઞાનરૂપી અંધકારનો અંત લાવી, તે જીવોને પ્રતિબોધ પમાડે છે. પરંતુ અત્ર એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે પ્રભુને, ભવ્યજીવરૂપી-જ કમલના પ્રતિબોધક તરીકે કેમ ઓળખાવ્યા છે ? શું તેમનામાં સર્વ જીવોને પ્રતિબોધિત કરવાની શક્તિ નથી વારૂ ? અને તેમ હોય તો એથી કરીને તેમની અસમર્થતા પ્રકટ થતી નથી કે ? આના સમાધાનમાં સમજવું કે પ્રભુ અભવ્ય પ્રાણીઓને પ્રતિબોધિત કરી શકતા નથી, તેથી તેઓ અસમર્થ છે, એમ માનવું યુક્તિ-યુક્ત નથી. કારણકે સમસ્ત જગત્‌ને પ્રકાશિત કરવામાં સમર્થ એવો સૂર્ય પણ ઘુવડને વિષે પ્રકાશ પાડી શકતો નથી; પરંતુ તેથી શું તે દોષ-પાત્ર ઠરે છે ખરો કે ? નહિજ. વળી સૂર્ય પણ સૂર્ય-કમલનોજ વિકાસ કરી શકે છે અને નહિ કે ચન્દ્ર-કમલનો. જ્યારે વસ્તુ-સ્થિતિ આમ છે, તો પછી ઉપદેશરૂપી અમૃતનું પાન કરાવીને ભવ્ય જીવોને જન્મ-મરણની શૃંખલાથી વિમુક્ત બનાવી તેમને મુક્તિ-રમણીનો સંગમ કરાવી આપનારા પ્રભુ પણ અત્યંત મલિન કર્મથી બદ્ધ એવા અભવ્યોના ઉપર અસર કરી શકે નહિ, તો તેથી તેમનું અસામર્થ્ય સિદ્ધ થાય છે ખરૂં કે ? ઉલટું એમ માનવું જોઈએ કે આ તો એવા જીવોનું દુર્ભાગ્ય સૂચવે છે. વળી ઊષર ક્ષેત્રમાં થયેલી જલની વૃષ્ટિ ત્યાં તૃણાદિક ઉત્પન્ન કરી શકતી નથી અને તેમ છતાં પણ તે લોકને વિષે નિન્દ્ય ગણાતી નથી; પરંતુ ઉલટો ક્ષેત્રનો વાંક કાઢવામાં આવે છે. આવી

---

૧ માટી.

૨ જેનો કદાપિ અંત ન આવી શકે, તે 'અનંત' કહેવાય છે. 'અનંત' શબ્દનો આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાંત જૈન શાસ્ત્રમાં બતાવેલ વિશેષ અર્થ સમજવાની જરૂર છે. તેને સારૂ તો જુઓ વિનયવિજયજીકૃત દ્રવ્ય-લોક-પ્રકાશ, સર્ગ ૧ લો, તથા અનુયોગદ્વાર. અત્ર તો એટલુંજ કહેવું બસ થશે કે અનુક્રમે સંખ્યા કરવા જતાં ચારે ગતિમાંથી કોઈપણ જીવથી જેનો અંત ન લાવી શકાય તે 'અનંત' કહેવાય છે.

૩ ભવ્ય, અભવ્યાદિકની વિશેષ માહિતી સારૂ જુઓ પ્રવચનસારોદ્ધાર, જીવકુલક.

अष्टापदाभ !=હે સુવર્ણના જેવી કાંતિવાળા !
आसुरैः(मू० आसुर)=અસુરો(દેવ-વિશેષ)ના સમૂહો વડે.
असुरैः ( मू० असुर )=અસુરો વડે.

## શ્લોકાર્થ

**શ્રીઋષભજિનેશ્વરની સ્તુતિ—**

"હે ભવ્ય( જીવ )રૂપી કમલનો વિકાસ કરનારા અદ્વિતીય સૂર્ય ! હે વિસ્તીર્ણ ( જ્ઞાનાવરણીયાદિક ) કર્મોની શ્રેણિરૂપી કદલીનું ( મર્દન કરનારા ) ગજ ( રાજ ) ! જેનાથી અથવા જેની નષ્ટ થઈ છે મોટી મોટી આપત્તિઓ એવા હે ( નાથ ) ! ( કાન્તિ-સમૂહ વડે ) સમન્તતઃ દેદીપ્યમાન એવા અસુરોના સમુદાયે ભક્તિપૂર્વક વન્દન કર્યું છે જેનાં ચરણ-કમલને એવા હે ( વીતરાગ ) ! સર્વથા ત્યજી દીધા છે આરમ્ભો જેણે એવા હે ( પરમેશ્વર ) ! હે રોગરહિત ( પ્રભો ) ! હે મનુષ્યને આનંદ પમાડનારા ( પ્રથમ જિનેશ્વર ) ! હે સુવર્ણના જેવી સમગ્ર પ્રભાવાળા ( યોગીશ્વર ) ! હે નાભિ( નરેશ )ના નન્દન ( ઋષભદેવ ) ! ( મોટી આપત્તિઓ નષ્ટ થઈ છે જેની એવો ) તું પણ્ડિતોને ઉત્સવો સંપાદન કરાવ."—૧

## સ્પષ્ટીકરણ

**ભવ્યાદિક વિભાગો—**

જૈન શાસ્ત્રકારો સમસ્ત સંસારી જીવોના 'ભવ્ય', 'જાતિ-ભવ્ય' અને 'અભવ્ય' એવા ત્રણ વર્ગો પાડે છે. જે જીવો વહેલા કે મોડા પણ અંતે અચ્ચિત મોક્ષે જવાનાજ છે—મુક્તિ-પુરીના વાસી બનવાનાજ છે, તેઓ 'ભવ્ય' કહેવાય છે; જે જીવો મોક્ષે જવાને-અર્થાત્ સંસાર-પરિભ્રમણથી મુક્ત થવાને લાયક હોવા છતાં-તે પ્રકારનું તેમનામાં સામર્થ્ય હોવા છતાં પણ, તદનુકૂલ સામગ્રી નહિ પ્રાપ્ત કરી શકવાને લીધે કદાપિ કાલે મોક્ષે જશે નહિ—નિર્વાણ પામશે નહિ, તે જીવોને 'જાતિ[1]-ભવ્ય' કહેવામાં આવે છે; અને જે જીવો મોક્ષે જવાને માટે કોઈ પણ જાતની લાયકાત નહિ ધરાવતા હોવાને લીધેજ હમેશને માટે સંસારરૂપી કેદખાનામાં સડ્યાજ કરે છે અને કરશે, તે જીવોને 'અભવ્ય' સંબોધવામાં આવે છે.

---

૧ આ જીવોને જૈન શાસ્ત્રમાં 'સૂક્ષ્મ-નિગોદ' તરીકે ઓળખાવવામાં આવ્યા છે. અર્થાત્ સમસ્ત સંસારી જીવોના એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધી એમ જે પાંચ વિભાગો પાડવામાં આવ્યા છે, તેમાંના એકેન્દ્રિયના પૃથ્વી-કાય, જલ-કાય, અગ્નિ-કાય, વાયુ-કાય અને વનસ્પતિ-કાય એમ પાછા પાંચ પ્રકારો પડે છે. આમાંના વળી વનસ્પતિ-કાયના 'સાધારણ' અને 'પ્રત્યેક' એમ બે ભેદો પડે છે. તેમાં સાધારણ વનસ્પતિ-કાયને 'નિગોદ' કહેવામાં આવે છે. વળી આ નિગોદના 'સૂક્ષ્મ' અને 'બાદર' એમ બે ભેદો છે. તેમાંના સૂક્ષ્મ-સાધારણ-વનસ્પતિકાય જીવો કે જે 'સૂક્ષ્મ-નિગોદ'ને નામે પણ ઓળખાય છે, તેમાંથી જે જીવો આ દશામાંથી અન્ય કોઈ પણ દશામાં કદાપિ પરિણત થનાર નથી, અર્થાત્ અવ્યવહાર રાશિમાંથી કદાપિ વ્યવહાર રાશિમાં અત્યાર સુધીમાં આવ્યા પણ નથી અને આવશે પણ નહિજ, તે જાતિ-ભવ્ય કહેવાય છે. જે જીવો આ સંસારમાં આપણી નજરે પડે છે તે કયાં તો ભવ્ય કે અભવ્ય છે; પરંતુ જાતિ-ભવ્ય તો નહિજ; કેમકે તેનો તો વનસ્પતિ-કાયના પૂર્વોક્ત ભેદના વર્ગમાંજ સમાવેશ થાય છે અને આવી વનસ્પતિ આપણી દૃષ્ટિ-ગોચર થાય તેમ નથી.

જાતિ-ભવ્ય મોક્ષે કેમ ન જાય એવો અત્ર પ્રશ્ન રજુ કરનારાએ એ ધ્યાનમાં રાખવું કે જેમ સમસ્ત મૃત્તિકા[1] ઘટ બનવાને લાયક હોવા છતાં પણ તે તમામ મૃત્તિકા ઘટરૂપે કદાપિ પરિણમતી નથી, તેમ મોક્ષ મેળવવાને લાયક એવા સર્વ પ્રાણીઓ મોક્ષ-નિર્વાણ પામતા નથી.

**ભવ્યની સંખ્યા—**

આ જગતમાં અભવ્ય જીવો કરતાં ભવ્ય જીવોની સંખ્યા વિશેષ છે એટલું જ નહિ, પરંતુ તે અનન્ત[2] છે, એ વાત ભૂલવા જેવી નથી. કેમકે અનન્ત કાલ થયાં સંસારમાંથી પ્રતિસમય જીવો નિર્વાણ-પદને પ્રાપ્ત કરી રહ્યા છે; આમ હોવા છતાં પણ કોઈ પણ કાલે સંસારમાં ભવ્ય-જીવ રહેશેજ નહિ એવું બનનાર નથી; અર્થાત્ અનંત કાલ વીતી જાય તો પણ આ સંસાર ભવ્ય-જીવ-રહિત બનશે નહિ.[3]

**અભવ્યને પ્રતિબોધિત નહિ કરી શકવાનું કારણ—**

હવે આ શ્લોકમાં **ઋષભ** પ્રભુને સૂર્યની ઉપમા આપી છે તે યથાર્થ છે. કેમકે જેમ સૂર્ય પોતાનાં કિરણો વડે અંધકારનો નાશ કરી, સૂર્ય-કમલને વિકસ્વર કરે છે, તેમ આ પ્રભુ પણ પોતાની અમૃતમય દેશના વડે ભવ્ય જીવોના મિથ્યાત્વ-અજ્ઞાનરૂપી અંધકારનો અંત લાવી, તે જીવોને પ્રતિબોધ પમાડે છે. પરંતુ અત્ર એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે પ્રભુને, ભવ્યજીવરૂપી-જ કમલના પ્રતિબોધક તરીકે કેમ ઓળખાવ્યા છે ? શું તેમનામાં સર્વ જીવોને પ્રતિબોધિત કરવાની શક્તિ નથી વારૂ ? અને તેમ હોય તો એથી કરીને તેમની અસમર્થતા પ્રકટ થતી નથી કે ? આના સમાધાનમાં સમજવું કે પ્રભુ અભવ્ય પ્રાણીઓને પ્રતિબોધિત કરી શકતા નથી, તેથી તેઓ અસમર્થ છે, એમ માનવું યુક્તિ-યુક્ત નથી. કારણકે સમસ્ત જગતને પ્રકાશિત કરવામાં સમર્થ એવો સૂર્ય પણ ઘુવડને વિષે પ્રકાશ પાડી શકતો નથી; પરંતુ તેથી શું તે દોષ-પાત્ર ઠરે છે ખરો કે? નહિજ. વળી સૂર્ય પણ સૂર્ય-કમલનોજ વિકાસ કરી શકે છે અને નહિ કે ચન્દ્ર-કમલનો. જ્યારે વસ્તુ-સ્થિતિ આમ છે, તો પછી ઉપદેશરૂપી અમૃતનું પાન કરાવીને ભવ્ય જીવોને જન્મ-મરણની શૃંખલાથી વિમુક્ત બનાવી તેમને મુક્તિ-રમણીનો સંગમ કરાવી આપનારા પ્રભુ પણ અત્યંત મલિન કર્મથી બદ્ધ એવા અભવ્યોના ઉપર અસર કરી શકે નહિ, તો તેથી તેમનું અસામર્થ્ય સિદ્ધ થાય છે ખરૂં કે ? ઉલટું એમ માનવું જોઈએ કે આ તો એવા જીવોનું દુર્ભાગ્ય સૂચવે છે. વળી ઊષર ક્ષેત્રમાં થયેલી જલની વૃષ્ટિ ત્યાં તૃણાદિક ઉત્પન્ન કરી શકતી નથી અને તેમ છતાં પણ તે લોકને વિષે નિન્દ્ય ગણાતી નથી, પરંતુ ઉલટો ક્ષેત્રનો વાંક કાઢવામાં આવે છે. આવી

---

૧ માટી.

૨ જેનો કદાપિ અંત ન આવી શકે, તે 'અનંત' કહેવાય છે. 'અનંત' શબ્દનો આવો સામાન્ય અર્થ સમજવા ઉપરાત જૈન શાસ્ત્રમા બતાવેલ વિશેષ અર્થ સમજવાની જરૂર છે. તેને સારૂ તો જુઓ વિનયવિજયજીકૃત દ્રવ્ય-લોક-પ્રકાશ, સર્ગ ૧ લો, તથા અનુયોગદ્વાર. અત્ર તો એટલુંજ કહેવુ બસ થશે કે અનુક્રમે સંખ્યા કરવા જતા ચારે ગતિમાંથી કોઈપણ જીવથી જેનો અંત ન લાવી શકાય તે 'અનંત' કહેવાય છે.

૩ ભવ્ય, અભવ્યાદિકની વિશેષ માહિતી સારૂ જુઓ **પ્રવચનસારોદ્ધાર**, જીવકુલક.

રીતની અનેક[1] યુક્તિઓ રજુ કરી શકાય તેમ છે, તો પછી પ્રભુને દોષિત ગણવા એ કયાંનો ન્યાય વારૂ ? વિશેષમાં જે વસ્તુ સર્વદા, સર્વથા અશકય હોય તેને શક્ય નહિ બનાવી શકનારને જો તદંશે અસમર્થ ગણવામાં કે કહેવામાં આવે, તો તેવું અસામર્થ્ય પણ પ્રભુમાં ઈષ્ટ છે, એમ જૈન શાસન ખુલ્લી રીતે સ્વીકારે છે. વળી આ વાત અંગીકાર નહિ કરવાથી તો સર્વથા સમર્થ અર્થાત્ ખરેખરા અશકયને–નહિ કે નામધારી અશકયને પણ શકય કરી શકવાનો દાવો કરનારાના ભગવાન્ આજ દિન સુધી સંસારમાં દુઃખથી પીડિત થતા જીવોનો ઉદ્ધાર કરી શકયા નહિ તેમજ હજી પણ તે તરફ પ્રવૃત્ત થતા નથી, તેનું શું કારણ એ જાણવું બાકી રહે છે.

કર્મ—

'કર્મ' એ જૈન શાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. જેમ અન્ય દર્શનકારોએ, દાખલા તરીકે સાંખ્યે પ્રકૃતિની[2], તો નૈયાયિક–વૈશેષિકે અદૃષ્ટની[3], તો અદ્વૈતવાદીએ માયા[4] કે અવિદ્યાની, તો કોઈકે પ્રારબ્ધ કે સંચિતની સત્તા સ્વીકારી છે, તેમ જૈન દર્શનકારે કર્મની સત્તા સ્વીકારેલી છે. એ તો સહુ કોઈ જાણે છે કે જગતમાં જીવ[5] અને અજીવ એ સિવાય અન્ય કોઈ ત્રીજો પદાર્થ નથી; આખી આલમના સમસ્ત પદાર્થોનો આ બે કોટિમાં અંતર્ભાવ થાય છે; કર્મ નામનો પદાર્થ અજીવની કોટિમાં આવી જાય છે. વધારે સ્પષ્ટ શબ્દમાં કહીએ તો ધર્માસ્તિકાય[6], અધર્માસ્તિકાય[7], આકાશાસ્તિકાય[8], પુદ્ગલાસ્તિકાય[9] અને કાલ[10] એવા અજીવ પદાર્થના પાંચ પેટા–વિભાગોમાંના પુદ્ગલાસ્તિકાય યાને પુદ્ગલનામક વિભાગમાં કર્મનો સમાવેશ થાય છે.

---

૧ સરખાવો—

ક્ષીરસમાન જલથી પરિપૂર્ણ એવા ક્ષીર–સમુદ્રમાં પણ નાંખેલો ફૂટેલો ઘડો ભરાતો નથી, તો તેમાં શું સમુદ્રનો દોષ ખરો કે ! વસંત ઋતુમાં સમસ્ત વનસ્પતિ પલ્લવિત થાય છે, તેને પત્ર, પુષ્પ, આવે છે, ત્યારે કરીર વૃક્ષ ( કેરડાનું ઝાડ ) કોરૂં રહી જાય છે તેમાં દોષ કોનો વારૂ !

૨ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થાને ' પ્રકૃતિ ' કહેવામાં આવે છે.

૩ વૈશેષિકો અદૃષ્ટને આત્માનો ગુણ માને છે, અર્થાત્ તેઓ તેને અપૌદ્ગલિક, અરૂપી માને છે.

૪ માયા સદ્રૂપ પણ નથી તેમજ અસદ્રૂપ પણ નથી; કિન્તુ એ અનિર્વચનીય છે, અને આ જગતના પ્રપંચનું કારણ છે, એમ અદ્વૈતવાદીઓ માને છે.

૫ જીવના સ્વરૂપ સંબંધી જૈન માન્યતા અન્ય દર્શનકારોની માન્યતાથી જૂદી છે તેમજ જાણવા લાયક છે. શ્રીવાદિદેવસૂરિએ પોતે રચેલા પ્રમાણ–નય–તત્ત્વાલોકાલંકારનામક ગ્રંથના સપ્તમ પરિચ્છેદના ૫૬ મા સૂત્રમાં આ જૈન માન્યતાનો આબેહુબ ચિતાર આપતાં તે મહર્ષિએ ત્યાં એમ કહ્યું છે કે—

" चैतन्यस्वरूपः परिणामी कर्त्ता साक्षाद् भोक्ता देहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम्. "

૬–૧૦ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાયને બદલે ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવ એવા શબ્દનો પણ પ્રયોગ કરવામાં આવે છે. પરંતુ તેમ થતાં ઘણી વખત અન્ય વિદ્વાનો તો ધર્મ અને અધર્મને 'પુણ્ય' અને 'પાપ' તરીકે સમજવાની ગંભીર ભૂલ કરે છે. ધર્મ અને અધર્મ નામના બે પદાર્થો આખા લોકમાં આકાશની માફક વ્યાપક અને અરૂપી છે; અને જેમ આકાશ અન્ય પદાર્થોને અવકાશ આપવામાં નિમિત્ત કારણ છે, તેમ આ બે પદાર્થો પણ જીવ અને પુદ્ગલને ગતિ અને સ્થિતિ કરવામાં સહાયક છે, એમ જૈન શાસ્ત્રનું માનવું છે.

આ ઉપરથી સમજી શકાય છે કે કર્મ એ પુદ્ગલ-વિશેષ છે અને કેટલાક અન્ય દર્શનકારો માને છે તેમ તે કાલ્પનિક વસ્તુ નથી, પરંતુ ખરેખરી વસ્તુ છે. કષાયને[1] વશીભૂત થયેલ આત્મા કર્મ-વર્ગણા-યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી તેને પોતાની સાથે ક્ષીર[2] અને નીર[3]ની માફક મેળવી દે છે. વળી કર્મ અને આત્માનો સંબંધ અનાદિ કાલનો છે; પરંતુ કોઈ પણ કર્મ-વ્યક્તિ આત્માની સાથે હમેશને માટે રહી શકતી નથી, અર્થાત્ તે અનાદિ નથી. આ કર્મના આઠ મુખ્ય ભેદો છે અને તે તેની પ્રકૃતિ[4]ને અંગે પાડવામાં આવેલા છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અન્તરાય એ ઉપર્યુક્ત આઠ ભેદો છે.[5] (૧) આમાં **જ્ઞાનાવરણીય** કર્મ આત્માની નૈસર્ગિક જ્ઞાન-શક્તિને આચ્છાદિત કરે છે; અને આ આવરણનો સંપૂર્ણ વિલય થતાં આત્મા **સર્વજ્ઞ** બને છે—તે **કેવલ-જ્ઞાન** પ્રાપ્ત કરે છે. (૨) દર્શન એ એક પ્રકારનું સામાન્ય જ્ઞાન છે; અને આ દર્શન-શક્તિને દબાવવાનું કાર્ય **દર્શનાવરણીય** કર્મ કરે છે. (૩) સુખ-દુઃખનો અનુભવ કરાવવાનું કામ **વેદનીય** કર્મનું છે. (૪) આત્માની અધોગતિ કરવામાં અગ્ર ભાગ ભજવનારૂં **મોહનીય** કર્મ આત્માને યથાર્થ શ્રદ્ધા તેમજ સંયમ સંપાદન કરવામાં વિઘ્નરૂપ છે. (૫) **આયુષ્ય** કર્મ કોઇપણ પ્રાણી તે ભવમાં ક્યાં સુધી જીવનાર છે, તે નક્કી કરે છે અને આ આયુષ્ય કર્મનો સર્વથા ક્ષય થતાં આત્મા શાશ્વત ગતિનો ભાજન અર્થાત્ મુક્તિ-સુન્દરીનો સ્વામી બને છે. (૬) **નામ** કર્મ શુભ-અશુભ શરીર, રૂપ, યશ, ઈત્યાદિનું કારણ છે. (૭) આ ઉચ્ચ છે, આ નીચ છે, ઈત્યાદિ વ્યવહારનું કારણ **ગોત્ર** કર્મ છે. (૮) **અંતરાય** કર્મનું કાર્ય તો તેના નામ ઉપરથી જોવાય છે તેમ વિઘ્ન નાંખવાનું છે; કરવા લાયક કાર્ય પણ ઈચ્છા હોવા છતાં પણ ન કરવા દેવું એમાંજ એની બહાદુરી સમાયલી છે. આ અન્તરાય કર્મ-રૂપી શત્રુના ઉપર વિજય મેળવવાથી આત્મા અનન્ત વીર્યરૂપ ગુણ અનુભવે છે.[6]

---

આકાશ અને કાલના સંબંધમાં કંઈ ખાસ કહેવા જેવું નથી. પરંતુ કર્મ જ્યારે પુદ્ગલાત્મક છે, તો પછી 'પુદ્ગલ' શબ્દથી શું સમજવાનું છે તે જાણવું આવશ્યક છે. રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શથી જે યુક્ત હોય તે 'પુદ્ગલ' કહેવાય છે. જે જે વસ્તુઓ આ દુનિયામાં આપણી દૃષ્ટિ-ગોચર થાય છે, તે બધી પુદ્ગલાત્મક છે, એમ કહેવું ખોટું નથી; કેમકે રૂપી પદાર્થનુંજ આપણને અવલોકન થઈ શકે તેમ છે. વિશેષમાં શબ્દ, છાયા, અંધકાર, ઇત્યાદિ પદાર્થો જૈન દૃષ્ટિએ પુદ્ગલો છે. આ બધાના યત્કિંચિત્ સ્વરૂપ સારૂ જુઓ મુનિશ્રી ન્યાયવિજયજીકૃત **ન્યાયકુસુમાંજલિ** ઉપરનું મારૂં વિવેચન (પૃ. ૨૨૦-૨૨૪) અને સવિસ્તર માહિતીને સારૂ તો જુઓ વાચકવર્યશ્રી **ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્રનો** પાંચમો અધ્યાય.

૧ ક્રોધ, માન, માયા અને લોભ એ ' કષાય ' કહેવાય છે. ' કષાય ' ( કષ+આય ) એટલે ' સંસારનો લાભ '; જે દ્વારા સંસારમાં રખડપટ્ટી કર્યા કરવી પડે તે ' કષાય ' છે.

૨ દૂધ. ૩ જલ.

૪ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ એમ ચાર અપેક્ષાપૂર્વક કર્મના ભેદો પડી શકે છે. તેમાં પ્રકૃતિ=સ્વભાવ; સ્થિતિ=ટકી રહેવું; રસ=ચિકાસ; અને પ્રદેશ=(કર્મના) પરમાણુઓ.

૫ આ પ્રમાણે કર્મોનો ક્રમ આપવામાં પણ રહસ્ય સમાયલું છે અને તે જાણવું હોય તો **પ્રજ્ઞાપના** સૂત્રના પૃ૦ ૪૫૪ તરફ દૃષ્ટિ-પાત કરો.

૬ કર્મનું સ્થૂલ સ્વરૂપ **ન્યાયકુસુમાંજલિ**માં પૃ૦ ૩૪, ૩૩૦-૩૩૩ ઉપર આપ્યું છે, ત્યાં જોવાથી માલૂમ પડશે. વિશેષ માહિતીને સારૂ તો **શિવશર્મકૃત કમ્મપયડી ( કર્મપ્રકૃતિ ),** દેવેન્દ્રસૂરિરચિત **કર્મગ્રંથ, ચન્દ્રર્ષિપ્રણીત પંચસંગ્રહ** વિગેરે અનેક ગ્રંથો જોવા લાયક છે.

નાભિ-નરેશ—

નાભિ નરેશના પિતાનું નામ મરૂદેવ અને તેમની માતાનું નામ શ્રીકાંતા હતું. તેઓ આ અવસર્પિણી[1] કાલના ત્રીજા આરા[2]માં જન્મ્યા હતા. તેમની સાથે મરૂદેવાનો પણ જન્મ થયો હતો અને યુગલિક[3] ધર્મ પ્રમાણે તેમણે તેની સાથે પાણિ-ગ્રહણ કર્યું હતું. તેમનું શરીર સવા પાંચશે ધનુષ્ય[4]પ્રમાણ ઊંચું હતું અને તેઓ સુવર્ણના જેવી કાંતિવાળા હતા. તેઓ હાકાર[5], માકાર[6] અને ધિક્કાર[7] એ ત્રણ પ્રકારની નીતિપૂર્વક યુગ્મધર્મી મનુષ્યોને શિક્ષા આપતા હતા.

---

૧-૨ જેમ હિંદુ શાસ્ત્રમાં કાલના 'કૃત', 'દ્વાપર', 'ત્રેતા' અને 'કલિ' એમ ચાર યુગરૂપી વિભાગો પાડવામાં આવ્યા છે, તેવી રીતે જૈન શાસ્ત્રમાં ૭ ૭ પેટા-વિભાગવાળા 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી' એમ કાલના બે મુખ્ય વિભાગો પાડવામાં આવ્યા છે. આ દરેક વિભાગના ૭ પેટા-વિભાગોને આરા ( अर ) કહેવામાં આવે છે. આરા તો ચક્રને હોય છે, તો શું ત્યારે ચક્ર જેવી કંઇ કલ્પના આ સંબંધમાં કરવામાં આવી છે કે કેમ તેવો પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. આ પ્રશ્નના ખુલાસામાં સમજવાનું કે એક ઉત્સર્પિણીરૂપી કાલ-વિભાગ અને તે પૂરો થતાં તરતજ શરૂ થતો અવસર્પિણીરૂપી કાલ-વિભાગ મળીને એક 'કાલ-ચક્ર' બને છે. અત્યાર સુધીમાં તો એવાં અનંત કાલ-ચક્રો વ્યતીત થઇ ગયાં છે, અને હવે પછી પણ એવાં અનંત કાલ-ચક્રો પસાર થનારાં છે.

જો કે ઉત્સર્પિણી અને અવસર્પિણી એ બંને કાલ-વિભાગો વર્ષોમાં-સમયમાં સરખા છે, છતાં પણ એકને 'ઉત્સર્પિણી' અને બીજાને 'અવસર્પિણી' કહેવાનું કારણ એ છે કે ઉત્સર્પિણી-કાલ-વિભાગ રૂપ, રસ, ગંધ, શરીર, આયુષ્ય, બલ, ઇત્યાદિમાં ચઢતો છે, જ્યારે અવસર્પિણીના સંબંધમાં એથી વિપરીત હકીકત છે. વિશેષમાં, દરેક ઉત્સર્પિણી તેમજ અવસર્પિણીના ત્રીજા-ચોથા આરામાં ભરત અને ઐરાવત ક્ષેત્રોમાં ચોવીસ ચોવીસ તીર્થંકરો થાય છે. અત્યારે અવસર્પિણી કાલનો પાંચમો આરો યાને પંચમ કાલ પ્રવર્તે છે. તેના ૨૪૫૦ વર્ષો વ્યતીત થયા છે. એકંદર રીતે પાંચમો આરો ૨૧૦૦૦ વર્ષનો છે અને ત્યારબાદ તેટલાજ વર્ષનો અતિશય દુઃખદાયી છઠ્ઠો આરો પ્રવર્તશે; અને ત્યાર પછી ઉત્સર્પિણીના પ્રતિલોમાનુક્રમે ૭ આરાઓ ચાલશે અને પછી પાછો અવસર્પિણી એમ અનેક કાલ-ચક્રો ચાલ્યાંજ કરશે.

૩ માતાની કુક્ષિમાં પુત્ર અને પુત્રી રૂપે જે સાથે ઉત્પન્ન થાય તે દરેકને 'યુગલ' કહેવામાં આવે છે. અત્ર યુગલિક શબ્દ આવા પ્રત્યેક જીવોને આશ્રીને વાપરવામાં આવ્યો છે. અર્થાત્ કાલ-બલે બાલક અને બાલિકા સાથેજ ઉત્પન્ન થાય; કોઇપણ બે પુરૂષ કે બે સ્ત્રી અથવા એકલો પુરૂષ કે એકલી સ્ત્રી ઉત્પન્ન ન થાય; અને આવી રીતે સાથે ઉત્પન્ન થયેલાં બાલક-બાલિકાનો પુરૂષ-સ્ત્રી તરીકેનો સંબંધ તીવ્ર પ્રેમ વિના તેમજ વિવાહ વિના પણ કુદરતી રીતે ટકી રહે તે 'યુગલિક ધર્મ' કહેવાય. વિશેષમાં યુગલિક શબ્દ 'પંકજ' શબ્દની માફક યોગરૂઢ છે, તેથી કરીને કૃષિ આદિ કર્મથી રહિત અને કલ્પવૃક્ષથી નિર્વાહ કરનારાં સાથે જન્મેલાં સ્ત્રીપુરૂષનો તે વાચક છે. આ યુગલિકના વિશિષ્ટ સ્વરૂપ સારૂ જુઓ શ્રીજમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ, દ્વિતીય વક્ષસ્કાર, ૨૧ મું સૂત્ર.

૪ આઠ જવ, અંગુલ આદિ ગણતરીથી જે હાથનો હિસાબ કરાય છે તેવા ચાર હાથનું માપ 'ધનુષ્ય' કહેવાય છે.

૫-૬-૭ કોઇપણ મનુષ્યે દુરાચરણ કર્યું હોય, તો તેને 'હા, તેં દુષ્કૃત્ય કર્યું' એમ કહેવું એટલીજ શિક્ષા કરવી તેપણ તેને સારૂ બસ હતી, એવો પણ એક જમાનો હતો. આ નીતિને 'હાકાર'નીતિ કહેવામાં આવે છે, અને તે આ અવસર્પિણી કાલના ત્રીજા આરા પર્યંત યુગલિક જનો પરત્વે પ્રચલિત હતી. જ્યારે આ નીતિનો પ્રભાવ કમી થયો, ત્યારે આની સાથોસાથ 'માકાર'નીતિ દાખલ કરવામાં આવી; અને અંતમાં 'ધિક્કાર'નીતિ પણ પ્રચલિત થઈ. 'માકાર'નીતિનો એ અર્થ છે કે કોઇએ 'હાકાર' નીતિનું ઉલ્લંઘન કરીને ભારે અપરાધ કર્યો હોય, તો તેને કહેવું કે 'આવું કાર્ય ફરીથી કરીશ મા', તે 'માકાર'નીતિ છે. આટલેથી પણ જેને અફસ નહિ આવે એવા મહાન્ અપરાધીનો તિરસ્કાર કરવો-તેને ધિક્કારવો, તે 'ધિક્કાર'નીતિ છે. આ હાકારાદિક નીતિનું સ્વરૂપ આવશ્યક-નિર્યુક્તિમાં આપ્યું છે.

તેમને **ઋષભ** નામે પુત્ર અને **સુમંગલા** નામે પુત્રી હતાં. અને બે સંતાન પોતાના માતાપિતાના આયુષ્યથી કંઈક ન્યૂન એવું તેમનું સંખ્યાત[1] પૂર્વનું[2] આયુષ્ય પૂર્ણ થતાં નાભિ રાજા સ્વર્ગે સિધાવ્યા.

**ઋષભ-દેવ—**

આપણે ઉપર જોઈ ગયા તેમ **ઋષભ-દેવ નાભિ** રાજા અને **મરૂદેવી** રાણીના પુત્ર થાય છે. તેમનો જન્મ **વિનીતા** નગરીમાં થયો હતો. તેમનાં **ઋષભદેવ, વૃષભદેવ, રૂષભદેવ, આદિનાથ**, વિગેરે અનેક નામો છે. તેમનું શરીર પાંચસે ધનુષ્ય પ્રમાણનું હતું તથા તેનો વર્ણ સુવર્ણના જેવો હતો (આ વાત ઉપર આ શ્લોક પણ પ્રકાશ પાડે છે). વળી તેમને વૃષભનું લાંછન હતું. યુગલિક ધર્માનુસાર તેમણે પણ પોતાની સાથે યુગલ તરીકે ઉત્પન્ન થયેલી **સુમંગલા** સાથે લગ્ન કર્યાં હતા. આ ઉપરાંત તેમણે **સુનંદા** સાથે પણ પાણિગ્રહણ કર્યું હતું. **ભરત**આદિ સો પુત્રો તેમજ **બ્રાહ્મી** અને **સુન્દરી** એ બે પુત્રીઓના તેઓ પિતા હતા. તેઓ આ અવસર્પિણી કાલમાં પ્રથમ તીર્થંકર થયા છે. આ જગત્‌માં સર્વ કલા અને નીતિનો પ્રચાર તેમનાથી થયો છે, એમ જૈનો માને છે. ચોર્યાસી (૮૪) લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ નિર્વાણ-પદને પામ્યા.

કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રાચાર્યે ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર**ના[3] પ્રથમ પર્વમાં તેમનું ચરિત્ર સવિસ્તર આલેખ્યું છે. ગ્રન્થગૌરવના ભયથી એ બાબત ઉપર અત્ર વધુ પ્રકાશ પાડવામાં આવતો નથી.

**પદ્ય-વિચાર—**

આ કાવ્યમાંના પ્રથમના ચાર શ્લોકો, ત્યાર પછીના બીજા ચાર શ્લોકો, એ પ્રમાણે દરેક શ્લોક-ચતુષ્ટય એકજ છંદમાં રચીને અને તેમાં વળી પ્રથમ શ્લોક 'શાર્દૂલવિક્રીડિત' વૃત્તમાં લખીને તો કવિરાજે પોતાનું શાર્દૂલના[4] જેવું શૌર્ય[5] પ્રકટ કર્યું છે. આ વૃત્તનું લક્ષણ યથાર્થ રીતે સમજવામાં છન્દઃશાસ્ત્રને લગતી કેટલીક હકીકત તરફ દૃષ્ટિપાત કરવાની જરૂર છે.

દરેક 'પદ્ય'માં ચાર 'ચરણ' યાને 'પાદ' હોય છે. આ ચરણોની રચના 'અક્ષર' અથવા 'માત્રા' ઉપર આધાર રાખે છે. જે પદ્યનાં ચરણો 'અક્ષર'ની સંખ્યા ઉપર આધાર રાખતાં હોય, તે પદ્યને 'વૃત્ત'ના નામથી ઓળખાવવામાં આવે છે, જ્યારે જે પદ્યનાં ચરણો 'માત્રા'ની સંખ્યા ઉપર આધાર રાખતાં હોય, તેને 'જાતિ' કહેવામાં આવે છે. વળી આ વૃત્તના

૧ 'સંખ્યાત' એટલે 'જેની સંખ્યા થઈ શકે તે'. આ સામાન્ય અર્થ ઉપરાંત જૈન દૃષ્ટિએ તેનો જે વિશેષ અર્થ થાય છે તે જાણવું પણ જરૂરી છે અને આના જિજ્ઞાસુઓએ તો દ્રવ્ય-લોક-પ્રકાશ (સર્ગ ૧ લો), અનુયોગદ્વાર વિગેરે ગ્રન્થો જોવા.

૨ ચોર્યાસી લાખને ચોર્યાસી લાખે ગુણવાથી અર્થાત્ એક 'પૂર્વાંગ'ને પૂર્વાંગે ગુણવાથી જે સંખ્યા આવે તેને 'પૂર્વ' સંજ્ઞા આપવામાં આવી છે. આ ઉપરથી ૧ પૂર્વ=૭૦૫૬૦,૦૦૦,૦૦૦,૦૦૦.

૩ આ મહાકાવ્યમાંથી અન્ય તીર્થંકરોનાં પણ સવિસ્તર ચરિત્રો મળી શકશે.

૪ વાઘ. ૫ પરાક્રમ.

સમ, અર્ધસમ અને વિષમ એમ ત્રણ પ્રકારો પાડવામાં આવ્યા છે. જે જાતનાં લઘુ કે ગુરૂ અક્ષરો એક ચરણમાં હોય તેવાંજ અક્ષરો જે પદ્યનાં ચારે ચરણોમાં હોય, તે પદ્યને 'સમ–વૃત્ત' કહેવામાં આવે છે; જે પદ્યનાં બેજ ચરણો (પ્રથમ અને તૃતીય કે દ્વિતીય અને ચતુર્થ) સમાન હોય, તે પદ્યને 'અર્ધ-સમવૃત્ત' કહેવામાં આવે છે; અને જે પદ્યનાં ચારે ચરણો પૈકી કોઈ કોઈની સાથે 'અક્ષર'ના વિષયમાં સમાન ન હોય, તો તે પદ્ય 'વિષમ–વૃત્ત' ગણાય છે. દાખલા તરીકે, આ પ્રાથમિક શાર્દૂલવિક્રીડિત વૃત્ત 'સમવૃત્ત' છે, કેમકે તેનાં ચારે ચરણો અક્ષરોની લઘુતા-ગુરૂતાની અપેક્ષાએ સમાન છે. આ કાવ્યમાંનું પંચમ વૃત્ત (પુષ્પિતાગ્રા) 'અર્ધસમવૃત્ત' છે. આ કાવ્યનાં સમસ્ત વૃત્તોનો 'સમવૃત્ત' કે 'અર્ધસમવૃત્ત'માં સમાવેશ થતો હોવાથી, વિષમવૃત્તનું દૃષ્ટાન્ત આ કાવ્યમાંથી મળી શકે તેમ નથી[1]. વળી વિષમવૃત્તના પણ અનેક પ્રકારો છે, કેમકે સમવૃત્ત કે અર્ધસમવૃત્ત એવાં વૃત્તોની મેળવણીથી આવું વૃત્ત બને છે. નીચેનું પદ્ય 'વિષમવૃત્ત'માં છે અને તે 'ઉદ્ગતા'ના નામથી ઓળખાય છે.

"अथ वासवस्य वचनेन
रुचिरवदनस्त्रिलोचनम् ।
क्लान्तिरहितमभिराधयितुं
विधिवत् तपांसि विदधे धनंजयः ॥"

—કિરાતાર્જુનીય, ૧૨ મો સર્ગ, પ્રથમ શ્લોક.

સાધારણ રીતે વૃત્તમાં એક કે તેથી અધિક એમ વધારેમાં વધારે છવ્વીસ (૨૬) અક્ષરો હોય છે અને આ અક્ષરોની સંખ્યાને ધ્યાનમાં લઈને તો વૃત્તોનાં વિવિધ નામો પાડવામાં આવ્યાં છે. પરંતુ 'દંડક' તરીકે ઓળખાતાં વૃત્તમાં સત્તાવીસ (૨૭) કે તેથી વધારે એમ નવસે નવાણુ (૯૯૯) અક્ષરો પણ હોય છે. આ કાવ્યનાં છેલ્લાં ચાર વૃત્તો (૯૩–૯૬) 'દંડક'ની કોટિમાં આવે છે.

આપણે ઉપર જોઈ ગયા તેમ જાતિને માત્રા સાથે સંબંધ છે અને આ માત્રાને અક્ષર સાથે સંબંધ છે; કેમકે લઘુ અક્ષરની એક માત્રા અને ગુરૂ અક્ષરની બે માત્રા ગણાય છે. આ પ્રમાણે જ્યારે આ સંપૂર્ણ વિષયને સમજવામાં 'અક્ષર'ના સ્વરૂપને જાણવાની આવશ્યકતા છે, તો હવે તે તરફ પ્રયાણ કરીએ.

છન્દઃશાસ્ત્રમાં બધા મળીને આઠ ગણો પાડવામાં આવ્યા છે અને આ દરેક ગણમાં ત્રણ ત્રણ અક્ષરો હોય છે. 'અક્ષર' શબ્દથી એકલો સ્વર કે એક અથવા તેથી વધારે વ્યંજન સહિતનો સ્વર સમજવામાં આવે છે. આ સ્વર આશ્રીને 'અક્ષર' હ્રસ્વ કે દીર્ઘ ગણાય છે. अ, इ, उ, ऋ, અને ऌ એ હ્રસ્વ સ્વરો છે, જ્યારે બાકીના आ, ई, ऊ, ॠ, ए, ऐ, ओ અને औ એ દીર્ઘ સ્વરો છે. આમાંના હ્રસ્વ સ્વરોને હ્રસ્વ અક્ષર તરીકે અને દીર્ઘ સ્વરોને દીર્ઘ અક્ષર તરીકે ઓળખાવવામાં આવે છે. તે ઉપરાંત જ્યારે હ્રસ્વ સ્વરની પછી અનુસ્વાર, વિસર્ગ કે સંયુક્ત વ્યંજન આવે, તો તે અક્ષરને 'દીર્ઘ' માનવામાં આવે છે. હ્રસ્વ અને દીર્ઘ અક્ષરો દર્શાવવાને માટે '⏑' '–' અથવા '।' 'ઽ' એવાં ચિહ્નો વપરાય છે, તેમજ 'લ' અને 'ગ' અક્ષરોનો પણ ઉપયોગ થાય છે.

આપણે ઉપર જોઈ ગયા તેમ આઠ ગણ છે. તે ગણોની સમજ નીચે મુજબ છે:—

---

૧ શું આ કાવ્યનાં ૬૯–૭૨ સુધીનાં પદ્યો વિષમ–વૃત્તમાં નથી, એવો પ્રશ્ન સંભવી શકે છે, પરંતુ તે વાત આગળ ઉપર વિચારીશું.

(૧) રગણુ (–⏑–), (૨) સગણુ (⏑⏑–), (૩) મગણુ (–––), (૪) યગણુ (⏑––), (૫) નગણુ (⏑⏑⏑), (૬) તગણુ (––⏑), (૭) ભગણુ (–⏑⏑) અને (૮) જગણુ (⏑–⏑) એમ આઠ ગણો છે. નીચેનો શ્લોક પણુ આ વાતની સાક્ષી પૂરે છે.

"आदिमध्यावसानेषु, भजसा यान्ति गौरवम् ।
यरता लाघवं यान्ति, मनौ तु गुरुलाघवम् ॥"

અર્થાત્—આદિમાં, મધ્યમાં અને અન્તમાં ભ, જ અને સ ગણો અનુક્રમે ગુરૂ યાને દીર્ઘ હોય છે, જ્યારે ય, ર અને ત ગણો તે સ્થાનોમાં અનુક્રમે લઘુ એટલે કે હ્રસ્વ હોય છે. મ અને ન ગણો તો આ ત્રણે સ્થલે અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વજ હોય છે.

હવે આપણે 'શાર્દૂલ–વિક્રીડિત' વૃત્તનું લક્ષણુ વિચારીએ. તે એ છે કે—

"सूर्याश्वैर्यदि मस्सजौ सततगाः शार्दूलविक्रीडितम्."

અર્થાત્—આ વૃત્તમાં એકંદર ૧૯ અક્ષરો છે અને તેમાં મ, સ, જ, સ, ત અને ત એમ છ ગણો છે અને અન્ત્ય અક્ષર ગુરૂ છે. તેમજ વળી આ શ્લોક ગાતી વેળાએ બે સ્થલે વિશ્રામ લઇ શકાય તેમ છે. આવા સ્થલોને 'યતિ' કહેવામાં આવે છે. આ વૃત્તના દરેક ચરણુના બારમે અક્ષરે અને ઓગણીસમે અક્ષરે આવી 'યતિ'ઓ છે. આ વાત સ્પષ્ટ સમજાય તેટલા માટે આ શ્લોકના પ્રથમ ચરણુ તરફ દૃષ્ટિપાત કરીએ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| भव् याम् मो | ज वि बो | ध नै क | त र णे, | विस् ता रि | कर् मा व | ली |
| – – – | ⏑ ⏑ – | ⏑ – ⏑ | ⏑ ⏑ – | – – ⏑ | – – ⏑ | – |
| म | स | ज | स | त | त | ग |

આ ચરણુમાં મ, સ, જ, સ, ત અને ત એમ છ ગણો છે, તેમજ અન્ત્ય અક્ષર દીર્ઘ છે, તેમજ બે યતિ છે, અર્થાત્ આ શાર્દૂલ–વિક્રીડિત છન્દ છે. આ છન્દને આવા નામથી ઓળખાવવાનું કારણુ એ છે કે આ છન્દને ગાવાની પદ્ધતિ વ્યાઘ્ર[1]ની ક્રીડાને અનુસરતી આવે છે.[2]

---

૧ વાઘ.

૨ શાર્દૂલવિક્રીડિત છંદનાં અન્ય લક્ષણો—

"सूर्याश्वैर्मसजस्तताः सगुरवः शार्दूलविक्रीडितम्" એવું લક્ષણુ વૃત્તરત્નાકરમાં આપ્યું છે. મહાકવિ કાલિદાસકૃત શ્રુત–બોધમાં તો એનું અતિશય સરલ લક્ષણુ બાંધવામાં આવ્યું છે અને તે નીચે મુજબ છે:—

"आद्याश्चेद् गुरवस्त्रयः प्रियतमे ! षष्ठस्तथा चाष्टमो
नन्वेकादशतस्त्रयस्तदनु चेद्, अष्टादशाद्यौ ततः ।
मार्तण्डैर्मुनिभिश्च यत्र विरतिः पूर्णेन्दुबिम्बानने !
तद् वृत्तं प्रवदन्ति काव्यरसिकाः शार्दूलविक्रीडितम् ॥"

અર્થાત્—હે પ્રિયતમા ! જે વૃત્તમાં પ્રથમના ત્રણુ અક્ષરો તેમજ છઠ્ઠા અને આઠમા અક્ષરો અને વળી અગ્યારમા પછીના ત્રણુ (અર્થાત્ બારમા, તેરમા અને ચૌદમા) અક્ષરો પણુ, તેમજ અઢારમાની પૂર્વેના બે (અર્થાત્ સોળમા અને સત્તરમા) અક્ષરો પણુ દીર્ઘ હોય અને જ્યાં સૂર્ય અને મુનિ અર્થાત્ બાર (૧૨) અને સાત (૭) વર્ણોથી યતિ (અર્થાત્ વિશ્રામ-સ્થાન) હોય, તે વૃત્તને હે પૂર્ણ ચન્દ્ર–મંડલના સમાન વદનવાળી (પ્રિયા) ! કાવ્યના રસિક જનો 'શાર્દૂલવિક્રીડિત' કહે છે.

## શ્લોકાર્થ

**જિનવરોની સ્તુતિ—**

"( હાવભાવાદિક ) વિલાસ વડે સુશોભિત, મૃદુ ધ્વનિ[1]વાળી, તથા ( વિભૂષણોથી ) વિભૂષિત એવી, તેમજ સુન્દર હૃદયવાળી [ અથવા દેવતાની ] વનિતા (પણ), જે જિનેશ્વરોનું મન ક્ષોભાયમાન કરી શકી નહિ, તેમજ વળી જેમનાં ચરણોને, દેવતાઓએ ફેંકેલાં, આકાશમાંથી ( સમવસરણ[2]માં ) પડતાં, શબ્દાયમાન ભ્રમરોને ( પરાગ[3] ગ્રહણ કરવાને માટે ) યોગ્ય, તેમજ મન્દાર ( વિગેરે ) કુસુમોના સમૂહથી ( પણ ) અજિત એવાં પુષ્પોએ સુગંધિત કર્યાં, તે જિનેશ્વરો કે જેમના વડે [ અથવા જેમના ] રોગો ક્ષીણ થયા છે, તેઓ તમારું રક્ષણ કરો."—૨

## સ્પષ્ટીકરણ

**જિનવર—**

'रागादिरिपूञ्जयतीति जिनः' અર્થાત્ રાગ ( દ્વેષ ) આદિ દુશ્મનોને જીતનારા 'જિન' કહેવાય છે. 'જિન' એવી સંજ્ઞા ચાર પ્રકારની વ્યક્તિઓને આશ્રીને વપરાય છે અને તે વ્યક્તિઓને અનુક્રમે શ્રુત[4]-જિન, અવધિ[5]-જિન, મનઃપર્યય[6]-જિન અને કેવલિ[7]-જિન એમ ચાર પ્રકારે ઓળખાવવામાં આવે છે.[8] વિશેષમાં આ ચાર પ્રકારની વ્યક્તિઓમાંની અતિ શ્રેષ્ઠ વ્યક્તિને અર્થાત્ સર્વથા રાગદ્વેષ-રહિત તેમજ પ્રબલ પુણ્યશાળી જીવને 'જિનવર', 'જિનોત્તમ' કે 'જિનેશ્વર' એવી પણ સંજ્ઞા આપવામાં આવે છે. વિશેષમાં 'જિનોત્તમ' શબ્દનો શું અર્થ કરવો તે કવિરાજે પોતે આ શ્લોકદ્વારા દર્શાવ્યું છે. 'જિનવર' શબ્દ પ્રાયઃ તીર્થંકરવાચક છે, છતાં પણ કોઈક વાર તે 'સામાન્ય-કેવલિ'ને ઉદ્દેશીને પણ વપરાય છે.[9]

---

૧ અવાજ. ૨ દેવ-રચિત ગઢ; વિશેષ માહિતીને સારૂ જુઓ ૮૪ મા શ્લોકનું સ્પષ્ટીકરણ. ૩ રજ.

૪-૭ જૈન શાસ્ત્ર પ્રમાણે જ્ઞાનના પાંચ પ્રકાર પાડવામાં આવ્યા છે-(૧) મતિ, (૨) શ્રુત, (૩) અવધિ, (૪) મનઃપર્યય અને (૫) કેવલ. આ પાંચના સ્થૂલ સ્વરૂપ સારૂ જુઓ મુનિશ્રી ન્યાયવિજયજીકૃત અધ્યાત્મ-તત્ત્વાલોક ( પૃ. ૭૫૫-૭૬૦ ). વિશેષ જિજ્ઞાસુએ તો પ્રકરણ રત્નાકર ( ચતુર્થ ભાગ પૃ. ૩૪૭-૩૫૪ ), કર્મગ્રન્થ ( પ્રથમ ભાગ, જ્ઞાનાવરણીયનો અધિકાર, ) વિશેષાવશ્યક વિગેરે ગ્રન્થો જોવા.

૮ જુઓ પ્રજ્ઞાપનાની વૃત્તિ, પૃ૦ ૩.

૯ જ્યાં 'જિનવર' શબ્દથી સામાન્ય-કેવલિ સમજવામાં આવે છે તેવે સ્થલે તીર્થંકરવાચક શબ્દ તરીકે જિનવરપતિ કે એવાજ અર્થ-સૂચક શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. કેટલીક વાર 'જિન' શબ્દ પણ 'તીર્થંકર' એવા અર્થમાં વપરાય છે અને તેનું કારણ દેખીતું છે કે એવે સ્થલે 'જિન' શબ્દથી કેવલ-જ્ઞાનિ સમજવામાં આવે છે અને તીર્થંકર તો કેવલ-જ્ઞાનિ છેજ, એ જગજાહેર હકીકત છે.

## તીર્થંકર અને સામાન્ય[1]-કેવલિમાં રહેલો તફાવત—

જો કે તીર્થંકર અને સામાન્ય-કેવલિ એ બંને સર્વજ્ઞ છે-બન્નેએ કેવલ-જ્ઞાન (સંપૂર્ણ જ્ઞાન) સંપાદન કર્યું છે-એ બેમાંથી કોઈ પણ એક બીજાથી જ્ઞાનમાં ઉતરે કે ચડે તેમ નથી, છતાં પણ એકને તીર્થંકર અને બીજાને સામાન્ય-કેવલિ કહેવામાં આવે છે એટલુંજ નહિ પરંતુ તીર્થંકરને સામાન્ય-કેવલિ કરતાં ઉંચા દરજ્જાવાળા પણ ગણવામાં આવે છે તેનું શું કારણ છે તે તરફ નજર કરીએ.

આ બન્નેમાં આવા પ્રકારનો ભેદ-ભાવ રાખવાનું કારણ એ છે કે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચતુર્વિધ સંઘરૂપી તીર્થ[2]ની સ્થાપના તીર્થંકરદ્વારાજ થાય છે. તેમજ વળી પુણ્ય-પ્રકૃતિમાં તીર્થંકર સામાન્ય-કેવલિથી ચડિયાતા છે અને એથી કરીને તો તેઓ અલૌકિક સૌભાગ્યના સ્વામી છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે તીર્થંકર અને સામાન્ય-કેવલિ એ બંને તેજ ભવમાં મોક્ષે જાય છે અને આ પ્રમાણે મુક્તિ-રમણીને એક વખત વર્યા પછી તેઓ વચ્ચે આવો ભેદ-ભાવ રહેતો નથી; અર્થાત્ તીર્થંકરત્વને અંગે રહેલો ભેદભાવ નષ્ટ પામતાં-નિર્વાણ પદને પ્રાપ્ત કર્યા બાદ તેઓ બન્ને સમાન બને છે.

## મન્દાર-કુસુમ—

મન્દાર એ કલ્પવૃક્ષનું એક નામ છે. આનાં પુષ્પો અતિ ઉત્તમ છે, છતાં પણ એ ધ્યાનમાં રાખવું કે શ્રીજિનેશ્વરની આગળ દેવતાઓ જે પુષ્પોની વૃષ્ટિ કરે છે, તેની સાથે ટક્કર ઝીલવા આ સમર્થ નથી.

---

૧ સામાન્ય-કેવલિમાંના 'સામાન્ય' શબ્દ ઉપરથી એવો ધ્વનિ નીકળે છે કે કેવલિઓના પણ પ્રકાર હોવા જોઇએ અને વસ્તુ-સ્થિતિ પણ તેવીજ છે. અર્થાત્ કેવલ-જ્ઞાનિના સામાન્ય કેવલિ, મૂક-કેવલિ, અંતકૃત્-કેવલિ, અશ્રુત્વા-કેવલિ, સ્વયંબુદ્ધ, પ્રત્યેકબુદ્ધ, બુદ્ધ, આદિ અનેક પ્રકારો છે. આ બધાનુ સ્વરૂપ શ્રીભગવતી (શ૦ ૯, ઉ૦ ૩૧)માં તેમજ યોગબિન્દુ પ્રમુખ ગ્રન્થોમાંથી મળી શકશે.

૨ સાધુપ્રમુખ ચતુર્વિધ સંઘરૂપી તીર્થ તો અતિપૂજનીય છે અને એને તો તીર્થંકર પણ 'नमो तित्थस्स' એવા શબ્દોચ્ચારપૂર્વક નમસ્કાર કરે છે. 'તીર્થ' શબ્દનો અર્થ 'દ્વાદશાંગી' યાને 'બાર અંગોનો સમૂહ' પણ થાય છે. (અંગ શબ્દની માહિતી સારૂ જુઓ તૃતીય શ્લોકનું સ્પષ્ટીકરણ) વળી 'तीर्यतेऽनेनेति तीर्थम्' અર્થાત્ જેના વડે સંસાર-સાગર તરી શકાય તે તીર્થ છે, એવો 'તીર્થ' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ કરતાં એમ જોઈ શકાય છે કે તીર્થંકરને પણ 'તીર્થ' શબ્દથી સંબોધી શકાય.

વિશેષમાં તીર્થ શબ્દના ચતુર્વિધ સંઘ અને દ્વાદશાંગી એ બે અર્થો ઉપરાંત પ્રથમ ગણધર એવો પણ અર્થ શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે. આ વાત શ્રીભગવતીસૂત્રમાં આપેલા 'तित्थं भंते ! तित्थं तित्थगरे तित्थं ? गोयमा ! अरिहा ताव नियमा तित्थगरे, तित्थं पुण चाउवण्णाइण्णो संघो पढमगणहरो वा' પાઠ ઉપરથી જોઈ શકાય છે.

અત્ર એ નિવેદન કરવું વધારે પડતું નહિ ગણાય કે 'તીર્થ' શબ્દથી ચતુર્વિધ સંઘ એવો અર્થ કરતી વેળાએ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાની અર્થાત્ એ પ્રત્યેકની એક એક સંખ્યા હોય, તો પણ તેના સમુદાયને 'સંઘ' તરીકે ઓળખાવી શકાય છે. આવી વાત આ પંચમ કાલના અંતમા બનનાર પણ છે, અર્થાત્ આ આરાની આખરે એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા એટલોજ સમુદાય 'તીર્થ' તરીકે ઓળખાશે; ત્યાર પછી તીર્થનો ઉચ્છેદ થશે અને અધર્મ પ્રવર્તશે.

जिनप्रवचनप्रशंसा—

शान्तिं वस्तनुतान् मिथोऽनुगमनाद् यन्नैगमाद्यैर्नयै-
रक्षोभं जन ! हेऽतुलां छितमदोदीर्णाङ्गजालं कृतम् ।
तत् पूज्यैर्जगतां जिनैः प्रवचनं दृप्यत्कुवाद्यावली-
रक्षोभञ्जनहेतुलाञ्छितमदो दीर्णाङ्गजालङ्कृतम् ॥ ३ ॥

—शार्दूल०

## टीका

शान्तिवस्तनुतादिति । ‘शान्ति’क्षेमम् । उपशमवतां ‘वो’ युष्माकम् । ‘तनुतात्’ प्रथयतु । ‘मिथोऽनुगमनात्’ परस्परानुवर्तनाद्धेतोः । ‘यन्नैगमाद्यैर्नयैः’ यन्नैगमसंग्रहादिभिर्नयैः, अनेकान्तात्मके वस्तुनि एकांशपरिच्छेदात्मका नयास्तैर्हेतुभूतैः । ‘अक्षोभं’ अचलम् । ‘जन हे’ जनो–लोकस्तस्य सम्बोधनम् । ‘अतुलां’ महतीम् । ‘छितमदोदीर्णाङ्गजालं’ छितमदं–छिन्नदर्पं उदीर्णं–उच्छ्रितं अङ्गानामाचाराङ्गादीनां जालं–समूहो यत्र तत् । ‘कृतं’ रचितम् । ‘तत् पूज्यैर्जगतां’ अर्चनीयैर्लोकानाम् । ‘जिनैः’ अर्हद्भिः । ‘प्रवचनं’ शासनम् । ‘दृप्यत्कुवाद्यावलीरक्षोभञ्जनहेतुलाञ्छितं’ दृप्यन्ती–दर्पं व्रजन्ती या कुवादिनामावली सैव क्रूरात्मकत्वाद् रक्षो–राक्षससङ्ग्रहः तद्भञ्जनैःभङ्गकारिभिः हेतुभिः लाञ्छितं–चिह्नितम् । ‘अदः’ एतद् । ‘दीर्णाङ्गजालङ्कृतं’ दीर्णाङ्गजैः–शीर्णमदनैः श्रमणादिभिरलङ्कृतम् । यन्नयैरक्षोभं तत् प्रवचनमदो जिनैः कृतं शान्तिमतुलां वः तनुतादिति योगः ॥ ३ ॥

## अवचूरिः

तत् जगतां पूज्यैर्जिनैः कृतं प्रवचनं गणिपिटकरूपं[1] वो युष्माकं शान्तिं मोक्षमुपशमं वा तनुतात् कुरुतात् । यन्मिथोऽनुगमनादनुवर्तनाद्धेतोर्नैगमादिभिर्नयैरक्षोभं परवादिभिरजेयं वर्तते । हे जन ! मर्त्यलोक !! शान्तिं किंभूताम् । अतुलां निरुपमाम् । ( प्रवचनं ) मतं किंभूतम् । छितमदं छिन्नदर्पमुदीर्णमुच्छ्रितमङ्गानामाचारादीनां जालं समूहो यत्र तत् । तथा ( दृप्यत् ) माद्यत्कुवादिश्रेणिः सैव क्रूरात्मकत्वाद् रक्षो राक्षसस्तस्य भंजनैर्भङ्गकारिभिर्हेतुभिर्लाञ्छितं मण्डितम् । अदः प्रत्यक्षदृश्यम् । शीर्णमदनैः श्रमणादिभिरलंकृतम् । मिथोऽनुगमनादित्यत्र ‘गुणादस्त्रियां न चं ( वा )’[2] इति पञ्चमी ॥ ३ ॥

## अन्वयः

यद् मिथः अनुगमनात् नैगम–आद्यैः नयैः अ-क्षोभं ( वर्तते ), छित–मद–उदीर्ण–अङ्ग–जालं, दृप्यत्–कुवादिन्–आवली–रक्षस्–भञ्जन–हेतु–लाञ्छितं, दीर्ण–अङ्गज–अलङ्कृतं ( च वर्तते ), तद् जगतां पूज्यैः जिनैः कृतं अदः प्रवचनं हे जन ! वः अतुलां शान्तिं तनुतात् ।

१ ‘ द्वादशाङ्गी स्याद् गणिपिटकाह्वया ’ इति श्रीअभिधानचिन्तामणिः ( का० २, श्लो० १५९ ) ।
२ इदं श्रीसिद्धहेमशब्दानुशासनस्य ( २।२।७७ ) सूत्रम् ।

## શબ્દાર્થ

शान्तिं (मू० शान्ति)=(१) મોક્ષને, (२) ઉપશમને.
वः (मू० युष्मद्)=તમારી (ષષ્ઠ્યર્થે).
तनुतात् (धा० तन्)=વિસ્તારો, વધારો.
मिथस्=અરસ્પરસ.
अनुगमनात् (मू० अनुगमन)=અનુસરનારૂ હોવાને લીધે.
नैगम=નૈગમ, સાત નયોમાંનો એક નય.
आद्य=પ્રમુખ.
नैगमाद्यैः=નૈગમ છે આદિમાં-શરૂઆતમાં જેની એવા.
नयैः (मू० नय)=નયો (યથાર્થ અભિપ્રાય-વિશેષ) વડે.
अक्षोभं (मू० अक्षोभ)=ક્ષોભ-રહિત.
जन !=હે લોક !
हे=હે.
अतुलां (मू० अतुल)=અતુલ, અનુપમ, અસાધારણ.
छित (धा० छो)=કાપી નાંખેલ.
मद=મદ, અભિમાન, ગર્વ, અહંકાર.
उदीर्ण (धा० ऋ)=ઉદય પામેલ.
अङ्ग=(આચાર આદિ બાર) અંગ; જૈન સાહિત્યનો એક વિભાગ.
जाल=સમૂહ.
छितमदोदीर्णाङ्गजालं=કાપી નાંખ્યો છે (વાદીઓનો) ગર્વ જેણે તેમજ ઉદય પામેલ છે અંગોનો સમૂહ જેમાં એવા.
कृतं (धा० कृ)=કરેલું, પ્રરૂપેલું.
तद्=તે.
पूज्यैः (मू० पूज्य)=પૂજ્યો વડે.
जगतां (मू० जगत्)=જગતોના, સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ (વાસી જનો)ના.
जिनैः (मू० जिन)=જિનો વડે, તીર્થંકરો વડે.
प्रवचनं (मू० प्रवचन)=સિદ્ધાન્ત, કૃતાન્ત, આગમ.
दृप्यत् (धा० दृप्)=અહંકારી, મદોન્મત્ત.
कुवादिन्=કુવાદી, મિથ્યા-વાદી, ખોટા તર્ક ઉઠાવનારા.
रक्षस्=રાક્ષસ.
भञ्जन=ભંગાણ.
हेतु=યુક્તિ.
लाञ्छित (धा० लाञ्छ्)=યુક્ત.
दृप्यत्कुवाद्यावलीरक्षोभञ्जनहेतुलाञ्छितं=મદોન્મત્ત કુવાદીઓની શ્રેણિરૂપ રાક્ષસોને પલાયન કરાવનારી યુક્તિઓથી યુક્ત.
अदः (मू० अदस्)=આ.
दीर्ण (धा० दृ)=ચીરી નાંખેલ, નષ્ટ કરેલ.
अङ्गज[1]=કંદર્પ, કામદેવ, રતિ-પતિ.
अलंकृत (अलम्+कृ)=વિભૂષિત.
दीर्णाङ्गजालङ्कृतं=નષ્ટ કર્યો છે-જીત્યો છે કંદર્પને જેણે એવા (મુનિવરો)થી વિભૂષિત.

## શ્લોકાર્થ

**જૈન આગમની પ્રશંસા—**

"જે સિદ્ધાન્ત અરસ્પરસ સંગત-બંધ બેસતો (અર્થાત્ યુક્તિથી અવિરૂદ્ધ તેમજ ઈષ્ટ અર્થને જણાવતો) હોવાને લીધે નૈગમ આદિ નયોએ કરીને અખંડિત છે, વળી જેણે (વાદીઓનો) ગર્વ તોડી નાંખ્યો છે, તેમજ જેમાં (આચાર આદિ) અંગોનો સમૂહ વર્ણવેલો

१ अङ्गाज्जायते इति अङ्गजः।

છે, તથા જે મદોન્મત્ત મિથ્યા-વાદીની પંક્તિરૂપ રાક્ષસને નસાડનારી ( અર્થાત્ નષ્ટ કરનારી) યુક્તિઓથી યુક્ત છે, અને વળી કામદેવને વશ કરેલા( મુનિવરો )થી જે અલંકૃત છે ( અર્થાત જેનો શ્રમણ પુરૂષોએ સ્વીકાર કર્યો છે ) તે વિશ્વને વંદનીય એવા જિનોએ રચેલ આ ( દ્વાદશાંગીરૂપ ) સિદ્ધાન્ત, હે ( ભવ્ય ) લોક ! તમારી અનુપમ શાન્તિનો વિસ્તાર કરો. "—૩

## સ્પષ્ટીકરણ

નય—

પ્રમાણથી સિદ્ધ અનંત ધર્માત્મક વસ્તુના અંશનો બોધ કરાવનારો તથા અન્ય અંશો તરફ ઉદાસીનતા ધારણ કરનારો યથાર્થ અભિપ્રાય-વિશેષ 'નય' કહેવાય છે. એ તો સહજ સમજી શકાય તેમ છે કે ગમે તે કોઈ વસ્તુ પરત્વે અનેક દૃષ્ટિએ વિચાર થઈ શકે તેમ છે. આ દૃષ્ટિઓને 'નય' કહેવામાં આવે છે. એકની એક વ્યક્તિના સંબંધમાં અન્ય અન્ય વ્યક્તિઓ આશ્રીને વિચાર કરતાં તેને જૂદા જૂદા શબ્દોથી બોલાવી શકાય છે. જેમકે, એકજ મનુષ્યને જૂદી જૂદી અપેક્ષાએ કાકો, મામો, સાળો, ભાઈ, જમાઈ, પિતા, પુત્ર ઈત્યાદિ તરીકે માની શકાય છે. કહેવાની મતલબ એ છે કે અનેક ધર્મવાળી વસ્તુમાંના કોઈ અમુક ધર્મને લગતો યથાર્થ અભિપ્રાય તે 'નય' છે. આ ઉપરથી એમ માનવાનું કારણ મળે છે કે ત્યારે તો નયોની સંખ્યા પણ અનંત હોવી જોઇએ, કેમકે જે જે યથાર્થ અભિપ્રાય હોય, તે તે નય છે. ખરેખર, વસ્તુસ્થિતિ પણ એમજ છે. તાર્કિકશિરોમણિ **શ્રીસિદ્ધસેનદિવાકર** પણ **સમ્મતિ-તર્ક**માં કહે છે કે—

" जावइया वयणपहा तावइया चेव हुंति नयवाया "

અર્થાત્ જેટલા વચન-પ્રયોગો છે, તેટલા નયો છે.

આ પ્રમાણે જોકે વસ્તુતઃ નયની સંખ્યા અનંત છે, છતાં પણ શાસ્ત્રકારો મુખ્યતયા નયના દ્રવ્યાર્થિક[1] અને પર્યાયાર્થિક[2] એમ બે ભેદો બતાવે છે.

આ ઉપરાંત નિશ્ચય[3]-નય અને વ્યવહાર[4]-નય એમ પણ નયોના બે વિભાગો પાડી શકાય છે. પ્રકારાન્તરથી અર્થ[5]-નય અને શબ્દ[6]-નય એમ પણ બે ભેદો પડે છે. વળી આ ઉપરાંત

---

૧-૨ મૂળ પદાર્થને 'દ્રવ્ય' કહેવામા આવે છે, જ્યારે તેના પરિણામને 'પર્યાય' કહેવામાં આવે છે. જેમકે ઘટ ( ઘડો ) એમા મૃત્તિકા (માટી) દ્રવ્ય છે અને ઘટાકાર એ એનો પર્યાય છે. મૂળ દ્રવ્યને ઉદ્દેશીને દર્શાવવામાં આવતો અભિપ્રાય 'દ્રવ્યાર્થિક' નય છે, જ્યારે પર્યાયને લક્ષ્ય કરનારો અભિપ્રાય 'પર્યાયાર્થિક' નય છે.

૩-૪ વસ્તુના મૂળ સ્વરૂપને અર્થાત્ તેની તાત્ત્વિક સ્થિતિને સ્પર્શ કરનારી દૃષ્ટિ 'નિશ્ચય-નય' છે, જ્યારે તેની બાહ્ય અવસ્થાને લક્ષ્યમાં રાખનારી દૃષ્ટિ 'વ્યવહાર-નય' છે. દાખલા તરીકે, પંચવર્ણના ભ્રમરને પંચવર્ણો કહેનારો નય નિશ્ચય-નય છે, જ્યારે વ્યવહાર-નય તો એ ભ્રમરને કૃષ્ણ કહે છે. અર્થાત્ વ્યવહાર-નય લોક-પ્રસિદ્ધ અર્થને ગ્રહણ કરે છે, જ્યારે નિશ્ચય-નય તો તાત્ત્વિક અર્થ ઉપર નજર ફેંકે છે.

૫-૬ મુખ્યત્વેન અર્થનું પ્રતિપાદન કરનારા નયો 'અર્થ-નય' કહેવાય છે, જ્યારે પ્રાધાન્યથી શબ્દના વાચ્યાર્થની સાથે સંબંધ ધરાવનારા નયો 'શબ્દ-નય' કહેવાય છે.

અર્પિત[1]-નય અને અનર્પિત[2]-નય એમ પણ નયોના બે વિભાગો સંભવે છે. આમાંના 'અર્થ-નય'ના નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એમ ચાર ભેદો પડે છે, જ્યારે 'શબ્દ-નય'ના શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એમ ત્રણ પ્રકારો પડે છે. આથી એક રીતે નયની સંખ્યા સાતની બને છે. આ સાત નયોમાંના પ્રથમના નૈગમાદિ ત્રણ નયો 'દ્રવ્યાર્થિક નય' કહેવાય છે, જ્યારે બાકીના શબ્દાદિ ચાર નયો 'પર્યાયાર્થિક નય' કહેવાય છે. આ નૈગમાદિ સાત નયો[3] એક એકથી વધારે વિશુદ્ધ છે, અર્થાત્ નૈગમ નય કરતાં સંગ્રહ નય વિશુદ્ધ છે અને તેના કરતાં વ્યવહાર નય; એ પ્રમાણે સમજી લેવું. પરંતુ એટલું ધ્યાનમાં રાખવું કે જેટલું નૈગમ નયનું ક્ષેત્ર વિશાળ છે, તેટલું સંગ્રહ નયનું નથી અને એનાથી પણ અલ્પ વિસ્તારવાળું વ્યવહાર નયનું ક્ષેત્ર છે. આ પ્રમાણે એવંભૂત નયનું ક્ષેત્ર તો સૌથી વધારે સંકુચિત છે.

વિશેષમાં એક નયના આધારે બોલેલું વાક્ય કે દર્શાવેલો અભિપ્રાય સંપૂર્ણ સત્ય નથી, કિન્તુ સમસ્ત નયોને આશ્રીને બોલાતું વાક્ય પૂર્ણ સત્ય છે.[4] વળી નય એ પ્રમાણરૂપ નથી તેમજ અપ્રમાણરૂપ નથી, કિન્તુ પ્રમાણાંશ[5] છે.

હવે આ નૈગમાદિ સાત નયોનું ટુંક સ્વરૂપ જોઈ લઇએ, કેમકે બાકી તો આ સાત નયોના સાતસે (૭૦૦) ભેદો પડે છે. તેના જિજ્ઞાસુએ તો નય-ચક્ર વિગેરે ગ્રન્થો જોવા.

**નૈગમ—**

" गम्यतेऽनेनेति गमः पन्थाः, नैके गमा यस्यासौ नैकगमः, निरुक्तविधिना च ककारलोपाद् नैगमः "

અર્થાત્—'ગમ' એટલે 'માર્ગ;' જેનો એક જાતનો માર્ગ નથી, એટલે કે જે પદાર્થનો અનેકશઃ બોધ કરાવે છે, તે 'નૈગમ' કહેવાય છે. બીજી રીતે વિચારીએ તો 'નિગમ' એટલે 'સંકલ્પ', 'કલ્પના'; આ કલ્પનાપૂર્વક થતો વ્યવહાર 'નૈગમ' કહેવાય છે. આ નય વસ્તુગત સામાન્ય

---

૧-૨ 'વિશેષ-ગ્રાહિ નય' કહો કે 'અર્પિત-નય' કહો તે એકજ છે. તેવી રીતે 'સામાન્ય-ગ્રાહિ નય' અને 'અનર્પિત-નય' એ પણ એકજ છે.

૩ આ સાત નયોમાંના કયા નયનો આશ્રય કયું દર્શન લે છે, તે વાત આગળ ઉપર અગ્યારમા શ્લોકના સ્પષ્ટીકરણમાં વિચારીશું.

૪ અહિં કોઈ એવી શંકા ઉઠાવે કે એક નય-વિષયક કથન તો મિથ્યા છે, તો સાતે નયો આશ્રીને કરેલા કથનમાં સત્યતા ક્યાંથી સભવે ! શું જ્યારે રેતીના એક કણમાં તેલ નથી, તો રેતીના સમુદાયમાથી તેલ મળી શકે ખરૂ કે ! આના સમાધાનમાં સમજવું કે એક મોતીમાં મોતીનું માળાપણું રહેલું નથી, પરતુ તેના સમુદાયમા તો તે છેજ તેનું કેમ ! વિશેષમા જો કે નયો કથંચિત્ એક એકથી વિરુદ્ધ છે, છતાં પણ તેઓ સ્યાદ્વાદરૂપી ચક્રવર્તીની આજ્ઞા લોપી શકતા નથી. અર્થાત્ જેમ પરસ્પર વિરોધી નૃપતિઓને પણ તેમના સમ્રાટ્ની સેવા સાથે રહીને બજાવવી પડે છે, તેમ એક એકના વિરોધી નયોને પણ સ્યાદ્વાદની સેવામા હાજર થવું પડે છે. વળી એક નય અન્ય નયનુ ખંડન કરતો નથી, પરંતુ પોતાનું ગૌરવ જાળવી રાખવા બનતો પ્રયત્ન કરે છે.

૫ જેમ સમુદ્રના જલનું એક બિન્દુ સમુદ્ર પણ નથી તેમજ અસમુદ્ર પણ નથી પરંતુ સમુદ્રાંશ છે, તેમ અત્ર પણ સમજવુ. જુઓ નયામૃતતરંગિણી.

તેમજ વિશેષ ધર્મો ઉપર પ્રકાશ પાડે છે. આમાંથી સામાન્યને ગ્રહણ કરનારા 'નૈગમ-નય'ને 'સર્વપરિક્ષેપિ-નૈગમ-નય' તરીકે અને વિશેષને ગ્રહણ કરનારા 'નૈગમ-નય'ને 'દેશપરિક્ષેપિ-નૈગમનય' તરીકે ઓળખાવવામાં આવે છે. અર્થાત્ આ નૈગમ નયના સર્વપરિક્ષેપી અને દેશપરિક્ષેપી એમ બે પ્રકારો પડે છે.

વળી આ નયના અન્ય અપેક્ષાએ (૧) ભૂત-નૈગમ, (૨) વર્તમાન-નૈગમ અને (૩) ભવિષ્યદ્-નૈગમ એમ ત્રણ ભેદો પણ પડે છે. (૧) ભુત કાલનો વર્તમાનમાં ઉપચાર[1] કરવો એટલે કે થઈ ગયેલી વસ્તુને વર્તમાન તરીકે સ્વીકારવી-ઓળખાવવી, તે 'ભૂત-નૈગમ' છે. દાખલા તરીકે, આં દિવાળીનો દિવસ છે કે જે દિવસે વીર પ્રભુ નિર્વાણ-પદને પામ્યા હતા. (૨) ભવિષ્યત્-કાલનો-અનાગત કાલનો વર્તમાનમાં ઉપચાર કરવો અર્થાત્ જે ક્રિયા વર્તમાનમાં શરૂ થઈ નથી, તેને વર્તમાનરૂપે વર્ણવવી તે 'વર્તમાન-નૈગમ' છે. જેવી રીતે કે કોઈ સ્ત્રી ચોખા રાંધવાને માટે બળતણ, જલ, વિગેરેની તૈયારી કરતી હોય અને તેને કોઈ પૂછે કે "આ શું કરો છો ?" તો તે જરૂરજ કહેશે કે "હું ચોખા રાંધું છું." હજી ચોખા રાંધવા માંડ્યા નથી-તે ક્રિયા શરૂ થઈ નથી છતાં પણ તે થઈ છે એમ આ દૃષ્ટાન્તમાં કહેવામાં આવ્યું છે, તે વર્તમાન-નૈગમ છે. (૩) ભવિષ્યત્-કાલનો ભૂત તરીકેનો ઉપચાર કરવો એટલે કે થનારી વસ્તુને થઈ કહેવી તે 'ભવિષ્યદ્-નૈગમ' છે. જેમકે, તીર્થંકર મોક્ષે ન ગયા હોય તે પૂર્વે તેઓ મુક્ત થયા એમ કહેવું.[2]

વળી, આ નૈગમ નયના બીજી રીતે પણ ત્રણ પ્રકારો પડે છેઃ—

(૧) એક ગુણથી બીજા ગુણને પૃથક્ માનવો. જેમકે 'सच्चैतन्यमात्मनि' અર્થાત્ આત્મામાં સત્તા અને ચૈતન્ય છે. આમાં ચૈતન્યથી સત્તાને પૃથક્ માનવામાં આવી છે, અર્થાત્ ચૈતન્ય વિશેષ ધર્મ છે અને સત્તા એ સામાન્ય ધર્મ છે.[3]

(૨.) વસ્તુ અને તેના પર્યાય વચ્ચે ભિન્નતા માનવી. જેવી રીતે કે 'वस्तुपर्यायवद् द्रव्यम्' અર્થાત્ દ્રવ્ય વસ્તુ અને પર્યાયથી યુક્ત છે; પદાર્થનો બોધ વસ્તુ અને પર્યાય દ્વારા થાય છે. અત્ર વસ્તુ અને તેના પર્યાયને ભિન્ન ગણવામાં આવ્યાં છે.[4]

(૩) ગુણ અને ગુણીને ભિન્ન માનવા. દાખલા તરીકે, 'क्षणमेकं सुखी विषयासक्तो जीवः' એટલે કે વિષયાસક્ત જીવ એક ક્ષણ સુખી છે. અત્ર સુખી જીવ અને તેના સુખ વચ્ચે ભિન્નતા દર્શાવવામાં આવી છે.[5]

સંગ્રહ—

વસ્તુઓમાં રહેલી વિશેષતા તરફ ઉદાસીન રહીને, તદ્ગત સમાનતાનેજ ધ્યાનમાં લેનારો નય સંગ્રહ નય છે. દાખલા તરીકે, બધા આત્માઓમાં રહેલી સમાન જાતિને લક્ષ્યમાં રાખીને એમ કહી શકાય કે સર્વે શરીરોમાં એકજ આત્મા છે. સત્તારૂપી પર સામાન્યને ગ્રહણ કરનારો સંગ્રહ નય 'પર-સંગ્રહ' કહેવાય છે, જ્યારે દ્રવ્યત્વાદિક અપર ( અવાંતર ) સામાન્યને ઉદ્દેશીને કથન નરનારો નય 'અપર-સંગ્રહ' કહેવાય છે.

---

૧ આરોપ.

૨ જુઓ શ્રીદેવચંદ્રકૃત 'આગમસાર'

૩-૫ જુઓ શ્રીવાદિદેવસૂરિકૃત 'પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર'ના સાતમા પરિચ્છેદના ૮-૧૦ સૂત્રો.

વ્યવહાર—

આ નયની દૃષ્ટિએ દરેક વસ્તુ વિશેષાત્મક છે. સંગ્રહ નય દ્વારા ગ્રહણ કરેલ વસ્તુના વિભાગ પાડવામાં તત્પર એવા અધ્યવસાયને વ્યવહાર નય કહેવામાં આવે છે. લોક–વ્યવહાર તરફ આ નયની પ્રવૃત્તિ છે. ઘડો ઝરે છે, પર્વત બળે છે, ઈત્યાદિ ઔપચારિક કથનોનો પણ આ નયમાં અંતર્ભાવ થાય છે.

ઋજુસૂત્ર—

અતીત અને અનાગત કાલ સાથે સંબંધ નહિ ધરાવનારો પરંતુ મુખ્યત્વેન વર્તમાન કાલ સાથે સંબંધ ધરાવનારો નય ઋજુસૂત્ર નય કહેવાય છે. આ નય વસ્તુનાં થતાં નવાં રૂપાન્તરો-(પર્યાયો) તરફ વિશેષ ધ્યાન આપે છે. ટૂંકમાં આ નય વર્તમાનકાલિક દ્રવ્યના પર્યાયની ગવેષણા કરે છે.

શબ્દ—

શબ્દના પર્યાયોની ભિન્નતાથી તેના અર્થમાં ભિન્નતા નહિ સ્વીકારનારો પરંતુ તેનાં લિંગા-[1]દિકમાં ફેર પડતાં તેનો ભિન્ન અર્થ કરનારો નય શબ્દ નય છે. કહેવાની મતલબ એ છે કે શબ્દોની વ્યુત્પત્તિ ભિન્ન હોવા છતાં તે શબ્દોને એક વસ્તુના વાચક તરીકે આ નય સ્વીકારે છે. દાખલા તરીકે, કુમ્ભ, કલશ, ઘટ, ઈત્યાદિ શબ્દોની વ્યુત્પત્તિ કરતાં તેનો અર્થ જૂદો જૂદો ભાસે છે, છતાં પણ આ નય તો તે બધાને એકાર્થકજ માને છે[2]. આ નયને પણ વર્તમાન-કાલિકજ ધર્મ ઈષ્ટ છે.

સમભિરૂઢ—

પર્યાય શબ્દોના ભેદથી તેના અર્થમાં પણ ભિન્નતા માનવી તે સમભિરૂઢ નયનું કર્તવ્ય છે. અર્થાત્ આ નયની અપેક્ષાએ કુમ્ભ, કલશ, ઈત્યાદિ શબ્દો ભિન્ન અર્થવાળા છે.

શબ્દ અને સમભિરૂઢ એ બે નયોમાં શું તફાવત છે તે સ્પષ્ટ સમજાય તેટલા માટે સુરપતિ શબ્દના પર્યાયો ઈન્દ્ર, પુરંદર, વિગેરેનો વિચાર કરીએ. શબ્દ નય પ્રમાણે તો ઈન્દ્ર કહો કે પુરંદર કહો તેમાં કંઈ ફેર નથી. પરંતુ સમભિરૂઢ નય પ્રમાણે તો ઐશ્વર્ય–સમૃદ્ધિ યુક્ત હોય તે 'ઈન્દ્ર' કહેવાય અને પુર (નગર) નું વિદારણ કરનાર તે 'પુરંદર' કહેવાય.

એવંભૂત—

સ્વકીય કાર્યને કરનારી વસ્તુનેજ વસ્તુરૂપે માનનારો નય એવંભૂતને નામે ઓળખાય છે. અન્ય શબ્દોમાં કહીએ તો કોઈ પણ શબ્દ તેના અર્થનો વાચક તો ત્યારેજ ગણાય કે, જ્યારે તે શબ્દસૂચિત પદાર્થ તે શબ્દની વ્યુત્પત્તિમાંથી નીકળતા ભાવને અનુસરતો હોય. અર્થાત્

---

૧ શબ્દમાં લિંગ, વચન, કાલ, ઈત્યાદિ પ્રકારનો ફેર થતાં તે શબ્દને ભિન્નરૂપે શબ્દ નય સ્વીકારે છે.

૨ સરખાવો—

જીવ, આત્મા, પ્રાણી એ બધા ચેતનના પર્યાયો છે. આ દરેકનો વ્યુત્પત્તિ–અર્થ જૂદો જૂદો છે, છતાં આ શબ્દોને એકાર્થક માનવા એ આ નયનું કાર્ય છે.

આ નય પ્રમાણે ગમે તે ગાયને 'ગો' એવી સંજ્ઞા આપી શકાય નહિ; કેમકે "गच्छतीति गौः" અર્થાત્ 'ગમન કરે તે ગો'. આથી જે ગાય બેઠી કે સૂતી હોય પરંતુ ગમન-ક્રિયા ન કરતી હોય, તો તેવે સમયે તેને 'ગો' કહી શકાય નહિ, એમ આ નય માને છે.[૧]

અંગ—

'અંગ' એ જૈનોનો પારિભાષિક શબ્દ છે અને જૈન સિદ્ધાન્તના પાડેલા બાર વિભાગોવાળો એ એક શાસ્ત્ર-સમૂહ છે. (તેના પ્રત્યેક વિભાગને પણ 'અંગ' તરીકે ઓળખાવાય.) અર્થાત 'અંગ' એ આ પ્રત્યેક બાર વિભાગોના સૂત્ર-સમૂહનું પારિભાષિક નામ છે. બધા મળીને અંગો બાર છે. જેમકે (૧) **આચાર**, (૨) **સૂત્રકૃત**, (૩) **સ્થાન**, (૪) **સમવાય**, (૫) **ભગવતી**[૨], (૬) **જ્ઞાત**[૩]**ધર્મકથા**, (૭) **ઉપાસકદશા**, (૮) **અન્તકૃદ્દશા**, (૯) **અનુત્તરોપપાતિકદશા**, (૧૦) **પ્રશ્નવ્યાકરણ**, (૧૧) **વિપાક** અને (૧૨) **દષ્ટિ**[૪]**વાદ**.[૫]

સિદ્ધાન્ત-રચના—

કેવલ-જ્ઞાન સંપાદન કર્યા બાદજ અને તેવું જ્ઞાન સંપાદન કર્યા પછી પ્રથમજ કાર્ય તરીકે તીર્થંકર ભગવાન્ જન-સમાજને દેવ-રચિત સમવસરણમાં સિંહાસન ઉપર બેસીને ઉપદેશ આપે છે. તીર્થંકરની દેશના અમોઘ ફળવાળી હોવાને લીધે આ ઉપદેશની એવી અનુપમ અસર થાય છે કે શ્રોતૃ-વર્ગમાંથી કેટલાક મનુષ્યો તો વૈરાગ્ય-રંગથી રંગાઇને તેમની પાસે તરતજ દીક્ષા ગ્રહણ કરે છે, અર્થાત્ તેઓ નિઃસંગ-વ્રત લે છે[૬]. આ પ્રમાણે દીક્ષા લીધેલા તેમના

---

૧ આ નયોનું સ્વરૂપ ઘણીજ મનોમોહક રીતે રત્નાકરાવતારિકાના સપ્તમાદિ પરિચ્છેદમાં આપેલું છે. આ ઉપરાંત એના સવિસ્તર વર્ણનને સારૂ નય-ચક્ર, નય-પ્રદીપ, નય-રહસ્ય, નયોપદેશ, પ્રવચનસારોદ્ધાર, વિશેષાવશ્યક પ્રમુખ ગ્રન્થો જોવા લાયક છે.

૨ આને વિવાહ-પ્રજ્ઞપ્તિ, વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ, ઇત્યાદિ નામોથી પણ ઓળખવામાં આવે છે.

૩ આનું પ્રચલિત નામ જ્ઞાતાધર્મકથા છે.

૪ આમાં ચૌદ પૂર્વો આવી જાય છે. અત્યારે આ પૂર્વોનું જ્ઞાન લુપ્ત થઈ ગયું છે. એક પૂર્વ જેટલું જ્ઞાન દેવર્દ્ધિગણિજીના સમય સુધી હતું. અર્થાત્ **મહાવીર** સ્વામીના નિર્વાણ પછી આશરે ૧૦૦૦ વર્ષ વીત્યા બાદ એ જ્ઞાન જતું રહ્યું.

૫ આ બારે અંગોમાં કયા કયા વિષય ઉપર વિવેચન કરવામાં આવ્યું છે તેની માહિતી માટે તેમજ તેના શ્રુતસ્કંધ અધ્યયન, ઉદ્દેશાદિક વિભાગો માટે શ્રીસમવાયાંગસૂત્ર તથા શ્રીનંદીસૂત્ર જોવાં.

૬ અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે કોઈકજ વખતે, જવલ્લેજ તીર્થંકરની દેશના ખાલી જાય છે, અર્થાત્ તીર્થંકરે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તરતજ આપેલા ઉપદેશનું એવું પરિણામ ભાગ્યેજ આવે કે કોઇ પણ મનુષ્ય દીક્ષા અંગીકાર ન કરે. આ પ્રમાણેની હકીકત આ અવસર્પિણી કાલમાં થઈ ગયેલા જૈનોના છેલ્લા-ચોવીસમા તીર્થંકર **મહાવીર** સ્વામીના સંબંધમાં બન્યાનું કહેવામા આવે છે. પરંતુ આ ઘટના તો એક આશ્ચર્યરૂપ છે અને તેમ હોવાથી તો અત્ર 'પ્રાયઃ' શબ્દનો પ્રયોગ કર્યો નથી.

શિષ્યોમાંના મુખ્ય શિષ્યો[1] તેમના ઉપદેશાનુસાર શાસ્ત્રની રચના કરે છે કે જે બાર વિભાગોમાં વિભક્ત હોય છે. આ બારે વિભાગોના-અંગોના સમૂહને દ્વાદશાંગી[2] કહેવામાં આવે છે.

અત્ર એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જ્યારે સિદ્ધાન્તની રચના તો ગણધરો[3] કરે છે, ત્યારે આ શ્લોકમાં જિનેશ્વરોને સિદ્ધાન્તના રચનારા તરીકે ઓળખાવવામાં આવ્યા છે, તે કેવી રીતે ઘટી શકે છે વારુ ?

આ પ્રશ્નના સમાધાનમાં સમજવું કે-જો કે ખરેખર ગણધરો દ્વાદશાંગી રચે છે, છતાં પણ એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે તેઓ આવી રચના તીર્થંકરની પાસેથી "उपन्नेइ वा विगमेइ वा धुवेइ वा"[4] અર્થાત્ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપી ત્રિપદી પ્રાપ્ત કર્યા બાદજ કરે છે. આ પ્રમાણે વસ્તુ-સ્થિતિ હોવા છતાં અર્થાત્ દ્વાદશાંગીની રચના કરવાનું સામર્થ્ય તીર્થંકરદ્વારાજ ગણધરોએ પ્રાપ્ત કરેલું હોવા છતાં પણ, તીર્થંકરને સિદ્ધાન્તની રચના કરનારા કોઈ પણ રીતે નજ ગણવા એ ન્યાય્ય ગણાય ખરૂં કે ? વળી શાસ્ત્રકાર પણ કહે છે કે—

"अत्थं भासइ अरहा सुत्तं गंथंति गणहरा निउणं"[5]

---

૧ તીર્થંકરના મુખ્ય શિષ્યો 'ગણધર' કહેવાય છે.

૨ દ્વાદશાંગીને 'તીર્થ' પણ કહેવામાં આવે છે અને તીર્થંકર આ 'તીર્થ'ના કરનારા હોવાથી તેમનું 'તીર્થંકર નામ' ચરિતાર્થ થાય છે.

૩ જેઓને તીર્થંકર 'ગણધર' પદવી આપે છે, તે જીવો કોઈક વખત પ્રથમ તો તીર્થંકરની સાથે વાદવિવાદ કરી તેને પરાસ્ત કરવાની બાથ ભીડે છે. પરંતુ અંતમાં જ્યારે તીર્થંકર અજેય ઠરે છે અને પોતાના મનોગત સંદેહનું પણ તે નિરાકરણ કરે છે, ત્યારે તેઓ તીર્થંકરની પાસે દીક્ષા-ગ્રહણ કરે છે. આ ઉપરથી જોઈ શકાય છે કે જૈનેતર શાસ્ત્રોમાં અતિપ્રવીણ, કુશાગ્ર બુદ્ધિવાળા પુરૂષો તીર્થંકરની પાસેથી થોડોક ખુલાસો મેળવી જૈન બને છે એટલુંજ નહિ પણ તેમના મુખ્ય શિષ્યો થઈ બેસે છે.

ઉપર્યુક્ત વાદ-વિવાદની રૂપ-રેખા વિશેષાવશ્યકમાંના ગણધરવાદમાંથી મળી શકશે તેમજ 'ગણધર'નું વિશિષ્ટ સ્વરૂપ આવશ્યક ( બાવીસ હજારી )માંથી મળશે.

૪ કહેવાનું તાત્પર્ય એ છે કે દરેક વસ્તુ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે ધર્મોથી યુક્ત છે. જેમકે ધારો કે સુવર્ણનું 'કટક' ( કડું ) ભાંગીને 'કુણ્ડલ' બનાવ્યું. આ કટકમાંનું સંપૂર્ણ સુવર્ણ કુણ્ડલમાં હયાત છે. આથી કુણ્ડલ સર્વથા નવીનજ ઉત્પન્ન થયેલી વસ્તુ છે એમ કહી શકાય નહિ, તેમજ કટકનો સર્વથા નાશ થયો એમ પણ કહેવું વ્યાજબી નથી; કારણકે સુવર્ણ તો જેવું ને તેવું કાયમ છે. આ ઉપરથી કટકનો નાશ 'વ્યય' તે તેની આકૃતિના નાશ પૂરતો સમજવો અને કુણ્ડલની ઉત્પત્તિ ( ઉત્પાદ ) તે તેનો આકાર ઉત્પન્ન થયો તેટલાજ પૂરતી જાણવી. આ ઉપરથી સમજી શકાય છે કે સર્વથા ઉત્પાદ કે સર્વથા વ્યય જૈન દૃષ્ટિએ-અરે ન્યાયદૃષ્ટિએ ઘટતો નથી. કેમકે નહિ તો તો શૂન્યમાંથી ઉત્પત્તિ માનવાનો અને કોઈ પણ વસ્તુ શૂન્યરૂપ બની જાય એમ સ્વીકારવાનો અતિ-પ્રસંગ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી તાત્પર્ય એ નીકળે છે કે કટકને ભાંગીને બનાવેલા કુણ્ડલમાં કટકરૂપે નાશ, કુણ્ડલરૂપે ઉત્પત્તિ અને સુવર્ણની સ્થિતિરૂપી ધ્રૌવ્ય અર્થાત્ વ્યય, ઉત્પાદ અને ધ્રૌવ્ય એમ ત્રણે ધર્મો બરાબર રહેલા છે. આ પ્રમાણે ગોરસ પ્રમુખ પદાર્થનો પણ વિચાર કરી શકાય છે. આ સંબંધમાં ઘણું કહેવા જેવું છે, પરંતુ અત્ર તો એ વાતના જિજ્ઞાસુઓને તત્ત્વાર્થસૂત્રના પંચમ અધ્યાય ઉપરનાં ભાષ્ય અને ટીકા જોવા ભલામણ કરી વિરમવામાં આવે છે.

૫ "अत्थं भासइ अरहा..."—એ ગાથા આવશ્યક-નિર્યુક્તિમાં દૃષ્ટિગોચર થાય છે.

અર્થાત્ અરિહંતો[1] (તીર્થંકરો) અર્થ કહે છે અને તે અર્થરૂપી ઉપદેશનું શ્રવણ કર્યા બાદ ગણધરો તો તે અર્થને સૂત્રરૂપે ગુંથે છે.

અહિં એ નિવેદન કરવું અસ્થાને નહિ ગણાય કે દ્વાદશાંગીની રચના બધા ગણધરો મળીને કરતા નથી; પરંતુ દરેક ગણધર–તીર્થંકરના જેટલા ગણધરો હોય તે પૈકી દરેક, પોતપોતાના શિષ્ય–[2]સમુદાયને માટે દ્વાદશાંગી રચે છે. આ પ્રમાણે દ્વાદશાંગીની સંખ્યા ગણધરોના જેટલી છે. પરંતુ એ વાત ભૂલવા જેવી નથી કે આ બધી દ્વાદશાંગીઓ શબ્દતઃ જૂદી જૂદી હોવા છતાં પણ અર્થતઃ તો એકજ છે.

વિશેષમાં તીર્થંકરના નિર્વાણ પછી જે ગણધરને તેમણે પોતાની હૈયાતીમાં પોતાના શાસન-પ્રવર્તક તરીકે અનુજ્ઞા આપી હોય તે નાયક ગણાય છે અને તેની દ્વાદશાંગી ચાલૂ રહે છે, અર્થાત્ બીજા ગણધરો વિદ્યમાન હોય તોપણ તેમના શિષ્યો આ દ્વાદશાંગીને અનુસરે છે.[3]

**કંદર્પનું સ્વરૂપ—**

હિંદુ શાસ્ત્રોમાં કંદર્પને રતિના પતિ તરીકે ઓળખાવવામાં આવ્યો છે. આથી લઈને તો એને 'રતિ–પતિ' કહેવામાં આવે છે. વિશેષમાં એનાં બાણો અને ધનુષ્ય પુષ્પોનાં બનેલાં છે એવું ત્યાં કથન છે. આ કારણને લીધે તે 'પુષ્પ–ધન્વા' પણ કહેવાય છે. વળી એની પાસે પાંચ[4] બાણો હોવાને લીધે એને 'પંચબાણ' પણ કહેવામાં આવે છે. એના મિત્રનું નામ વસંત છે. આથી એ 'વસંત–સુહૃત્' કહેવાય છે. શંવર અને શૂર્પક એ એના શત્રુઓનાં નામ છે. આથી કરીને તે 'શંવરારિ', 'શૂર્પકારિ' નામોથી ઓળખાય છે. વિશેષમાં મકર એ એના ધ્વજનું ચિહ્ન હોવાથી એ 'મકર–ધ્વજ' પણ કહેવાય છે.

એમ કહેવામાં આવે છે કે એકવખત મહાદેવ તપમાં લીન થયા હતા તે સમયે તેને ચલિત કરવાને આ કંદર્પે પોતાનું સમસ્ત શૂરાતન વાપર્યું હતું અને તેથી કરીને મહાદેવ કોપાયમાન થયા અને તેમણે તૃતીય લોચન દ્વારા અગ્નિની વૃષ્ટિ કરી તેને બાળીને ભસ્મીભૂત કર્યો હતો, છતાં તે મરી ન ગયો; પરંતુ દેહ-રહિત બન્યો. (આથી તો તેને 'અનંગ' તરીકે ઓળખાવવામાં આવે છે.)

૧ અરિહંત કહો કે તીર્થંકર કહો એ બધુ એકજ છે. રાગ–દ્વેષાદિ શત્રુઓનો સંહાર કરનારા 'અરિહંત' કહેવાય છે. પંચપરમેષ્ઠિમાં અરિહંત પ્રથમ પદ ભોગવે છે અને તે આઠ પ્રાતિહાર્ય અને ચાર અતિશય એમ બાર ગુણે કરીને સંપન્ન હોય છે.

૨ આ શિષ્ય–સમુદાયને 'ગણ' એવા નામથી ઓળખાવવામા આવે છે અને તેથી તો આ શિષ્યોના ગુરૂને 'ગણધર' તરીકે ઓળખવા ન્યાય્ય સમજાય છે.

૩ અત્ર એ ઉમેરવું વધારે પડતુ નહિ ગણાય કે દીર્ઘાયુષી ગણધરમહારાજને ગણની અનુજ્ઞા હોય છે. તેથી કરીને બાકીના અલ્પ-જીવી ગણધરો પોતાનો શિષ્ય-સમુદાય તેમને અર્પણ કરીનેજ મોક્ષે જાય છે એટલે સમસ્ત સાધુ–સમુદાય એકજ દ્વાદશાંગીને અનુસરનારો રહે છે.

૪ સરખાવો—

"अरविन्दमशोकं च, चूतं च नवमल्लिका ।
नीलोत्पलं च पञ्चैते, पञ्चबाणस्य सायकाः ॥"

અર્થાત્—અરવિન્દ, અશોક, આમ્ર, નવમલ્લિકા અને નીલ કમલ એ પંચબા[illegible])ના પાંચ શરો (બાણો) છે.




निर्वाणकलिकायाम्—

"श्रुतदेवतां शुक्लवर्णां हंसवाहनां चतुर्भुजां वरदकमलान्वित-दक्षिणकरां पुस्तकाक्षमालान्वितवामकरां चेति ।"

તથાપિ **રતિની** પ્રાર્થના ધ્યાનમાં લઈને ફરી તેને **પ્રદ્યુમ્ન** તરીકે ઉત્પન્ન થવા દીધો. આથી કરીને એને 'પ્રદ્યુમ્ન' સંબોધવામાં આવે છે. આ પ્રમાણે હિંદુ શાસ્ત્રો-પુરાણો પ્રમાણે કંદર્પ એ જીવતી જાગતી વ્યક્તિ છે. અને તેનાં કંદર્પ, રતિ-પતિ, મન્મથ, મદન, અનંગ, અંગજ ઇત્યાદિ અનેક નામો છે. અત્ર એ ધ્યાનમાં રાખવું કે આવું કંદર્પનું હિંદુ શાસ્ત્રમા બતાવેલું સ્વરૂપ અલંકાર-દૃષ્ટિ સિવાય અન્ય કોઈ દૃષ્ટિએ જૈન શાસ્ત્રને માન્ય નથી.

હવે જે આ શ્લોકમાં 'કંદર્પ'ને 'અંગજ' એવું નામ આપ્યું છે તેનું તાત્પર્ય શું છે તે તરફ દૃષ્ટિપાત કરીએ. આના સંબંધમાં એટલુંજ કહેવું બસ છે કે કંદર્પ અન્યના અંગમાંથી ઉત્પન્ન થતો હોવાથી તેનું એ નામ ચરિતાર્થ થાય છે. વિશેષમાં એવી શંકા ન કરવી કે 'અંગજ' શબ્દનો અર્થ તો 'પુત્ર' થાય છે, વાસ્તે તેનો અર્થ 'કંદર્પ' કેમ થાય વારૂ ? કેમકે 'अंगजो मन्मथे सुते' એમ શ્રીહેમચન્દ્રાચાર્યકૃત **અનેકાર્થસંગ્રહકોશ**માંથી જોઈ શકાય છે.

श्रुतदेवता-स्मरणम्—

शीतांशुत्विषि यत्र नित्यमदधद् गन्धाढ्यधूलीकणान्
आली केसरलालसा समुदिताऽऽशु भ्रामरीभासिता ।
पायाद् वः श्रुतदेवता निदधती तत्राब्जकान्ती क्रमौ
नालीके सरलाऽलसा समुदिता शुभ्रामरीभासिता ॥ ४ ॥

—शार्दूल०

## टीका

शीतांश्विति । 'शीतांशुत्विषि' मृगाङ्कभासि । 'यत्र' यस्मिन् । 'नित्यमदधत्' सततं पीतवती । 'गन्धाढ्यधूलीकणान्' गन्धेन आढ्या ये धूलीकणाः—किञ्जल्कबिन्दवस्तान् । 'आली' पङ्क्तिः । 'केसरलालसा' केसरेषु—पद्मगर्भपक्ष्मसु वकुलेषु वा लालसा—लम्पटा । 'समुदिता' मिलिता । 'आशु' शीघ्रम् । '[1]भ्रामरी' भ्रमरसम्बन्धिनी । 'इभासिता' इभेषु द्विपेष्वासिता-स्थिता मदलौल्यात्, इभवत् असिता वा । भ्रमरावल्या विशेषणानि । 'पायात्' रक्षतु । 'वः' युष्मान् । 'श्रुतदेवता' वाग्देवी । 'निदधती' स्थापयन्ती । 'तत्राब्जकान्ती क्रमौ' तत्र—तस्मिन् अब्जकान्ती—पद्मद्युती क्रमौ—पादौ । 'नालीके' पङ्कजे । 'सरला' कौटिल्यहीना । 'अलसा' विश्रब्धा । 'समुदिता' मुदितं—हर्षः सह मुदितेन वर्तते या सा । 'शुभ्रा' शुक्लच्छविः । 'अमरीभासिता' अमरीभिः—अप्सरोभिर्भासिता । वाग्देवीविशेषणानि । यत्राली भ्रामरी गन्धाढ्यधूलीकणान् अदधत् तत्र नालीके क्रमौ निदधती श्रुतदेवता पायात् व इति संबन्धः ॥ ४ ॥

[1] 'भ्रामरी भासिता' इत्यपि पदच्छेदः ।

## अवचूरिः

यत्र नालीके चन्द्रतुल्यरुचि भ्रामरी भ्रमरसंबन्धिनी आली श्रेणिर्गन्धाढ्यकिंजल्कबिन्दूनदधव पपौ । किंभूता । केसरेषु लालसा लम्पटा । समुदिता मिलिता । आशु शीघ्रम् । इभेषु मदलौल्यादासिता विश्रब्धा । तत्र नालीके क्रमौ निदधती श्रुतदेवता वः पातु । किंभूता । समुदिता सहर्षा । शुभ्रा शुक्ला छविर्यासां ताश्च ता अमर्यश्च ताभिः शोभिता । ( सरला अलसा च ) ॥ ४ ॥

## अन्वयः

यत्र शीत–अंशु–त्विषि नालीके केसर–लालसा, आशु समुदिता, इभ–असिता (इभ–आसिता, भासिता वा ) भ्रामरी आली गन्ध–आढ्य–धूली–कणान् नित्यं अदधत्, तत्र ( नालीके ) अब्ज–कान्ती क्रमौ निदधती, सरला, अलसा, स–मुदिता, शुभ्र–अमरी–भासिता श्रुत–देवता वः पायात् ।

## શબ્દાર્થ

शीत=શીતળ.
अंशु=કિરણ.
शीतांशु=શીતલ છે કિરણો જેનાં તે, ચન્દ્ર.
त्विष्=પ્રકાશ, તેજ.
शीतांशुत्विषि=ચંદ્રના જેવા તેજવાળા.
यत्र=જ્યાં, જેમાં.
नित्यं=સર્વદા, હરહમેશ.
अदधत् ( धा० धा )=પાન કરતી હવી.
गन्ध=સુગંધ, સુવાસ.
आढ्य=ભરપૂર, પરિપૂર્ણ.
धूली=પરાગ, પુષ્પમાંની બારીક રજ.
कण=કણીઆ.
गन्धाढ्यधूलीकणान्=સુવાસથી પરિપૂર્ણ એવા પરાગના કણીઆઓને.
आली=આવલિ, શ્રેણિ.
केसर=કેસર, પદ્મ વિગેરેમાં ઉત્પન્ન થતો કેશના જેવા આકારનો તંતુ.
लालस=લંપટ.
केसरलालसा=કેસરને વિષે લંપટ.
समुदिता ( धा० इ )=એકત્રિત થયેલ, એકઠા મળેલ.
आशु=સત્વર, શીઘ્ર.
भ्रामरी=ભ્રમર-સંબંધિની.
इभ=હાથી.
असित=કૃષ્ણ, શ્યામ.
इभासिता=હાથીના જેવા શ્યામવર્ણી.
इभासिता (इभ+ आसिता)=હાથી ઉપર બેઠેલ.
भासिता ( धा० भास् )=તેજસ્વી, શોભાયમાન.
पायात् ( धा० पा )=રક્ષણ કરો.
श्रुतदेवता=શ્રુત-દેવતા, સરસ્વતી.
निदधती ( धा० धा )=સ્થાપનારી.
तत्र=ત્યાં, તેના ઉપર.
अब्ज=કમળ.
कान्ति=કાન્તિ, પ્રભા.
अब्जकान्ती=કમલના જેવી કાન્તિ છે જેની એવાં.
क्रमौ ( मू० क्रम )=ચરણોને.
नालीके ( मू० नालीक )=કમલને વિષે.
सरला ( मू० सरल )=સરલ, કુટિલતા-રહિત.
अलसा ( मू० अलस )=આળસુ.
समुदिता ( धा० मुद् )=હર્ષિત.
शुभ्र=પ્રકાશિત, દેદીપ્યમાન.
अमरी=દિવ્યાંગના, દેવી.
शुभ्रामरीभासिता=દેદીપ્યમાન દિવ્યાંગનાઓથી શોભાયમાન.

## શ્લોકાર્થ

**શ્રુત-દેવતાનું સ્મરણ—**

"કેસરને વિષે લમ્પટ એવી, તથા શીઘ્ર એકત્રિત થયેલી એવી, તેમજ હાથીના જેવી શ્યામ વર્ણવાળી [ અથવા ગજરાજના ( ગણ્ડ-સ્થલના ) ઉપર ( મદનું પ્રાશન કરવાને માટે લુબ્ધ થઇને ) બેઠેલી એવી, અથવા તેજસ્વી એવી ] ભ્રમરોની શ્રેણિએ, ચન્દ્રમાના જેવા જે કમનીય કમલમાંના, સર્વદા પરિમલથી પરિપૂર્ણ એવા પરાગના કણોનું પાન કર્યું, તે કમલના ઉપર કમલના જેવી કાન્તિવાળાં ચરણોને સ્થાપનારી, અને વળી સરલ તથા અલસ ( અર્થાત્ અતિસુકુમાર હોવાને લીધે શીઘ્ર ગમનાદિકમાં મંદતાને ધારણ કરનારી ), તેમજ હર્ષિત, તથા વળી દેદીપ્યમાન દિવ્યાંગનાઓથી ( પરિવૃત હોવાને લીધે ) શોભાયમાન એવી ( તથા કમલના જેવી કાન્તિવાળી એવી ) શ્રુતદેવતા ( હે ભવ્યો ! ) તમારૂં પરિપાલન કરો. "—૪

## સ્પષ્ટીકરણ

**શ્રુત-દેવતાનું સ્વરૂપ—**

શ્રુત-દેવતા ચન્દ્ર, ક્ષીર, હિમ, મચકુંદનું પુષ્પ ઇત્યાદિના જેવી શ્વેતવર્ણી છે. વળી તે કમલના આસન ઉપર આરૂઢ થાય છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથમાં પુસ્તક અને માલા છે, જ્યારે ડાબા બે હાથમાં વીણા અને કમલ છે.[1]

---

૧ સરખાવો—

" प्रकटपाणितले जपमालिका
कमलपुस्तकवेणुवराधरा ।
धवलहंससमा श्रुतवाहिनी
हरतु मे दुरितं भुवि भारती ॥ "

—द्रुतविलम्बितम्



## २ श्रीअजितजिनस्तुतयः

अथ अजितनाथ-प्रणामः—

तमजितमभिनौमि यो विराजद्—
वनघनमेरुपरागमस्तकान्तम् ।
निजजननमहोत्सवेऽधितष्ठा—
वनघनमेरुपरागमस्तकान्तम् ॥ ५ ॥

—पुष्पिताग्रा

### टीका

तमजितमिति । 'तं अजितं' तं अजिताभिधानं जिनं 'अभिनौमि' अभिष्टुवे । 'यो विराजद्वनघनमेरुपरागमस्तकान्तं' यो भगवान् विराजद्भिर्वनैः काननैर्घनो–निरन्तरो मेरुलक्षणो यः परागः प्रधानपर्वतः तस्य मस्तकान्तं–शिखराग्रं, अथवा विराजद्घनाः–शोभमानाम्भसो घना–मेघा यस्मिन् तत् तथाभूतं मेरुसम्बन्धिनं परागं–प्रधानद्रुमं मस्तकान्तम् । 'निजजननमहोत्सवे' स्वजन्ममहामहे । 'अधितष्ठौ' अधिष्ठितवान् । 'अनघनमेरुपरागं' अनघो–निरवद्यो नमेरूणां–देववृक्षविशेषाणां परागो–रेणुर्यत्र तं तथोक्तम् । 'अस्तकान्तं' अस्तागिरिर्मन्दरस्तद्वत् कान्तं' कमनीयं, कदाचिदस्ता उज्झिताः कान्ता योषितो येनेति भगवतो विशेषणमित्यादि ॥ ५ ॥

### अवचूरिः

यः स्वामी निजजन्मोत्सवेऽधितष्ठौ । किं कर्म । विराजद्भिर्वनैर्घनो निरन्तरः अथवा शोभमानाम्भसो घना यत्र स चासौ मेरुपरागो मेरुपरमपर्वतस्तस्य शिखराग्रम् । किंभूतम् । अनघा नमेरवो देववृक्षविशेषास्तेषां रेणुर्यत्र तत्तथा । किंभूतं शिखराग्रम् । अस्तोऽस्तगिरिस्तद्वत् कान्तं कमनीयम् । अथवा जिनविशेषणम् । अस्ता कान्ता येन तम् ॥ ५ ॥

### अन्वयः

यः निज–जनन–महत्–उत्सवे अनघ–नमेरु–परागं अस्त–कान्तं विराजत्–वन–घन–मेरु–पर–अग–मस्तक–अन्तं अधितष्ठौ, तं अजितं अभिनौमि ।

## શબ્દાર્થ

तं ( मू० तद् )=તેને.
अजितं( मू० अजित )=અજિતનાથને, દ્વિતીય તીર્થંકરને.
अभिनौमि ( धा० नु )=હું સ્તવું છું.
यः ( मू० यद् )=જે.
विराजत् (धा०राज्)=પ્રકાશમાન, શોભાયમાન.
वन=( ૧ ) જંગલ; ( ૨ ) જલ.
घन=( ૧ ) નિબિડ, ગહન; ( ૨ ) મેઘ.
मेरु=મેરૂ ગિરિ.
पर=ઉત્તમ.
अग=(૧) પર્વત, ગિરિ; ( ૨ ) વૃક્ષ.
मस्तक=શિખર, ટોચ.
अन्त=છેવટનો ભાગ.
विराजद्वनघनमेरुपरागमस्तकान्तं=( ૧ ) પ્રકાશમાન વનો વડે ગહન એવા મેરૂ નામના ઉત્તમ ગિરિની ટોચને; ( ૨ ) શોભાયમાન છે જલનાં વાદળાં જ્યાં એવા મેરૂ નામના ઉત્તમ પર્વતના શિખરને; ( ૩ ) વિરાજમાન છે વન અને મેઘ જ્યાં એવા મેરૂ નામના શ્રેષ્ઠ પર્વતના શિખરાગ્રને.
निज=પોતાના.
जनन=જન્મ.
उत्सव=ઓચ્છવ.
निजजननमहोत्सवे=પોતાના જન્મ-મહોત્સવને વિષે.
अधितष्ठौ ( धा० स्था )=અધિષ્ઠાન કર્યું.
अघ=પાપ.
अनघ=પાપરહિત, પવિત્ર.
नमेरु=નમેરૂ, દેવવૃક્ષવિશેષ.
पराग=પરાગ, પુષ્પની બારીક રજ.
अनघनमेरुपरागं=પવિત્ર નમેરૂની પરાગ છે જેને વિષે એવા.
अस्त=અસ્તાચળ; ( ૨ ) પરાસ્ત કરેલ, ત્યજી દીધેલ.
कान्त=મનોહર.
कान्ता=પત્ની, રમણી.
अस्तकान्तं=( ૧ ) અસ્તાચલના જેવા મનોહરને; ( ૨ ) ત્યજી દીધી છે રમણીને જેણે એવાને.

## શ્લોકાર્થ

### શ્રીઅજિતનાથને નમસ્કાર—

" જેણે પોતાના જન્મ( કલ્યાણક )ના મહોત્સવ-સમયે, પવિત્ર નમેરૂ ( વૃક્ષ ) ની પરાગ છે જ્યાં એવા, તથા અસ્તાચલના જેવા મનોહર એવા, તેમજ વળી વિરાજમાન વનો વડે નિબિડ [ અથવા શોભાયમાન છે જલના મેઘ જ્યાં એવા, અથવા પ્રકાશિત છે વન અને વાદળાં જ્યાં એવા ] મેરૂ નામના શ્રેષ્ઠ પર્વતના, ( ઉપર્યુક્ત બે વિશેષણોથી વિશિષ્ટ ) શિખરાગ્ર ઉપર અધિષ્ઠાન કર્યું, તે ( કોઈથી નહિ જીતાયેલા એવા[1]) અજિત ( નાથ ) ને ( કે જેણે પ્રમદાનો પરિત્યાગ કર્યો છે તેને ) હું સ્તવું છું. "—૫.

---

१ अजितविशेषणं वा ।

## સ્પષ્ટીકરણ

**પંચ-કલ્યાણક—**

તીર્થંકરનું પોતાની માતાની[1] કુક્ષિમાં અવતરણ (૧), તેમનો જન્મ (૨), તેમણે કરેલ સંસારનો ત્યાગ યાને તેમણે લીધેલી દીક્ષા (૩), તેમણે પ્રાપ્ત કરેલ કેવલ-જ્ઞાન (૪) તથા તેમનું નિર્વાણ (૫) એ પાંચ પ્રસંગોને જૈન શાસ્ત્રકારો પંચ[2]-કલ્યાણકના નામથી ઓળખાવે છે. આ કથનનો હેતુ એ છે કે આ પાંચે અવસરો ઉપર જગત્‌ના સમસ્ત જીવો-અરે નરકના અતિ ઉગ્ર વેદનાને ભોગવનારા જીવો પણ અંતર્મુહૂર્તને[3] સારૂ હર્ષ પામે છે[4] અને વળી સર્વદા અંધકારથી વ્યાપ્ત એવી નરકમાં પણ ઉદ્યોત થઈ રહે છે. જ્યારે વસ્તુસ્થિતિ આમ છે, તો પછી ત્રૈલોક્યમાં પણ પ્રમોદ અને પ્રકાશનું સામ્રાજ્ય તેટલા સમયને સારૂ સ્થપાય છે એમ કહેવાનું બાકી રહે છે ખરૂં કે ?[5]

**જન્મ-કલ્યાણક—**

દરેક કલ્યાણકના સમયે જેમ ઇન્દ્રનું આસન કમ્પે છે, તેવીજ રીતે જન્મ-કલ્યાણક-સમયે પણ તેનું આસન કમ્પે છે અને તેમ થતાં તે અવધિ[6]જ્ઞાનના ઉપયોગદ્વારા આ જન્મ-સમય

---

૧ તીર્થંકરનું અવતરણ તુચ્છ, દારદ્ર કે ભિક્ષુક કુળની વનિતાની કુક્ષિમાં થતું નથી એવો નિયમ છે, છતાં પણ ક્વચિત્ અનેક કાલ-ચક્ર વ્યતીત થયાં બાદ આથી વિપરીત હકીકત પણ બને છે. આવી વાત **મહાવીર**સ્વામિ-પરત્વે કહેવામાં આવે છે. પરંતુ એ તો ખાસ ધ્યાનમાં રાખવું કે કદાચ તીર્થંકરનું અવતરણ તો આવા અપ્રશસ્ત કુળમાં સંભવે પણ તેનો જન્મ તો એવા કુળમાં કદાપિ હોઇ શકેજ નહિ. આ વાત **કલ્પસૂત્ર**માંના —" अत्थि पुण एसे वि भावे लोगच्छेरयभूए अणताहिं उस्सप्पिणीओसप्पिणिहिं विइक्कंताहिं समुप्पज्जइ, नामगुत्तस्स वा कम्मस्स अक्खीणस्स अवेइअस्स अणिज्जिण्णस्स उदएणं जणं अरहंता वा चक्कवट्टी वा बलदेवा वा वासुदेवा वा अंतकुलेसु वा पंतकुलेसु वा तुच्छ० दरिद्द० भिक्खाग० किवण०, आयाइंसु वा आयाइंति वा आयाइस्संति वा, कुच्छिंसि गब्भत्ताए वक्कमिंसु वा वक्कमंति वा वक्कमिस्संति वा, नो चेव णं जोणीजम्मणनिक्खमणेणं निक्खमिंसु वा निक्खमंति वा निक्खमिस्संति वा ( सू० १८ )" આ પાઠ ઉપરથી જોઈ શકાય છે.

જ્યારે તીર્થંકર માતાના ગર્ભમાં આવે છે, ત્યારે તેની માતા ચૌદ મહાસ્વપ્નો જુએ છે અને તેનું ફળ કહેવા તથા **નંદીશ્વર** દ્વીપે અષ્ટાહ્નિક મહોત્સવ કરવા ઇન્દ્રો આવે છે. આ સંબંધમાં જુઓ **સુપાસનાહચરિયં**.

૨ કલ્યાણકોની સંખ્યા પાંચજ છે. કેટલાક જેમ માને છે તેમ તે ૭ નથી એ વાત ઉપર **કલ્પસૂત્ર**ની **વિનયવિજયજીકૃત સુબોધિકા** નામની ટીકા પણ પ્રકાશ પાડે છે.

૩ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાલ-વિભાગ યાને વખતને જૈન શાસ્ત્રમાં 'સમય' કહેવામાં આવે છે અને આવા એક સમયથી માંડીને બે ઘડી અર્થાત્ ૪૮ મિનિટમાં એક સમય ન્યૂન એટલા વખતને 'અંતર્મુહૂર્ત' સંજ્ઞા આપવામાં આવે છે. બે ઘડી જેટલો વખત 'મુહૂર્ત' કહેવાય છે; આથી અંતર્મુહૂર્ત એટલે એનાથી કંઇક ઓછો વખત એમ સ્પષ્ટ સમજી શકાય છે.

૪ પાંચે કલ્યાણકો વખતે જગતના સમસ્ત જીવોને શાંતિ મળે છે એ વાતની **વીતરાગ-સ્તોત્ર** ( દશમો પ્રકાશ, સાતમો શ્લોક ) તથા **ધર્મબિન્દુ** સાક્ષી પૂરે છે.

૫ પંચકલ્યાણકના અવસરે બ્રહ્માંડમાં ઉદ્યોત થઈ રહે છે એમ **સ્થાનાંગ** સૂત્ર ( સૂત્ર ૩૨૪, પત્રાંક ૨૪૫ ) પણ કહે છે.

૬ અવધિજ્ઞાનના સ્વરૂપ સારૂ જુઓ **વિશેષાવશ્યક** ( પૃ૦ ૩૦૫-૩૮૮ ).

જાણીને ઉચિત કાર્ય કરવા તૈયાર થઈ જાય છે. આ સમયે ૫૬ દિક્[1]-કુમારીઓનાં પણ આસનો કમ્પે છે અને તેઓ પ્રભુનો જન્મ-મહોત્સવ કરવામાં હર્ષપૂર્વક હાજર થઇ પોતાની સ્વામિ-ભક્તિ પ્રદર્શિત કરે છે. આ દિક્કુમારીઓનું કાર્ય સમાપ્ત થતાં **સૌધર્મ** દેવલોક[2]નો ઇન્દ્ર[3] પોતાના આભિયોગિક દેવે તૈયાર કરેલા વિમાનમાં બેસી સૂતિકા-ગૃહ પ્રતિ આવે છે પ્રભુને તેમજ તેમની માતાને દેખતાની સાથે દૂરથી પ્રણામ કરી, નજીક આવીને તે જિન-માતા ઉપર અવસ્વાપિની[4] નામની નિદ્રા મૂકે છે અને તેની પાસે ભગવંતનું પ્રતિબિંબ[5] મૂકીને ભક્તિ-કાર્યમાં અતૃપ્ત એવો એ ઇન્દ્ર પાંચ રૂપ વિકુર્વી અર્થાત્ ભગવંતને આમાંના એક રૂપે હસ્તમાં ઉપાડી, બીજે રૂપે તેમના મસ્તક ઉપર છત્ર ધરી, બીજા બે રૂપે તેમની બંને બાજુમાં ચામરો ધારણ કરી અને પંચમ રૂપે વજ્ર ઉછાળતો અને નાચતો જતો તે **મેરુ** ગિરિ ઉપર જઈ પહોંચે છે. ત્યાં **પાંડુક**[6] વનમાં દક્ષિણ ચૂલિકાની ઉપર **અતિપાંડુકંબલા** ( અથવા **પાંડુકંબલ** ) નામની

---

૧ જૈન શાસ્ત્રમાં **ભુવનપતિ**, **વ્યન્તર**, **જ્યોતિષ્ક** અને **વૈમાનિક** એમ ચાર પ્રકારના બતાવેલા દેવોમાંના ભુવનપતિ-નિકાયની આ દેવીઓ છે. આ દેવીઓ પરત્વેની માહિતી **જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ** અને **આવશ્યકચૂર્ણિ**માંથી મળશે.

૨ આપણે જોઈ ગયા તેમ દેવોના ચાર વિભાગોમાંનો એક વિભાગ **વૈમાનિક**ના નામથી ઓળખાય છે. આ વૈમાનિક દેવોના **કલ્પોપપન્ન** અને **કલ્પાતીત** એમ બે ભેદ છે. તેમાં વળી **કલ્પોપપન્ન** દેવતાઓના બાર ભેદ છે અને આ ભેદો તેમના નિવાસ-સ્થાન ( દેવલોક ) આશ્રીને પાડવામાં આવેલા છે. **સૌધર્મ**, **ઈશાન**, **સનત્કુમાર**, **માહેન્દ્ર**, **બ્રહ્મલોક**, **લાંતક**, **મહાશુક્ર**, **સહસ્રાર**, **આનત**, **પ્રાણત**, **આરણ** અને **અચ્યુત** એ ઉપર્યુક્ત નિવાસ-સ્થાનો છે. આ સ્થાનો એક એકથી વધારે ઊંચાં છે, અર્થાત્ **સૌધર્મ** દેવલોકથી **ઈશાન** દેવલોક ઊંચું છે, ઇત્યાદિ.

૩ બધું મળીને ઇન્દ્રો ચોસઠ (૬૪) છે. ભુવનપતિના વીસ (૨૦), વ્યંતરોના બત્રીસ (૩૨), જ્યોતિષ્કના સૂર્ય અને ચન્દ્ર એ નામના બે (૨) તેમજ વૈમાનિકના દશ (૧૦) એમ ચોસઠ ઇન્દ્રો છે. આ ચોસઠ ઇન્દ્રોનાં નામ તથા તેના પરિવાર સંબંધી હકીકત કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યકૃત **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર** ( ૧ પર્વ, ૨ સર્ગ ) માંથી મળી શકશે. વિશેષમાં એ ધ્યાનમાં રાખવું કે જૈન શાસ્ત્ર પ્રમાણે સૂર્ય અને ચન્દ્ર એ દરેકની સંખ્યા અસંખ્યાત છે અને આથી કરીને જે ઉપર ઇન્દ્રોની સંખ્યા ચોસઠ બતાવવામાં આવી છે, તેમાં ગમે તેટલા સૂર્યો કે ચન્દ્રો હાજર હોય તો પણ તેની વ્યક્તિગત સંખ્યા નહિ કરતાં તેને બેજ ગણવામાં આવી છે.

૪ આ વિદ્યા જેના ઉપર મૂકવામાં આવે તે નિદ્રાધીન થઈ જાય છે, અને જ્યાં સુધી તે દૂર કરવામાં ન આવે, ત્યાં સુધી તે જાગૃત બની શકે નહિ એ એનો પ્રતાપ છે.

૫ આ પ્રમાણે આબેહુબ પ્રતિબિંબ મૂકી જવાનું એ કારણ છે કે કદાચ દાસી-વર્ગ વિગેરેમાંથી તે સૂતિકા ગૃહમાં કોઈ આવી ચડે અને પ્રભુને તેની માતાની પાસે ન જુએ તો કોલાહળ મચાવી મૂકે અને તેમ થતાં મંગલને સ્થાનકે રૂદનાદિ અમંગલનો પ્રારંભ થાય તેમજ વળી માતા પણ દૈવવશાત્ જાગૃત થાય તો પુત્રનું હરણ થયેલું માની દુઃખ ન પામે.

૬ **મેરુ** પર્વતના મૂળમાં વલયાકારનું **ભદ્રશાળ** વન છે., ત્યાંથી ૫૦૦ યોજને બીજું તેવા આકારવાળુ **નંદન** વન આવે છે. ત્યાંથી ૬૨૫૦૦ યોજન ઊંચે ચડીએ, તો ગોલાકૃતિવાળા **સૌમનસ** વનમાં જઈ પહોંચાય છે અને ત્યાંથી ૩૬૦૦૦ યોજન ઊંચે ગયા પછી અર્થાત્ **મેરુ** પર્વતની ટોચ ઉપર વલયના આકારનું **પાંડુક** વન આવે છે. આ સૌથી ઊંચામાં ઊંચું વન છે એટલે કે ત્યાર બાદ એ પર્વત ઉપર બીજું કોઈ વન આવતું નથી.

શિલા[1] ઉપર પ્રભુને સ્નાન કરાવવા લાયક સિંહાસન ઉપર હર્ષભેર તે ઇન્દ્ર પ્રભુને ઉત્સંગમાં લઈને બેસે છે. ત્યાર બાદ અચ્યુત–ઇન્દ્રની આજ્ઞા થતાં જન્મોત્સવને લગતી સર્વ તૈયારીઓ કરવામાં આવે છે. આ પ્રમાણે સંપૂર્ણ તૈયારી થઈ જતાં અચ્યુતેન્દ્રાદિ ચોસઠ ઇન્દ્રો વારા ફરતી જલાભિષેક કરે છે. અંતમાં સૌધર્મેન્દ્ર ફરીથી પાંચ રૂપ વિકુર્વીને પ્રભુને સ્વસ્થાને લઈ જાય છે અને ત્યાં જઈને પ્રભુના પ્રતિબિંબને ઉપસંહૃત કરીને તેમને તેમની માતાની પાસે સ્થાપન કરે છે અને ત્યાર પછી જિન–માતાની અવસ્વાપિની નિદ્રા દૂર કરે છે. વિશેષમાં તે કુબેરને[2] બત્રીસ કરોડ સુવર્ણાદિકની વૃષ્ટિ[3] કરવા ફરમાવે છે અને તત્કાળ તે કુબેર જૃંભક[4] દેવતાઓને તદનુસાર આજ્ઞા

---

૧ આ પૃથ્વી ઉપર અસંખ્ય દ્વીપો અને સમુદ્રો છે. તેમાં સૌથી મધ્યમાં ગોળાકારે જમ્બૂ દ્વીપ છે અને તેની આસપાસ ફરતો બમણા વિષ્કમ્ભવાળો લવણ સમુદ્ર છે. આ સમુદ્રને ચારે બાજુ ઘેરીને ધાતકી દ્વીપ રહેલો છે અને આ દ્વીપની ચારે બાજુએ કાલોદક સમુદ્ર આવેલો છે, ત્યાર બાદ તેની ચારે બાજુએ પુષ્કર દ્વીપ એમ અનેક દ્વીપ–સમુદ્રો આવેલા છે. છેવટે સ્વયંભૂરમણ સમુદ્ર આવે છે. આ દરેક દ્વીપ–સમુદ્ર વલયાકારે છે અને અનુક્રમે તે દરેક એક એકથી બમણું વિષ્કમ્ભવાળા છે. પુષ્કર દ્વીપના મધ્યભાગમાં ગોળાકારે માનુષોત્તર પર્વત આવેલો છે અને આથી આ દ્વીપના બે વિભાગો પડી જાય છે. આ બધા દ્વીપ–સમુદ્રની મધ્યમાં મેરૂ પર્વત છે. અને તે જમ્બૂ દ્વીપમાં આવેલો છે. આ ઉપરાંત ધાતકી દ્વીપમાં તેમજ પુષ્કરાર્દ્ધ દ્વીપમાં બબ્બે મેરૂ પર્વતો છે. અર્થાત્ આ અઢીદ્વીપમાં એટલે કે મનુષ્ય–લોકમાં બધું મળીને પાંચ મેરૂ પર્વતો છે. આ દરેક પર્વત ઉપર પાણ્ડુ શિલા, પાણ્ડુકમ્બલ શિલા, રક્ત શિલા અને રક્તકમ્બલ શિલા એ નામની ( અથવા અન્યત્ર કહેવામાં આવે છે તેમ પાણ્ડુકમ્બલા, અતિપાણ્ડુકમ્બલા, રક્તકમ્બલા, અને અતિરક્તકમ્બલા એ નામની ) પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, અને ઉત્તર દિશાઓમાં ચાર ચાર શિલાઓ છે અર્થાત્ એકંદર વીસ શિલાઓ છે. હવે આ પાણ્ડુ શિલા ઉપર બે સિંહાસનો છે અને આ સિંહાસનો ઉપર પૂર્વ મહાવિદેહમાં સાથે ઉત્પન્ન થયેલા તીર્થંકરોનો જન્માભિષેક થાય છે; અર્થાત્ આ મહાવિદેહની ઉત્તર દિશામાં આવેલા વિજયમાં ઉત્પન્ન થયેલા તીર્થંકરનો આ શિલા ઉપરના ઉત્તર દિશાના સિંહાસન ઉપર અને દક્ષિણ દિશામાંના વિજયમાં તત્સમયે ઉત્પન્ન થયેલા તીર્થંકરનો આ શિલા ઉપરના દક્ષિણ દિશામાં આવેલા સિંહાસન ઉપર જન્માભિષેક કરવામાં આવે છે. બીજી પાણ્ડુકમ્બલ શિલા ઉપર એકજ સિંહાસન છે અને આ સિંહાસન ઉપર ભરતક્ષેત્રમાં જન્મેલા તીર્થંકરોનો ( દાખલા તરીકે પ્રસ્તુતમાં અજિતનાથનો ) જન્માભિષેક કરવામાં આવે છે. ત્રીજી રક્ત શિલા ઉપર પ્રથમની માફક બે સિંહાસનો છે અને ત્યાં પશ્ચિમ મહાવિદેહમાંના ઉત્તર અને દક્ષિણ વિજયોમાં સાથે જન્મેલા તીર્થંકરોનો અભિષેક થાય છે. ચોથી રક્તકમ્બલ શિલા ઉપર એકજ સિંહાસન છે અને ત્યાં ઐરાવત ક્ષેત્રમાં જન્મેલા તીર્થંકરોનો અભિષેક થાય છે.

૨ ભુવનપતિ તેમજ વૈમાનિક દેવતાઓના ઇન્દ્ર, સામાનિક આભિયોગિક ઇત્યાદિ દશ ભેદો છે અને તેમાં લોકપાલ નામનો પણ એક ભેદ છે. આ લોકપાલના સોમ, યમ, વરૂણ અને કુબેર એમ ચાર ભેદાન્તર છે. આમ ભેદ પાડવાનું કારણ એ છે કે સોમ પશ્ચિમ–દિશા તરફના પ્રદેશનું રક્ષણ કરે છે, જ્યારે યમ દક્ષિણ તરફના, વરૂણ પૂર્વ દિશા તરફના અને કુબેર ઉત્તર દિશામાં આવેલા પ્રદેશનું કોટવાલની માફક સંરક્ષણ કરે છે. કુબેરને વૈશ્રમણ અથવા વૈશ્રવણના નામથી પણ ઓળખવામાં આવે છે. ઇન્દ્રની આજ્ઞાનુસાર તે તિર્યક્–જૃંભક દેવતાઓને વૃષ્ટિ કરવાનો આદેશ આપે છે. કુબેર સંબંધી હકીકત આવશ્યક–ટીકામાંથી મળી શકશે, તેમ શ્રીભગવતીમાં લોકપાલવિષયક અધિકારમાંથી પણ મળશે.

૩ એકંદર રીતે આવી વૃષ્ટિઓ ત્રણ વાર થાય છે અર્થાત્ (૧) તીર્થંકર ગર્ભમાં આવતાં, (૨) તેમનો જન્મ થતાં અને (૩) સંસારનો ત્યાગ કરી દીક્ષા લીધા પછી તેઓ પ્રથમ પારણક (પારણું) કરે છે તે વખતે આવી વૃષ્ટિઓ થાય છે.

૪ આ વ્યંતર દેવતામાંની એક જાત છે અને સ્થાનાંગ સૂત્રના દશમા ઠાણામાં બતાવ્યા મુજબ તેના દશ પ્રકારો છે–(૧) અન્ન–જૃંભક, (૨) પાન–જૃંભક, (૩) વસ્ત્ર–જૃંભક, (૪) વેશ્મ–જૃંભક, (૫) શય્યા–જૃંભક, (૬) પુષ્પ–જૃંભક, (૭) ફલ–જૃંભક, (૮) પુષ્પ–ફલ–જૃંભક, (૯) વિદ્યા–જૃંભક, અને (૧૦) અવ્યક્ત–જૃંભક. આ જૃંભક દેવતાઓ અતિશય મૈથુન સેવનારા અને સ્વેચ્છાચારી છે. વળી તેઓ હમેશાં પ્રમુદિત રહે છે.

કરે છે. છેવટે તીર્થંકરના અંગુઠામાં અમૃતનો સંચાર[1] કરી તેમને પ્રણામ કરી સૌધર્મેન્દ્ર નંદીશ્વર[2] દ્વીપે જઈ યથોચિત મહોત્સવમાં રસપૂર્વક ભાગ લઈ સ્વસ્થાને જાય છે. આ પ્રમાણે જન્મ-કલ્યાણક સંબંધીનો દેવકૃત મહોત્સવ પૂરો થાય છે.[3]

અત્ર એ નિવેદન કરવું અનુચિત નહિ ગણાય કે તીર્થંકરનો જન્મ પણ આપણી માફકજ થાય છે.[4] અર્થાત્ આસરે સાડા નવ મહિના ગર્ભ ધારણ કર્યા પછી જિન-માતા તીર્થંકરરૂપી પુત્ર-રત્નને જન્મ આપે છે. વિશેષમાં તીર્થંકરના જન્મના સંબંધમાં એ ધ્યાનમાં રાખવા જેવું છે કે પુત્ર-પ્રસવને અંગે જે અન્યત્ર મલિનતા, દુર્ગંધ ઈત્યાદિનો સદ્ભાવ જોવાય છે, તેવો અત્ર સંભવતો નથી.

**મેરૂ ગિરિરાજ—**

આ શ્લોકમાં જે મેરૂ પર્વતને વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે જમ્બૂદ્વીપમાં આવેલો મેરૂ પર્વત છે, કેમકે જે તીર્થંકરનો જે દ્વીપમાં જન્મ થયો હોય, તેનો તે દ્વીપમાં આવેલા મેરૂ પર્વત ઉપર જલાભિષેક કરવામાં આવે છે. આ જમ્બૂદ્વીપમાંનો મેરૂ પર્વત અનેક દ્વીપ-સમુદ્રની વચ્ચોવચ્ચ આવેલો છે અને **વ્યવહાર** ( નૈગમઆદિ સાત નયોમાંના ત્રીજા ) નય પ્રમાણે સૂર્યની ગતિ વિચારતાં દિશાના નિયમ-અનુસાર તે ભરતાદિ સર્વ ક્ષેત્રોની ઉત્તરે છે. મનુષ્ય-લોકમાં આવેલા જ્યોતિષ્ક દેવો અર્થાત્ સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા મેરૂ પર્વતની નિરંતર પ્રદક્ષિણા ફરે છે અને તેઓ આ પર્વતની કોઈ પણ બાજુથી ૧૧૨૧ યોજનથી દૂરજ ભમે છે.[5]

આ ઉપરથી સમજી શકાય છે કે જૈન શાસ્ત્ર પ્રમાણે ઉદયાચળ કે અસ્તાચળ નથી. અર્થાત્ જે પર્વત ઉપર સૂર્યનો ઉદય થાય છે તે 'ઉદયાચલ' કહેવાય છે અને જ્યાં સૂર્ય અસ્ત પામે છે તે 'અસ્તાચલ' કહેવાય છે અને તે પર્વતો પૂર્વ અને પશ્ચિમ દિશાઓમાં આવેલા છે એ હિંદુ શાસ્ત્રની માન્યતા છે. આથી જોઈ શકાય છે કે આ શ્લોકમાં જે ' અસ્તાચલ ' શબ્દ ગ્રહણ કર્યો છે, તે લૌકિક રૂઢિ પ્રમાણે છે; અર્થાત્ વસ્તુતઃ જૈન શાસ્ત્ર પ્રમાણે હિંદુ શાસ્ત્રકારોએ વર્ણવેલ ' અસ્તાચલ ' નથી.

---

૧ આ પ્રમાણે અમૃતનો સંચાર કરવાનુ કારણ એ છે કે તીર્થંકરો સ્તન-પાન કરતા નથી. આ વાતની આવશ્યક સૂત્રની ચૂર્ણિ તેમજ તેની વૃત્તિમાંનો ઋષભદેવ-અધિકાર સાક્ષી પૂરે છે.

૨ આપણે જોઈ ગયા તેમ આ જગત્માં અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે. તેમાં આ **નંદીશ્વર** આઠમો દ્વીપ છે. એની પૂર્વેના સાત દ્વીપોનાં નામ જમ્બૂ, ધાતકી, પુષ્કર, વારૂણીવર, ક્ષીરવર, ઘૃતવર અને ઈક્ષુવર છે અને આ દ્વીપોની આસપાસ ચારે તરફ વીંટળાયેલા સમુદ્રોના નામો અનુક્રમે લવણ, કાલોદધિ, પુષ્કરવર, વારૂણીવર, ક્ષીરવર, ઘૃતવર અને ઇક્ષુવર છે. આ નંદીશ્વર દ્વીપમા ચાર દિશામા ચાર ' અજનગિરિ ' છે અને એ દરેક ગિરિ( પર્વત ) ઉપર **ઋષભ, ચંદ્રાનન,** વારિષેણ અને **વર્ધમાન** એ નામની ચાર ચાર શાશ્વતી પ્રતિમાઓ છે. વિશેષમાં આ પ્રત્યેક ' અંજનગિરિ 'ને લગતા ચાર ચાર 'રતિકર' અને આઠ આઠ 'દધિમુખ' છે.

૩ જન્મ-કલ્યાણકને લગતી વિશેષ હકીકત જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ (પંચમ વક્ષસ્કાર)માંથી મળી શકશે.

૪ અન્ય શાસ્ત્રોમાં માનવામાં આવેલા પૂજ્ય પુરૂષોમાથી કોઇકનો જન્મ પુરૂષની નાભિમાંથી, તો કોઇકનો સાથળમાંથી કે એવા કોઈ અવયવમાંથી થયાનું અથવા માતાનું ઉદર ચીરીને બહાર નીકળવાનું કે કોઈ અલૌકિક રીતે થયાનું કહેવામા આવે છે તેવી વાતને તીર્થંકરના જન્મ સાથે કંઈ પણ લાગવુ વળગતું નથી.

૫ મેરૂ-પર્વત સંબંધી વિશેષ માહિતી જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના ચતુર્થ વક્ષસ્કાર ( શાન્તિચન્દ્રીયા વૃત્તિ પૃ ૩૫૯-૩૭૫ ) માંથી મળશે.

### શ્રીઅજિતનાથ—

**શ્રીઅજિતનાથ** એ આ અવસર્પિણી કાલમાં થયેલા જૈનોના ચોવીસ તીર્થંકરોમાંના બીજા તીર્થંકર છે. આ તીર્થંકર અયોધ્યા નગરીમાં જન્મ્યા હતા. તેમના પિતાનું નામ જિતશત્રુ હતું અને તેમની માતાનું નામ વિજયા હતું. તેમના કનકવર્ણી દેહનું પ્રમાણ સાડા ચારસે ધનુષ્ય હતું અને તે હાથીના લાંછનથી લાંછિત હતું. તેઓએ અનેક રાજ-કુમારીઓ સાથે પાણિ-ગ્રહણ કર્યું હતું અને જ્યારે તેમના પિતાશ્રીએ ઋષભ-દેવે પ્રવર્તાવેલા તીર્થમાંના સ્થવિર સાધુ પાસે દીક્ષા-ગ્રહણ કરી, ત્યારે નહિ ઇચ્છા હોવા છતાં પણ ભોગ-ફલ[1] કર્મ બાકી હોવાને લીધે તેમણે રાજ્ય-ભાર વહન કર્યો. અંતમાં આ પૃથ્વી-મંડલમાં રાજ્યનો અને સંપત્તિનો તૃણવત્ ત્યાગ કરી તેને બદલે તેમણે સંયમરૂપી સામ્રાજ્ય અને આત્મિક સંપત્તિ સ્વીકારી હતી. દરેક તીર્થંકરની માફક કેવલ-જ્ઞાન પ્રાપ્ત કરી, તીર્થ પ્રવર્તાવી, અનેક જીવોને દેશનારૂપી મધુર અમૃતનું પાન કરાવી અને મોક્ષ-માર્ગના આરાધક બનાવી પોતાનું બહોતેર (૭૨) લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી તેમણે નિર્વાણ-પદ પ્રાપ્ત કર્યું હતું.

### પદ્ય-પરીક્ષા—

આ તેમજ ત્યાર પછીના ત્રણ શ્લોકો પણ પુષ્પિતાગ્રા વૃત્તમાં રચાયેલા છે. આ વૃત્તને ઓપચ્છંદસિક તરીકે પણ ઓળખાવવામાં આવે છે. આ વૃત્તનાં પ્રથમ અને તૃતીય ચરણો તેમજ દ્વિતીય અને ચતુર્થ ચરણો અક્ષર-રચનામાં એક એકની સાથે મળતાં આવે છે, વાસ્તે આ 'અર્ધસમવૃત્ત' છે. આ પુષ્પિતાગ્રા વૃત્તનું લક્ષણ એ છે કે—

"अयुजि नयुगरेफतो यकारो
युजि तु नजौ जरगाश्च पुष्पिताग्रा"

અર્થાત્ આ વૃત્તમાંનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં બાર બાર (૧૨) અક્ષરો છે, જ્યારે બાકીનાં બે ચરણોમાં તેર તેર (૧૩) અક્ષરો છે. પ્રથમ ચરણમાં ન, ન, ર, અને ય એમ ચાર ગણો છે, જ્યારે દ્વિતીય ચરણમાં ન, જ, જ અને ર એમ ચાર ગણો છે અને તે ઉપરાંત અન્ત્ય અક્ષર દીર્ઘ છે.

### પ્રથમનાં બે ચરણોના અક્ષરો-ગણોસંબંધી ખુલાસો—

| | | | |
|---|---|---|---|
| त म जि | त म मि | नौ मि यो | वि रा जद् |
| ⏑ ⏑ ⏑ | ⏑ ⏑ ⏑ | – ⏑ – | ⏑ – – |
| न | म | र | य |

| | | | | |
|---|---|---|---|---|
| घ न घ | न मे रु | प रा ग | मस् त कान् | तम् |
| ⏑ ⏑ ⏑ | ⏑ – ⏑ | ⏑ – ⏑ | – ⏑ – | – |
| न | ज | ज | र | ग |

---

૧ જે કર્મને લઇને સંસારમાં રહીને ભોગ-ઉપભોગમાં ભાગ લેવો પડે તે કર્મ 'ભોગ-ફલ કર્મ' કહેવાય છે. આવા કર્મને લઇને તો તીર્થંકરોને પણ કેટલાંક વર્ષો પર્યંત દીક્ષા લેવામાં વિલંબ ખમવો પડે છે.

जिनकदम्बकाभिनुतिः—

स्तुत जिननिवहं तमर्तितप्ता-
ध्वनदसुरामरवेण वस्तुवन्ति ।
यममरपतयः प्रगाय पार्श्व-
ध्वनदसुरामरवेणव स्तुवन्ति ॥ ६ ॥

—पुष्पि०

## टीका

स्तुत जिननिवहमिति । 'स्तुत' प्रणुत । 'जिननिवहं', तीर्थंकरनिकरम् । तं 'अर्ति-तप्ताध्वनदसुरामरवेण' अर्त्या-पीडया तप्तानां शैत्याधायकतया साक्षात् अध्वनदः-मार्गनदो यः सुरामः-सुष्ठु रमणीयो रवः-शब्दस्तेन करणभूतेन । करणता चास्य प्रगायेति क्रियापेक्षया, स्तुतेतिक्रियया वा । 'वस्तुवन्ति' छन्दोजातिविशेषान् । 'यममरपतयः' यं भगवन्तं अमर-पतयः-सुराधिपाः । ('प्रगाय') प्रकर्षेण गीत्वा । 'पार्श्वध्वनदसुरामरवेणवः' पार्श्वेषु-पर्यन्तेषु ध्वनन्तः-शब्दायमाना असुराणाममराणां च वेणवः-वंशा येषां ते तथोक्ताः । 'स्तुवन्ति' वन्दन्ते । अमरपतयो वस्तुवन्ति प्रगाय यं स्तुवन्ति तं जिननिवहं स्तुतेति सम्बन्धः ॥ ६ ॥

## अवचूरिः

हे लोकाः, तं जिनवृन्दं स्तुत । यं जिनव्रजममरेन्द्राः स्तुवन्तीति संबन्धः । किं कृत्वा । अर्त्या पीडया तप्तानां शैत्याधायकतया साक्षादध्वनदो मार्गह्रदः सुरामः सुष्ठु रमणीयो यो रवः शब्दस्तेन करणभूतेन । वस्तुवन्ति छन्दोजातिविशेषवन्ति गीतानि प्रगाय गीत्वा । किंभूताः । पार्श्वे समीपे ध्वनन्तोऽसुरामराणां वेणवो वंशा येषां ते तथा । 'व्यत्यये लुग्वा' इति रेफस्य लुक् ॥ ६ ॥

## अन्वयः

यं पार्श्व-ध्वनत्-असुर-अमर-वेणवः अमर-पतयः अर्ति-तप्त-अध्वन्-नद-सुराम-रवेण वस्तुवन्ति (गीतानि) प्रगाय स्तुवन्ति, तं जिन-निवहं स्तुत ।

---

१ इदं सूत्रं श्रीसिद्धहेमशब्दानुशासने (१।३।५६).

## શબ્દાર્થ

स्तुत ( धा० स्तु )=તમે સ્તુતિ કરો, સ્તવો.
निवह=સમૂહ, સમુદાય.
जिननिवहं=તીર્થંકરોના સમુદાયને.
अर्ति=પીડા.
तप्त ( धा० तप् )=તપેલા.
अध्वन्=માર્ગ.
नद=હ્રદ, સરોવર.
सुराम=અત્યંત મનોહર.
रव=ધ્વનિ, અવાજ, સાદ.
अर्तितप्ताध्वनदसुरामरवेण=પીડાથી તપેલાને ( હર્ષ ઉત્પન્ન કરવામાં ) માર્ગ-હ્રદના જેવા અત્યંત મનોહર એવા સુસ્વર વડે.
वस्तु=વસ્તુ, એક જાતનો છંદ.
वस्तुवन्ति=વસ્તુ નામના છંદોથી યુક્ત.
यं ( मू० यद् ) જેને.
अमर=દેવ, સુર.
पति=સ્વામી, અધિપતિ.
अमरपतय=દેવોના અધિપતિઓ, ઈન્દ્રો.
प्रगाय ( धा० गा )=ગાઈને.
पार्श्व=પાસેના.
ध्वनत् ( धा० ध्वन् )=નાદ કરનારી.
असुर=અસુર, દાનવ.
वेणु=વાંસળી.
पार्श्वध्वनदसुरामरवेणवः=જેની આસપાસ વાગી રહી છે દાનવો અને દેવોની વાંસળીઓ એવા.
स्तुवन्ति ( धा० स्तु )=સ્તુતિ કરે છે.

## શ્લોકાર્થ

**જિનસમૂહની પ્રાર્થના—**

"જેની આજુબાજુ દાનવો અને દેવોની વાંસળીઓ વાગી રહી છે એવા સુરેન્દ્રો ( તૃષા અને પરિશ્રમની ) પીડાથી તપ્ત થયેલા જનોને ( શાંતિ અર્પણ કરવામાં ) માર્ગ-હ્રદના જેવા મનોહર સુસ્વર વડે વસ્તુનામક છન્દોથી યુક્ત ( ગીતો ) ગાઇને જે તીર્થંકર-સમુદાયની સ્તુતિ કરે છે તેને ( હે ભવ્યો ! તમે ઉપર્યુક્ત સુસ્વર વડે ) સ્તવો."—૬

## સ્પષ્ટીકરણ

**વસ્તુ છંદ—**

આ છંદ સંબંધી માહિતી કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યકૃત છન્દોનુશાસન (પૃ૦ ૩૬) ઉપરથી મળી શકે છે. ત્યાં કહ્યું છે કે—

"चौ लान्ततौ चौ तो वस्तुकम्"[1]

અર્થાત્ આ વસ્તુ છંદમાં ૨૫ માત્રા છે. તેમાં બે ચ[1]ગણુ છે, ત્યાર પછી ત્રણ પ્રકારના ત[2]ગણમાંથી અન્તમાં એક માત્રાવાળા બે ત ગણો, પછી વળી બે ચગણો અને એક તગણ છે. આ વસ્તુનામક છંદનું નીચે મુજબ ઉદાહરણ આપવામાં આવે છેઃ—

" सुरवहुमहुअरिपंतिपीअगुणपरिमलजालहं
नममणिकिरणकलावचारुकेसरानिअरालहं ।
पत्थुअवत्थुअगीतिचारुत्थुणिनिवहमरालहं,
विहुअणसिरिकुलहरहं नमहु जिणपहपयकमलहं॥ "

**વ્યાકરણ-વિચાર—**

' वेणव स्तुवन्ति ' એ રૂપ ' वेणवः ' અને ' स्तुवन्ति ' ની સંધિ કરવાથી થાય છે. અત્ર કોઇને શંકા થાય કે વિસર્ગ પછી અઘોષ વ્યંજન આવવા છતાં તેનો લોપ કેમ સંભવે ? તો આના સમાધાન તરીકે કહેવાનું કે વિસર્ગ પછી ત, થ, પ કે ફ થી યુક્ત સકાર આવે, તો તે વિસર્ગનો વિકલ્પે લોપ થાય છે. આ વાતની સિદ્ધાન્તકૌમુદી ( ૮।૩।૩૬ ) સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે " शर्परे शरि वा विसर्गलोपो वक्तव्यः " અને વળી ત્યાં 'राम स्थाता' અને 'हरि स्फुरति' એ બે દૃષ્ટાંતો પણ આપ્યાં છે.

**તીર્થંકરોની સંખ્યા—**

આ શ્લોકમાં પણ દ્વિતીય શ્લોકની માફક સર્વે જિનવરોની યાને તીર્થંકરોની સ્તુતિ કરવામાં આવી છે, તો એ જાણવું આવશ્યક છે કે બધું મળીને તીર્થંકરોની સંખ્યા કેટલી છે?

આ પ્રશ્નનો ઉત્તર બે ત્રણ રીતે આપી શકાય છે—(૧) સમસ્ત ભૂત કાલમાં જે તીર્થંકરો થઈ ગયા અર્થાત્ અત્યાર સુધીમાં જેટલા તીર્થંકરો થઇ ગયા ( તેમજ અત્યારે પણ જે વિદ્યમાન છે ) તેની જો સંખ્યા કરવામાં આવે, તો તે સંખ્યાનો સરવાળો અનંતજ આવવાનો; કેમકે અનંત કાલ-ચક્રો વ્યતીત થઈ ગયાં અને દરેક કાલ-ચક્રના ઉત્સર્પિણી તેમજ અવસર્પિણી એમ બંને વિભાગોમાં તીર્થંકરો અસ્તિત્વ ધરાવે છે. (૨) હવે જો અત્યારે જે તીર્થંકર તરીકે હૈયાત છે અર્થાત્ જે સમયે આ પ્રશ્નનો આપણે વિચાર કરીએ છીએ તે સમયે જેટલા તીર્થંકરો છે તેનીજ જો સંખ્યા કરવા માંગીએ તો તે વીસની આવવાની. (૩) હવે જો ફક્ત આ ચાલુ અવસર્પિણી કાલમાં જમ્બૂ દ્વીપના ભરત ક્ષેત્રમાં થઈ ગયેલા તીર્થંકરો સંબંધી વિચાર કરીએ, તો તે ચોવીસની છે.

આ વાત લગીર વિસ્તાર-પૂર્વક વિચારવાની આવશ્યકતા છે. તેમાં પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું કે તીર્થંકરોનો જન્મ મનુષ્ય-લોકમાં અર્થાત્ અઢીદ્વીપમાં આવેલા પાંચ[3] ભરત, પાંચ

---

૧ ચાર માત્રાના ગણને ચગણ કહેવામાં આવે છે અને તેના પાંચ પ્રકારો છે.—(૧) ।।।।, (૨) ।।ऽ, (૩) ।ऽ।, (૪) ऽ।। અને (૫) ऽऽ.

૨ ત્રણ માત્રાના ગણને તગણ કહેવામાં આવે છે અને તેના ત્રણ પ્રકારો છેઃ—(૧) ।ऽ, (૨) ऽ અને (૩) ।।।.

૩ જમ્બૂ દ્વીપમાં ભરત, હૈમવત, હરિવર્ષ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરાવત એમ સાત ક્ષેત્રો છે; ધાતકી દ્વીપમાં તેમજ પુષ્કરાર્ધ દ્વીપમાં પણ આ પ્રમાણે સાત સાત ક્ષેત્રો છે, પરંતુ તે 'ઇષુકાર' નામના ઉત્તર-દક્ષિણમાં આવેલા પર્વતથી પૂર્વ અને પશ્ચિમમાં વહેંચાઈ જતાં હોવાથી તેમજ વચલા ભાગમાં દ્વીપ-સમુદ્ર આવતા હોવાથી એકજ નામના ક્ષેત્રને બે ક્ષેત્રો તરીકે ગણવામાં આવે છે. આ ઉપરથી અઢીદ્વીપમાં પાંચ ભરત, પાંચ હૈમવત, એમ પાંચ પાંચ ક્ષેત્રો ગણતાં એકંદર ૩૫ ક્ષેત્રો છે.

ઐરાવત અને પાંચ મહાવિદેહ એ પંદર કર્મ-ભૂમિમાંજ[1] થાય છે. તેમાં પણ વળી ભરત અને ઐરાવત ક્ષેત્રો[2]માં તો તીર્થંકરનો સદ્‌ભાવ ફક્ત ત્રીજા-ચોથા[3] આરામાંજ હોઈ શકે છે, જો કે મહાવિદેહના સંબંધમાં તો સર્વદા તાર્થંકરોનો સદ્‌ભાવજ છે.

હવે જ્યારે મહાવિદેહ ક્ષેત્રમાંજ ગમે ત્યારે ગમે તે આરામાં તીર્થંકરો સર્વદા લભ્ય છે, તો પછી આ કવિ-રાજના સમયમાં તેમજ અત્યારે પણ[4] ભરત અને ઐરાવત ક્ષેત્રોમાં તીર્થંકરોનો સદ્‌ભાવ નહિ હોવાથી, દરેક મહાવિદેહમાં તીર્થંકરની જઘન્ય સંખ્યા ચારની ઠરે છે. તેથી કરીને એમ સિદ્ધ થાય છે કે કોઈ પણ સમયે ઓછામાં ઓછા વીસ તીર્થંકરો લભ્ય હોય છે.[5] હવે જો કદાચ ત્રીજા-ચોથા આરા સંબંધી વિચાર કરીએ અને તે પણ જ્યારે આ ભરત-ક્ષેત્રમાં તીર્થંકર હોય તે સમયને આશ્રીને કરીએ, તો તો પાંચે ભરત અને પાંચે ઐરાવત એ દરેકમાં એક[6] એક તીર્થંકરનો સદ્‌ભાવ હોવાને લઈને, તે સમયને આશ્રીને તો તીર્થંકરની જઘન્ય સંખ્યા ત્રીસની સિદ્ધ થાય છે. કેમકે એવો નિયમ છે કે જ્યારે પાંચમાંના કોઈપણ ભરત કે ઐરાવત ક્ષેત્રમાં તીર્થંકર લભ્ય હોય ત્યારે બાકીનાં ભરત તેમજ ઐરાવત ક્ષેત્રોમાં પણ તે લભ્ય હોવાજ જોઈએ[7] અને મહાવિદેહમાં તો ઓછામાં ઓછા વીસ તીર્થંકરો કોઈ પણ કાળે હોય છેજ.

અત્ર એ ધ્યાનમાં રાખવું જરૂરી છે કે આ ત્રીજા-ચોથા આરા દરમ્યાન એમ પણ બનવા સંભવ છે કે દરેક મહાવિદેહ ક્ષેત્રમાં ઓછામાં ઓછા ચારજ તીર્થંકરો નહિ લભ્ય થતાં બત્રીસ

---

૧ ઉપર્યુક્ત ૩૫ ક્ષેત્રોમાંનાં પાંચ ભરત, પાંચ ઐરાવત અને પાંચ મહાવિદેહ ક્ષેત્રો એ પંદર ક્ષેત્રોને 'કર્મ-ભૂમિ' કહેવામાં આવે છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે ઉત્તરકુરૂ અને દેવકુરૂ સિવાયના મહાવિદેહના વિભાગને કર્મ-ભૂમિ તરીકે ઓળખાવવામાં આવે છે. આ પંદર ક્ષેત્રોને કર્મ-ભૂમિ કહેવાનું કારણ એ છે કે આ ક્ષેત્રોમાં મનુષ્યો અસિ (તરવાર), મસી (શાહી) અને કૃષિ (ખેતીવાડી)ના ઉપર જીવનનો નિર્વાહ કરે છે. વિશેષમાં આ ક્ષેત્રોમાંજ તીર્થંકરોનો જન્મ થાય છે અને મુક્તિ પણ મળે છે.

૨ પર્વતો દ્વારા દ્વીપના જે વિભાગો પડે છે તેને 'ક્ષેત્ર' કહેવામાં આવે છે. જેમકે જમ્બૂદ્વીપમાં પૂર્વ પશ્ચિમ લાંબા એવા હિમવાન્, મહાહિમવાન્, નિષધ, નીલ, રૂક્મિ અને શિખરી એમ ૭ પર્વતો આવેલા છે અને આથી કરીને આ દ્વીપના સાત વિભાગો પડે છે કે જે 'ક્ષેત્ર' એવા નામથી ઓળખાય છે.

૩ અહિં 'ત્રીજા-ચોથા આરામાં' એમ કહેવાનું કારણ એ છે કે ઉત્સર્પિણી કાલમાં ત્રીજા આરાની શરૂઆતમાં અને અવસર્પિણી કાલમાં ત્રીજો આરો સમાપ્ત થવાની તૈયારીમાં હોય ત્યાંથી તે ચોથો આરો પૂરો થતાં સુધીમાં તીર્થંકરો સંભવે છે.

૪ આમ કહેવાનું કારણ એ છે કે કવીશ્વર આ પંચમ કાલ યાને પાંચમા આરામાંજ થઈ ગયા છે અને તે આરો હજી ચાલુ છે.

૫ આ વાત સ્થાનાંગ, જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ તથા આચારાંગની ટીકા ઉપરથી જોઈ શકાય છે.

૬ એકી વખતે એકજ ક્ષેત્રમાં-ભલે પછી તે ભરત હોય કે ઐરાવત હોય કે મહાવિદેહનો 'વિજય' હોય તેમાં-બે તીર્થંકરો સાથે વિહરમાન હોઈ શકે નહિ. અર્થાત્ એક તીર્થંકરને બીજા તીર્થંકર કે એક ચક્રવર્તિને બીજા ચક્રવર્તિ મળે નહિ. જુઓ જ્ઞાતાધર્મકથાંગ, સોળમું અધ્યયન, ૧૨૫ મું સૂત્ર.

૭ આવો નિયમ ઠાણાંગજી (સ્થાનાંગ)ના બીજા ઠાણા ઉપરથી સિદ્ધ થાય છે.

વિજયો[1] પૈકી દરેક વિજયમાં એક એક તીર્થંકર હોય અને તેવે સમયે તો પાંચે મહાવિદેહ, ભરત અને ઐરાવત એમ પંદરે ક્ષેત્રો મળીને એકંદર રીતે વિહરમાન તીર્થંકરોની સંખ્યા ૧૬૦+૫+૫ અર્થાત્ ૧૭૦ ની પણ થઈ શકે તેમ છે. આવી ઘટના શ્રીઅજિતનાથ સ્વામીના સમયમાં બન્યાનું કહેવામાં આવે છે.

આ ઉપરથી એમ જોઈ શકાય છે કે તીર્થંકર-સમુદાયથી તીર્થંકરોની સંખ્યા ૪, ૨૦, ૨૪[2] ૩૦, ૧૭૦ અને વળી અનંતની પણ સંભવી શકે છે. પરંતુ ચૈત્યવન્દનભાષ્યાદિના નિયમને અનુસારે અહિં આ અવસર્પિણીના ચોવીસ તીર્થંકરો સમજવા.

जिनमतविचारः—

प्रवितर वसतिं त्रिलोकबन्धो !
गमनययोगततान्तिमे पदे हे।[3]
जिनमत ! विततापवर्गवीथी–
गमनययो ! गततान्ति मेऽपदेहे ॥ ७ ॥

—पुष्पि०

## टीका

प्रवितरेति। 'प्रवितर' दिश। 'वसतिं' आवासम्। 'त्रिलोकबन्धो!' जगत्त्रयीबान्धव! । 'गमनययोगतत!' गमाः–सदृशपाठाः, नया–नैगमादयस्तैर्योगः–सम्बन्धः तेन तत–विस्तीर्ण!। 'अन्तिमे पदे' अन्त्ये स्थाने लोकान्ते इत्यर्थः। 'हे' इत्यामन्त्रणे। 'जिनमत!' सर्वज्ञागम!। 'विततापवर्गवीथीगमनययो!' वितता–विस्तृता या अपवर्गवीथी–मोक्षपदवी तत्र गमनं–यानं तस्मिन् सुखप्रापकत्वात् ययो–तुरङ्गम!। 'गततान्ति' अपेतग्लानि यथा भवत्येवम्। 'मे'

---

૧ દરેક મહાવિદેહ ક્ષેત્રના બત્રીસ બત્રીસ વિભાગો પાડવામાં આવ્યા છે અને આ દરેક વિભાગ કરતાં વધારે મુલક કોઈ પણ રાજાના તાબામાં હોઈ શકે નહિ. આમાંના દરેક સંપૂર્ણ વિભાગ કે જેને વિજય કહેવામાં આવે છે તેના અધિપતિને (પણ) 'ચક્રવર્તિ' સંબોધવામાં આવે છે. આ પ્રમાણે એકંદર ૧૬૦ વિજયો છે અને તેનું સ્વરૂપ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના ઉત્તરાર્દ્ધમાંથી મળી શકશે.

૨ દરેક ઉત્સર્પિણી તેમજ દરેક અવસર્પિણી કાલમાં દરેક ભરત ક્ષેત્ર તથા દરેક ઐરાવત ક્ષેત્રમાં ચોવીસ ચોવીસ તીર્થંકરો થાય છે. આ ઉપરથી ગમે તે એક ઉત્સર્પિણી કે અવસર્પિણી પરત્વે એકજ ક્ષેત્ર આશ્રીને વિચાર કરવામાં આવે તો તીર્થંકરની સંખ્યા ચોવીસની આવે છે. જો એકજ ક્ષેત્ર આશ્રીને એક કાલ-ચક્ર પરત્વે વિચાર કરવામાં આવે, તો તે સંખ્યા ૪૮ ની થાય છે. એ પ્રમાણે જેવી રીતે વિચાર કરીએ તેટલા ગણા તીર્થંકરો સમજવાના છે અર્થાત્ તીર્થંકરોની સંખ્યા આવી અપેક્ષાએ પ્રમાણે ૨૪, ૪૮, ૭૨, ૯૬, ૧૨૦ ઇત્યાદિ પણ ઘટી શકે છે.

३ 'गम। नययोग...' इत्यपि पदच्छेदः।

मक्षम् । ' अपदेहे ' अपगता देहाः-शरीराणि यत्र तस्मिन् । हे जिनमत ! अन्तिमे पदे वसतिं मे गततान्ति प्रवितरेति सम्बन्धः ॥ ७ ॥

## अवचूरिः

अन्तिमे मोक्षलक्षणे पदे हे जिनमत ! मे मम वासं देहि । हे गम ! हे सदृशपाठ, नया निगमादयस्तैर्योगः संबन्धस्तेन तत विस्तीर्ण ! विपुलशिवमार्गगमने ययो अश्व ! । 'ययुरश्वोऽश्वमेधीयः' इतिवचनात् । 'तमोऽवग्लानौ' इति धातोस्तान्तिर्ग्लानिः । आपदित्यर्थः । गततान्ति अपगतग्लानि यथा स्यात् । किंभूते पदे । अपदेहे देहमुक्ते ॥ ७ ॥

## अन्वयः

हे त्रि-लोक-बन्धो ! *गम-नय-योग-तत !* ( *अथवा गम ! नय-योग-तत !* ) वितत-अपवर्ग-वीथी-गमन-ययो ! जिन-मत ! अन्तिमे अप-देहे पदे वसतिं मे गत-तान्ति प्रवितर ।

## શબ્દાર્થ

प्रवितर ( धा० तॄ )=આપો.
वसतिं ( मू० वसति )=વાસને.
त्रि=ત્રણ.
लोक=જગત.
त्रिलोक=ત્રણ લોકઃ-(૧) સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ; (૨) અધોલોક, મધ્યમ-લોક અને ઊર્ધ્વ-લોક.
बन्धु=મિત્ર.
त्रिलोकबन्धो !=હે ત્રૈલોક્યના મિત્ર !
गम=સમાન પાઠ, આલાપક, આલાવો.
नय=(૧) નય; (૨) નીતિ.
योग=(૧) સંબંધ; (૨) યોગ.
तत ( धा० तन् )=વિસ્તીર્ણ.
गमनययोगतत!=(૧) આલાપક તેમજ નયના સંબંધથી વિસ્તીર્ણ ! (૨) હે આલાપક ! હે નયોના સંબંધી વિશાળ ! (૩) હે આલાપક, નીતિ અને યોગથી વિસ્તૃત !
अन्तिमे ( मू० अन्तिम )=છેવટના.
पदे ( मू० पद )=પદમાં.
हे=હે.
मत=દર્શન.
जिनमत=હે જિનેશ્વરોએ પ્રરૂપેલા સિદ્ધાન્ત, હે જૈન મત !
वितत=વિસ્તાર પામેલ, વિશાળ.
अपवर्ग=મોક્ષ.
वीथी=માર્ગ, રસ્તો.
गमन=ગમન, જવું તે.
ययु=અશ્વ, ઘોડો.
विततापवर्गवीथीगमनययो !=હે વિશાળ એવા મુક્તિ-માર્ગે જવામાં અશ્વસમાન !
गत ( धा० गम् )=ગયેલી.
तान्ति=ગ્લાનિ, ખેદ.
गततान्ति=નષ્ટ થાય છે ગ્લાનિ એવી રીતે.
मे ( मू० अस्मद् )=મને ( ચતુર્થ્યર્થે ).
अप=દૂરવાચક અવ્યય.
देह=શરીર.
अपदेहे ( मू० अपदेह )=દેહ-રહિત, દેહ-મુક્ત.

---

१ एतद् श्रीअभिधानचिन्तामणौ (४।३०८)।

## શ્લોકાર્થ

**જૈન શાસનનો વિચાર—**

" હે ત્રૈલોક્યના બાન્ધવ ! હે આલાપક તેમજ નયના સંબંધથી વિસ્તીર્ણ [ અથવા હે આલાપક ! હે (નૈગમાદિ) નયોના સંબંધથી વિશાળ ! અથવા હે ગમ, નીતિ અને યોગથી વિસ્તૃત ] ! હે વિશાળ એવા શિવ–માર્ગે (સુખપૂર્વક) જવામાં અશ્વ (સમાન) ! હે જૈન સિદ્ધાન્ત ! તું દેહ–મુક્ત (અર્થાત્ જ્યાં શરીર નથી એવા) અન્તિમ પદમાં (અર્થાત્ લોકાન્તમાં આવેલી શિવ–પુરીમાં) મારી ગ્લાનિ નષ્ટ થાય તેવી રીતે મને ત્યાં નિવાસ કરવા દે."—૭

## સ્પષ્ટીકરણ

**ત્રૈલોક્યનું દિગ્–દર્શન—**

જૈન શાસ્ત્રમાં આકાશનાં 'લોકાકાશ' અને 'અલોકાકાશ' એમ બે વિભાગો પાડવામાં આવ્યા છે. જે આકાશમાં જીવાદિક છએ પદાર્થો વિદ્યમાન છે, તે **લોકાકાશ** કહેવાય છે અને જ્યાં ફક્ત આકાશજ છે, બીજો કોઈ પણ પદાર્થ નથી, તે **અલોકાકાશ** કહેવાય છે. આ લોકાકાશરૂપી વિભાગને 'લોક' એવી સંજ્ઞા આપવામાં આવી છે અને મેરૂ પર્વતના મધ્ય ભાગમાંના આઠ પ્રદેશો આશ્રીને તેના ત્રણ વિભાગો કલ્પવામાં આવ્યા છે. આ વિભાગોને અધોલોક, મધ્યમ (તિર્યગ્)લોક અને ઊર્ધ્વલોકના નામથી ઓળખવામાં આવે છે. આ વિષયના જિજ્ઞાસુએ **ત્રિષષ્ટિશલાકાપુરૂષ-ચરિત્ર**માંનો **અજિતનાથ**–દેશનાનો અધિકાર, **પ્રજ્ઞાપનાવૃત્તિ** તથા **અનુયોગદ્વાર** જોવા.

**ગમ યાને આલાપક પરત્વે વિચાર—**

એકના એક આગમમાં પણ ફરી ફરીને જે એકનો એક પાઠ આવે છે તેને 'આલાપક' (આલાવો) કહેવામાં આવે છે. આ આલાપકો શબ્દ–રચનાની અપેક્ષાએ તો સમાન છે. આથી કરીને કેટલાકને તે નિરર્થક લાગે છે. પરંતુ આ આલાપકોનો અર્થ કદાચ જૂદો જૂદો થતો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું નથી. કેમકે આ કાવ્યમાંજ એકજ જાતની શબ્દ–રચનાવાળાં બે ચરણોના જૂદા જૂદા અર્થો થાય છે તે શું બતાવે છે ? અરે એકજ શ્લોકના સો સો અર્થો થાય એવા શ્લોકો પણ મોજુદ છે (જેમકે **સોમપ્રભાચાર્ય**કૃત શતક, વિગેરે). આથી પણ એક આશ્ચર્યાત્મક ઘટના જેવી હોય તો 'राजानो ददते सुखम्' એ વાક્યના ઉપાધ્યાયશ્રી **સમયસુંદરજી**એ કરેલ આઠ લાખ અર્થો તરફ દૃષ્ટિપાત કરવો. (આ ગ્રન્થ **અષ્ટલક્ષી**ના નામથી ઓળખાય છે અને તે સં. ૧૭૪૫ માં લાહોરમાં રચવામાં આવ્યો હતો; આ ગ્રન્થ અત્યારે પણ મોજૂદ છે.) વિશેષમાં 'एगस्स सुत्तस्स अणंतो अत्थो' એવું પ્રમાણભૂત વાક્ય છે, તો પછી આ આલાપકો નિરર્થક છે એમ માનવા જનારને દીર્ઘ દૃષ્ટિ દોડાવવાની જરૂર છે એમ કહેવું વધારે પડતું ગણાય ખરૂં કે ?

મુક્તિ-માર્ગ—

આ શ્લોકમાં મુક્તિ-માર્ગ તથા શિવ-પુરી વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તો તેથી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું શિવ-પુરી, મુક્તિ-નગરી જેવું કોઈ સ્થલ છે કે જ્યાં સિદ્ધો[1] ( મુક્ત જીવો ) વસે છે? અને હોય તો તે કયાં છે?

આના સમાધાનમાં પ્રથમ તો એ ધ્યાનમાં રાખવું કે જૈન શાસ્ત્ર પ્રમાણે અનેક અરે અનંત જીવો મુક્તિ મેળવી શકે છે. અર્થાત્ જેમ અન્ય દર્શનોમાં ઇશ્વરનેજ મુક્ત—નિત્ય-મુક્ત માનવામાં આવ્યો છે અને અન્ય કોઈ પણ જીવ હવે તે પદ મેળવી શકશે નહિ એવો જે ઉલ્લેખ છે, તેવો ઉલ્લેખ જૈન શાસનમાં નથી.

વિશેષમાં સમસ્ત જગત્ના પાડવામાં આવેલા લોક અને અલોક[2] રૂપી બે વિભાગોમાંના લોકાકાશમાં અથવા લોકના અગ્ર ભાગમાં સિદ્ધ જીવોનું નિવાસ-સ્થાન છે. કહેવાની મતલબ એ છે કે મનુષ્ય-લોકના જેટલા પરિમાણવાળી અર્થાત્ ૪૫ લાખ યોજનના વિસ્તારવાળી અને શ્વેત છત્રની ઉપમાવાળી, પરિમલથી પરિપૂર્ણ, પવિત્ર, દેદીપ્યમાન અને અંતમાં પાતળી એવી ' ઇષત્ પ્રાગ્ભારા ' અથવા ' સિદ્ધશિલા ' નામની પૃથ્વી લોકના અગ્ર ભાગમાં આવેલી છે. આનાથી એક યોજન ઊંચે સિદ્ધના જીવો વસે છે. ત્યાર બાદ અલોકાકાશ છે.

વળી આ શ્લોકમાં મુક્તિ-માર્ગને વિશાળ કહેવામા આવ્યો છે તે વાત બે રીતે ઘટાવી શકાય તેમ છે.

---

૧ અત્ર એ ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે આ ' સિદ્ધ ' શબ્દને સંસારમાંના વિદ્યાસિદ્ધ, મંત્ર-સિદ્ધ, રસ-સિદ્ધ ઇત્યાદિ શબ્દો સાથે કંઈ લાગતુ વળગતું નથી. પરંતુ આવી સંજ્ઞા તો જેણે અષ્ટ કર્મનો ક્ષય કર્યો હોય તેને ઉદ્દેશીને વપરાય છે. વિશેષમા ' સિદ્ધ ' શબ્દનાં અર્થ, વ્યુત્પત્તિ ઉપર નીચેનો શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છેઃ—

"ध्मातं सितं येन पुराणकर्म, यो वा गतो निर्वृतिसौधमूर्ध्नि ।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो, यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥"

અર્થાત " જેણે પૂર્વે બાંધેલાં આઠ પ્રકારના કર્મરૂપી ઇન્ધિનોને જાજ્વલ્યમાન શુકલ ધ્યાનરૂપી અગ્નિ વડે બાળીને ભસ્મીભૂત કર્યાં છે, તે ' સિદ્ધ ' છે. અથવા નિવૃતિ-નગરીમાં જે હમેશને માટે જઇને વસ્યા છે, તે ' સિદ્ધ ' છે. અથવા ઉપલબ્ધ ગુણ-સંદોહ વડે જે જનોમાં પ્રખ્યાત-પ્રસિદ્ધ છે, તે ' સિદ્ધ ' છે. વળી આવી સંજ્ઞા જગત્ના નિયંતાને, કૃત-કૃત્યને પણ લાગૂ પડે છે. આવા ' સિદ્ધ ' મને માંગલ્ય-કારી થાઓ. "

૨ આપણે જોઈ ગયા તેમ જગત્ના જેટલા ભાગમાં ધર્માસ્તિકાયાદિ છએ દ્રવ્યો છે તે લોક છે અને જ્યાં કેવલ આકાશજ છે તે અલોક છે.

(૧) જૈન શાસ્ત્રકારોનું એમ માનવું છે કે પંદર કર્મ-ભૂમિમાંની કોઈપણ કર્મ-ભૂમિમાં જન્મેલ મનુષ્ય[1] મુક્તિ મેળવી શકે છે. પરંતુ સંહરણ[2]ને ધ્યાનમાં લેતાં તો, આખા મનુષ્યક્ષેત્રમાંથી કોઈ પણ સ્થલેથી મુક્તિ-પુરી તરફ પ્રયાણ થઈ શકે છે. આ પ્રમાણે મુક્તિ-પુરી તરફ ઉપડી જવાનાં અનેક સ્ટેશનો-નહિ કે એકજ સ્ટેશન હોવાને લીધે મુક્તિ-માર્ગને વિશાળ કહેવો તે ખરેખર ન્યાય્ય છે.

(૨) વળી જૈન સાધુનોજ વેશ ગ્રહણ કરવાથીજ સિદ્ધ થવાય છે એવું કંઈ નથી. અર્થાત્ પારિભાષિક શબ્દોમાં કહીએ તો પંદર[3] પ્રકારે સિદ્ધ સંભવે છે. ટૂંકમાં કહીએ તો યથાર્થ શ્રદ્ધાન, જ્ઞાન અને ચારિત્રનો આરાધક જરૂરજ શિવ-પુરી સીધાવે છે[4].

હવે આ મુક્તિ-માર્ગ તરફ પ્રયાણ કેવી રીતે કરવામાં આવે છે તે તરફ ઉડતી નજર ફેંકી આ વિષયને સમાપ્ત કરીએ. જે જીવ જે સ્થલમાં અષ્ટ કર્મનો અંત આણે છે તે જીવ તે સ્થળેથી સમશ્રેણિ[5]પૂર્વક ઊર્ધ્વ-ગમન કરે છે અને એક સમય[6]માં લોકાન્તે જઈને વસે છે.

---

૧ મનુષ્ય-ભવમાંથીજ, અર્થાત્ મનુષ્ય તરીકેના અવતાર દરમ્યાનજ, નહિ કે દેવ-ગતિમાંથી કે અન્ય કોઈ ગતિમાંથી, પ્રાણી તદનંતર મુક્તિ-ભાજન બની શકે. આ ઉપરથી મનુષ્ય-જન્મની કીંમત જોઈ શકાય છે. મનુષ્ય-જન્મ એ નિર્વાણરૂપી નગરમાં પ્રવેશ કરાવનારૂં અંતિમ અને અનુપમ પગથિયું છે. આ પગથિયા ઉપર સમ્યક્-ચારિત્રરૂપી ચરણ મૂક્યા બાદજ મુક્તિ-મહેલમાં જવાય છે.

૨ અષ્ટ કર્મનો અંત લાવી તે ભવમાં સિદ્ધ થનારા જીવને કવચિત્ દેવતાઓ કર્મ-ભૂમિમાંથી ઉપાડીને મનુષ્યલોકમાં અકર્મ-ભૂમિ વિગેરે ક્ષેત્રમાં લઈ જાય, તો તે ત્યાંથી પણ મુક્તિ-રમણીને વરે છે.

૩ આ સંબંધમાં નીચેની ગાથા ધ્યાનમાં લેવા જેવી છેઃ—

" जिण अजिण तित्थतित्था, गिहि अन्न सलिंगथी नरपुंसा ।
पत्तेय सयंबुद्धा, बुद्धबोहिकणिक्का य ॥ "

અર્થાત્ (૧) જિન-સિદ્ધ, (૨) અજિન-સિદ્ધ, (૩) તીર્થ-સિદ્ધ, (૪) અતીર્થ-સિદ્ધ, (૫) ગૃહિલિંગ-સિદ્ધ, (૬) અન્યલિંગ-સિદ્ધ, (૭) સ્વલિંગ-સિદ્ધ, (૮) સ્ત્રીલિંગ-સિદ્ધ, (૯) પુરૂષલિંગ-સિદ્ધ, (૧૦) નપુંસકલિંગ-સિદ્ધ, (૧૧) પ્રત્યેકબુદ્ધ-સિદ્ધ, (૧૨) સ્વયંબુદ્ધ-સિદ્ધ, (૧૩) બોધ-બોધિત-સિદ્ધ, (૧૪) એક-સિદ્ધ અને (૧૫) અનેક-સિદ્ધ એમ સિદ્ધના પંદર ભેદો છે. આના સ્વરૂપ સારૂ જુઓ નંદીસૂત્ર, પન્નવણા વિગેરે ગ્રન્થો.

૪ સરખાવો—

" सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।"

—તત્ત્વાર્થાધિગમસૂત્ર, પ્રથમસૂત્ર.

૫ સમશ્રેણિ-ઊર્ધ્વ-ગમન એટલે તિર્યગ્ (તિરછી) કે અન્ય દિશા સિવાયનું ગમન.

૬ કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિભાગને જૈન દર્શનમાં 'સમય' એવું નામ આપવામાં આવ્યું છે, એ વાત આપણે અંતર્મુહૂર્તની વ્યાખ્યા વિચારતી વેળાએ જોઇ ગયા છીએ.

मानसीदेव्याः प्रार्थना—

सितशकुनिगताऽऽशु मानसीद्धा
ऽऽत्ततितिमिरंमदभासुराजिताशम् ।
वितरतु दधती पविं क्षतोद्यत्-
ततितिमिरं मदभासुराजिता शम् ॥ ८ ॥२॥

—पुष्पि०

## टीका

सितेति । 'सितशकुनिगता' सितशकुनिः-हंसस्तत्र गता-अधिरूढा । 'आशु'-शीघ्रम् । 'मानसी' मानसाख्या देवता । 'इद्धात्ततति' इद्धा-दीप्ता आत्ता-गृहीता ततिः-विस्तारो येन तम् । 'इरंमदभा' इरंमदः-जलदाग्निः तद्वद् भा-दीप्तिर्यस्याः सा । 'सुराजिताशं' सुष्ठु राजिता आशा-दिशो येन तम् । 'वितरतु' ददातु । 'दधती' धारयन्ती । 'पविं' वज्रम् । 'क्षतोद्यत्ततितिमिरं' हतोत्कटान्धकारं येन तम् । 'मदभासुराजिता' मदभासुरैः-दर्परौद्रैराजिता-अनभिभूता । 'शं' सुखम् । पविं दधती आशु मानसी शं वितरतु इति संबन्धः ॥ ८ ॥

## अवचूरिः

हंसारूढा मानसी देवी पविं वज्रं दधती शं सुखं प्रवितरतु । पविं किंभूतम् । इद्धा दीप्ता आत्ता गृहीता ततिर्विस्तारो येन तत् तथा । इरंमदो जलदाग्निस्तद्वत् कान्तिर्यस्याः सा । सुष्ठु शोभिता आशा दिशो येन । क्षतं विनष्टमुद्यद्दृद्धवत् ततं विस्तीर्णं ध्वान्तं यस्मात् तत् तथा । देवी दर्पोद्धुरैरपराभूता॥८॥

## अन्वयः

सित-शकुनि-गता, मद-भ-असुर-अजिता ( मद-भासुर-अजिता वा ), इद्धा, आत्त-ततिं ( इद्ध-आत्त-ततिं वा ), क्षत-उद्यत्-तत-तिमिरं, इरम्मद-भा-सु-राजित-आशं ( इरम्मद-भा, सु-राजित-आशं वा ) पविं दधती मानसी शं आशु वितरतु ।

## શબ્દાર્થ

सित=શ્વેત.
शकुनि=પક્ષી.
सितशकुनि=શ્વેત પક્ષી અર્થાત્ રાજહંસ.
गत ( धा० गम्)=પ્રાપ્ત થયેલી, આરૂઢ થયેલી.
सितशकुनिगता=રાજહંસને પ્રાપ્ત થયેલી.
मानसी=માનસી, દેવી-વિશેષ.
इद्धा ( धा० इन्ध् )=પ્રકાશિત.
इद्ध=પ્રકાશ.
आत्त=ગ્રહણ કરેલ, સ્વીકારેલ.

---

१ '......मदभा सुराजिताशं' इत्यपि पदच्छेदः ।

तति=વિસ્તાર.
आत्ततति=સ્વીકાર્યો છે વિસ્તાર જેણે એવા.
इद्धात्ततर्ति=સ્વીકાર કર્યો છે પ્રકાશયુક્ત વિસ્તારને જેણે એવા.
इरमद=સૌદામિની, ચપલા, વિજલી.
भा=પ્રકાશ, પ્રભા, તેજ.
इरमदभा=સૌદામિનીના જેવી પ્રભાવાળી.
सुराजित ( ધા૦ राज् )=અત્યંત પ્રકાશિત.
आशा=દિશા.
सुराजिताशां=અત્યંત પ્રકાશિત કરી છે દિશાઓ જેણે એવા.
इरंमदभासुराजिताशां=વીજળીના જેવા પ્રકાશવડે અત્યંત પ્રકાશિત કરી છે દિશાઓ જેણે એવા.
वितरतु ( ધા૦ तॄ )=અર્પો.
दधती ( ધા૦ धा )=ધારણ કરનારી.
पविं ( મૂ૦ पवि )=વજ્ર.
उद्यत् ( ધા૦ इ )=ઉદય પામતું.
तिमिरं ( મૂ૦ तिमिर )=અંધકારને.
क्षतोद्यत्तततिमिरं=નાશ કર્યો છે ઉદય પામતા ગાઢ અંધકારનો જેણે એવા.
भासुर= (૧) પ્રકાશિત; ( ૨ ) ઘોર.
मदभ=મદવડે શોભતા.
मदभासुराजिता=(૧) મદ વડે સુશોભિતને (પણ) અજેય; (૨) મદવડે શોભતા એવા અસુરોથી નહિ જીતાયેલી.
शं ( મૂ૦ श )=સુખને.

## શ્લોકાર્થ

**માનસી દેવીને પ્રાર્થના—**

" રાજહંસ ઉપર આરૂઢ થયેલી એવી, વળી મદ વડે શોભતા અસુરોથી ( પણ ) નહિ જીતાયેલી, તથા વળી દેદીપ્યમાન એવી, તેમજ વળી ગ્રહણ કર્યો છે વિસ્તારને જેણે એવા ( અર્થાત્ વિશાળ ), વળી નાશ કર્યો છે ઉદય પામતા ગાઢ અંધકારનો જેણે એવા અને ( અતએવ ) વીજળીના જેવા પ્રકાશ વડે સુપ્રકાશિત કરી છે દિશાઓને જેણે એવા વજ્રને ધારણ કરતી થકી **માનસી** ( દેવી ) સત્વર સુખ સમર્પો. "

### અથવા

" રાજહંસને પ્રાપ્ત થયેલી એવી, ગર્વ વડે પ્રકાશિત ( જનો ) વડે નહિ જીતાયેલી એવી, ચપળાના જેવું તેજ છે જેનું એવી, વળી સ્વીકાર્યો છે પ્રકાશિત વિસ્તારને જેણે એવા [ અર્થાત્ ચકચકિત તેમજ વિશાળ એવા ], તથા વળી નષ્ટ કર્યો છે ઉદય પામતા વિસ્તીર્ણ અંધકારને જેણે એવા અને ( એથી કરીને ) સુપ્રકાશિત કરી છે દિશાઓને જેણે એવા વજ્રને ધારણ કરનારી **માનસી** ( ભવ્ય જનોને ) શીઘ્ર સુખ અર્પો. "—૮

तति=વિસ્તાર.
आत्ततातिं=સ્વીકાર્યો છે વિસ્તાર જેણે એવા.
इद्धात्ततातिं=સ્વીકાર કર્યો છે પ્રકાશયુક્ત વિસ્તારનો જેણે એવા.
इरंमद=સૌદામિની, ચપલા, વિજલી.
भा=પ્રકાશ, પ્રભા, તેજ.
इरंमदभा=સૌદામિનીના જેવી પ્રભાવાળી.
सुराजित ( ધા० राज् )=અત્યંત પ્રકાશિત.
आशा=દિશા.
सुराजिताशं=અત્યંત પ્રકાશિત કરી છે દિશાઓ જેણે એવા.
इरंमदभासुराजिताशं=વીજળીના જેવા પ્રકાશવડે અત્યંત પ્રકાશિત કરી છે દિશાઓ જેણે એવા.
वितरतु ( ધા० तृ )=અર્પો.
दधती ( ધા० धा )=ધારણ કરનારી.
पविं ( મૂ० पवि )=વજ્ર.
उद्यत् ( ધા० इ )=ઉદય પામતું.
तिमिरं ( મૂ० तिमिर )=અંધકારને.
क्षतोद्यत्तततिमिरं=નાશ કર્યો છે ઉદય પામતા ગાઢ અંધકારનો જેણે એવા.
भासुर= (૧) પ્રકાશિત; ( ૨ ) ઘોર.
मदभ=મદવડે શોભતા.
मदभासुराजिता=(૧) મદ વડે સુશોભિતને (પણ) અજેય; (૨) મદવડે શોભતા એવા અસુરોથી નહિ જીતાયેલી.
शं ( મૂ० श )=સુખને.

## શ્લોકાર્થ

### માનસી દેવીને પ્રાર્થના—

" રાજહંસ ઉપર આરૂઢ થયેલી એવી, વળી મદ વડે શોભતા અસુરોથી ( પણ ) નહિ જીતાયેલી, તથા વળી દેદીપ્યમાન એવી, તેમજ વળી ગ્રહણ કર્યો છે વિસ્તારને જેણે એવા ( અર્થાત્ વિશાળ ), વળી નાશ કર્યો છે ઉદય પામતા ગાઢ અંધકારનો જેણે એવા અને ( અતએવ ) વીજળીના જેવા પ્રકાશ વડે સુપ્રકાશિત કરી છે દિશાઓને જેણે એવા વજ્રને ધારણ કરતી થકી માનસી ( દેવી ) સત્વર સુખ સમર્પો. "

## અથવા

" રાજહંસને પ્રાપ્ત થયેલી એવી, ગર્વ વડે પ્રકાશિત ( જનો ) વડે નહિ જીતાયેલી એવી, ચપળાના જેવું તેજ છે જેનું એવી, વળી સ્વીકાર્યો છે પ્રકાશિત વિસ્તારને જેણે એવા [ અર્થાત્ ચકચકિત તેમજ વિશાળ એવા ], તથા વળી નષ્ટ કર્યો છે ઉદય પામતા વિસ્તીર્ણ અંધકારને જેણે એવા અને ( એથી કરીને ) સુપ્રકાશિત કરી છે દિશાઓને જેણે એવા વજ્રને ધારણ કરનારી માનસી ( ભવ્ય જનોને ) શીઘ્ર સુખ અર્પો. "—૮

## સ્પષ્ટીકરણ

**માનસી-સ્વરૂપ—**

'ધ્યાન ધરનારાના મનને સાંનિધ્ય કરે તે માનસી' એ **માનસી** શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ એક વિદ્યા–દેવી[1] છે. આ દેવી હંસના ઉપર આરૂઢ થાય છે. એ દેવીને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ[2] અને વજ્રથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ તો જપ-માલા અને વજ્રથી શોભે છે. વિશેષમાં તે ધવલવર્ણી છે. આ વાત નિર્વાણકલિકા ઉપરથી જોઈ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" तथा मानसीं धवलवर्णां हंसवाहनां चतुर्भुजां वरद-वज्रालङ्कृतदक्षिणकरामक्षवलयाशनियुक्तवाम-करां चेति ।"

આચારદિનકરમાં પણ આ પ્રમાણે આ દેવીનું સ્વરૂપ વર્ણવ્યું છે, પરંતુ ત્યાં એનો વર્ણ કનકસમાન બતાવ્યો છે. આ રહ્યો તે શ્લોક—

" हंसासनसमासीना, वरदेन्द्रायुधान्विता ।
मानसी मानसीं पीडां, हन्तु जाम्बूनदच्छविः ॥"

—પત્રાંક ૧૬૨.

---

૧ જે દેવીમાં વિદ્યાની પ્રધાનતા હોય તેને **વિદ્યાદેવી** કહેવામાં આવે છે. આવી વિદ્યાદેવીઓ એકંદર સોળ છે—(૧) રોહિણી, (૨) પ્રજ્ઞપ્તિ, (૩) વજ્રશૃંખલા, (૪) વજ્રાંકુશી, (૫) ચક્રેશ્વરી, (૬) નરદત્તા, (૭) કાલી, (૮) મહાકાલી, (૯) ગૌરી, (૧૦) ગાંધારી, (૧૧) મહાજ્વાલા, (૧૨) માનવી, (૧૩) વૈરોટ્યા, (૧૪) અચ્છુપ્તા, (૧૫) માનસી અને (૧૬) મહામાનસી.

૨ વરદાન દેતી હોય તેમ હાથ રાખેલો હોય તો તે 'વરદ' કહેવાય છે.



## ३ श्रीशंभवजिनस्तुतयः

अथ श्रीशंभवस्याभ्यर्थना—

निर्भिन्नशत्रुभवभय !
शं भवकान्तार ! तार ! ममारम् ।
वितर त्रातजगत्त्रय !
शंभव ! कान्तारतारतारममारम् ॥ १ ॥

—आर्यागीतिः

### टीका

निर्भिन्नेति । 'निर्भिन्नशत्रुभवभय' विदारितारातिप्रभवभीते ! । 'शं' सुखम् । 'भवकान्तारतार !' संसारारण्यतारक ! । 'तार !' उज्ज्वल ! । 'ममारं' मे शीघ्रम् । 'वितर' देहि । 'त्रातजगत्त्रय !' रक्षितत्रैलोक्य ! । 'शम्भव' तृतीयजिन ! । 'कान्तारतारत !' कान्तारतेषु-योषित्सुरतेषु अरत अनासक्त ! । 'अरममारं' न रमत इत्यरमः, अरमो-मारः-कामो यत्र तत् अविषयद्वारकमित्यर्थः । हे शम्भव ! अरममारं शं अरं मे वितरेति सम्बन्धः ॥ १ ॥

### अवचूरिः

हे निर्भिन्नशत्रुसंभूत( उत्पन्न )भय, हे संसारकान्तारतारक, हे तार उज्ज्वल, अरं शीघ्रं मम शं सुखं देहि । हे रक्षितजगत्त्रय, शंभव जिन, योषित्सुरतेष्वरत कान्तामैथुनासक्त, न रमत इत्यरमोऽरममाणोऽक्रीडन् मारः कामो यत्र ॥ १ ॥

### अन्वयः

( हे ) निर्भिन्न-शत्रु-भव-भय ! भव-कान्तार-तार ! तार ! त्रात-जगत्-त्रय ! कान्ता-रत-अरत ! शंभव ! मम अरम-मार शं अरं वितर ।

### શબ્દાર્થ

निर्भिन्न ( धा० भिद् )=ભેદી નાખેલ, નષ્ટ કરેલ.
शत्रु=શત્રુ, દુશ્મન.
भव=ઉત્પત્તિ.
भय=ભય, બીક.

निर्भिन्नशत्रुभवभय !=ભેદી નાખ્યો છે—નષ્ટ કર્યો છે શત્રુઓ તરફથી ઉત્પન્ન થતા ભયને જેણે એવા ! (સં૦).
भव=સંસાર, જન્મ.

कान्तार=વન, અરણ્ય.
तार=તારક, તારનાર.
भवकान्तारतार !=હે સંસારરૂપી અરણ્યમાં તારનાર !
तार ! ( મૂ० तार )=હે ઉજ્જવલ !
मम ( મૂ० अस्मद् )=મને ( ચતુર્થ્યર્થે[1] )
अरं=શીઘ્ર.
वितर ( ધા० तॄ )=અર્પો.
त्रात ( ધા० त्रा )=રક્ષણ કરેલ.
जगत्=જગત્, દુનિયા.
त्रय=ત્રણ.
त्रातजगत्त्रय=રક્ષણ કર્યું છે ત્રૈલોક્યનું જેણે એવા ! ( સં० ).
शंभव=શંભવનાથ, ત્રીજા તીર્થંકર.
रत=ક્રીડા, મૈથુન.
अरत=અનાસક્ત.
कान्तारतारत !=હે કામિનીવિષયક ક્રીડા તરફ આસક્તિ-રહિત !
अरम=નહિ રમણ કરનારો.
मार=(૧) કંદર્પ, કામદેવ; (૨) મરણ.
अरममारं=(૧) નથી રમતો કંદર્પ જ્યાં એવું; (૨) નથી રમતો યમરાજ જ્યાં એવું.

## શ્લોકાર્થ

### શ્રીશંભવનાથની સ્તુતિ—

"( અષ્ટ કર્મરૂપી ) શત્રુઓના તરફથી ઉત્પન્ન થતા ભયનો નાશ કર્યો છે જેણે એવા ( હે નાથ ) ! હે ( જન્મ-મરણશીલ ) સંસારરૂપી[2] અરણ્યમાં ( ભવ્ય-જનોને ) તારનારા ( પ્રભુ ) ! હે ( અનેક ગુણોએ કરીને ) ઉજ્જવલ ( ઈશ ) ! ત્રણે જગત્‌નું રક્ષણ કર્યું છે જેણે એવા હે ( દેવાધિદેવ ) ! હે કામિનીને વિષે ક્રીડા કરવામાં ( અર્થાત્ મહિલા-વિષયક મૈથુન પરત્વે ) અનાસક્ત ( પરમેશ્વર ) ! હે ( સુખના ઉત્પત્તિ-સ્થાનરૂપ ) શંભવનાથ ! તું મને જ્યાં કંદર્પ ક્રીડા કરતો નથી એવું [ અથવા નથી રમણ કરતો યમરાજ જ્યાં એવું ( અર્થાત્ શાશ્વત ) ] સુખ સત્વર આપ."—૯

## સ્પષ્ટીકરણ

### શંભવ-નાથ—

આ ત્રીજા તીર્થંકર છે. એમનું બીજું નામ સંભવનાથ પણ છે. એમણે પોતાના જન્મદ્વારા શ્રાવસ્તિ નગરીને પવિત્ર કરી હતી. એમનાં માતા-પિતાનાં નામ સેના અને જિતારિ હતાં. એમનો સુવર્ણસમાન દેહ અશ્વના લાંછનથી અંકિત હતો અને તેની ઊંચાઈ ચારસે ધનુષ્ય

---

૧ સરખાવો—
सम्बन्धसामान्यविवक्षाया षष्ठी ।

૨ સંસારને અરણ્યની ઉપમા આપી તે યથાર્થ છે; કેમકે તેમાં અજ્ઞાનરૂપી પર્વતો છે, ચપળાના ચમકારા જેવી અસ્થિર લક્ષ્મીરૂપી ખીણો છે, માયારૂપી ઝાડી છે અને નિંદારૂપી નદીઓ છે. વિશેષમાં તેમાં રાગ-દ્વેષરૂપી તસ્કરો છે અને મનુષ્યોના મૃગલાના જેવા ચંચળ મનને ફાડી ખાનારાં મોહરાજાની સેનારૂપ વાઘ, વરૂ, વિગેરે ભયંકર જનાવરો છે. પરંતુ આવા બીહામણા ઘોર જંગલમાં પણ મંગલરૂપ યોગિરાજ વસે છે. આ યોગિરાજ તે કોઈ નહિ પણ ત્રૈલોક્ય-પૂજ્ય તીર્થંકર યાને વિશ્વ-વન્ધ વીતરાગ ..

જેટલી હતી. એમણે પણ ગૃહસ્થાશ્રમમાંથી પસાર થવું પડયું હતું, પરંતુ અંતમાં એમણે સંસારનો ત્યાગ કરી આત્મ-કલ્યાણ સાધ્યું હતુ. સાઠ લાખ પૂર્વનું આયુષ્ય સમાપ્ત થતાં તેઓ મુક્તિ-રમણીના મહેલે જઈ ચઢ્યા અને હજી પણ ત્યાંજ નિવાસ કરી રહ્યા છે, અને હવે હમેશને માટે ત્યાંજ વસનારા છે.

## વીતરાગની પ્રાર્થનાથી શું ફળ ?—

આ શ્લોકમાં કવીશ્વર શ્રીશોભનમુનિ શંભવનાથની પ્રાર્થના કરી તેમની પાસેથી સુખ માંગે છે. પરંતુ વીતરાગની પાસે અરજી કરવાથી શું લાભ ? શું વીતરાગ દેવ પોતાના ભક્ત જનો ઉપર તુષ્ટ થઈ તેમને લાભ કરી આપે ખરા કે ? અને એમ કદાચ બને તો વીતરાગ એવું નામ તેમને ઘટે ખરૂં કે ? ઉલટું એમ ન બને કે જે વ્યક્તિ પોતાના ભક્ત જનો ઉપર તુષ્ટ થાય તે વ્યક્તિ તો પોતાના દુશ્મનો ઉપર રૂષ્ટ થાયજ અને વળી તેનો સર્વથા નાશ કરવાને, તેને 'ત્રાહિ ત્રાહિ' પોકરાવવાને, તેને દુઃખના દાવાનલમાં હોમવાને સદૈવ તૈયારજ હોય ? ત્યારે શું આ ઉપરથી એમ માનવું કે વીતરાગ દેવનું અર્ચન, તેમને કરેલી પ્રાર્થના ઇત્યાદિ નિષ્ફળ છે ?

આના સમાધાનમાં સમજવું કે વીતરાગ દેવ તેજ ખરેખરા દેવ છે[1] અને તેમ હોઈ કરીને તો તેઓ પોતાના ભક્ત જનો ઉપર તુષ્ટ થતા નથી કે પોતાના શત્રુઓ ઉપર રૂષ્ટ થતા નથી, પરંતુ તેના તરફ સમભાવે વર્તે છે. આમ હકીકત હોવા છતાં પણ જેમ અગ્નિની પાસે જનારા મનુષ્યની ટાઢ આપોઆપ ઉડી જાય છે પરંતુ આથી કંઈ અગ્નિ તેના ઉપર પ્રસન્ન થઈ તેને ફળ આપે છે કે અગ્નિ તે ફળ લેવાને સારૂ તેને આમંત્રણ-પત્રિકા મોકલે છે એમ નથી, તેવીજ રીતે વીતરાગ દેવની પૂજા કરવાથી, તેમની પાસે ખરા દિલથી આત્મિક સુખની માગણી કરવાથી, રાગરૂપી ટાઢ સ્વતઃ પલાયન કરી જાય છે અને સુખાદિકની વિનતિ સ્વીકારાય છે.[2]

વળી આ પ્રશ્નનો ઉત્તર એમ પણ આપી શકાય છે કે આવા વીતરાગ દેવાધિદેવના સેવકો એવા અન્ય દેવતાઓનું ધ્યાન ખેંચાતાં તેઓ પણ વીતરાગના ભક્ત જનોનું પોતાનાથી બનતું કલ્યાણ કરવા તૈયાર થઈ જાય છે. શું આ વાતની પણ સાબીતી આપવી પડશે ખરી કે ? એમ હોય તો વિચારો યુગાદીશ ઋષભ-પ્રભુની અનન્ય ભક્તિ કરનારા નમિ અને વિનમિનું દૃષ્ટાન્ત[3]. અત્ર એટલું ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે વીતરાગ દેવ પૂજ્ય હોવાને લીધે પૂજક તેની પૂજા કરે છે અને તેમ કરીને પોતાના ઉપર, નહિ કે પૂજ્યના ઉપર, ઉપકાર કરે છે.

---

૧ કહ્યું છે કે—

"नमस्कारसमो मन्त्रः शत्रुञ्जयसमो गिरिः ।
वीतरागसमो देवो न भूतो न भविष्यति ॥"

૨ સરખાવો વાચકવર્ય શ્રીઉમાસ્વાતિકૃત 'તત્ત્વાર્થાધિગમસૂત્ર'ની 'સમ્બન્ધકારિકા'ના સાતમા શ્લોકની શ્રીદેવગુપ્તસૂરિકૃત ટીકા.

૩ આ દૃષ્ટાંતસંબંધી હકીકત ઉપર ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રના પ્રથમ પર્વનો ત્રીજો સર્ગ પ્રકાશ પાડે છે.

પદ્ય-સમીક્ષા—

આ પદ્ય 'જાતિ' છે, કેમકે તેની રચના માત્રા ઉપર આધાર રાખે છે અને તેમાં પણ તે આર્યા-ગીતિ[1] એવા નામથી ઓળખાય છે. એને આ નામ આપવાનું કારણ એ છે કે આ પદ્યનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં બાર બાર (૧૨) માત્રા અને બાકીનાં બે ચરણોમાં વીસ વીસ (૨૦) માત્રાઓ છે. નીચેનો શ્લોક આ વાતની સાક્ષી પૂરે છે:—

"आर्या[2] प्राग् दलमंतेऽधिकगुरु ताद्दक् परार्धमार्यागीतिः"

આ પદ્ય પરત્વે માત્રા-ગણત્રી—

निर् भिन् न शात् रु भ व भ य
S[3] S I[4] S I I I I I —૧૨ માત્રા.

शम् भ व कान् ता र ता र ता र म मा रम्
S I I S S I S I S I I S S —૨૦ માત્રા.

કાવ્ય-ચમત્કૃતિ—

પૂર્વોક્ત આઠ શ્લોકોની માફક અત્ર પણ દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતારૂપ ચમત્કૃતિ તો ચિત્તને ચમકાવી રહી છે અને તેમાં વળી આ બે ચરણોમાંના 'તાર' શબ્દનો વિધિવિધ અર્થમાં ત્રણ ત્રણ વાર કરેલો પ્રયોગ તેમાં વધારો કરે છે. આ પ્રકારની વિશિષ્ટ ચમત્કૃતિ આ પછીનાં ત્રણ પદ્યોમાં પણ દૃષ્ટિ-ગોચર થાય છે. જેમકે (રમા, રમા, રમા; નયા, નયા, નયા; માન, માન, માન).

जिनवराणामाश्रयालक्ष्मीः—

आश्रयतु तव प्रणतं
विभया परमा रमाऽरमानमदमरैः ।
स्तुत ! रहित ! जिनकम्बक !
विभयापरमार ! मारमानमदमरैः ॥ १० ॥

—आर्या०

---

૧ સરખાવો શિશુપાલવધના ચતુર્થ સર્ગનું ૪૮ મું પદ્ય.

૨ आर्यालक्षणम्—

"यस्याः पादे प्रथमे, द्वादश मात्रास्तथा तृतीयेऽपि ।
अष्टादश द्वितीये, चतुर्थके पंचदश साऽऽर्या ॥"

—श्रुतबोधः

અર્થાત્ આર્યાનું લક્ષણ એ છે કે તેનાં પ્રથમ અને તૃતીય ચરણોમાં બાર બાર (૧૨) માત્રાઓ હોય છે, જ્યારે દ્વિતીય ચરણમાં અને ચતુર્થ ચરણમાં અનુક્રમે અઢાર (૧૮) અને પંદર (૧૫) માત્રાઓ હોય છે.

૩ બે માત્રાસૂચક ચિહ્ન.

૪ એક માત્રાસૂચક ચિહ્ન.

## [1]टीका

आश्रयत्विति । 'आश्रयतु' आलीयताम् । 'तव प्रणतं' भवतो विनतम् । 'विभया परमा' प्रभया प्रकृष्टा । 'रमा' लक्ष्मीः । 'अरं' शीघ्रम् । 'आनमदमरैः' आनमन्तश्च ते अमराश्च तैः । 'स्तुत !' वन्दित !। 'रहित !' त्यक्त !। 'जिनकदम्बक !' तीर्थङ्करसमाज !। 'विभय !' विगतत्रास !। 'अपरमार !' न परान् मारयति यस्तस्यामन्त्रणम् । 'मारमानमदमरैः' मारश्च मानश्च मदश्च मरश्चेति द्वन्द्वः । हे जिनकदम्बक ! आनमदमरैः स्तुत ! मारमानमदमरैः रहित ! तव प्रणतं रमा आश्रयतु इति सम्बन्धः ॥ १० ॥

## अवचूरिः

हे जिनकदम्बक ! जिनसमूह, रमा लक्ष्मीस्तव प्रणतं नरमाश्रयतु । किंभूता । विभया रोचिषा परमा प्रकृष्टा । अरं शीघ्रमानमन्तश्च ते सुराश्च तैः स्तुत वन्दित !। हे विगतभय !। हे न परान् मारयतीत्यपरमार सर्वजन्तुरक्षक !। हे रहित त्यक्त !। कैः । काममानमदमरणैः ॥ १० ॥

## अन्वयः

अरं आ-नमत्-अमरैः स्तुत ! वि-भय ! अ-पर-मार ! मार-मान-मद-मरैः रहित ! जिन-कदम्बक ! विभया परमा रमा तव प्रणतं आश्रयतु ।

## શબ્દાર્થ

आश्रयतु ( धा० श्रि )=આશ્રીને રહો, આશ્રય કરો.
तव ( मू० युष्मद् )=તારા.
प्रणतं ( मू० प्रणत )=નમસ્કાર કરનારાને.
विभया (मू० विभा )=તેજ વડે, કાંતિએ કરીને.
परमा ( मू० परम )=સર્વોત્તમ, ઉત્કૃષ્ટ.
रमा=લક્ષ્મી (દેવી).
आनमत् ( धा० नम् )=અત્યંત નમનારા, સાષ્ટાંગ પ્રણામ કરનારા.
आनमदमरैः=સાષ્ટાંગ પ્રણામ કરનારા દેવો વડે.
स्तुत ! ( धा० स्तु )=હે સ્તુતિ કરાયેલ !
रहित ! ( मू० रहित )=રહિત, વિનાના !
कदम्बक=સમૂહ, સમુદાય.
जिनकदम्बक !=હે જિનોના સમુદાય !
वि=વિયોગસૂચક અવ્યય.
विभय !=નિર્ભય, જતો રહ્યો છે. ભય જેનો એવા ! (સં૦).
पर=અન્ય, અપર.
अपरमार !=હે પર જનોને નહિ મારનારા !
मान=માન.
मर=મરણ.
मारमानमदमरैः=મદન, માન, મદ અને મરણ વડે.

---

1 विचार्यताम्—
"लक्ष्मीः पद्मा रमा या मा, ता सा श्रीः कमलेन्दिरा ।
हरिप्रिया पद्मवासा, क्षीरोदतनयाऽपि च ॥"
—अभिधानचिन्तामणिः ( का० २, श्लो० १४० )

## શ્લોકાર્થ

### જિનેશ્વરોનો આશ્રય કરવાથી પ્રાપ્ત થતું ફળ—

"હે સત્વર વન્દન કરતા સુરો વડે સ્તુતિ કરાયેલ! હે ભય-રહિત! હે પર (પ્રાણીઓ)ને નહિ મારનારા (અર્થાત્ હે સર્વજીવરક્ષક)! હે મદન, માન, (આઠ પ્રકારના) મદ અને મરણથી રહિત! હે (ઉપર્યુક્ત વિશેષણોથી અલંકૃત) જિન-સમૂહ! વિશિષ્ટ કાંતિ વડે ઉત્કૃષ્ટ એવી લક્ષ્મી (દેવી) તને પ્રણામ કરનારાનો (શીઘ્ર) આશ્રય કરો (અર્થાત્ તારા સેવકો ધનવાન્ બનો)."—૧૦

## સ્પષ્ટીકરણ

### જિનેશ્વરનાં લક્ષણો—

આ શ્લોકદ્વારા આપણે જિનેશ્વરનાં લક્ષણો જોઈ શકીએ છીએ. તેમાં જે નિર્ભય હોય તે જિનેશ્વર છે-ઈશ્વર છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી; કેમકે ભયભીત થવાનું કારણ અજ્ઞાન છે. આથી જે સર્વથા નિર્ભય હોય તે સંપૂર્ણ જ્ઞાનવાન્ હોવો જોઈએ[1], અર્થાત્ તે સર્વજ્ઞ છે; અને જે સર્વજ્ઞ છે તે ઈશ્વર છે એમ તો જૈન શાસ્ત્ર ખુલ્લે ખુલ્લું કહે છે. આ ઉપરથી જિનેશ્વરનું લક્ષણ નિર્ભયત્વ એમ જોઈ શકાય છે.

વળી સર્વજીવરક્ષક વ્યક્તિ જિનેશ્વર છે એમ જૈનોનું માનવું છે. આથી હિંદુ શાસ્ત્રાનુસાર સૃષ્ટિનો સંહાર કરનારા શંકર ઈશ્વરની કોટિમાં જૈન-દૃષ્ટિએ મૂકી શકાય તેમ નથી. એ પણ કહેવું અસ્થાને નહિ ગણાય કે જૈન શાસ્ત્ર પ્રમાણે ઈશ્વર જગત્‌નો જનક, રક્ષક કે ભક્ષક નથી. અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને શિવના સંબંધમાં જે એમ કહેવામાં આવે છે કે બ્રહ્મા સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, વિષ્ણુ તેનું પરિપાલન કરે છે, જ્યારે શિવ તેનો સંહાર કરે છે, તેવું સ્વરૂપ જૈન શાસ્ત્રકારો ઈશ્વરનું આલેખતા નથી એટલુંજ નહિ પણ તે તેમને માન્ય પણ નથી.

### માન અને મદમાં તફાવત—

આ શ્લોકમાં જિન-કદમ્બકને માન અને મદ એમ બંનેથી રહિત વર્ણવ્યા છે, તો એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું માન અને મદ એ બેમાં કંઈ ફરક છે? સાધારણ રીતે વિચારતાં તો માન અને મદ એ બંનેનો અર્થ અભિમાન, અહંકાર થાય છે, ત્યારે અત્ર શી વિશેષતા છે વારૂ? આના સંબંધમાં કહેવાનું કે પોતાનો ઉત્કર્ષ વિચારવો કે હું કેવો બીજાથી ચડિયાતો છું એ 'માન' છે, જ્યારે બીજા બધા મારાથી કેવા ઉતરતા છે એમ વિચાર કરવો તે 'મદ' છે. અર્થાત્ 'માન' એ સ્વોત્કર્ષવાચક છે, જ્યારે 'મદ' એ પરાપકર્ષવાચક છે.

---

૧ વળી જે સર્વથા નિર્ભય છે તે સર્વશક્તિમાન્ અર્થાત્ સર્વોત્તમ પરાક્રમવાળો છે; અને તે પણ વળી એટલે સુધી કે જેનાથી લોકો ત્રાસ પામે છે, જેનું પરાક્રમ અન્ય જનોને 'ત્રાહિ' 'ત્રાહિ' પોકાર કરાવે છે, તેના પરાક્રમ કરતાં પણ નિર્ભયનુ પરાક્રમ ચડિયાતું છે.

**મદનું સ્વરૂપ અને તેના પ્રકારો—**

મદ એ ગજરાજ છે, કેમકે તે વિનયરૂપી વિશાળ વૃક્ષની મૂળ સુધી નીચી નમેલી શાખાઓને મરડી નાંખે છે, સદ્ગુણરૂપી સુવર્ણની શૃંખલાને તોડી નાંખે છે, દુર્વચનરૂપી ધૂળના સમૂહને ઉડાડે છે અને માર્દવરૂપી અંકુશની પણ અવગણના કરવા તૈયાર થઇ જાય છે. મદને ઉગ્ર વિષધર–અજગર કહેવામાં આવે, તો તે પણ કંઈ ખોટું નથી; કારણકે આ મદરૂપી અજગરના એક ફુંફાડામાત્રથી મનુષ્ય બેભાન બની જાય છે અને દુર્ગતિરૂપ ખાડામાં પટકાઈ મરે છે. આ મદને શાસ્ત્રમાં પર્વતની[1] પણ ઉપમા આપવામાં આવી છે તે પણ વાસ્તવિક છે. કેમકે જેમ પર્વતને શિખરો હોય છે, તેમ આ મદરૂપી મહીધરને પણ જાતિ–મદ, લાભ–મદ ઈત્યાદિ આઠ શિખરો છે. વળી આ ગિરિમાંથી આપત્તિરૂપી નદીઓની શ્રેણિ વહે છે અને જ્વાલામુખી પર્વતમાંથી જેમ ધુમાડાના ગોટેગોટા નીકળે છે, તેમ આ મદરૂપી પર્વતમાંથી હિંસારૂપી ધુમાડાના ગોટેગોટા નીકળે છે અને તેનો ક્રોધરૂપી ભભકતો અગ્નિ ચોમેર ફેલાઈને ઉપશમરૂપી બાગ-બગીચાને ભસ્મીભૂત બનાવી દે છે.

આ પ્રમાણે વિનય, શાસ્ત્ર અને સદાચારનો સંહાર કરનારા, તથા ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગને પણ તિલાંજલિ અપાવનારા, તેમજ મનુષ્યના વિવેકરૂપી નેત્રનો નાશ કરનારા એવા આ મદના (૧) જાતિ–મદ, (૨) લાભ–મદ, (૩) કુલ–મદ, (૪) ઐશ્વર્ય–મદ, (૫) બલ–મદ, (૬) રૂપ-મદ, (૭) તપ–મદ અને (૮) શ્રુત–મદ એમ આઠ પ્રકારો છે.

કહેવાની મતલબ એ છે કે કોઈકને પોતે કેવી ઉત્તમ જાતિ[1]નો છે એવું અભિમાન હોય છે, તો કોઈકના મનમાં એમ અહંકાર આવે છે કે હું કેવો લાભ[2] ઊઠાવી રહ્યો છું; વળી કોઈક એમજ ગર્વ ધારણ કરે છે કે મારા કુળ[3]ની આગળ બીજા બધાનાં કુળો તો શી ગણત્રીમાં છે, જ્યારે કોઈક મનમાં ને મનમાં એમજ ફૂલાય છે કે મારા જેવી ઠકુરાઈ (ઐશ્વર્ય[4]) તો અન્યને સ્વપ્ને પણ ક્યાંથીજ હોય ? વળી કોઈ એમજ મનમાં ને મનમાં મલકાય છે કે મારા જેવો બલ[5]વાન્–પરાક્રમી તો આ આખી આલમમાં કોઈજ નથી. વળી કોઈક એમજ માને છે કે મારા જેવું તેજ, રૂપ[6], લાવણ્ય અન્યત્ર ક્યાંથીજ સંભવે ? તો કોઈક એમજ મનમાં ફાંકો રાખે છે કે મારા જેવી ઘોર તપસ્યા[7] કરનાર કોણ છે ? વળી કોઈક જ્ઞાન–લવ–દુર્વિદગ્ધ મનુષ્ય તો પોતેજ ભણેલો છે, પોતેજ વિદ્વાન્ છે, પોતાની આગળ અન્ય જનો તો મૂર્ખ છે, પોતાના જેવું જ્ઞાન[8] અન્યત્ર છેજ નહિ એવી ડંફાસ હાંકવામાંજ મોજ માને છે.

---

૧ સરખાવો—

"ધરો કાંઈ હિત શીખામણ ધ્યાન, ગર્વથી નથી નાથ ! કલ્યાણ.
... ... ... ... ... ... ... ... ... ...
અભિમાન પર્વત છે મોટો, હેઠળ કાઢી ખાઈ;
ચડ્યા પડ્યા તે નર પછડાયા, છરમાં ગયા છુંદાઈ;—ધરો૦
... ... ... ... ... ... ... ... ...
... ... ... ... ... ... ... ... .."

—દ્રૌપદી-નાટક.

ઉત્તમ, મધ્યમ કે અધમ એવી જાતિ, લાભ કે ગેરલાભ, નીચ કે ઉચ્ચ કુલ, સંપત્તિ કે વિપત્તિ, બલ કે નિષ્પરાક્રમ, સુરૂપ કે કુરૂપ, તપશ્ચર્યાનો સદ્ભાવ કે અભાવ તેમજ જ્ઞાનની પ્રાપ્તિ કે વિમુખતા એ બધી બાબતો જ્યારે કર્મ ઉપર આધાર રાખે છે, ત્યારે તે સંબંધમાં નાહક ગર્વ કરી પાપનાં પોટલાં બાંધવાં તે ઇષ્ટ ગણાય ખરૂં કે ? અનુકૂલ સંયોગો મળવા એ પુણ્યનો પ્રભાવ છે અને વિપરીત અવસ્થાને પ્રાપ્ત થવું એ પાપનું ફળ છે, એમ વિચારી દોષરૂપી શાખાઓનો વિસ્તાર કરનારા અને ગુણરૂપી મૂળીઆંઓનો ઉચ્છેદ કરનારા એવા મદરૂપી વૃક્ષને મૃદુતારૂપી નદીના પ્રવાહ વડે જડમૂળથી ઉખેડી નાંખવો, એજ શ્રેયસ્કર માર્ગ છે. ઉલટું એમ નહિ લક્ષ્યમાં રાખવાથી તો જેમ (૧) જાતિનો મદ કરનારો **હરિકેશી** નીચ જાતિને પામ્યો, (૨) લાભનો ગર્વ કરનારા **સુભૂમ** ચક્રવર્તી નરકના અતિથિ થયા, (૩) કુલનો મદ કરનારા **મરીચિ** **મહાવીર-સ્વામી** તરીકેના પોતાના ભવમાં ભિક્ષુક કુળમાં **દેવાનંદા**ની કુક્ષિમાં અવતર્યા, (૪) ઐશ્વર્યનો ફાંકો રાખનારો **દશાર્ણ-ભદ્ર** નરેશ્વર ઇન્દ્રની ઋદ્ધિ જોઇ ઠંડાગાર થઈ ગયો, (૫) બલને લઇને મૂછ મરડનારા **શ્રેણિક** નૃપતિ નરકાધિકારી બન્યા, (૬) રૂપનું અભિમાન કરવાથી **સનત્કુમાર** ચક્રવર્તી વિષમ રોગથી ગ્રસ્ત થયા, (૭) તપ[1]નો મદ કરવાથી **કુરગડુ** મુનિ તપશ્ચર્યાથી વિમુખ રહેવાનો પ્રસંગ પામ્યા અને (૮) શ્રુત[2]-મદથી **સ્થૂલિભદ્ર** જેવા પણ સંપૂર્ણ શ્રુતના અર્થથી વંચિત થયા, તો પછી આપણા જેવા પામર પ્રાણી મદાંધ થતાં દુર્ગતિ અને દુઃખના ભાજન બને તો તેમાં નવાઈજ શી ? છેવટમાં એટલુંજ કહેવું બસ છે કે આ મદ કેવલ-જ્ઞાનને અટકાવે છે અને વળી તે મુક્તિ-પુરીના દરવાજાની અર્ગલા છે.[3]

जिनमतस्य प्राधान्यम्—

जिनराज्या रचितं स्ताद्
असमाननयानया नर्यायतमानम् ।
शिवशर्मणे मतं दधद्
असमाननयानयानया[5] यतमानम् ॥ ११ ॥

—आर्या०

૧ તપનો મદ કરનારે વિચારવું જોઇએ કે પ્રથમ તીર્થંકર ઋષભ-દેવ અને ચરમ તીર્થંકર મહાવીર-પ્રભુની ઘોર તપસ્યા આગળ પોતાની તપશ્ચર્યા રૂપિયે દોકડા જેટલી પણ છે ખરી કે !

૨ કેટલાક જનો આજકાલ થોડાંક પુસ્તકો લખતાં-વાંચતાં આવડ્યાં કે મારો જેવો કોઈ વિદ્વાન્ નથી એમ માનવાની ગંભીર ભૂલ કરે છે. તેઓએ યાદ રાખવું જોઇએ કે ફક્ત તીર્થંકર પાસેથી શ્રવણ કરેલી ત્રિપદીના બળ ઉપર આખી દ્વાદશાંગીની રચના કરનારા, અન્ય પણ્ડિત પુરુષોને પોતાની વિદ્વત્તાદ્વારા આશ્ચર્યાંકિત કરનારા એવા ગણધરોએ પણ કદાપિ શ્રુતવિષયક મદનો લેશતઃ પણ સંગ કર્યો નથી; કેમકે આ મદ તો હાલાહલ છે અને બીજાં હાલાહલો-વિષોનો તો પ્રતિકાર સહેલાઈથી થઈ શકે તેમ છે, પણ આ મદનું ઝેર જેને ચડ્યું હોય, તેને ઉગારનાર કોણ ?

૩ વિચારો બાહુબલિનું દૃષ્ટાંત.

૪...या नयाऽऽयतमानम् वा । ५...नयाननायतमानम् वा ।

## टीका

जिनराज्येति । 'जिनराज्या रचितं' अर्हत्पङ्क्त्या कृतम् । 'स्तात्' भवतु । 'असमाननयानया' आननं- मुखं यानं-गमनं ते असमे-अद्वितीये आननयाने यस्यास्तया । 'नः' अस्माकम् । 'आयतमानं' अलघुप्रमाणम् । 'शिवशर्मणे' मोक्षसुखाय । 'मतं' दर्शनम् । 'दधद्' धारयमाणम् । 'असमाननयान्' अनन्यसदृशनयान् । 'अयानया' अवाहनया । 'यतमानं' प्रयत्नं कुर्वाणम् । जिनराज्या रचितं मतं शिवशर्मणे यतमानं न स्तादिति सम्बन्धः ॥ ११ ॥

## अवचूरिः

( जिनराज्या ) जिनानां राज्या श्रेण्या रचितं अर्थस्य तदुक्तत्वात् कृतं मतं शासनं नोऽस्माकं शिवसुखाय स्तात् भूयात् । किंभूतया । असमे निरुपमे आननयाने मुखगमने यस्यास्तया । नः इत्यत्र रोर्यः ' इति रस्य यः । ' स्वरे वा ' इति विकल्पत्वात् तस्यात्र न लुक् । मतं किंभूतम् । आयतो विपुलो मानः पूजा प्रमाणं वा यस्य तत् तथा । दधत् धारयत् । कान् । असमाननयान् असदृशनयान् । किंभूतया जिनराज्या । अयानया अवाहनया । मतं किंभूतम् । यतमानं प्रयत्नं कुर्वाणम् ॥ ११ ॥

## अन्वयः

अ-सम-आनन-यानया, अ-यानया जिन-राज्या रचितं, आयत-मानं, अ-समान-नयान् दधत्, यतमानं मतं नः शिव-शर्मणे स्तात् ।

## अथवा

अ-सम-आनन-यानया अनया अ-यानया जिन-राज्या रचितं, आयत-मानं, अ-समान-नयान् दधत्, यतमानं मतं शिव-शर्मणे स्तात् ।

## अथवा

अ-सम-आनन-यानया जिनराज्या रचितं, नय-आयत-माने, अ-समान-नयान् दधत्, अय-अनय-अयतमानं मतं शिव-शर्मणे स्तात् ।

## શબ્દાર્થ

राजि=શ્રેણિ.
जिनराज्या=જિનોની શ્રેણિ વડે.
रचितं ( मू० रचित )=રચાયેલું.
स्तात् ( धा० अस् )=થાઓ.
असम=નિરૂપમ.
आनन=મુખ.
यान=(૧) ગતિ, ચાલ, (૨) વર્તણુક.
असमाननयानया=નિરૂપમ છે મુખ અને ચાલ જેનાં એવા.
नः ( मू० अस्मद् )=આપણા.
अनया ( मू० अदस् )=એના વડે.
आयत=વિસ્તીર્ણ.

---

१-२ इमे सूत्रे श्रीसिद्धहेमशब्दानुशासनस्य ( अ० १, पा० ३, सू० २६, २४ ).

मान=(૧) સત્કાર, પૂજા; (૨) પ્રમાણ.
आयतमानं=મહુ માન છે જેનું એવા.
नयायतमानं=નય વડે વિસ્તીર્ણ છે પ્રમાણ જેનું એવા.
शिव=મોક્ષ.
शर्मन्=સુખ.
शिवशर्मणे=મુક્તિના સુખ માટે.
मतं ( મૂ૦ मत )=મત, સિદ્ધાન્ત.
दधत् ( ધા૦ धा )=ધારણ કરનાર.
असमान=અસાધારણ.
असमाननयान्=સર્વોત્તમ નયોને.
यान=વાહન.
अयानया=અવિદ્યમાન છે વાહન જેને વિષે એવા, વાહન-રહિત.
यतमानं ( ધા૦ यत् )=પ્રયત્ન કરનારૂં.
अय=લાભ, નફો.
अनय=ગેરલાભ, તોટો.
अयतमानं=નહિ પ્રયત્ન કરનારૂં, ઉદાસીન.
अयानयायतमानं=લાભ તેમજ ગેરલાભ તરફ ઉદાસીન.

## શ્લોકાર્થ

### જૈન મતનું પ્રાધાન્ય—

" નિરૂપમ છે મુખ અને ચાલ જેનાં એવી તેમજ ( અશ્વ પ્રમુખ ) વાહન-રહિત એવી (એ) જિન-શ્રેણિએ રચેલો, વળી બહુ માન છે જેનું એવો [ અથવા વિસ્તીર્ણ છે પ્રમાણ જેનું એવો અર્થાત્ અનેક શાસ્ત્રોના પૂરાવાથી પ્રમાણિત ], તથા અસાધારણ નયોને ધારણ કરનારો એવો, તેમજ પ્રયત્ન કરનારો સિદ્ધાન્ત આપણા શિવ-સુખને અર્થે થાઓ. "

અથવા

" અનુપમ છે વદન અને વર્તન જેનાં એવી જિન-પંક્તિએ રચેલો એવો, વળી નયો વડે વિસ્તીર્ણ છે પ્રમાણ જેનું એવો તથા વળી અદ્વિતીય નયોને ધારણ કરનારો, તેમજ લાભ તથા ગેરલાભ તરફ ઉદાસીન રહેનારો એવો ( જૈન ) મત મોક્ષના સુખ માટે થાઓ. "—૧૧

## સ્પષ્ટીકરણ

### જૈન સિદ્ધાન્તમાંના નયોની અનુપમતા; અસાધારણતા—

આ શ્લોકમાં જૈન સિદ્ધાન્ત અદ્વિતીય નયોને ધારણ કરે છે એમ કહેવામાં આવ્યું છે તે ઉપર હવે વિચાર કરવામાં આવે છે. કહેવાની મતલબ એ છે કે અન્ય ( જૈનેતર ) દર્શનકારોના હાથમાં નૈગમાદિક નયો જતાં તે ' દુર્નય ' બને છે, જ્યારે જૈન દર્શનકારના હાથમાં તે ' સુનય ' રહે છે. આનું કારણ એ છે કે એક નય પોતાની મહત્તા જાળવવાને માટે અન્ય નયો તરફ ઉદાસીન ન રહેતાં જો તે નયોનો નિષેધ કરવા તત્પર થઇ જાય, અર્થાત્ જે નયનું જ્યાં સુધીનું ક્ષેત્ર હોય, તે ક્ષેત્રની હદ તે ઓળંગી જાય, તો તે ' સુનય ' મટીને ' દુર્નય ' બને છે. આ હકીકત અન્ય દર્શનો કયા નયોનું એકાન્તતઃ સેવન કરે છે તે તરફ નજર કરવાથી જોઈ શકાશે.

દાખલા તરીકે કણાદ ઋષિનું 'વૈશેષિક' દર્શન અને ગૌતમ ઋષિએ પ્રરૂપેલું 'નૈયાયિક' દર્શન 'નૈગમ' નયમાંથી નીકળેલ છે. આ દર્શનકારો 'સામાન્ય' અને 'વિશેષ'ને સર્વથા પૃથક્ માને છે તેમજ ગુણ અને ગુણી વચ્ચે પણ અત્યંત ભેદભાવ માને છે. આથી કરીને નૈગમ નય તેમના સંબંધમાં તો 'નૈગમાભાસ' બને છે.

કપિલ[1]ઋષિએ પ્રવર્તાવેલ 'સાંખ્ય' દર્શન તેમજ શંકરાચાર્યે સમર્થન કરેલ 'અદ્વૈતવાદ' એ બે દર્શનોની ઉત્પત્તિ 'સંગ્રહ' નયમાંથી થઈ છે. આ બંને મહાત્માઓ 'સામાન્ય' નેજ માને છે અને 'વિશેષ'નો સર્વથા તિરસ્કાર કરે છે. આ પ્રમાણે સંગ્રહ નય આ મહર્ષિઓની સંગતિ કરવાથી 'સંગ્રહાભાસ' બની જાય છે.

બૃહસ્પતિપ્રણીત 'ચાર્વાક' દર્શન 'વ્યવહાર' નયમાંથી ઉદ્ભવેલ છે. આ દર્શનમાં અવાસ્તવિક રીતે દ્રવ્ય અને પર્યાયના વિભાગો કરવામાં આવ્યા છે અને એમાં ઇન્દ્રિય-પ્રત્યક્ષ ઉપર સર્વથા ભાર મૂકવામાં આવ્યો છે. વિશેષમાં એ દર્શન ગત અને અનાગત કાલની સત્તા સ્વીકારતું નથી. આથી કરીને વ્યવહાર નય ચાર્વાકના પરિચયથી 'વ્યવહારાભાસ' બને છે.

ગૌતમ બુદ્ધે[2] પ્રવર્તાવેલું 'બૌદ્ધ' દર્શન 'ઋજુસૂત્ર' નયનું સર્વથા આલંબન લે છે. એ દર્શનમાં દ્રવ્યનો સર્વથા અપલાપ કરવામાં આવ્યો છે અને ફક્ત પર્યાયનીજ સત્તા સ્વીકારવામાં આવી છે. આ દર્શન પણ વર્તમાન કાલનુંજ અસ્તિત્વ માને છે, આથી આ ઋજુસૂત્ર બૌદ્ધના હાથમાં જતાં 'ઋજુસૂત્રાભાસ' બને છે.

બાકીના ત્રણ નયોનું એકાન્તતઃ સેવન કરનારા વૈયાકરણીઓ છે. તેમાં કાલ, લિંગ, ઇત્યાદિના ભેદથી શબ્દોના અર્થમાં સર્વથા ભિન્નતા માનનારાના સંબંધમાં શબ્દ નય 'શબ્દાભાસ' બને છે, એવીજ રીતે વ્યુત્પત્તિમાં ફરક પડવાથી તે શબ્દોના અર્થો તદ્દન જૂદાજ થાય છે એમ માનવું તે 'સમભિરૂઢાભાસ' છે, એજ પ્રમાણે વળી, વ્યુત્પત્તિ-અર્થસૂચકક્રિયા-વિશિષ્ટ વસ્તુનેજ શબ્દ-વાચ્ય સ્વીકારનારા 'એવંભૂતાભાસ'રૂપી ભૂતના પંજામાં સપડાયેલા છે એમ સમજવું ખોટું નથી.

કોઈ પણ વસ્તુ વિષે અંતિમ અભિપ્રાય દર્શાવવા પૂર્વે તે વસ્તુની બન્ને બાજુઓ તપાસવી જોઈએ એવો તો લૌકિક નિયમ પણ છે, તો પછી જ્યારે આત્મા, ઈશ્વર, મુક્તિ ઈત્યાદિ પરત્વેનું કથન કરવું હોય, તો દીર્ઘ-દૃષ્ટિ-પૂર્વક, ખૂબ વિચાર કર્યા બાદ, સર્વ સંયોગોને ધ્યાનમાં લઈને તે કથન કરવું જોઈએ એમાં કહેવુંજ શું ? ટુંકમાં જે દર્શનમાં સાતે નયોને યથાયોગ્ય સ્થાન આપવામાં આવે અને વળી કોઈ પણ નયને તેના મર્યાદિત ક્ષેત્રની બહાર જવા દેવામાં ન આવે,

---

૧ મહાવીરસ્વામીએ પોતાના મરિચી તરીકેના ભવમાં 'ત્રિદંડી'નો વેશ સ્વીકાર્યો હતો. એને કપિલ નામે શિષ્ય હતો. આ શિષ્ય મરીને દેવલોક ગયો અને ત્યાંથી તેણે પોતાના આસુરીનામક શિષ્યને વ્યક્ત-અવ્યક્તની પ્રરૂપણા કરી. આ પ્રરૂપણા એ સાંખ્ય દર્શનની ઉત્પત્તિ છે, એમ જૈનો માને છે.

૨ આને કેટલાક મહાવીરપ્રભુના શિષ્ય ગૌતમસ્વામી ( ઈન્દ્રભૂતિ ) સમજવાની ભૂલ કરી હતી અને તેમ કરીને તેઓએ બૌદ્ધ ધર્મ એ જૈન ધર્મની શાખા છે એમ પણ માન્યું હતું, પરંતુ આ તેમની માન્યતા પાયાવિનાની છે. એવી રીતે જેઓ જૈન ધર્મને બૌદ્ધ ધર્મનો ફાંટો ગણે છે તેઓ પણ ભૂલે છે.

તે દર્શન સર્વમાનનીય બને અને તેમાં અસત્યની ગન્ધ પણ ન આવે, તેમાં નવાઈ ખરી કે? આવું દર્શન તે સત્ય દર્શન છે અને તેજ મુક્તિનો માર્ગ છે. પછી ભલે તે દર્શનના પ્રણેતા બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, બુદ્ધ, વીર, કૃષ્ણ કે ક્રાઈસ્ટ હો તેનો વાંધો નથી. કેમકે આ સંસાર–સાગર તરવાનું એજ અનુપમ નાવ છે કે 'જે સાચુ' તે મારૂં', નહિ કે 'મારૂં તે સાચું.' આથી કરીને એ સૂચન થાય છે કે દરેક દર્શનના અનુયાયીઓ જે પોતાનુંજ દર્શન સત્ય દર્શન હોવાનો દાવો કરે છે તે કેટલે અંશે વ્યાજબી છે તેની ન્યાય-દૃષ્ટિએ તપાસ કરવી આવશ્યક છે. આ પરીક્ષામાં જે ઉત્તીર્ણ થાય તેને બેધડક સત્ય દર્શન કહેવું.

### સિદ્ધાન્તને 'પ્રયત્ન કરનારો' એવું વિશેષણ લગાડવાનું કારણ—

એ તો દેખીતી વાત છે કે કોઈ પણ કાર્ય કરવું હોય, તો તે સંબંધી સમગ્ર સામગ્રીઓ એકત્રિત કરવી જોઇએ[1]. આ સામગ્રીઓના જૈન શાસ્ત્રકારો પાંચ વિભાગો પાડે છે-(૧) કાલ, (૨) સ્વભાવ, (૩) કર્મ, (૪) નિયતિ અને (૫) ઉદ્યમ (પુરૂષાર્થ). આ વાત ધ્યાનમાં આવે તેટલા માટે આ પાંચેનું સ્થૂલ સ્વરૂપ અત્ર વિચારી લઈએ.

### કાલની મહત્તા—

આંબો વાવ્યો કે કેરી ખાવાને મળી જાય એમ બનતું નથી, તેવીજ રીતે રેલ્વેમાં બેઠા કે ધારેલે સ્થળે જઈ પહોંચાતું નથી, પરંતુ અમુક કાલ વ્યતીત થવા દેવો પડે છે. એવીજ રીતે કરેલાં શુભાશુભ કર્મોનું ફળ પણ તેનાં ઉદયકાળમાંજ, નહિકે સત્તા કાળમાં, ભોગવાય છે. આ બધો કાલનો મહિમા છે.

### સ્વભાવની પ્રબલતા—

એ તો સુવિદિત હકીકત છે કે આંબો વાવ્યો હોય તો આંબોજ ઊગે, અર્થાત્ ત્યાં કંઈ બોર ઉત્પન્ન ન થાય. ચોખા વાવીએ અને ઘઉં પેદા થાય એવું બને ખરૂં કે? ત્યારે આ બધો કોનો પ્રતાપ છે? સ્વભાવનો.

### કર્મની પ્રૌઢતા—

સુખ, દુઃખ વિગેરેનો અનુભવ કરાવનાર કર્મના સંબંધમાં તો કહેવુંજ શું? રાજરાજેશ્વર પણ એની આગળ કંઈ હિસાબમાં નથી. એનું શાસન સર્વત્ર ચાલે છે.

### નિયતિની પ્રભુતા—

નિયતિ કહો કે ભાવિભાવ કહો તે એકજ છે. જે બનવાનું હોય તે બને છેજ એ નિયતિનો પ્રભાવ છે. દાખલા તરીકે જોઈનો વરસાદ પડેલો હોવાથી આ વર્ષે ખેતીનો પાક સારો થશે એમ લાગતું હોય એવામાં અણધાર્યો તીડ વિગેરેનો હુમલો થાય અને પાક નષ્ટ થાય, તો તે ભાવિભાવનું પરિણામ છે.

### ઉદ્યમની પ્રધાનતા—

એમાં તો કહેવુંજ શું કે દરેક કાર્યની નિષ્પત્તિનો આધાર ઉદ્યમ ઉપર રહેલો છે. ઉદ્યમ કરવાથી દુષ્કર કાર્ય પણ થઇ શકે છે.

---

૧ આ કથન પણ સ્યાદ્વાદની બલિહારી સૂચવે છે.

આ પ્રમાણે આપણે કાલાદિક પાંચે કારણોની સ્થૂલ રૂપરેખા જોઈ[૧]. કિન્તુ અત્ર એટલું ધ્યાનમાં રાખવું કે આ પાંચે કારણો પોતપોતાના મર્યાદિત ક્ષેત્રમાં રહે, ત્યાં સુધી તે શોભે છે. પરંતુ જ્યારે એમાંથી કોઈ પણ પોતાનોજ 'કક્કો' ખરો કરાવવા તૈયાર થઈ જાય તો તે શોભાસ્પદ નથી. આ વાતનું સૂચન કરવાની ખાતરજ અર્થાત્ એકાન્તતઃ નિયતિવાદને અનુસરનારાને તેમની ભૂલથી વાકેફ કરવાને માટે સિદ્ધાન્તને 'પ્રયત્ન કરનારો' એવું વિશેષણ લગાડ્યું છે. પરંતુ અત્ર કોઈને એવી શંકા ઉપસ્થિત થાય કે શું ભાવિભાવમાં પણ પુરુષાર્થની સહાયથી ફેરફાર થઈ શકે ખરો કે ? આના સમાધાનમાં સમજવું કે હા, તે પણ સંભવે છે, કેમકે નિકાચિત કર્મોજ ભોગવ્યાં વિના છૂટકો નથી. અરે ત્યાં પણ ક્વચિત્ ફેરફાર થઈ શકે છે. શું યશોવિજયજી છવીસમી બત્રીસીમાં કહેતા નથી કે—

" निकाचितानामपि यः, कर्मणां तपसा क्षयः ।
सोऽभिप्रेत्योत्तमं योगमपूर्वकरणोदयम् ॥ " ?

આથી સમજી શકાય છે કે અપૂર્વ તપશ્ચર્યા કરવાથી, આભ્યન્તર તપ તરીકે અપૂર્વકરણ ગુણસ્થાન ઉપર આરૂઢ થવાથી નિકાચિત કર્મ રાજાના કટક (સૈન્ય)ને પણ હરાવી શકાય છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે થોડી ઘણી મહેનત કરતાં કાર્ય ન સર્યું તો હતાશ થવાની જરૂર નથી, કેમકે તેમ કરવાથી તો જીવન પાયમાલ થઈ જાય છે. આત્મામાં અનન્ત બળ રહેલું છે, તો તેને ફોરવવાને દરેક જીવે તૈયાર રહેવું જોઈએ. વિશેષમાં "लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः" અર્થાત્ 'લલાટમાં જે લખાયેલું હોય તેને દૂર કરવાને કોણ શક્તિમાન્ છે', એ સૂત્રનું અવલંબન તો જ્યારે અનેક ઉપાયો કરતાં પણ કાર્ય સિદ્ધ નજ થાય, ત્યારે લેવાનું છે, એ વાત ઉપર પૂરતો ખ્યાલ રાખવાની ખાસ જરૂર છે.

**વ્યાકરણ-વિચાર—**

આ પદ્યમાં 'नः' અને 'आयतमानं' ની સંધિ 'नयायतमानं' કરી છે તે કોઈકને નવાઈ જેવી અને કદાચ અશુદ્ધ પણ જરૂર લાગે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આ સંધિ સિદ્ધાન્તકૌમુદીના નિયમને પણ અનુસરતી છે અને એ વાત તેના 'भोभगोअघोअपूर्वस्य योऽशि' (૮,૩,૧૭) સૂત્ર ઉપરથી જોઈ શકાય છે. વિશેષમાં 'देवाः+इह=देवायिह' એવું ત્યાં દૃષ્ટાન્ત પણ રજુ કરવામાં આવ્યું છે.

**પદ્ય-પરીક્ષા—**

આ પદ્યના તૃતીય ચરણ તરફ દૃષ્ટિપાત કરતાં તે ચરણમાં ૧૩ માત્રા જણાય છે. આથી આ પદ્ય 'आर्यागीति' કેમ કહેવાય એવો સહજ પ્રશ્ન ઉદ્ભવે છે. આના સમાધાનમાં સમજવું કે ચતુર્થ ચરણના પ્રથમ અક્ષરની સાથે તૃતીય ચરણના અંતિમ અક્ષરની સંધિ કરતાં તે ચરણની માત્રા બાર થાય છે અને તેથી તે ચરણ દોષ-યુક્ત નથી. અત્ર સંધિ નહિ કરવાનું કારણ તો આપણે પ્રથમ શ્લોકમાં જોઈ ગયા છીએ.

---

૧ એ ઉમેરવું આવશ્યક સમજાય છે કે આ પાંચ 'સમવાય' કારણના સબંધમા શ્રીવિનયવિજયજીએ વીર જિનેશ્વરનું ૭ ઢાલમાં જે સ્તવન રચ્યુ છે તે વિચારવા જેવું છે.

वज्रशृङ्खलायै प्रणामः—

शृङ्खलभृत् कनकनिभा
या तामसमानमानमानवमहिताम् ।
श्रीवज्रशृङ्खलां कज-
यातामसमानमानमानवमहिताम् ॥ १२ ॥ ३ ॥

—आर्या०

## टीका

शृङ्खलभृदिति । 'शृङ्खलभृत्' शृङ्खलधारिणी । 'कनकनिभा' काञ्चनच्छाया । 'या' देवता 'तां' । 'असमानमानमानवमहितां' असमानः—असाधारणो मानः—पूजा बोधो वा येषां ते असमानमानास्ते च ते मानवाश्च तैर्महिता—पूजिताम् । 'श्रीवज्रशृङ्खलां' वज्रशृङ्खलाभिधानां, 'श्री'-शब्दो महत्त्वप्रतिपादकः पूज्यानामादौ लोके प्रयुज्यते । 'कजयातां' पङ्कजगताम् । 'असमानमानम' असमानं—असाहङ्कारं यथा भवत्येवं आनम—प्रणम । 'अनवमहितां' अवमं—पापं तद् न विद्यते येषां ते अनवमास्तेभ्यो हितां—हितकारिणीम् । इदं वा व्याख्यानं—असमानौ—असदृशौ आनमानौ—प्राणाहंकारौ येषां ते असमानमानाः, ते च ते मानवाश्च तैर्महिताम् । 'असमानं' अनन्यसदृशं यथा भवत्येवम् । आनम । 'अनवमहितां' अनवमस्य हिताम् ॥ १२ ॥

## अवचूरिः

या देवी शृङ्खलाभरणभृत् सुवर्णवर्णा चास्ति तां श्रीवज्रशृङ्खलां वज्रशृङ्खलाभिधानामानम । किंभूताम् । असमानोऽसाधारणो मानः पूजा बोधो वा येषां, अथवा असदृशौ अनमानौ प्राणाहंकारौ येषां ते असमानमानाः ते च मानवाश्च तैर्महिता पूजिता ताम् । कजयातां पङ्कजगताम् । असमानं निरहंकारं यथा स्यात् एवम् । आनम नमस्कुरु । अवमं पापं तन्न विद्यते येषां तेऽनवमास्तेभ्यो हिताम् ॥ १२ ॥

## अन्वयः

या शृङ्खल-भृत् कनक-निभा ( च वर्तते ), तां अ-समान [ अथवा असम-अन ( आन ) ] -मान-मानव-महितां, कज-यातां, अन्-अवम-हितां श्री-वज्रशृङ्खलां अ-स-मानं ( अथवा अ-समानं ) आनम ।

## શબ્દાર્થ

शृङ्खल=શૃંખલા, સાંકળ.
भृ=ધારણ કરવું.
शृङ्खलभृत्=સાંકળને ધારણ કરનારી.
कनक=સુવર્ણ, સોનું.
निभ=(૧) પ્રભા; (૨) તુલ્ય, જેવી.
कनकनिभा=(૧) કનકના જેવી પ્રભા છે જેની એવી; (૨) સુવર્ણના જેવી.
या ( मू० यद् )=જે.
तां ( मू० तद् )=તેને.
अन=પ્રાણ.



वज्रशृंखला.

निर्वाणकलिकायाम्—

"वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खला-
न्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति।"

नि सा प्रेस

आन=પ્રાણ.
मान=બોધ
मानव=માનવ, મનુષ્ય.
महित ( ધા० मह् )=પૂજાયેલ.
असमानमानमानवमहितां=(૧) અસાધારણ બોધ છે જેમને એવા અથવા અલૌકિક સત્કાર પામેલા એવા મનુષ્યો વડે પૂજાયેલીને, (૨) સર્વોત્તમ છે પ્રાણ અને માન જેમનાં એવા માનવો વડે પૂજાયેલી.
श्री=માનાર્થવાચક, મહત્ત્વ-પ્રરૂપક શબ્દ.
वज्रशृङ्खला=વજ્રશૃંખલા (દેવી).
श्रीवज्रशृङ्खलां=શ્રીવજ્રશૃંખલાને.
कज=કમલ.
यात=( ધા० या )=પ્રાપ્ત થયેલી.
कजयातां=કમલને પ્રાપ્ત થયેલી અર્થાત્ કમલ ઉપર બેઠેલી.
स-मान=ગર્વ-સહિત.
असमानं=(૧) માન મૂકી દઇને, ગર્વ ત્યજી દઇને, (૨) અનુપમ રીતે.
आनम (ધા० नम्)=અત્યંત નમસ્કાર કર.
अवम=પાપ.
अनवम=પાપ-રહિત, પુણ્યશાલી.
हित=હિતકારી, કલ્યાણકારી.
अनवमहितां=પુણ્યશાલીને હિતકારી.

## શ્લોકાર્થ

### શ્રીવજ્રશૃંખલાને પ્રણામ—

" જે (દેવી) શૃંખલા( રૂપી આભૂષણ )ને ધારણ કરે છે તથા વળી જે સુવર્ણના જેવી સુશોભિત છે, તે શ્રીવજ્રશૃંખલા દેવીને કે જે દેવી, અસાધારણ બોધ છે જેમને એવા [ અથવા અલૌકિક છે પ્રાણ અને માન જેમનાં એવા ] મનુષ્યો વડે પૂજાયેલી છે તથા જે કમલમાં નિવાસ કરે છે તેમજ જે પાપ-રહિત ( જીવો )ને કલ્યાણકારી છે તેને ( હે ભવ્ય-જન ! ) તું ગર્વ ત્યજી દઇને [ અથવા અનુપમ રીતે ] અત્યંત નમસ્કાર કર. "—૧૨

## સ્પષ્ટીકરણ

### વજ્રશૃંખલા દેવીનું સ્વરૂપ—

'દુષ્ટ જનોને દમન કરવાને માટે વજ્ર જેવી દુર્ભેદ્ય શૃંખલાને જે હસ્તમાં ધારણ કરે છે, તે વજ્રશૃંખલા' એ વજ્રશૃંખલાનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ એક વિદ્યા-દેવી છે. આ દેવી એક હાથમાં શૃંખલાને ધારણ કરે છે અને બીજા હાથમાં ગદા રાખે છે. વળી તે કનકસમાન પીતવર્ણી છે અને પદ્મ એ એનું આસન છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે:—

" सशृङ्खलगदाहस्ता, कनकप्रभविग्रहा ।
पद्मासनस्था श्रीवज्र-शृङ्खला हन्तु नः खलान् ॥ "

—આચારદિનકર, પત્રાંક ૧૬૧.

નિર્વાણ-કલિકામાં તો આ દેવીના સંબંધમાં જુદો ઉલ્લેખ છે. ત્યાં તો કહ્યું છે કે " तथा वज्रशृङ्खलां शङ्खावदातां पद्मवाहनां चतुर्भुजां वरदशृङ्खलान्वितदक्षिणकरां पद्मशृङ्खलाधिष्ठितवामकरां चेति " અર્થાત્ વજ્રશૃંખલા દેવી શંખના જેવી શુદ્ધ છે અને તેને પદ્મનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શૃંખલાથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ પદ્મ અને શૃંખલાથી અલંકૃત છે.

## ४ श्रीअभिनन्दनजिनस्तुतयः

अथ अभिनन्दनस्य प्रार्थना—

त्वमशुभान्यभिनन्दन ! नन्दिता-<br>
ऽसुरवधूनयनः परमोदरः ।<br>
स्मरकरीन्द्रविदारणकेसरिन् !<br>
सुरव ! धूनय नः परमोऽदरः ॥ १३ ॥

—द्रुतविलम्बितम्

### टीका

त्वमिति । 'त्वं' 'अशुभानि' पापानि 'अभिनन्दन !' । 'नन्दितासुरवधूनयनः' नन्दितानि असुरवधूनां नयनानि येन सः । अथवा 'नन्दितासुः' आनन्दितप्राणः, प्राणिनामिति अर्थाद् गम्यते, अथवा धर्मधर्मिणोः कथंचिदभेदादसुशब्देन असुमन्त एवोच्यन्ते; 'अवधू-नयनः' न वधूषु नयने यस्य सः । 'परमोदरः' परेभ्यो मोदरो-हर्षदः । 'स्मरकरीन्द्रविदारणकेसरिन् !' स्मर एव करीन्द्रस्तस्य विदारणे केसरिन्-सिंह ! । 'सुरव !' चारुध्वने ! । 'धूनय' कम्पय । 'नः' अस्माकम् । 'परमोऽदरः' परमः-उत्कृष्टः अदरः-निर्भयः । अथवा परमं उदरं यस्य सः यतएव केसरी अतः सुरवः परमोदरश्चेति विशेषितः । हे अभिनन्दन ! जिन ! त्वं अशुभानि धूनय इति योगः ॥ १३ ॥

### अवचूरिः

हे अभिनन्दन जिन, त्वमशुभान्यशिवान्यकल्याणान्यपुण्यानि वा नोऽस्माकं धूनय कम्पय विनाशय । किंभूतः । नन्दिता असवः प्राणाः प्राणिनां येन । अथवा धर्मधर्मिणोः कथंचिदभेदादसुशब्देनासुमन्त एवोच्यन्ते । तथा न वधूषु नयने यस्य स तथा । यद्वा नन्दितानि असुरवधूनयनानि येन सः । तथा परेभ्यो मोदं राति ददाति यः । यद्वा परमुदरं यस्य । हे सुरव, जगदाह्लादित्वात् वर्यदेशनाध्वने ! । परमः प्रधानः । अदरो निर्भयश्च ॥ १३ ॥

### अन्वयः

(हे) स्मर-करिन्-इन्द्र-विदारण-केसरिन् ! सु-रव ! अभिनन्दन ! नन्दित-असुः, अ-वधू-नयनः (अथवा नन्दित-असुर-वधू-नयनः), परम-उदरः (अथवा पर-मोद-रः), परमः, अ-दरः त्वं नः अशुभानि धूनय ।

## શબ્દાર્થ

त्वं ( મૂ૦ युष्मद् )=તું.
अशुभानि ( મૂ૦ अशुभ )=અશુભોને, પાપોને.
अभिनन्दन=હે અભિનન્દન નાથ ! ચોથા તીર્થંકર !
नन्दित ( ધા૦ नन्द् )=ખુશી કરેલ.
असु=પ્રાણ.
नन्दितासुः=ખુશી કર્યા છે પ્રાણોને અર્થાત્ પ્રાણીઓને[1] જેણે એવા.
वधू=સ્ત્રી, પ્રમદા, લલના.
नयन=નેત્ર, આંખ.
अवधूनयनः=સ્ત્રી તરફ (ખેંચાયેલાં) નથી નેત્રો જેનાં એવા.
नन्दितासुरवधूनयनः=આનંદિત કરી છે અસુરોની અબલાઓની આંખોને જેણે એવા.
परम=સર્વોત્કૃષ્ટ, શ્રેષ્ઠ.
उदर=ઉદર, પેટ.
परमोदरः=શ્રેષ્ઠ ઉદરવાળા.
मोद=હર્ષ, આનંદ.
रा=આપવું.
परमोदर=ઉત્કૃષ્ટ હર્ષને અર્પણ કરનારા, અત્યંત આનંદ ઉપજાવનારા.
स्मर[2]=કંદર્પ, મદન, રતિ-પતિ.
करिन्=કુંજર, હાથી.
इन्द्र=ઉત્તમ.
करीन्द्र=ગજરાજ.
विदारण=સંહાર.
केसरिन्=સિંહ.
स्मरकरीन्द्रविदारणकेसरिन् !=હે કંદર્પરૂપી ગજરાજને મારી હઠાવવામાં સિંહ (સમાન)!
सु=શ્રેષ્ઠતાસૂચક અવ્યય.
सुरव !=હે સુસ્વરવાળા !
धूनय( ધા૦ धू )=નષ્ટ કર, દૂર કર.
परमः (મૂ૦परम)=શ્રેષ્ઠ, પ્રધાન.
दर=ભય.
अदरः=અવિદ્યમાન છે ભય જેને વિષે તે, નિર્ભય.

## શ્લોકાર્થ

**અભિનન્દનનાથને પ્રાર્થના—**

" હે કંદર્પ રૂપી ગજરાજનો સંહાર કરવામાં સિંહ ( સમાન ) ! હે મધુર ધ્વનિવાળા ( ચતુર્થ તીર્થંકર ) ! હે અભિનન્દન ( નાથ ) ! પ્રાણને ( અર્થાત્ પ્રાણીઓને[1] ) પ્રમોદિત કર્યા છે જેણે એવો તેમજ જેની દૃષ્ટિ સ્ત્રીઓ તરફ ખેંચાતી નથી એવો [ અથવા આનંદ પમાડ્યો છે અસુરોની અબલાઓનાં નેત્રોને જેણે એવો ], વળી સર્વોત્કૃષ્ટ છે ઉદર જેનું એવો [ અથવા ( જીવોને ) અત્યંત આનંદ ઉપજાવનારો ], તેમજ શ્રેષ્ઠ તથા નિર્ભય એવો તું અમારાં પાપોનો-અમંગલકારી કર્મનો નાશ કર. "—૧૩

૧ 'પ્રાણને અર્થાત્ પ્રાણીઓને' એમ કહેવાનું કારણ એ છે કે ગુણ અને ગુણી વચ્ચે કદાચિત્ અભિન્નતા પણ રહેલી છે. કેમકે શું ગુણી વિના ગુણ એકલો કોઈ પણ સ્થળે વિદ્યમાન હોઇ શકે છે કે ? દાખલા તરીકે શુક્લ વર્ણ જોઇતો હોય, તો શુક્લવર્ણી વસ્તુમાંજ મળી શકશે. પરંતુ તે પૃથક્ તો નહિજ મળે, આ વાત તો આબાલગોપાલ પ્રસિદ્ધ છે.

૨ स्मरत्यनेन स्मर: ।

## સ્પષ્ટીકરણ

**શ્રીઅભિનન્દન—**

આ જૈનોના ચોથા તીર્થંકરનો જન્મ **અયોધ્યા** નગરીમાં થયો હતો. **સિદ્ધાર્થા** રાણી અને **સંવર** રાજા તેમનાં માત-પિતા થતા હતાં. તેમનો સુવર્ણવર્ણી તેમજ ત્રણસે ધનુષ્ય-પ્રમાણ દેહ વાનરના લાંછનથી વિશેષતઃ શોભતો હતો. ભોગ-ફલ-કર્માનુસાર તેમણે પણ લગ્ન-ગાંઠથી બંધાવું પડયું હતું. અંતમાં ગૃહ-વાસનો ત્યાગ કરી અનુપમ ચારિત્ર ગ્રહણ કરી, તીર્થંકરને યોગ્ય કાર્ય કરી, પચાસ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ મોક્ષે સિધાવ્યા.

**તીર્થંકરોનો ધ્વનિ—**

અત્ર **અભિનન્દન** નાથને 'સુરવ' અર્થાત્ 'દિવ્ય ધ્વનિ[1]વાળા' કહ્યા છે, પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આ વિશેષણ તો સમસ્ત તીર્થંકરોને લાગુ પડે છે; કેમકે પ્રત્યેક તીર્થંકરની વાણી અમૃતસમાન મધુર એક યોજન પર્યંત સંભળાય તેવી, દરેક જીવને રૂચિકર, ઇત્યાદિ અનેક ગુણોએ વિશિષ્ટ છે. શાસ્ત્રમાં તેને સામાન્યતઃ (૩૫) ગુણે સહિત વર્ણવવામાં આવે છે.. આ પાંત્રીસ ગુણો સંબંધી માહિતી **અભિધાનચિન્તામણિ** ( પ્રથમ કાણ્ડ, શ્લોકાંક ૬૫-૭૧ ) માંથી મળી શકશે. ગ્રન્થ-ગૌરવના ભયથી અત્ર તેનો ઉલ્લેખ કરવામાં આવતો નથી. તીર્થંકરની વાણી વિવિધ ગુણોથી વિશિષ્ટ હોવાને લઇને તો મુમુક્ષુ જનોને અતિ હિતકારી થઈ પડે છે. આ સંબંધમાં **શ્રીસિદ્ધસેનદિવાકરે** કેવા વિચારો દર્શાવ્યા છે, તે તેમની **કલ્યાણમંદિરસ્તોત્ર** નામની અલૌકિક કૃતિના નીચેના શ્લોક ઉપરથી જોઇ શકાય છે.

"स्थाने गभीरहृदयोदधिसम्भवायाः
पीयूषतां तव गिरः समुदीरयन्ति ।
पीत्वा यतः परमसंमदसङ्गभाजो
भव्या व्रजन्ति तरसाऽप्यजरामरत्वम् ॥"—वसंततिलका

—૨૧ શ્લોકાંક.

અર્થાત્—હે નાથ! ગંભીર હૃદયરૂપી સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી તમારી વાણી અમૃત-સમાન છે એમ જે કહેવામાં આવે છે તે યુક્ત છે; કારણ કે જેમ અમૃતનું પાન કરવાથી અજરામર થવાય છે, તેવીજ રીતે તમારી વાણીરૂપી સુધાનું અત્યંત હર્ષભર પાન કરીને ભવ્ય જનો પણ સત્વર અજરામર પદ મેળવવા ભાગ્યશાલી બને છે.

હવે આ વાણીના સંબંધમાં એટલુંજ નિવેદન કરવું બાકી છે કે **દિગમ્બરો** આવી વાણી પ્રભુના મુખમાંથી બહાર નીકળતી નથી, પરંતુ એકાએક તેમના મસ્તકમાંથી આવો દિવ્ય ધ્વનિ બહાર પડે છે, એમ માને છે.

**શ્રીઅભિનન્દનને આપેલી સિંહની ઉપમા—**

આ પદ્યમાં **અભિનન્દન** નાથને સિંહની ઉપમા આપી તે યથાર્થ છે, કેમકે તેમનું ઉદર સિંહસમાન છે, વળી તેમનો ધ્વનિ સિંહની ગર્જનાથી કંઈ ઉતરે તેમ નથી તેમજ વળી જેમ

---

૧ દિવ્ય ધ્વનિ એ આઠ પ્રાતિહાર્યો પૈકી એક છે.

સિંહ વનનો રાજા છે, તેમ તે ત્રિભુવનના સ્વામી છે. વિશેષમાં કંદર્પરૂપી કુંજરનો સંહાર કરવામાં તો તેઓ સિંહ કરતાં પણ ચડિયાતા છે, કેમકે સિંહ તો વર્ષમાં એક વાર પણ વિષય-સેવન કરે છે, જ્યારે તીર્થંકર તો તેને સર્વથા તિલાંજલિ આપે છે.

**વૃત્ત-વિચાર—**

આ શ્લોક અને ત્યાર પછીના ત્રણ શ્લોકો પણ **દ્રુતવિલંબિત** નામના સમવૃત્તમાં રચાયેલા છે. **દ્રુતવિલંબિત**નું લક્ષણ એ છે કે—

"द्रुतविलम्बितमाह नभौ भरौ"

—વૃત્તરત્નાકર.

અર્થાત્ આ વૃત્તમાં ન, ભ, ભ અને ર એમ ચાર ગણો એટલે બાર અક્ષરો છે.[1]

| त्व म शु | मान् य भि | नन् द न | नन् दि ता |
|---|---|---|---|
| ⏑ ⏑ ⏑ | — ⏑ ⏑ | — ⏑ ⏑ | — ⏑ — |
| न | भ | भ | र |

**समग्रजिनेश्वराणामभ्यर्थना—**

जिनवराः ! प्रयतध्वमितामया
मम तमोहरणाय महारिणः ।
प्रदधतो भुवि विश्वजनीनताम्
अमतमोहरणा यमहारिणः ॥ १४ ॥

## टीका

जिनवरा इति । 'जिनवराः' जिनवरेन्द्राः । 'प्रयतध्वं' प्रयत्नं कुरुध्वम् । 'इतामया' गतरोगाः । 'मम तमोहरणाय' मे अज्ञानापनयनार्थम् । 'महारिणः' महान्ति अरीणि–चक्राणि धर्मचक्रलक्षणानि येषां ते । 'प्रदधतो' धारयतः, धारयन्तो वा । 'भुवि' पृथिव्याम् ।

---

१ શ્રુત-બોધ પ્રમાણે દ્રુતવિલમ્બિતનું લક્ષણ નીચે મુજબ છે—

"अयि कृशोदरि! यत्र चतुर्थकं
गुरु च सप्तमकं दशमं तथा ।
विरतिजं च तथैव विचक्षणै–
'र्द्रुतविलम्बित'मित्युपदिश्यते ॥"

અર્થાત્—હે કૃશોદરી! જે પદ્યના ચોથા, સાતમા તથા દશમા તેમજ બારમા અક્ષરો દીર્ઘ હોય, તેને પંડિતો 'દ્રુતવિલમ્બિત' કહે છે.

'विश्वजनीनतां' सकलजनहिततत्वम् । 'अमतमोहरणा' न मतौ-नाभिमेतौ मोहरणौ-अज्ञान-सङ्ग्रामौ येषां ते । 'यमहारिणः' मृत्युहरणशीलाः । अथवा मतमोहो-दर्शनमूढत्वं तस्माद् रणः-कलहो वादलक्षणो न विद्यते येषां ते अमतमोहरणाः । 'यमहारिणः' यमाः-अहिंसासत्यास्तेय-ब्रह्मचर्याहारलाघवलक्षणास्तै हारिणो-मनोहराः येषां ते यमहारिणः । हे जिनवराः! मम तमो-हरणाय प्रयतध्वमित्यन्वयः ॥ १४ ॥

## अवचूरिः

हे जिनवराः ! मम तमोहरणायाज्ञानापगमाय यूयं प्रयतध्वं प्रयत्नं कुरुध्वम् । किंभूताः । इतामया गतरोगाः । पुनः किंभूताः । महान्ति अरीणि चक्राणि धर्मचक्रलक्षणानि येषां ते । किं कुर्वाणाः । दधानाः पृथिव्यां विष्टपजनहितत्वम् । अमतावनभिमेतौ मोहसङ्ग्रामौ येषां ते । यमहारिणो मृत्युहरण-शीलाः । यद्वा यमानि महाव्रतानि तैर्मनोहराः ॥ १४ ॥

## अन्वयः

( हे ) जिन-वराः ! इत-आमयाः, महत्-अरिणः, भुवि विश्व-जनीनतां प्रदधतः, अ-मत-मोह-रणाः, यम-हारिणः ( यूयं ) मम तमस्-हरणाय प्रयतध्वम् ।

## શબ્દાર્થ

वर=ઉત્તમ.
जिनवराः! ( मू० जिन-वर )=હે જિનેશ્વરો, હે તીર્થંકરો !
प्रयतध्वम् (धा० यत् )=તમે પ્રયત્ન કરો.
इत ( धा० इ )=ગયેલા.
आमय=રોગ.
इतामयाः=ગયા છે રોગો જેમના એવા.
मम ( मू०अस्मद् )=મારા.
तमस्=અજ્ઞાન.
हरण=દૂર કરવું.
तमोहरणाय=અજ્ઞાનને દૂર કરવાને માટે.
अरिन्=ચક્ર, ધર્મ-ચક્ર.
महारिणः=મહાન્ ધર્મ-ચક્ર છે જેમની પાસે એવા.
प्रदधतः ( धा० धा )=ધારણ કરનારા.
भुवि ( मू० भू )=પૃથ્વીને વિષે.
विश्व=(૧) વિશ્વ; (૨) સમસ્ત.
जनीनता=મનુષ્ય-જાતિનું હિત.
विश्वजनीनतां=સમસ્ત મનુષ્ય-જાતિના હિતને.
मत (धा०मन्)=(૧)માન્ય, સ્વીકારેલ; (૨)દર્શન.
मोह=મોહ, અજ્ઞાન.
रण=(૧)સંગ્રામ, લડાઈ; (૨) કલહ.
अमतमोहरणाः=(૧) અસંમત છે મોહ અને સંગ્રામ જેમને એવા; (૨) અમાન્ય છે મોહને લીધે થતી લડાઈઓ જેમને એવા; (૩) અવિદ્યમાન છે દર્શનના મોહને લીધે થતો ( વાદરૂપી ) કલહ જેમને વિષે એવા.
यम=(૧) મૃત્યુ; (૨) મહાવ્રત ( યોગનાં આઠ અંગો[1]માંનું પ્રથમ અંગ ).
हारिन्=(૧) હરનારા; (૨) મનોહર.
यमहारिणः=(૧) મૃત્યુને હરનારા; (૨) મહાવ્રત ( ની પાલના ) વડે મનોહર.

---

१-५ यद्येतानि सर्वाण्यपि विशेषणानि संबोधनपुरस्कारेण व्याख्यायन्ते, तथापि न्याय्यमेव ।

૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે.

## શ્લોકાર્થ

### સમસ્ત જિનેશ્વરોને પ્રાર્થના—

"હે જિનેશ્વરો ! ગયા છે રોગો જેમના (અથવા જેમનાથી) એવા[1], વળી મહાન્ (ધર્મ-) ચક્ર છે જેમની પાસે એવા[2], તથા પૃથ્વીને વિષે સમસ્ત માનવ-જાતિના હિતને ધારણ કરનારા[3] (અર્થાત્ સમગ્ર બ્રહ્માણ્ડના બંધુ) એવા, તેમજ અમાન્ય છે મોહ અને સંગ્રામ જેમને એવા[4] [અથવા અસંમત છે સ્નેહના સંગ્રામો જેમને એવા અથવા અવિદ્યમાન છે દર્શનના મોહ (મિથ્યાભિનિવેશ)ને લઇને થતો (વાદરૂપી) કલહ જેમને વિષે એવા[5]], અને વળી મૃત્યુનો અંત આણનારા [અથવા મહાવ્રતાદિક (ની પાલના) વડે મનોહર] એવા[6] તમે મારા અજ્ઞાનને દૂર કરવા પ્રયાસ કરો."—૧૪

## સ્પષ્ટીકરણ

### જિનેશ્વરોનું વિશ્વબંધુત્વ—

આ શ્લોકમાં જિનવરોને સર્વ જનને હિતકારી તરીકે ઓળખાવ્યા છે, તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. કેમકે તીર્થંકર તરીકે જન્મ લે તે પૂર્વેના બીજા ભવમાં, (આગળ ઉપર) તીર્થંકર તરીકે ઉત્પન્ન થનારો જીવ 'સવિ જીવ કરૂં શાસનરસી' એવી અપૂર્વ અને ઉત્તમ ભાવના ભાવે છે. (અને તેમ કરીને તીર્થંકર-નામ-કર્મ બાંધે છે.) આ પ્રમાણે ત્રણ ત્રણ ભવો થયાં જગત્નું કલ્યાણ કરવાની તીવ્ર ઉત્કણ્ઠા રાખનારી વ્યક્તિ તીર્થંકરત્વ પ્રાપ્ત કર્યા બાદ તે ભાવનાને વધારે પુષ્ટ બનાવે તો તેમાં નવાઈ ખરી કે ?

વળી એ પણ કયાં અજાણ્યું છે કે—

"अयं निजः परो वेति, गणना लघुचतसाम् ।
उदारचरितानां तु, वसुधैव कुटुम्बकम् ॥"

### તીર્થંકરનું અલૌકિક ગુરૂત્વ—

આ શ્લોકમાં તીર્થંકરોને મૃત્યુનો અંત આણનારા કહ્યા છે, તે ઉપરથી એમ સમજવાનું છે કે તેઓ પોતે સંસાર-સાગર તરી જાય છે એટલુંજ નહિ, પણ અન્ય જીવોને સત્ય માર્ગે લાવીને તેમને પણ તેઓ તારે છે. વળી એ તો દેખીતી વાત છે કે સંસાર-સાગર તરી ગયા અર્થાત્ મુક્તિ મળી ગઈ કે પછી જન્મ-મરણના ફેરા ફરવા પડતા નથી, એટલે કે યમરાજનુંજ જાણે મૃત્યુ થાય છે.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ જોઈ શકાય છે કે તીર્થંકર સાધારણ ગુરૂ નથી, પરંતુ તે સર્વોત્તમ ગુરૂ છે, કેમકે તે પોતે પણ મૃત્યુનો પરાજય કરે છે અને અન્ય જનોને પણ તેમ કરતાં શીખવે છે. અર્થાત્ તે સ્વયં સંસાર-સાગર તરી જાય છે અને વળી અન્ય જીવોને પણ

---

૧-૬ આ બધાં વિશેષણો સંબોધનના અર્થમાં પણ ઘટાવી શકાય તેમ છે.

તારે છે.[1] આ પ્રસંગે શાસ્ત્રમાં બતાવેલા ત્રણ પ્રકારના ગુરૂઓનું દિગ્-દર્શન કરવું અનાવશ્યક નહિ ગણાય.

(૧) પોતે ડૂબે અને અન્યને પણ ડૂબાડે એ એક પ્રકારના ગુરૂ છે. (આને ગુરૂ ન કહેતાં કુગુરૂ કહેવા તે વધારે ઉચિત ગણાય.) આવા ગુરૂને પત્થરની ઉપમા આપી શકાય, કેમકે પત્થર જાતે પણ જલમાં તરી શકતો નથી તેમજ જે એનો આધાર લે તેને પણ તે તારી શકતો નથી. એ તો જગજાહેર હકીકત છે કે સ્વયં ભ્રષ્ટ હોઈ કરીને અન્યને પણ ભ્રષ્ટ કરવામાં પાછી પાની નહિ કરનારા, અન્યને પણ અધોગતિમાં પટકનારા ગુરૂઓએ તો જન-સમાજની દુર્દશા કરવામાં અગ્ર ભાગ ભજવ્યો છે. આવા ગુરૂઓને નવ ગજના નમસ્કાર હોજો.

(૨) પોતે તરે પણ અન્યને ન તારી શકે એ બીજા પ્રકારના ગુરૂ છે. આ ગુરૂઓને પાંદડાની સાથે સરખાવી શકાય તેમ છે. કારણકે પાંદડું સ્વયં તો જલમાં તરી શકે છે, પરંતુ તેનામાં બીજાને સાથે લઈ તરવાની શક્તિ નથી. આ પ્રકારના ગુરૂઓ આત્મ-કલ્યાણ કરી શકે છે, કિન્તુ અન્ય જીવોને સન્માર્ગે દોરી જવા અશકય છે. છતાં પણ તે ઉપર્યુક્ત ગુરૂઓ કરતાં હજાર દરજ્જે પ્રશંસનીય છે.

(૩) પોતે તરે અને પરને પણ તારે તે ત્રીજા પ્રકારના યાને ઉત્તમ કોટિના ગુરૂઓ છે. આ ગુરૂઓને કાષ્ઠના નાવની ઉપમા આપવી યથાર્થ છે. એનું કારણ એ છે કે જેમ કાષ્ઠનું નાવ જાતે પણ જલમાં તરે છે અને નાવનો આશ્રય કરનારાને પણ તે તારે છે, તેમ આવા ગુરૂઓ પોતે પણ ભવ-સમુદ્ર તરી જાય છે અને અન્યને પણ સન્માર્ગનો બોધ કરાવી તેને પણ તારે છે[2].

વિશેષમાં તીર્થંકર આશ્રીને 'મહાવ્રતાદિકની પાલનાથી મનોહર' એવું વિશેષણ વાપરીને પણ તેનું સર્વોત્તમ ગુરૂત્વ પ્રદર્શિત કર્યું છે. કેમકે કેટલાક ગુરૂઓ એવા હોય છે કે શિષ્ય-વર્ગને તપ, જપ, નિયમ વિગેરે કરવાનું ફરમાવે અને પોતે તો માલ-મલીદા ઉડાવે, મોજ-શોખ કરવામાં કચ્ચાસ ન રાખે; ટુંકમાં સર્વ ઇન્દ્રિયોને યથેચ્છ રીતે વર્તવા દે. તીર્થંકરો તો પોતે જે જે ક્રિયાઓ અમલમાં મૂકે છે, તેનીજ પ્રરૂપણા કરે છે-પોતાનો સ્વાનુભાવજ પ્રદર્શિત કરે છે.

### અહિંસાદિક મહાવ્રત—

જૈનશાસ્ત્રમાં યમના અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એમ પાંચ ભેદો પાડવામાં આવ્યા છે અર્થાત્ પંચ મહાવ્રતો બતાવવામાં આવ્યાં છે. આ મહાવ્રતોનાં લક્ષણો તેમજ તેનાં સ્વરૂપ સર્વ જનોને વિદિત હોવાથી તેનું પુનર્દર્શન અત્ર કરાવવાની જરૂર નથી. પરંતુ એટલું તો કહેવું પડશે કે **અહિંસા એ સર્વમાન્ય ધર્મ છે.** અરે ખાસ એ જૈનોનોજ ધર્મ નથી; પરંતુ હિંદુઓનો પણ એ ધર્મ છે.[3]

---

૧ સરખાવો 'નમુથ્થુણં'માં યાને શક્રસ્તવમાં જિનેશ્વર પરત્વે વાપરેલાં વિશેષણો '*तिन्नाणं*,' '*तारयाणं*.'

૨ રત્નના દષ્ટાંતાનુસાર ગુરૂના ચાર પ્રકાર પડી શકે છે; આ ગુરૂ-ચતુર્ભંગીની માહિતી માટે જુઓ ઉપદેશ-રત્નાકર (પત્રાંક ૪૫).

૩ એ ઉમેરવું જરૂરી સમજાય છે કે હેતુ, સ્વરૂપ, ફલ, અનુબન્ધ, વિધાન, ભાવના ઇત્યાદિ દ્વારા અહિંસાનું વિશિષ્ટ સ્વરૂપ તો જૈન દર્શનમાંજ નજરે પડે છે.

મહાભારતમાં કહ્યું છે કે—

"सर्वे वेदा न तत् कुर्युः, सर्वे यज्ञाश्च भारत !।
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणिनां दया ॥"

—શાન્તિપર્વ.

અર્થાત્—"હે ભારત ! બધા વેદો, સર્વે યજ્ઞો અને સમસ્ત તીર્થાભિષેકોનું જે ફળ છે, તે ફળ જીવ-દયાના ફળ આગળ કંઈ હિસાબમાં નથી."

અનુશાસન પર્વમાં તો ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે—

"अहिंसा परमो धर्मस्तथाऽहिंसा परो दमः।
अहिंसा परमं दानमहिंसा परमं तपः ॥"

... ... ... ... ... ...
... ... ... ... ... ...
... ... ... ... ... ...
... ... ... ... ... ...

—૧૧૬ મો અધ્યાય, ૩૭-૪૧

હવે આ તો જૈનોની અને હિંદુઓની વાત કહી. પરંતુ ખુદ મુસલમાનોને પણ તેના ધર્મનાં પુસ્તકો અહિંસાનું પાલન કરવા ફરમાવે છે. કુરાને શરીફમાં (સુરાઉલમાયદ સિપારા, મંજલ ૩, આયત ૩ માં) ત્યાં સુધી ફરમાન કરવામાં આવ્યું છે કે—

"મક્કામાં તેની હદ સુધીમાં પ્રાણિ-વધ કરવો નહિ અને મક્કાની હજ (યાત્રા) કરવા નીકળેલાએ ઘેરથી નીકળે ત્યારથી લઈને તે યાત્રા કરીને તે પાછો ફરે, ત્યાં સુધી કોઈ પણ જાનવરને મારવો નહિ."

આવી રીતે પારસી અને ખ્રિસ્તિ ધર્મમાં પણ અનેક સ્થળે અહિંસાની પુષ્ટિનાં ઉદાહરણો મળી આવે છે. આ ઉપરથી સમજી શકાય છે કે "अहिंसा परमो धर्मः" એ સિદ્ધાન્ત કંઈ જૈનોના ઘરનો નથી, પરંતુ એ તો સમસ્ત બ્રહ્માંડ સ્વીકારેલ અને તેને સ્વીકારવા યોગ્ય સિદ્ધાન્ત છે[1].

સત્ય—

જોકે સત્યનું સ્વરૂપ જાણીતું છે, તથાપિ તે સંબંધે બે બોલ કહેવાની આવશ્યકતા રહેલી છે.

સત્યનો અર્થ સાચું બોલવું એટલોજ નથી, પરંતુ સ્વ-પર ઉપર ઉપકાર થાય-કોઈને પણ હાનિ ન પહોંચે એવું વચન બોલવું એનું નામ 'સત્ય' છે. કહેવાની મતલબ એ છે કે જે વચન બોલવાથી અન્ય જીવનો વધ થવાનો પ્રસંગ આવે કે કોઈના હૃદયમાં દુઃખ ઉપજે, તો તે સત્ય વચન પણ નજ બોલવું.[2] આ વાતની તો મનુસ્મૃતિ પણ સાક્ષી પૂરે છે. ત્યાં કહ્યું છે કે—

૧ અહિંસાના વિશિષ્ટ સ્વરૂપ સારૂ જુઓ પ્રશ્ન-વ્યાકરણ તથા અહિંસા-દિગ્દર્શન.

૨ સરખાવો—

उक्तेऽनृते भवेद् यत्र, प्राणिनां प्राणरक्षणम्।
अनृतं तत्र सत्यं स्यात्, सत्यमप्यनृतं भवेत् ॥

—મહાભારત, બહુલોપાખ્યાન.

"सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्, न ब्रूयात् सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयाद्, एष धर्मः सनातनः ॥"

—ચતુર્થ અધ્યાય.

અર્થાત્—"સત્ય બોલવું, પ્રિય બોલવું, કિન્તુ સત્ય હોઈ કરીને પણ અપ્રિય હોય તે ન બોલવું, તેમજ પ્રિય હોઇને અસત્ય ન બોલવું."

દશવૈકાલિક સૂત્રમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે—

"तहेव काणं काणत्ति, पंडगं पंडगत्ति वा ।
वाहिअं वावि रोगित्ति, तेणं चोरत्ति नो वए" ॥[1]

—સપ્તમ અધ્યયન, દ્વિતીય ઉદ્દેશ, ૧૨ મી ગાથા.

અર્થાત્—"કાણાને કાણો, નપુંસકને નપુંસક, વ્યાધિગ્રસ્તને રોગી અને ચોરને ચોર (કહેવાથી તે જીવને દુઃખ ઉત્પન્ન થતું હોવાથી) એવું વચન બોલવું નહિ."

આ ઉપરથી સાર એ નીકળે છે કે 'सद्भ्यो हितं सत्यम्' અર્થાત્ સજ્જનોને જે હિતકારી હોય તેજ 'સત્ય' કહેવાય છે.

અચૌર્ય—

આ વ્રતના સંબંધમાં કંઈ ખાસ કહેવા જેવું નથી. પરંતુ એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું કે કોઇની પડી ગયેલી કે ખોવાયેલી વસ્તુ લેવાનો પણ અન્યને અધિકાર નથી. તો પછી સાધુને તો જે વસ્તુ આપવામાં આવે તેજ તે લઈ શકે એમાં કહેવુંજ શું ?

બ્રહ્મચર્ય—

'ब्रह्मणि चरणमिति ब्रह्मचर्यम्' અર્થાત્ આત્મ-સ્વરૂપમાં વિચરવું-રમણ કરવું તે 'બ્રહ્મચર્ય' છે. આ બ્રહ્મચર્ય પાળવાથી શું શું લાભો થાય છે, તે કહેવાની જરૂર નથી. પરંતુ એ ખાસ ધ્યાનમાં રાખવાં જેવી હકીકત છે કે સાધુએ ગ્રહણ કરેલાં પાંચ મહાવ્રતોમાં બ્રહ્મચર્ય સિવાયનાં ચાર મહાવ્રતો પરત્વે કંઈક પ્રવૃત્તિ થાય તો તેને પ્રાયશ્ચિત્તાદિક આપ્યા વિના પણ શુદ્ધ બનાવી શકાય. પરંતુ બ્રહ્મચર્યનો તો કોઈ પણ કારણસર ત્યાગ કરવો તે શાસ્ત્ર-સંમત નથી. અહિંસાદિકના સંબંધમાં અપવાદને સારૂ અવકાશ છે, પરંતુ તથાવિધ અપવાદને સારૂ આ બ્રહ્મચર્યના વ્રતમાં તો સ્થાન નથી.[2]

---

૧ સંસ્કૃત છાયા—

तथैव काणं काणमिति, पण्डकं पण्डकमिति वा ।
व्याधिमन्तं चाऽपि रोगिणमिति, स्तेनं चौरमिति वा न वदेत् ॥

૨ બ્રહ્મચર્યસંબંધી વિશેષ માહિતીને સારૂ જુઓ શીલોપદેશમાલા, ભવ-ભાવના, બ્રહ્મચર્ય-દિગ્-દર્શન વિગેરે.

અપરિગ્રહ—

'પરિગ્રહ'નો અર્થ 'મૂર્ચ્છા' થાય છે. 'मूर्च्छा परिग्रहः' એ વાત તત્ત્વાર્થાધિગમ-સૂત્રના સપ્તમ અધ્યાય (સૂ૦ ૧૨) ઉપરથી પણ જોઈ શકાય છે. ફક્ત કાંચન-કામિનીનો ત્યાગ કર્યો એટલે સંપૂર્ણતઃ અપરિગ્રહ વ્રતનું પાલન થઈ ચૂક્યું એમ માનવું તે ભૂલ ભરેલું છે પરંતુ અભિલાષાનો વિરોધ કરવો, લોભનું નિકન્દન કરવું, કોઈ પણ વસ્તુના ઉપર મમતા ન રાખવી એનું નામ યથાર્થ 'અપરિગ્રહ' છે.

ધર્મ-ચક્ર—

'ધર્મ-ચક્ર' સંબંધી ઉલ્લેખ ૩૦ મા તેમજ ૯૪ મા શ્લોકમાં પણ દૃષ્ટિ-ગોચર થાય છે. એની વિશિષ્ટ માહિતી માટે જુઓ ૯૪ મા શ્લોકનું સ્પષ્ટીકરણ.

आगम-स्तुतिः—

असुमतां मृतिजात्यहिताय यो
जिनवरागम ! नो भवमायतम् ।
प्रलघुतां नय निर्मथितोद्धता-
ऽजिनवरागमनोभवमाय ! तम् ॥ १५ ॥

—द्रुत०

टीका

असुमतामिति ।'असुमतां' प्राणिनाम् । 'मृतिजात्यहिताय' मृतिजाती-मरणजन्मनी ते एव अहितं-अपथ्यं तस्मै यः तादर्थ्यचतुर्थीयम् । 'जिनवरागम !' अर्हत्प्रवचनम् । 'नः' अस्माकम् । 'भवं' संसारम् । 'आयतं' दीर्घम् । 'प्रलघुतां नय' ह्रसीयस्त्वं मापय । 'निर्मथितोद्धता-जिनवरागमनोभवमाय !' 'तं' उद्धताजिः-उद्दामसङ्ग्रामः नवरागो-नूतनो द्रव्यादावभिलापः मनोभवः-कामः माया-वञ्चनिका ते निर्मथिता येन, अथवा उद्धताजौ नवरागं नवो रागो यस्य तन्मनस्तत्र भवा या माया सा निर्मथिता येन, यद्दिवा उद्धताजिनः-उत्क्षिप्तचर्मा, वरागमनाः-वरागः-प्रधानशैलो अर्थात् कैलासः तत्र मनो यस्य, माया संसारलक्षणा, निर्मथिता उद्धता-जिनस्य वरागमनसो 'भव'स्य माया येन तस्यामंत्रणम् । इदमपि व्याख्यानं लोकयुक्त्यनुसारेण घटत एव । हे जिनवरागम ! यो मृतिजात्यहिताय असुमतां तं भवं नः प्रलघुतां नयेति सम्बन्धः । अथवा नो इति प्रतिषेधे । मृतिजात्योरसुमतां सम्बन्धिन्योरहिताय यो नो भवति, किं तर्हि तदुपचयहेतुत्वात् हिताय, तं भवं प्रलघुतां नयेति व्याख्यायते ॥ १५ ॥

## अवचूरिः

यो भवोऽसुमतां मृतिजाती मरणजन्मनी ते एवाहितमपथ्यं तस्मै मरणजन्माहिताय स्यात्। हे जिनेन्द्रसिद्धान्त! नोऽस्माकं तं भवं संसारमायतं प्रबलं लघीयस्त्वं प्रापय। आजिः सङ्ग्रामः, नवरागो द्रव्यादौ नूतनोऽभिलापः। यद्वा उद्धताजौ नवरागो यस्य तच्च तन्मनस्तत्र भवा या माया सा निराकृता येन। यद्वा मुक्तसङ्ग्रामनूतनरागकामनाय ! ॥ १५ ॥

## अन्वयः

निर्मथित-उद्धत-आजि-नव-राग-मनोभव (अथवा मनस्-भव)-माय! जिन-वर-आगम! यः ( भवः ) असुमतां मृति-जाति-अहिताय ( स्यात् ), तं आयतं नः भवं प्रलघुतां नय।

अथवा

निर्मथित-उद्धत-अजिन-वर-अग-मनस्-भव-माय ! जिन-वर-आगम ! यः असुमतां मृति-जाति-अ-हिताय नो ( भवति ), तं आयतं भव प्रलघुतां नय।

## શબ્દાર્થ

असुमतां ( मू० असु-मत् )=પ્રાણીઓના.
मृति=મરણ, મૃત્યુ.
जाति=જન્મ.
हित=હિત, કલ્યાણ.
अहित=અહિત, અનર્થ.
मृतिजात्यहिताय=મરણ અને જન્મરૂપ અહિતને માટે.
यः ( मू० यद् )=જે.
आगम=આગમ, સિદ્ધાન્ત, પ્રવચન.
जिनवरागम!=હે જિનેશ્વરોના ( પ્રરૂપેલા ) સિદ્ધાન્ત!
नो=નહિ.
भवं ( मू० भव )=સંસારને.
आयतं ( मू० आयत )=વિશાળ.
प्रलघुतां ( मू० प्रलघुता )=અત્યંત લઘુતા પ્રતિ.
नय ( धा० नी )=તું લઇ જા.
निर्मथित ( धा० मन्थ् )=નષ્ટ કરેલ.
उद्धत=(૧)ઉદ્ધત; (૨) ઊંચે ફેંકી દીધેલ.
आजि=સંગ્રામ, વિગ્રહ.
नव=નૂતન.
राग=અભિલાષ, મનોરથ.
मनोभव=(૧) મદન; (૨) મનમાં ઉત્પન્ન થનાર.
माया=માયા, કપટ.
अजिन=ચર્મ, ચામડું.
भव=મહાદેવ.
निर्मथितोद्धताजिनवरागमनोभवमाय !=(૧) નાશ કર્યો છે ઉદ્ધતની સાથેના સંગ્રામનો, નવીન મનોરથનો, મદનનો અને માયાનો જેણે એવા ! (૨) ઉદ્દામ સંગ્રામ કરવારૂપ નૂતન અભિલાષાવાળા મનમાં ઉત્પન્ન થનારી માયાનો ધ્વંસ કર્યો છે જેણે એવા ! (૩) ઊંચું ફેંક્યું છે ચામડું જેણે એવા અને વળી ઉત્તમ પર્વતને વિષે ચિત્ત છે જેનું એવા મહાદેવની માયાનું નિર્મથન કર્યું છે જેણે એવા ! ( સં૦)

## શ્લોકાર્થ

**આગમની પ્રશંસા—**

" ઉદ્ધત ( મનુષ્યો ) સાથેના વિગ્રહનો, ( દ્રવ્યાદિક ઉપર થનારા ) નવીન મનોરથનો, મદનનો અને માયાનો નાશ કર્યો છે જેણે એવા [ અથવા ઉદ્દામ સંગ્રામ કરવામાં નૂતન

અભિલાષાયુક્ત એવા મનમાં ઉત્પન્ન થતી માયાનો પ્રધ્વંસ કર્યો છે જેણે એવા ] ( હે પ્રવચન)! હે જિનેશ્વરના આગમ ! જે (ભવ) પ્રાણીઓને મૃત્યુ અને જન્મરૂપ અહિતને માટે થાય છે, તે અમારા દીર્ઘ ભવને ( સંસારને ) તું અત્યંત લઘુ કર (અર્થાત્ અમારાં જન્મ-મરણનો અંત લાવી તું મુક્તિ અર્પણ કર )."

## અથવા

" ( તાણ્ડવ નૃત્યના સમયે ) ઊંચું ફેંક્યું છે ચર્મ જેણે એવા તેમજ વળી ઉત્તમ પર્વત ( અર્થાત્ કૈલાસ )ને વિષે ચિત્ત છે જેનું એવા મહાદેવની માયાનું નિર્મથન કર્યું છે જેણે એવા હે જિનરાજના સિદ્ધાન્ત ! જે ( ભવ ) પ્રાણીઓનાં મૃત્યુ અને જન્મના નાશને અર્થે થતો નથી (કિન્તુ ઉલટી તેની વૃદ્ધિ કરે છે ) તે દીર્ઘ ભવને તું અત્યંત ટુંકો કર."—૧૫

## સ્પષ્ટીકરણ

**આગમ—**

"आगम्यन्ते मर्यादया परिज्ञायन्तेऽर्था अनेनेत्यागमः" અર્થાત્ જે દ્વારા મર્યાદિતપણે અર્થનો બોધ થાય તે 'આગમ' છે. આ આગમ શબ્દ-જ્ઞાન છે અને એ જૈનોએ માનેલાં 'પ્રત્યક્ષ' અને 'પરોક્ષ' એમ બે પ્રકારનાં પ્રમાણો[1]માંના પરોક્ષ પ્રમાણના સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એ પાંચ પેટા-વિભાગોમાંનું એક છે. ટુંકમાં કહીએ તો લોકોત્તર આપ્ત[2]પુરૂષોનાં વચનોથી પ્રકટ થયેલા અર્થના જ્ઞાનને ' આગમ ' કહેવામાં આવે છે. ઉપચાર[3]થી આપ્ત જનોનાં વચનો પણ ' આગમ ' કહેવાય છે.

એ ધ્યાનમાં રાખવા જેવું છે કે જે શાસ્ત્રમાં પ્રત્યક્ષ, અનુમાન ઇત્યાદિ પ્રમાણોથી વિરૂદ્ધ કથન ન હોય, જેમાં આત્મોન્નતિને લગતો વિશેષતઃ ઉપદેશ આપવામાં આવ્યો હોય, જેમાં તત્ત્વના ગંભીર સ્વરૂપ ઉપર પૂરતો પ્રકાશ પાડવામાં આવ્યો હોય, જેમાં રાગ-દ્વેષને સર્વથા તિલાંજલિ આપવામાં આવી હોય, તેવું પવિત્ર શાસ્ત્ર 'આગમ' એવી સંજ્ઞાને લાયક ગણી શકાય.

---

૧ પ્રમાણસંબંધી સ્થૂલ માહિતી સારૂ જુઓ ન્યાયવિજયજીકૃત ન્યાયકુસુમાંજલિના તૃતીય સ્તબકનો મારો વિવેચનાત્મક અનુવાદ.

૨ કહેવા લાયક ( અભિલાપ્ય ) પદાર્થોને જે યથાર્થ રીતે જાણે છે અને જેવું જાણે છે તેવુંજ કહે છે, તે આપ્ત કહેવાય છે. આ આપ્તના 'લૌકિક' અને 'લોકોત્તર' એમ બે પ્રકારો છે. તેમાં પિતા વિગેરે 'લૌકિક ' આપ્ત' છે, જ્યારે સર્વજ્ઞ, તીર્થંકરાદિ ' લોકોત્તર આપ્ત ' છે.

૩ 'ઉપચાર' એટલે 'આરોપ'. જે વસ્તુ જેમાં ન હોય, છતાં તેમાં કારણવશાત્ તેનો આરોપ કરવો તે ઉપચાર, આરોપ, સમારોપ છે. દાખલા તરીકે અવિકલ કારણને કેટલેક સ્થલે કાર્ય જેવું ગણવામાં આવે છે. જેમકે ખાબોચીઆનું પાણી પગના રોગનું કારણ છે, તેથી તે ખાબોચીઆના જલને ઉપચારથી રોગ કહી શકાય છે. તેવીજ રીતે પ્રસ્તુતમા યથાર્થ આગમ-જ્ઞાનનું કારણ આપ્ત પુરૂષોનાં વચનો હોવાથી, તે વચનોને ઉપચારથી આગમ કહી શકાય. અર્થાત્ જોકે આપ્તોના વચનો ભાષા-વર્ગણાના પુદ્ગલરૂપ છે, પરંતુ તે આગમ-જ્ઞાનનું અવિકલ કારણ હોવાથી તેમાં આગમનો આરોપ, 'ઉપચાર થઈ શકે છે.

વિશેષમાં જૈનોના આવા પવિત્ર શાસ્ત્રના–આગમના અંગ, ઉપાંગાદિ એમ કરીને પિસ્તાળીસ (૪૫) વિભાગો પાડવામાં આવ્યા છે. તૃતીય શ્લોકના સ્પષ્ટીકરણમાં ગણાવેલાં બાર અંગોમાંનાં દૃષ્ટિવાદ સિવાય[1]નાં ૧૧ અંગો, ૧૨ ઉપાંગો,[2] ૧૦ પ્રકીર્ણ[3] ( પયન્ના ), ૬ છેદ–સૂત્ર,[4] નન્દી, અનુયોગ–દ્વાર અને ૪ મૂલ–સૂત્ર[5] એમ ૪૫ આગમો છે.

આ ૪૫ આગમોની સ્થૂલ રૂપરેખા સિદ્ધાન્તાગમસ્તવમાં જિનપ્રભસૂરિજીએ આલેખી છે.

श्रीरोहिण्यै नमः—

विशिखशङ्खजुषा धनुषाऽस्तसत्–
सुरभिया ततनुन्नमहारिणा ।
परिगतां विशदामिह रोहिणीं
सुरभियाततनुं नम हारिणा ॥ १६ ॥ ४ ॥

—द्रुत०

टीका

विशिखशंखेति । 'विशिखशङ्खजुषा' शरकम्बुभाजा । 'धनुषा' कार्मुकेण । 'अस्तसत्सुरभिया' अस्ता सत्सुराणां उत्कृष्टामराणां भीर्येन तेन । 'ततनुन्नमहारिणा' तता नुन्नाः–प्रेरिताः महान्त अरयो येन तेन । 'परिगतां' परिवीताम् । 'विशदां' शुक्लवर्णाम् । 'इह' अत्र जगति । 'रोहिणीं' रोहिण्यभिधानाम् । 'सुरभियाततनुं' सुरभिस्थितदेहाम् । 'नम' प्रणिपत । 'हारिणा' रुचिरेण । धनुषा परिगतां रोहिणीं नमेति सम्बन्धः ॥ १६ ॥

---

૧ ૧૨ અંગને બદલે અત્ર ૧૧ અંગોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેનું કારણ એ છે કે યોગ–પ્રતિબદ્ધની અપેક્ષાએ આગમોની સંખ્યા ૪૫ ની છે. હાલમાં બારમું અંગ વિદ્યમાન નથી, તેથી તેના 'યોગ' ન હોવાથી તે અત્ર ગણવામાં આવ્યું નથી.

૨ બાર ઉપાંગો—(૧) ઔપપાતિક, (૨) રાજપ્રશ્નીય, (૩) જીવાજીવાભિગમ, (૪) પ્રજ્ઞાપના, (૫) જમ્બૂદ્વીપ—પ્રજ્ઞપ્તિ, (૬) ચન્દ્ર–પ્રજ્ઞપ્તિ, (૭) સૂર્ય–પ્રજ્ઞપ્તિ, (૮) નિરયાવલિ (કલ્પિકા), (૯) કલ્પાવતંસિકા, (૧૦) પુષ્પિકા, (૧૧) પુષ્પ–ચૂલિકા અને (૧૨) વૃષ્ણિદશા.

૩ દશ પ્રકીર્ણ—(૧) ચતુઃશરણ, (૨) સંસ્તાર, (૩) આતુર–પ્રત્યાખ્યાન, (૪) ભક્ત–પરિજ્ઞા, (૫) તન્દુલ–વૈચારિક, (૬) ચન્દ્ર–વેધ્યક (૭) દેવેન્દ્ર–સ્તવ, (૮) ગણિ–વિદ્યા, (૯) મહા–પ્રત્યાખ્યાન અને (૧૦) વીર–સ્તવ.

૪ ૭ છેદ–સૂત્રો–(૧) નિશીથ, (૨) મહાનિશીથ, (૩) વ્યવહાર, (૪) દશાશ્રુત–સ્કંધ, (૫) બૃહત્–કલ્પ અને (૬) પંચ–કલ્પ.

૫ ચાર મૂલ–સૂત્રો–(૧) ઉત્તરાધ્યયન, (૨) આવશ્યક, (૩) દશવૈકાલિક અને (૪) પિણ્ડ–નિર્યુક્તિ.




निर्वाणकलिकायाम्—

"तथाद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति ।"

 

## अवचूरिः

धनुषा मण्डितहस्तां रोहिणीं देवीं नम। धनुषा किंभूतेन। शरशङ्खसहितेन। अस्ता ध्वस्ता सत्सुराणां प्रकृष्टदेवानां भीर्येन। ततः प्रसृता नुन्नाः प्रेरिता महान्तोऽरयो येन। परिगतां परिवारिताम्। विशदां शुक्लवर्णाम्। इहात्र जगति। रोहिणीं रोहिण्यभिधानाम्। सुरभिर्गौस्तत्र याता प्राप्ता तनुर्यस्यास्तां देवीं नम प्रणिपत। धनुषा किंभूतेन। हारिणा मनोहरेण ॥ १६ ॥

## अन्वयः

विशिख-शङ्ख-जुषा, अस्त-सत्-सुर-भिया, तत-नुन्न-महत्-अरिणा, हारिणा धनुषा (मण्डितहस्तां) विशदां, सुरभि-यात-तनुं इह परिगतां रोहिणीं नम।

## શબ્દાર્થ

विशिख=બાણ.
शङ्ख=શંખ.
जुष्=સેવવું.
विशिखशङ्खजुषा=બાણ અને શંખથી યુક્ત.
धनुषा ( मू० धनुस् )=ધનુષ્ય વડે.
सत्=( १ ) સજ્જન; ( २ ) સારા.
भी=ભય, ભીતિ.
अस्तसत्सुरभिया=(१) દૂર કર્યો છે સજ્જનોનો તેમજ દેવોનો ભય જેણે એવા, (२) નાશ કર્યો છે સારા દેવોના ભયનો જેણે એવા.
तत (धा० तन् )=પ્રસારી દીધેલ.
नुन्न ( धा० नुद् )=હાંકી કાઢેલ, મારી હઠાવેલ.
अरि=શત્રુ, દુશ્મન.
ततनुन्नमहारिणा=લાંબા કરી દીધા છે તેમજ મારી હઠાવ્યા છે મોટા મોટા શત્રુઓને જેણે એવા.
परिगतां ( मू०परिगता )=( १ ) પ્રખ્યાત; ( २ ) વીંટાયેલી.
विशदां ( मू० विशद )=( १ ) શ્વેત વર્ણવાળી, ( २ ) નિર્મલ.
इह=આ જગત્‌માં.
रोहिणीं ( मू० रोहिणी )=રોહિણી( દેવી )ને.
सुरभि=ધેનુ, ગાય.
तनु=દેહ.
सुरभियाततनुं=ધેનુને પ્રાપ્ત થયેલો છે દેહ જેનો એવી.
नम ( धा० नम् )=તું નમન કર.
हारिणा ( मू० हारिन् अथवा हारि )=મનોહર.

## શ્લોકાર્થ

**રોહિણી દેવીને નમસ્કાર—**

" બાણ અને શંખથી યુક્ત એવા, તથા દૂર કર્યો છે સજ્જન અને સુરનો ભય જેણે એવા [ અથવા દૂર કરી છે સુદેવોની ભીતિ જેણે એવા ], તેમજ લાંબા કરી દીધા છે તથા મારી હઠાવ્યા છે મોટા મોટા દુશ્મનોને જેણે એવા અને વળી મનોહર એવા ધનુષ્ય વડે (અલંકૃત છે હસ્ત જેનો) એવી અને વળી શ્વેત-વર્ણી [ અથવા નિર્મળ ], તેમજ ધેનુ ઉપર બેસનારો છે દેહ જેનો એવી, તથા આ જગત્‌માં રોહિણી તરીકે પ્રખ્યાત [ અથવા (પરિજનોથી) પરિવૃત ] એવી ( દેવી)ને ( હે ભવ્ય-જન ! )તું નમન કર."—૧૬

## સ્પષ્ટીકરણ

**શ્રીરોહિણીનું સ્વરૂપ—**

"પુણ્યબીજને ઉત્પન્ન કરે તે રોહિણી' એ રોહિણી શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. રોહિણી દેવી એ સોળ વિદ્યા-દેવીઓ પૈકી એક છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ જપ-માલા અને બાણથી અલંકૃત છે, જ્યારે ડાબા બે હાથ શંખ અને ધનુષ્યથી શોભે છે. વળી તે કુન્દ, પુષ્પ, હિમ ઇત્યાદિકના જેવી શ્વેતવર્ણી છે અને ગાય એ એનું વાહન છે. આ હકીકત નિર્વાણ- કલિકા ઉપરથી જોઈ શકાય છે, કેમકે ત્યાં કહ્યું છે કે-

"तत्राद्यां रोहिणीं धवलवर्णां सुरभिवाहनां चतुर्भुजामक्षसूत्रबाणान्वितदक्षिणपाणिं शङ्खधनुर्युक्तवामपाणिं चेति."

આ વાતની નિમ્ન-લિખિત શ્લોક પણ સાક્ષી પૂરે છે:-

शङ्खाक्षमालाशरचापशालि-
चतुष्करा कुन्दतुषारगौरा ।
गोगामिनी गीतवरप्रभावा
श्रीरोहिणी सिद्धिमिमां ददातु ॥

—આચાર-દિનકર, પત્રાંક ૧૬૧

**પદ્ય-વિચાર—**

આ પદ્યનો અન્વય કરતી વેળાએ 'धनुषा'ની સાથે સંબંધ ધરાવનારું કોઈ પણ પદ (દાખલા તરીકે 'मण्डितहस्तां') અધ્યાહાર છે એમ માનવું પડે છે.[1] આ પ્રમાણે અધ્યાહાર લેવાનો વિચાર ન થાય, તો તે પણ કથંચિત્ ચાલી શકે તેમ છે; કેમકે 'धनुषा परिगतां' એમ અન્વય કરવાથી કોઈ પણ પદ અધ્યાહાર છે એમ સમજવાની આવશ્યકતા રહેતી નથી, પરંતુ તેમ થતાં 'इह' શબ્દને 'नम' ક્રિયાપદની સાથે લેવાની જરૂરીઆત જણાય છે અને આ અર્થ બહુ ઇષ્ટ નથી એમ ભાસે છે. ત્યારે શું આ પદ કેટલેક અંશે દૂષિત છે, અપૂર્ણ છે એમ માનવું ઠીક ગણાય ખરું ? અને તેમ હોય તો આ મહાકવિની કૃતિ પણ દોષાંકિત ઠરે ખરી કેની ? આ પ્રશ્નનો આગળ ઉપર ૪૪ મા શ્લોકમાં વિચાર કરીશું.

---

૧ વિચારો શ્રીબપ્પ-ભટ્ટિસૂરિકૃત ચતુર્વિંશતિકાના સોળમા શ્લોકનો અન્વય; ત્યાં પણ 'उपलक्षिता' કે તેવું કોઈ પદ અધ્યાહાર છે એમ માનવું પડે છે.



## ५ श्रीसुमतिजिनस्तुतयः

अथ श्रीसुमतिनाथस्य स्तुतिः—

मदमदनरहित ! नरहित !
सुमते ! सुमतेन ! कनकतारेतारे ! ।
दमदमपालय ! पालय
दरादरातिक्षतिक्षपातः पातः ! ॥ १७ ॥

—आर्या०

### टीका

मदमदनेति । 'मदमदनरहित !' मदः—अहङ्कारः मदनः—कामः ताभ्यां रहितः तस्य सम्बोधनम् । 'नरहित !' नरेभ्यो हित ! । 'सुमते' सुमतिअभिधान ! । 'सुमतेन' सुमतस्य सदागमेन स्वामिन् अथवा सुमतेन करणभूतेन । 'कनकतार' तपनीयोज्ज्वल ! । 'इतारे' गतशत्रो ! । 'दमदं' प्रशमदम् । 'अपालय' अपगतनिलय । 'पालय' रक्ष । 'दरात्' त्रासात् । 'अरातिक्षतिक्षपातः' अरातिक्षतिः—शत्रुभ्य उपमर्दः सैव रौद्रात्मकत्वात् क्षपा—रात्रिः तस्याः सकाशात् । 'पातः !' त्रायक ! । हे सुमते ! दराद् दमदं पालयेति सम्बन्धः ॥ १७ ॥

### अवचूरिः

हे मदकामाभ्यां त्यक्त ! हे नरेभ्यो हित ! हे सुमतिजिन ! दमद प्रशमदं नरं दरादिहलोकादिभेदभिन्नसाध्वसात् पालय रक्ष । हे सुमतेन सुसिद्धान्तस्वामिन् ! । यद्वा सुमतेन करणभूतेन । हे अपालय अपगतनिलय ॥ हे कनकतार तपनीयोज्ज्वल ! । हे इतारे गतशात्रव ! । हे पातस्त्रायक ! । अरातिक्षतिः शत्रुभ्य उपमर्दः सेव रौद्रात्मकत्वात् क्षपा रात्रिस्तस्याः सकाशात् ॥ १७ ॥

### अन्वयः

( हे ) मद-मदन-रहित ! नर-हित ! सुमत-इन ! ( अथवा सुमतेन ) कनक-तार ! इत-अरे ! अप-आलय ! अराति-क्षति-क्षपातः पातः ! सुमते ! ( त्वं ) दरात् दम-दं पालय ।

### શબ્દાર્થ

मदन[1]=કામદેવ, કંદર્પ.
मदमदनरहित !=હે દર્પ અને કંદર્પથી રહિત !
नर=મનુષ્ય.
नरहित !=હે મનુષ્યોને હિતકારી !
सुमते !( मू० सुमति )=હે સુમતિ ( નાથ ) !
इन=સ્વામી.

---

१ मदयति मदनः ।

सुमतेन !=હે સુસિદ્ધાંતના સ્વામિન્ !
सुमतेन ( મૂ૦ सुमत )=સુસિદ્ધાંત વડે.
तार=ઉજ્જવલ, પ્રકાશિત.
कनकतार !=હે કાંચનના જેવા ઉજ્જવલ !
इत ( ધા૦ इ )=ગયેલ.
इतारे !=ગયેલા છે શત્રુઓ જેના એવા ! (સં૦)
दम=શમ, ઉપશમ.
दा=આપવું.
दमदं=ઉપશમને આપનારાને.
आलय=ગૃહ.
अपालय !=ત્યાગ કર્યો છે ગૃહનો જેણે એવા ! (સં૦)
पालय ( ધા૦ पाल् )=તું બચાવ, રક્ષણ કર.
दरात् ( મૂ૦ दर )=ભયથી.
अराति=શત્રુ.
क्षति=ઉપદ્રવ.
क्षपा=રાત્રિ, નિશા.
अरातिक्षतिक्षपातः=શત્રુ તરફથી થતા ઉપદ્રવરૂપી રાત્રિથી.
पातः !( મૂ૦ पातृ )=હે પાલક !

## શ્લોકાર્થ

### શ્રીસુમતિનાથની સ્તુતિ—

" હે દર્પ અને કંદર્પથી રહિત ( પંચમ તીર્થંકર )! હે મનુષ્યના હિતકારી ( જિનેશ્વર) ! હે સુસિદ્ધાન્તના ( પ્રરૂપક હોવાથી તેના ) સ્વામિન્ ! હે સુવર્ણના સમાન ઉજ્જવલ ( પ્રભો )! નષ્ટ થયા છે દુશ્મનો જેના એવા હે ( દેવાધિદેવ ) ! ત્યાગ કર્યો છે ગૃહનો ( અર્થાત્ ગૃહસ્થાશ્રમનો ) જેણે એવા હે ( ઈશ ) ! હે શત્રુઓ તરફથી થતા ઉપદ્રવરૂપી રાત્રિથી રક્ષણ કરનારા ( પરમેશ્વર)! હે ( શોભન મતિવાળા ) સુમતિ (નાથ) ! તું પ્રશમને આપનારા (મુનિવર)ને ( સુસિદ્ધાન્તદ્વારા ) ભયમાંથી બચાવ. "—૧૭.

## સ્પષ્ટીકરણ

### શ્રીસુમતિનાથ—

**સુમતિનાથ** એ જૈનોના પંચમ તીર્થંકર છે. એમનો જન્મ અયોધ્યા નગરીમાં થયો હતો. **સુમંગલા** રાણી અને **મેઘરથ** રાજા એ એમનાં માતપિતા થતાં હતાં. એમના ક્રૌંચના લક્ષણથી લક્ષિત તેમજ સુવર્ણવર્ણી દેહનું પ્રમાણ ત્રણસે ધનુષ્ય જેટલું હતું. એમનું ચાળીસ લાખ પૂર્વનું આયુષ્ય પૂરૂં થતાં એઓ અજરામર પદ પામ્યા.

### દમ ( ઉપશમ ) વિચાર—

દમ કહો કે ઉપશમ કહો કે નિષ્કષાયત્વ કહો એ બધું એકજ છે. કેમકે ક્રોધ, માન, માયા અને લોભ રૂપી ચાર કષાયોને કાબુમાં રાખવા—તેમને રોકી રાખવા—તેમનાથી વેગળા રહેવું એ 'ઉપશમ' છે. જેવો ક્રોધ ઉત્પન્ન થયો કે તરતજ તેનો સહચારી માન પણ ઉદ્ભવે છે, અને જ્યાં ક્રોધ અને માનરૂપી દ્વંદ્વ પ્રકટ થયું કે પછી માયા અને લોભ રૂપી દ્વંદ્વને પ્રકટ થતાં વાર

લાગતી નથી. આથી કરીને ક્રોધાદિક ચાર કષાયોનું સ્વરૂપ ધ્યાનમાં રાખીને એટલે કે તે કષાયોનું સામ્રાજ્ય સ્થપાતાં આત્મિક લક્ષ્મી પલાયન કરી જાય છે અર્થાત્ તે ચાર ચંડાળની ચોકડીની ગુલામગીરી કરવાથી આત્માને અનેક પ્રકારના કટુ વિપાકો ભોગવવા પડે છે એ વાતને સંપૂર્ણ લક્ષ્યમાં રાખીને જેમ બને તેમ આ ચંડાળોથી દૂર રહેવા પ્રયત્ન કરવો; અને તેમ છતાં પણ કોઈક કારણસર આવા ચંડાળોનો સ્પર્શ થઈ જાય, તો તે સ્પર્શના પ્રાયશ્ચિત્ત તરીકે સદ્ભાવનારૂપી જલથી આત્માનું પ્રક્ષાલન કરવું. કષાય વિનાની શાંત વૃત્તિ યાને ઉપશમ એ અનેક હિતના કારણરૂપ છે. રાગ-દ્વેષાદિકથી ઉદ્ભવતા વિકલ્પોને શમાવી દઇને-વિભાવને યાને પરભાવને તિલાંજલિ આપીને, ટૂંક સમયને માટે પણ સ્વ-ભાવમાં વર્તવામાં આવે અર્થાત્ આત્મ-રમણ થઈ શકે, તો તે દ્વારા જે સુખ-આનંદ આત્મા અનુભવી શકે છે, તે સુખની આગળ ઇંદ્રાદિકનાં પણ સુખ-આનંદ કંઈ ગણત્રીમાં નથી.

વિશેષમાં શાન્ત-ઉપશાન્ત-પ્રશાન્ત વૃત્તિ વગરનાં અર્થાત્ સમતા રસનું પાન કર્યા વિના કરાતાં શુભ અનુષ્ઠાનો પણ લેખે થતાં નથી. અર્થાત્ પ્રભુ-પૂજા, જપ, તપ, ચારિત્ર ઇત્યાદિ ઉપશમ-રહિત હોય, તો તે અંક વિનાનાં મીંડાં જેવાં છે. શાસ્ત્રમાં કહ્યું પણ છે કે " उवसम सारं खु सामन्नं " અર્થાત્ ઉપશમપૂર્વકનુંજ ચારિત્ર પ્રશંસનીય છે.

છેવટમાં **ગજસુકુમાર, મેતાર્ય મુનિ, ખંધક** સાધુ ઇત્યાદિ મહાત્માઓએ કેવી રીતે ઉપશમ-રસનું સેવન કર્યું અને તેથી શું લાભો મેળવ્યા, તે તરફ પૂરતું ધ્યાન આપવાની સૂચના કરી આ વિષયને અત્ર સમાપ્ત કરવામાં આવે છે.

**ભય અને તેના પ્રકારો—**

શાસ્ત્રમાં ભયના સાત, આઠ તેમજ સોળ પ્રકારો વર્ણવ્યા છે. તેમાં સાત ભયો તો નીચે મુજબ છેઃ—(૧) ઇહલોક-ભય (સજાતીયથી ભય, જેમ મનુષ્યને મનુષ્યથી), (૨) પરલોક-ભય (વિજાતીયથી ભય, જેમ મનુષ્યને સિંહાદિકથી), (૩) અકસ્માદ્-ભય (વિજળી આદિથી), (૪) આજીવિકા-ભય (ઉદર-પૂરણનો ભય), (૫) આદાન-ભય (ચોરનો ભય), (૬) મરણ-ભય અને (૭) અપકીર્તિ-ભય.

ભયના આઠ પ્રકારો તો રોગ, જલ, દાવાનલ, સર્પ, ચોર, સિંહ, હાથી અને સંગ્રામ છે. એ વાત તેમજ આ અષ્ટ પ્રકારના ભયોનું વર્ણન **માનતુંગસૂરિ**એ રચેલા **નમિઊણ** સ્તોત્ર ઉપરથી દૃષ્ટિગોચર થાય છે. વિશેષમાં ચોરને બદલે કારાગૃહ (બંધન)નો ભય તરીકે પણ ઉલ્લેખ કરવામાં આવે છે, એ વાત તેમજ આઠે ભયોનું વર્ણન આ સૂરિજીના રચેલા **ભક્તામર** સ્તોત્રના ૩૪-૪૨ શ્લોકો ઉપરથી પણ જોઈ શકાય છે.

હવે જે ભયોના સોળ પ્રકારો પાડવામાં આવે છે, તેનાં નામો બનતા સુધી તો **અધ્યાત્મ-કલ્પદ્રુમ**ની ટીકામાંથી મળી શકશે.

**પદ્ય-ચમત્કાર—**

અત્યાર સુધીનાં આ સોળ (૧૬) પદ્યોમાં જે ચમત્કૃતિ નજરે પડતી હતી, તે ચમત્કૃતિને બદલે હવે અન્ય પ્રકારની ચમત્કૃતિ આમાં તેમજ ત્યાર પછીનાં ત્રણે પદ્યોમાં પણ દૃષ્ટિ-ગોચર

થાય છે. આ ચમત્કૃતિને એક પ્રકારના 'યમક' તરીકે ઓળખાવી શકાય તેમ છે. એકના એક અક્ષરોનો–ભલે પછી તે બે હોય, ત્રણ હોય કે ચાર હોય–તેનો તરતને તરત ફરીથી ઉલ્લેખ કરીને કવિરાજે અન્ય ચમત્કૃતિનું આશ્ચર્યાત્મક ચિત્ર આલેખ્યું છે. આ ચિત્રની સ્થૂલ રૂપરેખા નીચે મુજબ છે:—

मद, मद; नरहित, नरहित; सुमते, सुमते; नक, नक; तारे, तारे;
दम, दम; पालय, पालय; दरा, दरा; तिक्ष, तिक्ष; पातः, पातः.

એ નિવેદન કરવાની ખાસ આવશ્યકતા રહેતી નથી કે આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ ૯, ૧૦, ૧૧ અને ૧૨ મા શ્લોકોની માફક આર્યાગીતિ[1]માં રચાયેલાં છે.

समग्रजिनेश्वराणां विज्ञप्तिः—

विधुतारा ! विधुताराः !
सदा सदाना ! जिना ! जिताघाताघाः ! ।
तनुतापातनुतापा !
हितमाहितमानवनवविभवा ! विभवाः ! ॥ १८ ॥

—आर्या०

## टीका

विधुतारेति । 'विधुताराः' विधुतं आरं अरीणां समूहः, अरणं वा आरः भ्रमणं अर्थात् संसारो यैस्ते । 'विधुताराः' चन्द्रोज्ज्वलाः । 'सदा' सर्वकालम् । 'सदानाः' दान-सहिताः । 'जिनाः' तीर्थकृतः । 'जिताघाताघाः' जितं अघातं–घातवर्जितं अघं–पापं यैस्ते । 'तनुत' विस्तारयत । 'अपातनुतापा' अपगतो अतनु–महान् तापो येषां ते । 'हितं' पथ्यम् । 'आहितमानवनवविभवाः' आहितो–जनितो मानवानां नवविभवः–प्रत्यग्रैश्वर्यं यैस्ते । 'विभवाः' विगतसंसाराः । हे जिनाः हितं तनुतेति सम्बन्धः ॥ १८ ॥

## अवचूरिः

विधुतारा हे जिनाः ! हितं तनुत कुरुत । विधुतमारमरीणां समूहोऽरणं वा अरो भ्रमणमर्थात् संसारो यैस्ते । तथा विधुश्चन्द्रस्तद्वदुज्ज्वलाः । सदानाः सत्यागाः । जितमघातं घातवर्जितमघं पापं यैस्ते । अपगतमहातापाः । आहितो विस्तीर्णो मानवानां नवविभवो नवः प्रत्यग्रो विभव ऐश्वर्यं यैस्ते । तथा विगतसंसाराः ॥ १८ ॥

---

१ વૃત્ત–રત્નાકરમાં 'આર્યા–ગીતિ'નું લક્ષણ નીચે મુજબ આપેલું છે:—

"आर्यापूर्वार्धं यदि, गुरुणैकेनाधिकेन निधने युक्तम् ।
इतरत् तद्वन्निखिलं, दलं यदीयमुदितेवमार्यागीतिः ॥"

## अन्वयः

( हे ) विधुत–आराः ! विधु–ताराः ! स–दानाः ! जित–अघात–अघाः ! अप–अ–तनु–तापाः ! आहित–मानव–नव–विभवाः ! वि–भवाः ! जिनाः ! ( यूयं ) सदा हितं तनुत ।

## શબ્દાર્થ

विधुत ( धा० धु )=નાશ કરેલ.
आर=(૧)શત્રુઓનો સમૂહ; (૨) ભ્રમણ.
विधुताराः!=(૧)નાશ કર્યો છે શત્રુઓના સમૂહનો જેમણે એવા (સં૦),(૨)અંત આણ્યો છે (સંસાર-) ભ્રમણનો જેમણે એવા. (સં૦)
विधु=ચન્દ્રમા.
विधुताराः !=હે ચન્દ્રમાના જેવા ઉજ્જવળ !
सदा=હંમેશ.
दान=દાન, ત્યાગ.
सदानाः !=હે દાન–સહિત !
जिनाः! ( मू० जिन )=હે જિનો, હે તીર્થંકરો !
अघात=ઘાત–રહિત, અઘાતી.
जिताघाताघाः!=જીત્યાં છે ઘાત–રહિત પાપોને જેમણે એવા ! ( સં૦ )
तनुत ( धा० तन् )=(૧) કરો; (૨) વિસ્તારો.
अतनु=મહાન્, અનલ્પ.
ताप=સંતાપ.
अपातनुतापाः !=દૂર કર્યો છે મહાસંતાપ જેમણે એવા ! ( સં૦ )
हितं ( मू० हित )=કલ્યાણને.
आहित ( धा० धा )=(વિસ્તાર) કરેલ.
विभव=વૈભવ, સંપત્તિ, ઐશ્વર્ય.
आहितमानवनवविभवाः !=વિસ્તાર કર્યો છે મનુષ્યોના નવીન ઐશ્વર્યનો જેમણે એવા ! ( સં૦ )
वि–भवाः !=અંત આણ્યો છે સંસારનો–જન્મનો જેમણે એવા ! ( સં૦ )

## શ્લોકાર્થ

**સમસ્ત જિનેશ્વરોને વિનતિ—**

" નાશ કર્યો છે શત્રુ–સમૂહનો જેમણે એવા[1] [ અથવા અંત આણ્યો છે ( સંસાર–) ભ્રમણનો જેમણે એવા ] હે (જિનેશ્વરો)! હે ચન્દ્રના જેવા ઉજ્જ્વલ[2] (તીર્થંકરો)! હે ત્યાગ–સહિત ( અર્થાત્ દીક્ષા–સમયે સંવત્સરી દાન દેનારા[3] ) ( તીર્થપતિઓ )! જીત્યાં છે ઘાત–વર્જિત પાપો જેમણે એવા[4] ( તીર્થેશ્વરો )! નષ્ટ થયો છે મહાન્ સંતાપ જેમનો ( અથવા જેમનાથી ) એવા[5] હે ( જિનવરો )! વિસ્તાર કર્યો છે મનુષ્યોના નવીન ઐશ્વર્યનો જેમણે એવા[6] હે ( પરમેશ્વરો )! અંત આણ્યો છે સંસારનો ( અર્થાત્ જન્મ, જરા અને મરણનો ) જેમણે એવા[7] હે (જિનપતિઓ)! હે જિનો! તમે નિરંતર કલ્યાણનો વિસ્તાર કરો ( અર્થાત્ પ્રાણિ–વર્ગનું હિત કરો ). "—૧૮.

૧–૭ આ બધાં વિશેષણો પ્રથમ વિભક્તિવાચક પણ ગણી શકાય તેમ છે.

## સ્પષ્ટીકરણ

**જિનેશ્વરનું લક્ષણ—**

જિનેશ્વરનાં કેટલાંક લક્ષણો તો આપણે જોઈ ગયા છીએ. આ શ્લોકદ્વારા વળી તે સંબંધમાં એક વિશેષ લક્ષણ જાણવાનું મળે છે. તે એ છે કે એક વખત મુક્તિ-રમણીને વર્યા પછી કોઈ પણ કારણસર તે જીવ ફરીથી સંસારરૂપી કાદવમાં નિમગ્ન થતો નથી, અર્થાત્ મોક્ષે ગયેલો જીવ જન્મ-મરણને છેલ્લી સલામ ભરી દે છે.

કહેવાની મતલબ એ છે કે તીર્થંકર-પદ પ્રાપ્ત કર્યા વિના પણ મોક્ષે ગયેલા જીવો તો બાજુએ રહ્યા; ખુદ તીર્થંકરો પણ એક વખત નિર્વાણ પ્રાપ્ત કર્યાં બાદ પોતાના તીર્થનું અસ્તિત્વ ઊડી જતું હોય તોપણ-પોતાનું શાસન ચાલૂ ન રહેતું હોય તોપણ તીર્થ-પ્રવર્તનની અભિલાષાથી પણ સંસારમાં ફરી અવતરતા નથી. આ ઉપરથી જોઈ શકાય છે કે નિમ્નલિખિત મન્તવ્યની સાથે જૈન દર્શન મળતું આવતું નથી.

"यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानाय धर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥"

—ભગવદ્ગીતા, ચતુર્થ અધ્યાય, સપ્તમ શ્લોક.

**મુક્ત જીવોના પુનરાગમનનો અસંભવ—**

જે સ્થાનમાંથી કોઈ પણ કારણસર અધઃપતન થાય, તે સ્થાન અત્યુત્તમ નજ ગણાય, તો તેને 'મોક્ષ' એવી સંજ્ઞા તો ક્યાંથીજ અપાય ? વળી પ્રશસ્ત અભિલાષા પણ જ્યાં સુધી બાકી રહી હોય, ત્યાં સુધી મુક્તિ કેમ સંભવે ?[1] અને એવી અભિલાષા જ્યારે મુક્ત થયા પછી પણ પરિપૂર્ણ કરવાની બાકી રહી જાય, તો તેવા મુક્ત જીવને 'કૃત-કૃત્ય' તો કહેવાયજ ક્યાંથી ?

આ સંબંધમાં એવી દલીલ કરવામાં આવે કે ઈશ્વર તો નિષ્કામ વૃત્તિથી કાર્ય કરે છે અને જીવો ઉપર ઉપકાર કરવો એ તો એનો મુખ્ય ઉદ્દેશ છે, તો આ દલીલ પણ પાયા વિનાની છે. કેમકે સમસ્ત જીવોના ઉપર એકી વખતે મુક્તિ-પદ મળ્યું તેની જાણે ખુશાલી તરીકે ન હોય[2] તેમ કેમ તેણે ઉપકાર કર્યો નહિ કે જેથી કરીને આવી રીતે ધર્મનો લોપ થવાનો વારંવાર અવસર આવતાં તેને મુક્તિ-પુરીમાંથી ફરી ફરીને સંસારમાં આવવું ન પડત ? અને વળી માની લઇએ

---

૧ શું ગૌતમસ્વામીને **મહાવીરસ્વામી** પરત્વેના પ્રશસ્ત રાગને લઇને કેવલ-જ્ઞાન મેળવવામાં ખલેલ પહોંચ્યું હતું નહિ વારુ ?

૨ એ વાત મારી ધ્યાન બહાર નથી કે અન્ય દર્શનકારો ઈશ્વરને નિત્ય-મુક્ત તેમજ એકજ તથા વળી સર્વવ્યાપક માને છે. પરંતુ 'મુક્ત' શબ્દથી કોનો વ્યવહાર થઈ શકે તે વિચારતાં તેમજ એકજ વ્યક્તિને ઈશ્વર-પદ પ્રાપ્ત થયું અને અન્ય વ્યક્તિઓ તેવું પદ કદાપિ પ્રાપ્ત નજ કરી શકે એ ઉપર ઉહાપોહ કરવાથી આ મન્તવ્યમાં કેટલી સત્યતા રહેલી છે તે આપોઆપ જોવાઈ જશે.

જૈન દર્શન પ્રમાણે તો દરેક મુક્ત જીવ ઈશ્વર છે, અર્થાત્ ઈશ્વર એક નથી પણ અનેક છે છતાં એ ભૂલવું ન જોઇએ કે ઈશ્વરત્વ તો એકજ છે.

કે તેનામાં આવો ઉપકાર કરવાનું સામર્થ્ય પણ છે, તો પછી તે પોતાના મોક્ષ-મહેલમાં બેઠો બેઠોજ કેમ ઉપકાર કરતો નથી કે જેથી કરીને સંસારમાં ઉતરી આવવાની તેને તસ્દી લેવી ન પડે ?

ટુંકમાં, મુક્ત જીવોનું સંસારપ્રતિ પુનરાગમન સ્વીકારવામાં અનેક દોષો ઉદ્ભવે છે.[1]

**સાંવત્સરિક દાન—**

દરેક તીર્થંકર[2] દીક્ષા લે તે પૂર્વે અર્થાત્ ગૃહ-વાસનો ત્યાગ કરે તે પહેલાં એક વર્ષ પર્યંત દાન દે છે. આ દાન કરતાં એવી ઉદ્‌ઘોષણા કરાવવામાં આવે છે કે જે જેનો અર્થી હોય, તેણે આવીને તે ગ્રહણ કરવું. આ પ્રમાણેની ઉદ્‌ઘોષણાનું શ્રવણ કર્યા બાદ યાચકો પ્રભુ પાસે દાન લેવા આવે છે. ઇન્દ્રના આદેશથી કુબેરે પ્રેરેલા જૃમ્ભક[3] દેવતાઓ ઘણા સમયથી ભ્રષ્ટ થયેલું, નષ્ટ થયેલું, સ્મશાનાદિક ગૂઢ સ્થલમાં રહેલું, માલિકી વિનાનું એવું રૂપ્ય (રૂપું), સુવર્ણ, રત્નાદિક દ્રવ્ય અનેક સ્થલેથી લાવીને પ્રભુ સમક્ષ હાજર કરે છે. પ્રભુ બરોબર એક વર્ષ સુધી સૂર્યોદયથી માંડીને તે ભોજનના સમય સુધી દાન દે છે અને તેમાં પણ યાચકની પ્રાર્થનાનુસાર તેને દાન દેવામાં આવે છે. ( છતાં પણ એ ધ્યાનમાં રાખવું કે આમ હોવા છતાં પણ કેટલાક નિર્ભાગી જનો યથેષ્ટ દાનનો ઉપભોગ-ભોગ કરી શકતા નથી.) દિન-પ્રતિદિન એક ક્રોડ અને આઠ લાખ સુવર્ણ[4]નું દાન દેવામાં આવે છે. આ પ્રમાણે ૩૬૦ દિવસ લેખે વર્ષ ગણતાં એક વર્ષમાં તીર્થંકર દીક્ષા લે તે પૂર્વે તે ત્રણસે અઠ્યાસી ક્રોડ અને એંસી લાખ ( ૩૮૮,૮૦૦૦૦૦૦ ) સુવર્ણનું દાન દે છે.

**ઘાતવર્જિત પાપ એટલે શું ?—**

જૈન શાસ્ત્રમાં આપણે જોઈ ગયા તેમ કર્મના જ્ઞાનાવરણાદિક આઠ પ્રકારો પાડવામાં આવ્યા છે. આમાંથી **જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય** અને **અંતરાય** એ ચાર કર્મને 'ઘાતિ-કર્મ' તરીકે અને બાકીનાં **વેદનીય, નામ, ગોત્ર** અને **આયુષ્ય** એ ચાર કર્મને 'અઘાતિ-કર્મ' તરીકે ઓળખાવવામાં આવે છે. આત્માના મૂળ ગુણો ઉપર તરાપ મારનારાં, તેને છિન્ન-ભિન્ન કરી નાંખનારાં કર્મો 'ઘાતિ-કર્મ' કહેવાય છે, જ્યારે તેના મૂળ ગુણોને હાનિ નહિ પહોંચાડનારાં કર્મો 'અઘાતિ-કર્મ' ( ઘાત-વર્જિત પાપ ) કહેવાય છે.

એ તો જાણીતી વાત છે કે ઘાતિ-કર્મનો ક્ષય થવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે અને કેવલિ-અવસ્થા દરમ્યાન અઘાતિ-કર્મનો અનુભવ કરવો પડે છે. આ અઘાતિ-કર્મને પણ જલાંજલિ આપવાથી આત્મા પરમાત્મા બને છે, અર્થાત્ તે નિર્વાણ-પદને પામે છે.

---

૧ આ સંબધમાં જુઓ ન્યાયકુસુમાંજલિ ( પૃ૦ ૩૦૩-૩૦૮ ).

૨ ખરી રીતે તો કેવલ-જ્ઞાન પ્રાપ્ત કર્યા પછીજ તીર્થંકર-નામ ચરિતાર્થ થાય છે. છતા પણ જેમ રાજ્ય નહિ મળેલુ હોવા છતા પણ ભવિષ્યમા રાજા થનાર વ્યકિતને અર્થાત્ 'રાજકુમાર'ને 'રાજા' કહેવામાં આવે છે, તેમ તીર્થંકરો પણ બાલ્યાવસ્થામાં વાસ્તવિક તીર્થંકરત્વથી અલંકૃત નહિ હોવા છતાં પણ તે ભવમા તીર્થંકર થનાર હોવાથી તેમને 'તીર્થંકર' સંબોધવામાં આવે છે અને વળી ઇન્દ્રાદિક પણ તેમનો જન્મ-મહોત્સવ કરે છે.

૩ એની માહિતી સારૂ જુઓ પંચમ શ્લોકનું સ્પષ્ટીકરણ ( પૃ૦ ૩૨ ).

૪ 'સુવર્ણ' એ સોનાનો સિક્કો છે ( જુઓ મૃચ્છકટિક ). વિશેષમા આશરે ૧૭૫ ગ્રેઇન ( ટ્રૅાય ) જેટલા સોનાના વજનનું નામ પણ 'સુવર્ણ' છે. અભિધાન-ચિન્તામણિ (કા૦ ૩, શ્લો૦ ૫૪૮) મા પણ કહ્યુ છે કે—

"माषो दशार्धगुञ्जः षोडशमाषो निगद्यते कर्षः ।
सत्सुवर्णस्य सुवर्णस्तैरेव पलं चतुर्भिश्च ॥ "

અર્થાત્ ૮૦ રત્તી યાને ૧૬ માષ અથવા ૧ કર્ષ જેટલા સોનાના વજનને 'સુવર્ણ' કહેવામાં આવે છે. આ ઉપરથી એમ પણ માની શકાય કે સુવર્ણ નામના સિક્કાનું વજન પણ ઉપર જણાવ્યા મુજબ હોય વળી એચ. એચ. વિલ્સન ( H. H. Wilson ) ની ૧૧ મી કૃતિ ( vol. ) ના ૪૭ મા પૃષ્ટ ઉપરથી જોઈ શકાય છે તેમ આ સિક્કાની કીંમત આસરે ૯ રૂપિયા જેટલી હોવી જોઈએ.

પદ્ય-ચમત્કૃતિ[1]—

विधुतारा, विधुतारा:; सदा, सदा; नाजि, नाजि; ताधा, ताधा:;
तनुतापा, तनुतापा; हितमा, हितमा; नय, नय; विमया, विमया:.

सर्वज्ञस्य सिद्धान्तस्य स्मरणम्—

मतिमति जिनराजि नरा-
ऽऽहितेहिते रुचितरुचि तमोहेऽमोहे ।
मतमतनूनं नूनं
स्मरास्मराधीरधीरसुमतः सुमतः ॥ १९ ॥

—आर्या०

टीका

मतिमतीति । 'मतिमति' गर्भवासादिष्वप्यवस्थासु सातिशयमतियुक्ते । नित्ययोगादावयं मतुप्प्रत्ययः । 'जिनराजि' जिनाः—केवलिनस्तेषु राजते यस्तास्मिन् । 'नराहितेहिते' नराणां आहितेहिते—कृतसमीहिते । 'रुचितरुचि' रुचिता—अभीष्टा रुक्—दीप्तिर्यस्य सम्बन्धिनी तस्मिन् । 'तमोहे' अज्ञानघातिनि । 'अमोहे' मोहरहिते । 'मतं' दर्शनम् । 'अतनूनं' तनु च ऊनं च यन्न भवति तत् । 'नूनं' निश्चितम् । 'स्मर' ध्याय । 'अस्मराधीरधीः' न स्मरेण अधीरा धीर्यस्य सः । 'असुमतः' प्राणिनः । 'सुमतः' प्राणिरक्षादिक्रियया सुष्ठु अभिमतः । स्मरेति मध्यमैकवचनप्रयोगात् त्वमिति लभ्यते । तेन त्वं अस्मराधीरधीः असुमतः सुमतः सन् जिनराजि जिनेन्द्रविषये यन्मतं तत् स्मरेति सम्बन्धः ॥ १९ ॥

अवचूरिः

जिनराजि सर्वज्ञे मतं त्वं स्मरेति संबन्धः । किंभूते । मतिमति सातिशयज्ञानयुक्ते । नराणामाहितं पूरितमीहितं वाञ्छितं येन तस्मिन् । रुचिता परेषां प्रमोदकारित्वादभीष्टा रुक् कान्तिर्यस्य तस्मिन् । तमोहे अज्ञानघातिनि । अमोहे ममत्वमुक्ते । मतं किंभूतम् । तनु तुच्छमूनमपूर्णं च तनूनं न एवंविधमतनूनम् । नूनं निश्चितम् । त्वं किंभूतः । न स्मरेणाधीरा धीर्यस्य सः । असुमतः प्राणिनः । जातावेकत्वम् । सुमतो रक्षाक्रियायां सुष्ठु अभिमतः ॥ १९ ॥

अन्वयः ।

मति-मति, नर-आहित-ईहिते, रुचित-रुचि, तमस्-हे, अ-मोहे, जिन राजि अ-तनु-ऊनं मतं, अ-स्मर-अ-धीर-धीः, असु-मतः सु-मतः (त्वं) नूनं स्मर ।

---

१ આ ચમત્કૃતિને 'લાટાનુપ્રાસ' તરીકે ઓળખાવી શકાય.

## શબ્દાર્થ.

मति=મતિ, બુદ્ધિ.
मतिमति (મૂ० मतिमत्)=બુદ્ધિમાન્.
राज्=મુખ્ય, રાજા.
राज्=પ્રકાશવું.
जिनराजि (મૂ० जिनराज्)=જિનેશ્વરને વિષે.
ईहित=વાંછિત, અભીષ્ટ.
नराहितेहिते=પૂર્ણ કર્યાં છે મનુષ્યનાં (મનો-) વાંછિત જેણે એવા.
रुचित (ધા० रुच्)=ગમેલી, પસંદ પડેલી.
रुच्=કાંતિ.
रुचितरुचि=પસંદ પડી છે કાંતિ જેની એવા.
हन्=નાશ કરવો.
हा=ત્યજી દેવું.
तमोहे(મૂ०तमोह)=અજ્ઞાનનો નાશ કરનારા એવા.
अमोहे (મૂ० अमोह)=મોહ-રહિત.
मतं (મૂ० मत)=સિદ્ધાન્તને, મતને.
तनु=અલ્પ, તુચ્છ.
ऊन=અપૂર્ણ.
अतनूनं=નહિ તુચ્છ કે નહિ અપૂર્ણ.
नूनं=ખચિત.
स्मर (ધા० स्मृ)=તું યાદ કર.
स्मर=સ્મરણ.
अ-धीर=અસ્થિર.
धी=બુદ્ધિ, મતિ.
अस्मराधीरधीः=સ્મરણને વિષે અસ્થિર નથી મતિ જેની એવો.
असुमतः (મૂ० असुमत्)=પ્રાણીના.
सु-मतः (મૂ० सुमत)=અત્યંત માન્ય.

## શ્લોકાર્થ.

**સર્વજ્ઞના સિદ્ધાન્તનું સ્મરણ—**

"(હે ભવિક જન!] સ્મરણને વિષે અસ્થિર નથી બુદ્ધિ જેની એવો[1] તેમજ જન (-સમાજ) માં અત્યંત માન્ય એવો તું, બુદ્ધિમાન્ (અર્થાત સાતિશય જ્ઞાનયુક્ત[2]) એવા, વળી પૂર્ણ કર્યાં છે મનુષ્યોનાં (મનો-) વાંછિત જેણે એવા, તથા (અન્ય જનોને પ્રમોદકારી હોવાને લીધે) પસંદ પડી છે કાંતિ જેની એવા, તેમજ અજ્ઞાનનો નાશ કરનારા અને વળી મોહ-રહિત એવા જિનેશ્વરને વિષે (અર્થાત્ એવા જિનેશ્વરે પ્રરૂપેલા એવા તેમજ) નહિ તુચ્છ કે નહિ અપૂર્ણ એવા[3] સિદ્ધાન્તને ખચિત યાદ કર."—૧૯

## સ્પષ્ટીકરણ

**પદ્ય-યમક—**

मति, मति; जिनरा, जिनरा; हिते, हिते; रुचित, रुचित; मोहे, डमोहे;
मत, मत; नूनं, नूनं; स्मरा, स्मरा; धीर, धीर; सुमतः, सुमतः.

---

૧ 'નથી કંદર્પે કરીને અસ્થિર (બનેલી) બુદ્ધિ જેની એવો' એમ પણ અર્થ થઈ શકે છે.

૨ તીર્થંકરો ચ્યવન કાલથીજ, ગર્ભાવસ્થાથીજ મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાનોએ કરીને યુક્ત હોય છે. આથી કરીને તો તેમને શાલા કે પાઠશાલામાં અભ્યાસ કરવા જવું પડતું નથી. વિશેષમાં ચારિત્ર-ગ્રહણ કરતી વેળાએ પણ તેમને કોઈ પણ ગુરુની શોધ કરવી પડતી નથી. તેઓ સ્વયં ગુરૂ બને છે, કેમકે તેઓ સ્વયંબુદ્ધ છે. વળી ચારિત્ર લેતાંની સાથમાંજ તેમને મનઃપર્યવનામક ચતુર્થ જ્ઞાન અને વળી ટુંક સમયમાં પંચમ જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે.

૩ 'એવો જે સિદ્ધાન્ત છે તેને યાદ કર' એમ પણ અનુવાદ થઈ શકે છે અને એ વાતની શ્રીધનપાલ-કૃત ટીકા સાક્ષી પૂરે છે.

कालीदेव्यै प्रार्थना—

नगदाऽमानगदा माम्
अहो ! महोराजिराजितरसा तरसा ।
घनघनकाली काली
बतावतादूनदूनसत्रासत्रा ॥ २० ॥ ५ ॥

—आर्या०

## टीका

नगदेति । 'नगदाऽमानगदा' नगान्–पर्वतान् द्यति इति नगदा, अमाना–अप्रमाणा गदा–प्रहरणविशेषो यस्याः सा । 'मां' 'अहो' इत्यामन्त्रणे विस्मये वा । 'महोराजिराजितरसा' महोराजिभिः–तेजस्ततिभिः राजिता–शोभिता रसा–पृथ्वी यया सा । 'तरसा' वेगेन बलेन वा । 'घनघनकाली' घनाः–सान्द्रा ये घनाः तद्वत् काली–श्यामा । कालीति नाम्ना । 'बत' बतेति विस्मये । 'अवतात्' रक्षतु । 'ऊनदूनसत्रासत्रा' ऊनाः–स्तोकाः दूनाः–उपतप्ताः सत्रासाः–सभयाः तांस्त्रायते या सा । काली तरसा मां अवतादित्यन्वयः ॥ २० ॥

## अवचूरिः

अहो इति संबोधने विस्मये वा । काली देवी मामवताद् रक्षतात् । किंभूता । नगदा 'दो अवच्छेदने' इति धातोः पर्वतभेत्री । अमाना अप्रमाणा गदा प्रहरणविशेषो यस्याः सा । कान्तिराज्या राजिता शोभिता रसा भूमिर्यया सा । तरसा बलेन शीघ्रं वा । घनो मेघस्तद्वद् घनकाली प्रभूतकालवर्णा । बतेति विस्मये । ऊना अपूर्णाः दूना विपक्षैः सत्रासाः सभयास्तांस्त्रायते रक्षति या ॥ २० ॥

## अन्वयः

अहो ! नग-दा, अ-मान-गदा, महस्-राजि-राजित-रसा, घन-घन-काली, ऊन-दून-स-त्रास-त्रा काली बत तरसा मां अवतात् ।

## શબ્દાર્થ

नग=પર્વત.
दो= તોડવું, છેદવું.
नगदा=પર્વતને ભેદનારી.
मान=માપ.
अमान=માપ વિનાની, અસાધારણ.
गदा=ગદા, આયુધ-વિશેષ.
अमानगदा=અસાધારણ છે ગદા જેની એવી.
अहो !=અહો !
महस्=તેજ.
राजित ( धा० राज् )=પ્રકાશિત.
रसा=પૃથ્વી.
महोराजिराजितरसा=તેજની શ્રેણિ વડે પ્રકાશિત કરી છે પૃથ્વીને જેણે એવી.
तरसा=૧ એકદમ; ( ૨ ) બળપૂર્વક.




निर्वाणकलिकायाम्—

"कालीं देवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजां अक्षसूत्रगदालङ्कृतदक्षिणकरां वज्राभययुतवामहस्तां चेति।"

 

| | |
|---|---|
| काली=શ્યામવર્ણી, કૃષ્ણ. | दून ( ધા૦ दु )=પીડિત. |
| काली=કાલી ( દેવી ). | त्रास=ભય. |
| घनघनकाली=નિબિડ મેઘના જેવી કૃષ્ણ. | त्रा=રક્ષણ કરવું. |
| बत=વિસ્મય અથવા સંતોષવાચક અવ્યય. | ऊनदूनसत्रासत्रा=અપૂર્ણ, પીડિત અને ભય-ભીતનું રક્ષણ કરનારી. |
| अवतात् (ધા૦ अव्) પરિપાલન કરો, રક્ષણ કરો. | |

## શ્લોકાર્થ

**કાલી દેવીને પ્રાર્થના—**

" અહો ! અહો ! પર્વતોને ભેદનારી એવી, અને અસાધારણ ( અર્થાત્ નિરૂપમ સામર્થ્યવાળી ) ગદા છે જેની એવી, વળી પ્રભા વડે પ્રકાશિત કરી છે પૃથ્વીને જેણે એવી, તથા નિબિડ ( અર્થાત્ જલથી પરિપૂર્ણ એવા ) મેઘના જેવી શ્યામવર્ણી, તેમજ (ધનાદિકમાં) અપૂર્ણ, ( રોગાદિથી ) પીડિત અને ( શત્રુઓથી ) ભય-ભીત એવા ( જીવો )નું રક્ષણ કરનારી ( અર્થાત્ દયાળુ ) એવી કાલી ( દેવી ) મારૂં સત્વર પરિપાલન કરો."—૨૦

## સ્પષ્ટીકરણ

**કાલી દેવીનું સ્વરૂપ—**

'દુશ્મનો પ્રતિ જે કાળ (યમરાજ) જેવી છે, તેમજ જે કૃષ્ણવર્ણી છે' તે 'કાલી' એ કાલી શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ દેવી પણ એક વિદ્યા-દેવી છે. તેનો વર્ણ શ્યામ છે અને તે હાથમાં ગદા રાખે છે. વિશેષમાં વિકસ્વર કમલ એ એનું વાહન છે. આ વાતના ઉપર નીચેનો શ્લોક પ્રકાશ પાડે છેઃ—

" शारदम्बुधरप्रमुक्तचञ्चद्गगनतलाभतनुद्युतिर्दयाढ्या ।
विकचकमलवाहना गदाभृत् कुशलमलङ्कुरुतात् सदैव काली ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨

પરંતુ એથી વિશેષ માહિતી તો નિર્વાણ-કલિકા ( પ્રતિષ્ઠા-પદ્ધતિ ) ઉપરથી મળે છે. કેમકે ત્યાં કહ્યું છે કે—" तथा कालिकादेवीं कृष्णवर्णां पद्मासनां चतुर्भुजामक्षसूत्रगदालङ्कृतदक्षिण-करां वज्राभययुतवामहस्तां चेति " અર્થાત્ આ દેવીને ચાર હાથ છે; તેના જમણા બે હાથ જપ-માલા અને ગદાથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ વજ્ર અને અભય[1]થી અલંકૃત છે[2].

**પદ્ય-ચમત્કાર-મીમાંસા—**

नगदामा, नगदामा; महो, महो; राजि, राजि; तरसा, तरसा;
घन, घन; काली, काली; वता, वता; दून, दून; सत्रा, सत्रा.

वता, वता એટલે वता, बता કેમકે યમક પ્રસંગે વકાર અને બકાર એક માનવામાં આવ્યા છે. જુઓ ચોવીસમા શ્લોકનું સ્પષ્ટીકરણ.

---

૧ શરણાગતના ભયનું નિવારણ કરવું, તેને કહેવું કે બીવાનું કંઇ કારણ નથી, નિર્ભય રહે એવું સૂચન કરવું તે 'અભય' કહેવાય છે.

૨ વિચારો આ કાવ્યનો ૮૪ મો શ્લોક.

## ६ श्रीपद्मप्रभजिनस्तुतयः

अथ श्रीपद्मप्रभाय विनतिः—

पादद्वयी दलितपद्ममृदुः प्रमोदम्
उन्मुद्रतामरसदामलतान्तपात्री ।
पाद्मप्रभी प्रविदधातु सतां वितीर्ण-
मुन्मुद्रतामरसदा मलतान्तपात्री ॥ २१ ॥

—वसन्ततिलका ( ८, ६ )

### टीका

पादद्वयीति । 'पादद्वयी' चरणद्वितयी । 'दलितपद्ममृदुः' विकसिताब्जकोमला । 'प्रमोदं' आनन्दम् । 'उन्मुद्रतामरसदामलतान्तपात्री' उन्मुद्राणि-विकसितानि तामरसदामानि-कमलमाला लतान्तानि-कुसुमानि तेषां पात्री-भाजनं, अथवा उन्मुद्रतामरसदामान्येव लम्बत्वाल्लतास्तासामन्तपात्री-समीपभाजनम् । कदाचिद् उन्मुद्राणि-अपर्यन्तानि तामरसानि सुरनिर्मितानि रेखात्मकानि वा दयत इति उन्मुद्रतामरसदा, यद्वा उन्मुत्-उद्गतहर्ष यद् रतं तत्र आमः-प्रत्यग्रो यो रसोऽभिलापस्तं द्यतीति उन्मुद्रतामरसदा । 'आमलतान्तपात्री' आमलता-रोगवल्ली तस्या अन्तो-विनाशस्तस्य पात्री-भाजनम् । 'पाद्मप्रभी' पद्मप्रभसंबन्धिनी । 'प्रविदधातु' करोतु । 'सतां साधूनाम् । 'वितीर्णमुत्' दत्तप्रीतिः । 'मुद्रतामरसदा' मुदा रता अमरसदः-सुरसभा यस्याः सा । 'मलतान्तपात्री' मलेन-कर्मणा तान्तान्-ग्लानान् पात्री-रक्षणशीला । पाद्मप्रभी पादद्वयी प्रमोदं प्रविदधातु इति संबन्धः ॥ २१ ॥

### अवचूरिः

पद्मप्रभसंबन्धिनी पादद्वयी प्रमोदं प्रविदधातु । किंभूता । दलितं विकसितं यदब्जं तद्वद् कोमला । उन्मुद्राणि विकसितानि तामरसदामानि कमलमाला लतान्तानि कुसुमानि तेषां पात्रीव पात्री भाजनम् । यद्वा उन्मुद्रतामरसदामान्येव लम्बत्वाल्लतास्तासामन्तपात्री समीपभाजनम् । सतां वितीर्णमुद् दत्तप्रीतिः । मुदि मुदा वा रता अमरसदा देवसभा यस्याः सा । मलेन कर्मणा तान्तान् ग्लानान् पातीति मलतान्तपात्री ॥ २१ ॥

### अन्वयः

दलित-पद्म-मृदुः, उन्मुद्र-तामरस-दामन्-लतान्त-पात्री [ अथवा उन्मुद्र-तामरस-दामन् लता-अन्त-पात्री, अथवा उन्मुद्र-तामरस-दा (अथवा उद् मुद्-रत-आम-रस-दा)-आम-लता अन्त-पात्री ] सतां वितीर्ण-मुद्, मुद्-रत-अमर-सदा, मल-तान्त-पात्री [ अथवा मलता-अन्त-पात्री ] पाद्मप्रभी पाद-द्वयी प्रमोदं प्रविदधातु ।

## શબ્દાર્થ

द्वयी=યુગલ.
पादद्वयी=ચરણ-યુગલ.
दलित (ધા૦ दल्)=વિકસિત.
मृदु=કોમલ.
दलितपद्ममृदु=વિકસિત કમલના જેવું કોમલ.
प्रमोदं (મૂ૦ प्रमोद)=હર્ષને.
उद्=વિયોગસૂચક અવ્યય.
मुद्रा=બંધ.
उन्मुद्र=ખીલેલ, વિકાસ પામેલ.
तामरस=રક્ત કમલ.
दामन्=માલા.
लतान्त=કુસુમ.
लता=લતા, વેલ.
अन्त=સમીપ.
पात्री=પાત્ર, ભાજન.
उन्मुद्रतामरसदामलतान्तपात्री=(૧) વિકસિત રક્ત કમલોની માલા અને પુષ્પોના પાત્રરૂપ; (૨) વિકાસ પામેલાં રક્ત કમલોની માલારૂપી વેલના સમીપ ભાજનરૂપ.
उद्=ઉદયવાચક અવ્યય.
मुद्=હર્ષ.
उन्मुद्=ઉદયમાં આવ્યો છે હર્ષ જ્યાં એવા.
आम=નવીન.
रस=રસ.
दा=કાપવું.
दे=ધારણ કરવું.
उन्मुदतामरसदा=(૧) હર્ષપૂર્વક મૈથુનરૂપી નવીન રસને નષ્ટ કરનારૂં; (૨) વિકસ્વર પદ્મોને ધારણ કરનારૂં.
अन्त=અન્ત, નાશ.
आमलतान्तपात्री=રોગરૂપી લતાનો અંત લાવનારા ભાજનરૂપ.
पाद्मप्रभी=પદ્મપ્રભસંબંધી.
प्रविदधातु (ધા૦ धा)=કરો.
सतां (મૂ૦ सत्)=સજ્જનોના.
वितीर्ण (ધા૦ तृ)=અર્પણ કરેલ.
वितीर्णमुद्=અર્પણ કર્યો છે હર્ષ જેણે એવું.
सद्स्=સભા.
मुद्तामरसदाः=હર્ષમાં અથવા હર્ષથી લીન છે અમરની સભા જેને વિષે તે.
मल=મળ, કર્મ.
तान्त (ધા૦ तन्)=ગ્લાનિ પામેલ, દુઃખી થયેલ.
मलता=મલિનતા.
पात्री=રક્ષક.
मलतान्तपात्री=(૧) (કર્મરૂપી) મલથી ગ્લાનિ પામેલાનું રક્ષણ કરનારૂં; (૨) મલિનતાના વિનાશના ભાજનરૂપ.

## શ્લોકાર્થ

### શ્રીપદ્મપ્રભને વિનંતિ—

" વિકસિત પદ્મના જેવું કોમલ, તથા ખીલેલાં રાતાં કમલોની માલા અને પુષ્પોના પાત્રરૂપ [ અથવા વિકાસ પામેલાં રક્ત કમલોની માલારૂપી[1] લતાના સમીપ ભાજનરૂપ, અથવા હર્ષ-પૂર્વક મૈથુનરૂપી નવીન રસને નષ્ટ કરનારૂ ( અથવા અપૂર્વ શોભાવાળાં પદ્મોને ધારણ[2] કરનારૂ ) એવું તેમજ રોગરૂપી વેલનો અંત લાવનારા પાત્રરૂપ ] એવું, વળી સજ્જ

૧ માલા લાંબી હોવાથી તેને અત્ર 'લતા' ની ઉપમા આપી છે.
૨ આ તીર્થંકરના ચરણમાં પદ્મની રેખા છે. વળી દેવો પણ તેમના વિહાર દરમ્યાન તેમના ચરણની નીચે કમળો સ્થાપે છે તેથી 'ધારણ કરનારૂં' એ વિશેષણ સાર્થક કરે છે.

નોને સમર્પણ કર્યો છે આનંદ જેણે એવું ( અર્થાત્ સત્પુરૂષોને આનંદ-દાયક ), તેમજ હર્ષમાં લીન છે દેવની સભા જેને વિષે એવું [ અથવા હર્ષથી રમે છે સુરની સભા ( માંના સભ્યોનું મન ) જેને વિષે એવું ], તેમજ ( કર્મરૂપી ) મલથી પીડાયેલ ( જીવો )નું રક્ષણ કરનારૂં [ અથવા મલિનતાના વિનાશના ભાજનરૂપ ] એવું પદ્મ-પ્રભનું ચરણ-યુગલ ( હે ભવ્યજન ! તમને ) હર્ષ ઉત્પન્ન કરો. "—૨૧

## સ્પષ્ટીકરણ

**પદ્મપ્રભ પ્રભુ—**

આ છઠ્ઠા તીર્થંકરનો જન્મ **કૌશામ્બી** નગરીમાં થયો હતો. **શ્રીધર** નૃપતિ અને **સુસીમા** રાણી એ તેમનાં જનક અને જનની થતાં હતાં. આ તીર્થંકરના દેહનો વર્ણ કમલના જેવો રક્ત હતો અને તેની ઊંચાઈ અઢીસે ધનુષ્યપ્રમાણ હતી. આ દેહની શોભામાં પદ્મનું લાંછન વધારો કરતું હતું. દરેક તીર્થંકરની માફક ગૃહસ્થાશ્રમનો અંતે ત્યાગ કરી, સિદ્ધ ભગવાનોની સાક્ષીએ સામાયિક[1] વ્રત ગ્રહણ કરી, છેવટે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી, તીર્થંકરવિષયક કાર્ય સમાપ્ત કરી, ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને તેઓ પંચમ[2] ગતિને અર્થાત્ સિદ્ધ-ગતિને પામ્યા.

**વૃત્ત-વિચાર—**

આ પદ્ય અને ત્યાર પછીનાં બીજાં ત્રણ પદ્યો પણ 'સમવૃત્ત' જાતના વૃત્તમાં રચાયેલાં છે. આ વૃત્તનું નામ **વસન્તતિલકા** છે. આને **સિંહોદ્ધતા**, **સિંહોન્નતા**, **ઈન્દુવદના** ઈત્યાદિ નામોથી પણ ઓળખાવવામાં આવે છે. એનું લક્ષણ એ છે કે—

" उक्ता वसन्ततिलका तभजा जगौ गः "

અર્થાત્ આ છંદમાં **ત**, **ભ**, **જ**, અને **જ** એમ ચાર ગણો છે અને અન્ત્ય બે અક્ષરો ગુરૂ યાને દીર્ઘ છે. એટલે કે આ વૃત્તમાં એકંદર ચૌદ ( ૧૪ ) અક્ષરો છે.[3] વિશેષમાં આઠમે અને ચૌદમે અક્ષરે 'યતિ' છે.

---

૧ આ શબ્દ 'સમ' અને 'આય' એ બે શબ્દનો બનેલો છે. આમાંના 'આય'નો અર્થ 'લાભ' થાય છે, જ્યારે 'સમ' શબ્દથી 'મધ્યસ્થ ભાવ', 'સમાન ભાવ' ઈત્યાદિ સમજવામાં આવે છે. આથી કરીને 'સામાયિક' શબ્દના વિવિધ અર્થો થાય છે. કેમકે 'સામાયિક' એટલે 'સમાન છે મુક્તિ-સાધન પ્રતિ સામર્થ્ય જેનું એવા જ્ઞાન-દર્શન-ચારિત્રનો લાભ છે જેમાં તે'; અથવા 'મધ્યસ્થ ભાવનો લાભ છે જે દ્વારા તે'; અથવા 'સર્વ જીવોને સમાન ગણવારૂપ અર્થાત્ શત્રુ અને મિત્ર ઉપર સમભાવ રાખવારૂપ લાભ છે જેમાં તે'.

૨ ગતિ ચાર છે-(૧) નરક, (૨) તિર્યંચ, (૩) મનુષ્ય અને (૪) દેવ. 'તિર્યંચ' શબ્દથી દેવ, મનુષ્ય અને નરકના જીવો સિવાયના સમસ્ત જીવો સમજવા. અત્ર જે પંચમ ગતિનો ઉલ્લેખ કર્યો છે, તે આલંકારિક છે, જો કે સામાન્યતઃ સિદ્ધિમાં જવાપણું છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે કર્મોદયને લીધે નરકાદિક ગતિઓ થાય છે, જ્યારે સિદ્ધિ-ગતિ તો કર્મના ઉદયથી થતી નથી, પરંતુ તે તો સમગ્ર કર્મના ક્ષયથી થાય છે.

૩ આ વસન્તતિલકા વૃત્તનું લક્ષણ શ્રુતબોધમાં નીચે મુજબ આપવામાં આવ્યું છે.

" आद्यं द्वितीयमपि चेद् गुरु तच्चतुर्थं
यत्राष्टमं च दशमान्त्यमुपान्त्यमन्त्यम् ।
कामाङ्कुशाङ्कुशितकामिमतङ्गजेन्द्रे !
कान्ते ! वसन्ततिलकां किल तां वदन्ति ॥ "

અર્થાત્ હે કામરૂપ અંકુશ વડે અંકુશમાં આણ્યા છે કામિ (જન) રૂપ કુંજરરાજને જેણે એવી હે કાન્તા ! જે પદ્યનો પહેલો, વળી બીજો તેમજ ચોથો તથા આઠમો, અગ્યારમો (દશમા પછીનો), તેરમો (છેલ્લાની પૂર્વેનો) અને ચૌદમો (છેવટનો) અક્ષર ગુરૂ હોય, તે પદ્યને (પણ્ડિતો) વસન્તતિલકા કહે છે.

પ્રથમાદિ ચરણોના ગણો પરત્વે સમજ—

पा दद् व | यी द लि | त पद् म | मृ द्दुप् र | मो दम्
– – ᴗ | – ᴗ ᴗ | ᴗ – ᴗ | ᴗ – ᴗ | – –
त म ज ज ग ग

કાવ્ય-ચમત્કાર—

જેમ પૂર્વોક્ત શ્લોકોમાં દ્વિતીય અને ચતુર્થ ચરણો એકમેકની સાથે મળતાં આવે છે અને તેથી તે શ્લોકો ચમત્કારિક ગણાય છે, તેમ આ શ્લોકના સંબંધમાં પણ જોઈ શકાય છે. વિશેષમાં આનાં ચાર ચરણોમાં દકાર અને મકાર ઘણા જોવામાં આવે છે, તેથી કંઈક ઓછી સંખ્યામાં તકાર તેમજ પકાર (અને રકાર) પણ દૃષ્ટિગોચર થાય છે. ટુંકમાં આ શ્લોકના ઘણા ખરા અક્ષરો દંતસ્થ અને ઓષ્ઠસ્થ સ્થાનના છે. વળી આ શ્લોકમાં મૃદુ અક્ષરોનો વિશેષતઃ સદ્ભાવ જોવાય છે. આથી કરીને એકંદર રીતે આ શ્લોક વાંચતાં કંઈક ઓરજ લહેજત આવે છે.

समग्रजिनेश्वराणां स्तुतिः—

सा मे मतिं वितनुताज्जिनपङ्क्तिरस्त–
मुद्राऽऽगताऽमरसभाऽसुरमध्यगाऽऽद्याम् ।
रत्नांशुभिर्विदधती गगनान्तरालम्
उद्रागतामरसभासुरमध्यगाद् याम् ॥ २२ ॥

—वसन्त०

## टीका

सा मे मतिमिति । 'सा मे मतिं वितनुतात्' सा मम मज्ञां विस्तारयतु । 'जिनपङ्क्तिः' अर्हत्परम्परा । 'अस्तमुद्रा' अस्ता–क्षिप्ता मुद्रा–पर्यन्तो यया सा अस्तमुद्रा–अपर्यन्ता । 'आगता' आयाता । 'अमरसभा' देवपर्षत् । 'असुरमध्यगा' असुराणां मध्ये गच्छति या सा, मुक्तवैरेत्यभिप्रायः । 'आद्यां' आदिकालभवाम् । अथवा असुरमध्यगाना आद्यां–प्रथमां, प्रथमं पूज्यतया असुरमध्ये सा गच्छति, ततोऽन्ये गणधरादय इति । 'रत्नांशुभिः' मणिमयूखैः । 'विदधती' कुर्वाणा । 'गगनान्तरालं' अन्तरिक्षोदरम् । 'उद्रागतामरसभासुरं' उद्रागं–उद्गतरागं यत् तामरसं तद्वत् भासुरं–दीप्तम् । 'अध्यगात्' प्राप्तवती । 'यां' । प्रथमान्तानि सर्वाणि अमरसभाविशेषणानि । तां (यां)अध्यगात् अमरसभा सा जिनपङ्क्तिः मे मतिं वितनुतादित्यन्वयः ॥२२॥

१ 'मुद्रा गताऽमरसभा सुरमध्यगायाम्' इत्यपि पाठो न्याय्यः ।

## अवचूरिः

सा जिनश्रेणी मम मतिं दद्यात् । अस्तमुद्रा मुक्तप्रमाणा । गता प्राप्ता अमरसभा देवपर्षद् जिनपङ्क्तिं अध्यगात् प्राप्तवती । आद्यां प्रथमाम् । किंभूता । असुरमध्यगा असुरमध्ये गच्छतीति । किं कुर्वती । रत्नांशुभिर्भूषणमणिकान्तिभिर्गगनमध्यं उद्गतरागं यत् तामरसं पद्मं तद्वद् भासुरं कुर्वाणा ॥२१॥

## अन्वयः

रत्न-अंशुभिः गगन-अन्तरालं उद्-राग-तामरस-भासुरं विदधती (स्वर्गतः) आगता, असुर-मध्य-गा, अस्त-मुद्रा अमर-सभा यां आद्यां (जिन-पङ्क्तिं) अध्यगात् सा जिन-पङ्क्तिः मे मतिं वितनुतात् ।

## अथवा

असुर [ अथवा सुर ] मध्य-ग-आद्यां यां ( जिन-पङ्क्तिं ) अमर-सभा गता अध्यगात् (च), सा अस्त-मुद्रा, रत्न-अंशुभिः गगन-अन्तरालं उद्-राग-तामरस-भासुरं विदधती जिन-पङ्क्तिः मे मतिं वितनुतात् ।

## શબ્દાર્થ

सा ( मू० तद् )=તે.
मतिं ( मू० मति )=બુદ્ધિને.
वितनुतात् ( धा० तन् )=વિસ્તારો.
पङ्क्ति=શ્રેણિ.
जिनपङ्क्ति=જિનોની શ્રેણિ.
मुद्रा=પ્રમાણ, પરિમાણ.
अस्तमुद्रा=પરિમાણ-રહિત.
आगता ( धा० गम् )=આવેલી.
गता ( मू० गत )=ગમન કરેલી.
सभा=સભા, પરિષદ્.
अमरसभा=દેવોની પરિષદ્.
मध्य=વચલો ભાગ.
गम्=પ્રાપ્ત થવું.
असुरमध्यगा=અસુરોની મધ્યમાં જતી.
आद्यां ( मू० आद्य )=પ્રથમ, ઉત્તમ.
असुरमध्यगाद्यां=અસુરોના મધ્ય ભાગમાં જનારાઓમાં પ્રથમ.
रत्न=રત્ન.
रत्नांशुभिः=રત્નનાં કિરણો વડે.
विदधती ( धा० धा )=કરનારી.
गगन=આકાશ.
अन्तराल=મધ્ય ભાગ.
गगनान्तरालं=આકાશના મધ્ય ભાગને.
उद्=ઉત્કૃષ્ટતા-વાચક અવ્યય.
राग=રક્તતા, રતાશ.
उद्राग=ઉત્કૃષ્ટ છે રતાશ જેમાં એવાં.
उद्रागतामरसभासुरं=ઉત્કૃષ્ટ છે રતાશ જેમાં એવાં પદ્મોના જેવું દેદીપ્યમાન.
अध्यगात् ( धा० इ )=પ્રાપ્ત કરતી હવી.

## શ્લોકાર્થ

સમગ્ર જિનેશ્વરોની સ્તુતિ—

" ( રત્નજડિત આભૂષણોમાંનાં ) રત્નોનાં કિરણો વડે આકાશના મધ્ય-ભાગને, ઉત્કૃષ્ટ છે રક્તતા જેમાં એવાં પદ્મોનાં જેવું દેદીપ્યમાન કરતી થકી ( ) આવેલી

એવી, તેમજ અસુરોની વચ્ચે રહેનારી ( અર્થાત્ શત્રુઓ સાથે પણ મિત્રતા રાખનારી ) એવી દેવ-પરિષદ્, જે ( પૂજ્યતાની અપેક્ષાએ ) પ્રથમ ( છે તેવી ) જિન-શ્રેણિને પ્રાપ્ત કરતી હવી, તે ( જિન-શ્રેણિ ) મારી મતિનો વિશેષતઃ વિસ્તાર કરો."

અથવા

"અસુરોના મધ્ય ભાગમાં જનારાઓમાં પ્રથમ એવી જે જિન-શ્રેણિ પ્રતિ સુરોની સભા જતી હવી તેમજ જેનો આશ્રય લેતી હવી, તે પરિમાણ-રહિત તથા રત્નનાં કિરણો વડે ગગનના મધ્ય-ભાગને અત્યંત રક્તતા છે જેમાં એવાં કમલોના જેવું પ્રકાશમય કરનારી જિન-શ્રેણિ મારી મતિનો વિશેષ વિસ્તાર કરો."—૨૨

## સ્પષ્ટીકરણ

### જિન-શ્રેણિ પરત્વે વાપરેલાં વિશેષણો સંબંધી વિચાર—

(૧) પરિમાણ-રહિતઃ- આ શ્લોકમાં જિન-શ્રેણિને પરિમાણ-રહિત એવા વિશેષણથી વિશિષ્ટ આલેખેલી છે. તેમાં 'પરિમાણ-રહિત' એમ કહી અત્યાર સુધીમાં અનંત કાલ-ચક્રો વ્યતીત થઈ ગયેલાં હોવાને લીધે અનંત તીર્થંકરો (જિનેશ્વરો) થઈ ગયા છે એમ સૂચન કરવામાં આવ્યું છે.

(૨) પ્રથમઃ-જિનશ્રેણિને પૂજ્યત્વની અપેક્ષાએ તેમજ સાક્ષાત્ ઉપકારક તરીકેની દૃષ્ટિએ પણ 'પ્રથમ' યાને 'આદ્ય' એમ કહી શકાય છે. આ વાત ચૌદ 'પૂર્વ'ના સારરૂપ નવકાર મંત્રની રચના ઉપરથી પણ જોઈ શકાય છે.

વળી આ શ્લોકમાં 'રત્નનાં કિરણો વડે....આકાશના મધ્યભાગને દેદીપ્યમાન કરનારી' એવું જે વિશેષણ દેવ-સભાને લગાડવામાં આવ્યું છે, તે વિશેષણ જિન-શ્રેણિના સંબંધમાં પણ ઘટી શકે છે. કેમકે જ્યારે જિનેશ્વરો એક સ્થલેથી અન્ય સ્થલે વિહાર કરે છે, ત્યારે તેનાં અષ્ટ મહા-પ્રાતિહાર્યો પણ આકાશ-માર્ગે તેની સાથે ગમન કરે છે. આ પ્રાતિહાર્યોમાંનાં છત્ર, ચામર, સિંહાસનાદિ પ્રાતિહાર્યો હીરા, મણિ, માણેક અને રત્નાદિકથી જડિત હોવાને લીધે તેના પ્રકાશથી પણ ગગન દેદીપ્યમાન બની રહે છે.

### જિનેશ્વરનો મહિમા—

આ શ્લોકમાં અમર-સભાને 'અસુરોના મધ્યમાં રહેનારી' કહીને સમવસરણમાં જીવો પોતાનાં જાતિ-વૈરો પણ ભૂલી જાય છે એ વાતનું સૂચન કરવામાં આવ્યું હોય એમ લાગે છે. આવે સ્થલે જીવો પોતાનું જાતિ-વૈર ભૂલી જાય તેમાં નવાઈ નથી કેમકે કહ્યું છે કે—

" सारङ्गी सिंहशावं स्पृशति सुतधिया नन्दिनी व्याघ्रपोतं
मार्जारी हंसबालं प्रणयपरवशात् केकिकान्ता भुजङ्गम् ।
वैराण्याजन्मजातान्यपि गलितमदा जन्तवोऽन्ये त्यजेयु-
र्दृष्ट्वा सौम्यैकरूढं प्रशमितकलुषं योगिनं क्षीणमोहम् ॥ "

—સગ્ધરા

અર્થાત્—સમતામાં આરૂઢ થયેલા, વળી નષ્ટ થયાં છે પાપો જેમનાં એવા તેમજ ક્ષીણ થઇ ગયો છે મોહ જેમનો એવા યોગીને જોઇને જન્મથી ઉત્પન્ન થયેલાં (અર્થાત્ સ્વાભાવિક) વૈરો પણ, ગળી ગયો છે ગર્વ જેનો એવા જીવો ત્યજી દે છે. જેમ કે હરિણી સ્નેહને વશ થઇને સિંહના બચ્ચાનો પોતાના પુત્રની બુદ્ધિથી સ્પર્શ કરે છે; તેવીજ રીતે ગાય વાઘના બચ્ચાનો, બિલાડી હંસનાં બચ્ચાનો અને ઢેલ (મયૂરી) સર્પનો સ્પર્શ કરે છે.

श्रीसिद्धान्तस्वरूपम्—

श्रान्तिच्छिदं जिनवरागममाश्रयार्थम्
आराममानम लसन्तमसंगमानाम् ।
धामाग्रिमं भवसरित्पतिसेतुमस्त-
मारामानमलसंतमसं गमानाम् ॥ २३ ॥

—वसन्त०

टीका

श्रान्तिच्छिदमिति । 'श्रान्तिच्छिदं' श्रमहारिणम् । 'जिनवरागमं' जिनेन्द्रमतम् । 'आश्रयार्थं' संश्रयहेतोः। 'आरामं' उद्यानम् । 'आनम' प्रणम। 'लसन्तं' शोभायमानम् । 'असङ्गमानां' निःसङ्गानां मुनीनामित्यर्थः । 'धाम' स्थानम् । 'अग्रिमं' प्रधानम् । 'भवसरित्पतिसेतुं' संसारवारिधितरणबन्धम् । 'अस्तमारामानमलसन्तमसं' मारश्च आमश्च मानश्च मलाश्च त एव मलीमसात्मकत्वात् सन्तमसं–तमिस्रं तदस्तं येन तम् । 'गमानां' पूर्वोक्तलक्षणानाम् । असङ्गमानामाश्रयार्थं आरामं गमानां धाम जिनवरागममानमेति संबन्धः ॥ २३ ॥

अवचूरिः

हे लोक ! जिनेन्द्रागममानम । किंभूतम् । श्रमभेदकम् । आश्रयहेतोरारामभिवारामम् । लसन्तं शोभमानम् । केषाम् । असंगमानाम् । निःसङ्गानां मुनीनामित्यर्थः । अग्रिमं प्रकृष्टं धाम गृहम्। केषाम् । गमानां सदृशपाठानाम्। संसारसमुद्रसेतुम् । अस्ताः (ध्वस्ताः) कामरोगाहंकारपापाज्ञानानि येन ॥२३॥

अन्वयः

श्रान्ति–छिदं, अ–संगमानां आश्रयार्थं आरामं, लसन्तं, गमानां अग्रिमं धाम, भव–सरित्–पति–सेतुं, अस्त–मार–आम–मान–मल–संतमसं जिनवर–आगमं आनम ।

શબ્દાર્થ

श्रान्ति=શ્રમ, થાક.
छिद्=છેદવું.
श्रान्तिच्छिदं=શ્રમનો નાશ કરનારૂં, થાક ઉતારનારૂં.
आश्रयार्थं ( मू० आश्रय )=આશ્રયને માટે.
आरामं ( मू० आराम )=ઉપવન, બાગ.
लसन्तं ( मू० लसत् )=દેદીપ્યમાન, પ્રકાશતું.
असंगमानां ( मू० असंगम )=નિઃસંગ–યતીઓના.

धामन्=સ્થાન, ધામ.
अग्रिमं (મૂ० अग्रिम)=મુખ્ય.
सरित्=નદી.
सरित्पति=નદીશ, સમુદ્ર.
सेतु=પૂલ.
भवसरित्पतिसेतुं=સંસારરૂપી સમુદ્ર પ્રતિ પૂલરૂપ.
संतमस=ગાઢ અંધકાર.
अस्तमाराममानमलसंतमसं=નાશ કર્યો છે કામ-દેવ, રોગ, માન, અને મલરૂપી ગાઢ અંધકારનો જેણે એવા.
गमानां (મૂ० गम)=આલાપકોનો.

## શ્લોકાર્થ

**શ્રીસિદ્ધાન્તનું સ્વરૂપ—**

"(અનાદિ કાલથી ભવ-ભ્રમણ કરવાથી ઉત્પન્ન થયેલા) શ્રમનો અંત આણનારા, તથા અસંગ-વ્રતિ (અર્થાત્ સંસાર-સંગ-રહિત એવા મુનિવરો)ને આશ્રય કરવા માટે ઉપવન (સમાન), વળી શોભાયમાન, તેમજ સમાન પાઠોના મુખ્ય સ્થાનરૂપ, અને વળી સંસાર-સમુદ્ર (ઓળંગી જવામાં) પૂલ-સમાન, તેમજ નાશ કર્યો છે કંદર્પ, રોગ, ગર્વ અને (અષ્ટ કર્મરૂપી) મલરૂપી ગાઢ અંધકારનો જેણે એવા જિનેશ્વરોના આગમને (હે જન-સમૂહ!) તું નમસ્કાર કર."—૨૩

## સ્પષ્ટીકરણ

**શ્લોક-ચમત્કૃતિ—**

આ શ્લોકમાં અન્ય શ્લોકોના જેવી ચરણ-સદૃશતારૂપી ચમત્કૃતિ દૃષ્ટિગોચર થવા ઉપરાંત મકારની વિશેષતારૂપી અન્ય ચમત્કૃતિ પણ નજરે પડે છે.

**गान्धारीदेवीस्तुतिः—**

गान्धारि ! वज्रमुसले जयतः समीर-
पातालसत्कुवलयावलिनीलभे ते ।
कीर्तीः करप्रणयिनी तव ये निरुद्ध-
पातालसत्कुवलया बलिनी लभेते ॥ २४ ॥ ६ ॥

—वसन्त०

## टीका

गान्धारीति । 'गान्धारि!' गान्धारिनामिके ! । 'वज्रमुसले' प्रहरणजाती । 'जयतः' जय-मनुभवतः । 'समीरपातालसत्कुवलयावलिनीलभे ते' समीरपातेन—वातभङ्कोलनेन आलसन्ती—दोलायमाना या कुवलयावलिः तद्वन्नीला भा—दीप्तिर्ययोः सा । आमन्त्र्यते वज्रमुसले । 'कीर्तीः' साधुवादरूपाः । किंविधे वज्रमुसले ? 'करप्रणयिनी' हस्तस्थिते । 'तव' भवत्याः । 'ये' वज्र-मुसले । किंविशिष्टाः कीर्तीः ? 'निरुद्धपातालसत्कुवलयाः' निरुद्धं—आवृतं पातालसदां—रसातल-



निर्वाणकलिकायाम्—

"गान्धारीं देवीं नीलवर्णां कमलासनां चतुर्भुजां वरदमुसलयुत-दक्षिणकरां अभयकुलिशयुतवामहस्तां चेति ।"

रि. सा. प्रेस.

धामन्=સ્થાન, ધામ.

अग्रिमं (મૂ० अग्रिम)=મુખ્ય.

सरित्=નદી.

सरित्पति=નદીશ, સમુદ્ર.

सेतु=પૂલ.

भवसरित्पतिसेतुं=સંસારરૂપી સમુદ્ર પ્રતિ પૂલરૂપ.

संतमस=ગાઢ અંધકાર.

अस्तमाराममानमलसंतमसं=નાશ કર્યો છે કામદેવ, રોગ, માન, અને મલરૂપી ગાઢ અંધકારનો જેણે એવા.

गमानां (મૂ० गम)=આલાપકોનો.

## શ્લોકાર્થ

**શ્રીસિદ્ધાન્તનું સ્વરૂપ—**

"(અનાદિ કાલથી ભવ-ભ્રમણ કરવાથી ઉત્પન્ન થયેલા) શ્રમનો અંત આણનારા, તથા અસંગ-વ્રતિ (અર્થાત્ સંસાર-સંગ-રહિત એવા મુનિવરો)ને આશ્રય કરવા માટે ઉપવન (સમાન), વળી શોભાયમાન, તેમજ સમાન પાઠોના મુખ્ય સ્થાનરૂપ, અને વળી સંસાર-સમુદ્ર (ઓળંગી જવામાં) પૂલ-સમાન, તેમજ નાશ કર્યો છે કંદર્પ, રોગ, ગર્વ અને (અષ્ટ કર્મરૂપી) મલરૂપી ગાઢ અંધકારનો જેણે એવા જિનેશ્વરોના આગમને (હે જન-સમૂહ!) તું નમસ્કાર કર."—૨૩

## સ્પષ્ટીકરણ

**શ્લોક-ચમત્કૃતિ—**

આ શ્લોકમાં અન્ય શ્લોકોના જેવી ચરણ-સદૃશતારૂપી ચમત્કૃતિ દૃષ્ટિગોચર થવા ઉપરાંત મકારની વિશેષતારૂપી અન્ય ચમત્કૃતિ પણ નજરે પડે છે.

**गान्धारीदेवीस्तुतिः—**

गान्धारि ! वज्रमुसले जयतः समीर—
पातालसत्कुवलयावलिनीलभे ते ।
कीर्तीः करप्रणयिनी तव ये निरुद्ध—
पातालसत्कुवलया बलिनी लभेते ॥ २४ ॥ ६ ॥

—वसन्त०

## टीका

गान्धारीति। 'गान्धारि!' गान्धारिनामिके! । 'वज्रमुसले' प्रहरणजाती। 'जयतः' जयमनुभवतः। 'समीरपातालसत्कुवलयावलिनीलभे ते' समीरपातेन—वातप्रेङ्खोलनेन आलसन्ती—ढोलायमाना या कुवलयावलिः तद्वन्नीला भा—दीप्तिर्ययोः सा। आमन्त्र्यते वज्रमुसले। 'कीर्तीः' साधुवादरूपाः। किंविधे वज्रमुसले? 'करप्रणयिनी' हस्तस्थिते। 'तव' भवत्याः। 'ये' वज्रमुसले। किंविशिष्टाः कीर्तीः? 'निरुद्धपातालसत्कुवलयाः' निरुद्धं—आवृतं पातालसद्मं—रसातल-

वासिनां कुवलयं-पृथ्वीमण्डलं पातालक्षणं यकाभिस्ताः, यदिवा निरुद्धं पातालं सत्-शोभनं कुवलयं वेति विग्रहः । 'वलिनी' सारयुक्ते ।.'लभेते' प्राप्नुतः । हे गान्धारि ! तव करप्रणयिनी ते वज्रमुसले जयतो ये कीर्तीः लभेते इति योगः ॥ २४ ॥

## अवचूरिः

हे गान्धारि देवि ! ते वज्रमुसले आयुधे जयतः । किंभूते । वातप्रेङ्खोलनेनालसन्ती या कुवलयमाला तद्वन्नीला भा कान्तिर्ययोः । ये वज्रमुसले कीर्तीर्यशांसि लभेते । किंभूते । तव हस्तस्नेहले । वलिनी वलवती । कीर्तीः किंभूताः । निरुद्धमावृतं पातालं सत्पृथ्वीवलयं च याभिः ॥ २४ ॥

## अन्वयः

गान्धारि ! ये ( वज्र-मुसले ) तव कर-प्रणयिनी, वलिनी, निरुद्ध-पाताल-सत्-कु-वलयाः कीर्तीः लभेते, ते समीर-पात-आ-लसत्-कुवलय-आवलि-नील-भे वज्र-मुसले जयतः ।

## શબ્દાર્થ

गान्धारि ! ( मू० गान्धारी )=હે ગાન્ધારી(દેવી)!
वज्र=વજ્ર.
मुसल=મુસલું, સાંબેલું, આયુધ-વિશેષ.
वज्रमुसले=વજ્ર અને મુસલ.
जयतः( धा० जि )=જયવંતા વર્તે છે.
समीर=પવન.
पात=ચલન.
आलसत् ( धा० लस् )=અત્યંત દેદીપ્યમાન.
कुवलय=કમલ.
आवलि=શ્રેણિ, હાર.
नील=નીલ.
समीरपातालसत्कुवलयावलिनीलभे=પવનના ચલનથી અત્યંત શોભતી એવી કમલોની માલાના જેવી નીલ કાંતિવાળા.
ते ( मू० तद् )=તે બે.
कीर्तीः ( मू० कीर्ति )=કીર્તિઓ, યશ.
कर=હસ્ત, હાથ.
प्रणय=સ્નેહ, રાગ
करप्रणयिनी=હસ્ત પ્રતિ અનુરાગ ધરાવનારા.
ये ( मू० यद् )=જે બે.
निरुद्ध ( धा० रुध् )=રોકેલું.
पाताल=પાતાળ.
सद्=રહેલું.
कु=પૃથ્વી.
वलय=ચક્ર, મંડળ.
निरुद्धपातालसत्कुवलयाः=(૧)પૂરી દીધાં છે પાતાળ તેમજ (અથવા પાતાળરૂપી) સુશોભિત ભમંડળને જેણે એવી; (૨) આવરણ કર્યું છે પાતાલવાસીઓના પૃથ્વી-મંડલનું જેણે એવી.
वलिनी ( मू० वलिन् )=પરાક્રમી, બલયુક્ત.
लभेते ( धा० लभ् )=મેળવે છે.

## શ્લોકાર્થ

**ગાન્ધારી દેવીની સ્તુતિ—**

"હે ગાન્ધારી ( દેવી ) ! જે વજ્ર અને મુસલ તારા હસ્ત પ્રતિ અનુરાગ ધરાવે છે ( અર્થાત્ જેને તું નિરંતર તારા હસ્તમાં ધારણ કરે છે ) તથા વળી નિરોધ કર્યો છે પાતાલ તેમજ સુશોભિત [ અથવા પાતાલરૂપી સુંદર ] ભૂમંડલનો જેણે એવી [ અથવા આવરણ કર્યું છે પાતાલવાસી દેવોના પૃથ્વી-મંડલનું જેણે એવી ( અર્થાત દિગન્ત સુધી પ્રસરી ગયેલી એવી ).] કીર્તિઓને જેણે સંપાદન કરી છે તેમજ વળી ( તારા જેવી સ્વામિની મળવાને -

લીધે ) જે બલ-યુક્ત છે, તે બે તારાં વજ્ર અને મુસલ કે જેની કાંતિ પવનના ચલનથી અત્યંત શોભતાં એવાં કમલોની માલાના જેવી નીલ-વર્ણી છે, તે જયવંત વર્તે છે."—૨૪.

## સ્પષ્ટીકરણ

**ગાન્ધારી દેવીનું સ્વરૂપ—**

આ એક વિદ્યા-દેવી છે અને તેને ચાર હાથ છે. જમણા બે હાથમાં તે વરદ અને મુસલ રાખે છે, જ્યારે ડાબા બે હાથમાં તે અભય અને વજ્ર ધારણ કરે છે. વળી તે નીલવર્ણી છે તેમજ શતપત્ર(કમલ) એ એનું વાહન છે. આ હકીકત નિર્વાણ-કલિકા ઉપરથી જોઈ શકાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

"तथा गान्धारीदेवीं नीलवर्णां कमलासनां चतुर्भुजां, वरदमुशलयुतं दक्षिणकरमभयकुलिशयुतवामहस्तां चेति."

આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે.

"शतपत्रस्थितचरणा, मुसलं वज्रं च हस्तयोर्दधती ।
कमनीयाञ्जनकान्ति-र्गान्धारी गां शुभां दद्यात् ॥"—આર્યા
—આચાર૦ પત્રાંક ૧૬૨

વિશેષમાં આ દેવીના સંબંધમાં એક ટીકામાં એવો ઉલ્લેખ છે કે—

"पूर्वाभवापेक्षया 'गन्धार' देशोत्पन्नत्वाद् गान्धारी"

અર્થાત્ પૂર્વ ભવમાં આ દેવી 'ગન્ધાર' દેશમાં ઉત્પન્ન થઈ હતી તેથી તેને ગાન્ધારી કહેવામાં આવે છે.

**વૃત્ત-ચમત્કાર—**

આ શ્લોકમાં (તેમજ ત્યાર પછીના બીજા બે શ્લોકોમાં પણ) જે વિશિષ્ટ વિચિત્રતા રહેલી છે, તેનું અત્ર દિગ્દર્શન કરાવવામાં આવે છે. બીજું અને ચોથું ચરણ-એમ બંને ચરણો પ્રતિ દૃષ્ટિ ફેંકતાં વકાર અને બકારને આવા કાવ્યમાં એક ગણવામાં આવ્યા છે એ વાત જોઈ શકાય છે. કહ્યું છે કે—

"यमक-श्लेष-चित्रेषु, बवयोर्डलयोर्न भित्"

અર્થાત્-યમક, શ્લેષ અને ચિત્રમાં બકાર અને વકાર તેમજ ડકાર અને લકાર વચ્ચે ભેદ ગણવામાં આવતો નથી.[1]

---

1 આવી ચમત્કૃતિઓથી ભરપૂર હોવા ઉપરાંત સાથેસાથ વિશિષ્ટ ચમત્કારથી પણ અલંકૃત કાવ્ય જોવું હોય, તો વિચારો મહામહોપાધ્યાય સાધુરાજગણિકૃત ભોજ્યાદિનામગર્ભિત સ્વોપજ્ઞટીકાસહિત જિન-સ્તુતિ (શ્રીયશોવિજય જૈન ગ્રન્થમાલા [૯] જૈનસ્તોત્રસંગ્રહ, દ્વિતીય વિભાગ).

અત્ર તો ઉદાહરણ તરીકે આ અનુપમ કાવ્યનું ફક્ત એકજ પદ્ય આપવામાં આવે છે. તે પદ્ય નીચે મુજબ છે—

"आम्बारायण सेलडी खडहडीकेलामती राङ्घमं
चञ्चद्दाडिमद्राऽखखारिक रसात् त्वां साकुची खाजलाम् ।
लाडूपाण्डखजूरसारखडवूजांकूरदालिप्रमो
नौमि श्रीजिनमुद्रसाकरमह श्रीपानसत्फोफलम् ॥ १ ॥"
—શાર્દૂલ૦

[ आम्ब ! अरायण ! सेलडी खलहलीकेलामतिः राङ्घमं
चञ्चद्दालिमद्र ! अलखारिक ! रसात् त्वां साकुची खाजडाम् ! ।
लालूपाण्डख ! जूरसारखलव ! ऊजाङ्कूरदालिप्रमो !
नौमि श्रीजिन ! मुद्रसाकरमहं श्रीपानसत्फोऽफलम् ॥]

# ७ श्रीसुपार्श्वजिनस्तुतयः

अथ श्रीसुपार्श्वजिनस्मरणम्—

कृतनति कृतवान् यो जन्तुजातं निरस्त—
स्मरपरमदमायामानबाधायशस्तम् ।
सुचिरमविचलत्वं चित्तवृत्तेः सुपार्श्वं
स्मर परमदमाया मानवाधाय शस्तम् ॥ २५ ॥

—मालिनी ( ८, ७ )

## टीका

कृतनतीति । 'कृतनति' विहितप्रणामम् । 'कृतवान्' विहितवान् । 'यो' 'जन्तुजातं' । 'निरस्तस्मरपरमदमायामानबाधायशः' परे—शत्रवः स्मरश्च परे च मदश्च माया च मानश्च बाधा च अयशश्च ते निरस्ता—अपनीता यस्य तत् तथा तम् । 'सुचिरं' प्रभूतकालम् । 'अविचलत्वं' एकाग्रता । 'चित्तवृत्तेः' मनसः । 'सुपार्श्वं' सुपार्श्वनामानम् । 'स्मर' ध्याय । 'परमदमायाः' परमो दमो यस्याः । 'मानव'! मनुष्य! । 'आधाय' कृत्वा । 'शस्तं' शोभनम् । यः कृतनति जन्तुजातं इत्थंभूतं कृतवान् तं सुपार्श्वं हे मानव ! चित्तवृत्तेः अविचलत्वं आधाय स्मरेति संबन्धः ॥ २५ ॥

## अवचूरिः

यः स्वामी जन्तुजातं ( समूहं ) कृतप्रणामं विहितवान् । किंभूतम् । निरस्तानि कंदर्पवैरिमदमायामानपीडाऽयशांसि येन तम् । तं सुपार्श्वं देवं हे मानव, नर ! त्वं स्मर । किं कृत्वा । निश्चलत्वमाधाय । कस्याः । चित्तवृत्तेर्मनोव्यापारस्य । सुचिरं प्रभूतकालम् । परमो दमो यस्याः । शस्तं शोभनम् ॥ १५ ॥

## अन्वयः

यः कृत-नति जन्तु-जातं निरस्त-स्मर-पर-मद-माया-मान-बाधा-अ-यशः कृतवान्, तं शस्तं **सुपार्श्वं,** ( हे ) मानव ! परम-दमायाः चित्त-वृत्तेः अविचलत्वं सुचिरं आधाय स्मर ।

## શબ્દાર્થ

कृत=( धा० कृ )=કરેલ.
नति=વન્દન, નમસ્કાર.
कृतनति=કર્યો છે નમસ્કાર જેણે એવા.
कृतवान् ( धा० कृ )=કર્યા.
जन्तु=પ્રાણી, જીવ.
जात=સમૂહ.
जन्तुजातं=જીવોના સમૂહને, પ્રાણિ-વર્ગને.
पर=શત્રુ, વૈરી.
बाधा=પીડા.
अयशस्=અપકીર્તિ.
निरस्तस्मरपरमदमायामानबाधायशाः=નિરાસ કર્યો છે મદન, દુશ્મન, મદ, માયા, અભિમાન, પીડા અને અપકીર્તિનો જેણે એવા.
सुचिरं=દીર્ઘ કાલ પર્યંત; ઘણા વખત સુધી.
अविचलत्वं ( मू० अविचलत्व )=નિશ્ચલપણાને, અચલતાને.
चित्त=મન.
वृत्ति=વળણ.
चित्तवृत्तेः=મનના વળણની, મનોવ્યાપારની.
सुपार्श्वं ( मू० सुपार्श्व )=સુપાર્શ્વ (નાથ)ને.
परमदमायाः=ઉત્કૃષ્ટ છે ઉપશમ જેમાં એવા.
आधाय (धा० धा) ઉત્પન્ન કરીને, પ્રાપ્ત કરીને.
शस्तं ( मू० शस्त )=પ્રશંસા પામેલાને.

## શ્લોકાર્થ

**શ્રીસુપાર્શ્વનાથનું સ્મરણ—**

"જે સુપાર્શ્વનાથ, કર્યો છે પ્રણામ જેણે એવા પ્રાણિ-વર્ગને દૂર થયાં છે-નષ્ટ થયાં છે મદન, દુશ્મન, મદ, માયા, પીડા અને અપકીર્તિ જેના એવો કરતો હવો તે પ્રશંસાને પામેલા ( સુંદર છે બાજુઓ જેની એવા ) સુપાર્શ્વ (નાથ)નું, હે માનવ ! તું, ઉત્કૃષ્ટ છે ઉપશમ જેમાં એવી મનો-વૃત્તિની અચલતાને ચિરકાલપર્યંત પ્રાપ્ત કરીને (અર્થાત્ મનને સર્વથા વશ કર્યા બાદ) સ્મરણ કર."—૨૫.

## સ્પષ્ટીકરણ

**સુપાર્શ્વનાથ—**

સુપાર્શ્વનાથ નામના જૈનોના સપ્તમ તીર્થંકરનો જન્મ વાણારસી નગરીમાં સુપ્રતિષ્ઠ રાજાને ત્યાં થયો હતો. આ રાજાની પૃથ્વી નામની રાણી આ કુલદીપક કુમારને જન્મ આપવા ભાગ્યશાળી[1] થઈ હતી. આ તીર્થંકરના સુવર્ણવર્ણી અને સ્વસ્તિક[2]ના લાંછનથી લાંછિત દેહનું

૧ અત્ર તીર્થંકરની માતાને ભાગ્યશાળી કહી છે, તે સ્વકપોલકલ્પિત વાત નથી; કેમકે જેમ તીર્થંકર પ્રશંસનીય છે, તેવીજ રીતે તેમની માતા પણ પ્રશંસાપાત્ર છે અને એમ હોવાને લીધે તો શ્રીમાનતુંગસૂરિ કહે છે કે—

"स्त्रीणां शतानि शतशो जनयन्ति पुत्रान्
नान्या सुतं त्वदुपमं जननी प्रसूता ।
सर्वा दिशो दधति भानि सहस्ररश्मिं
प्राच्येव दिग् जनयति स्फुरदंशुजालम् ॥"
—ભક્તામર-સ્તોત્ર, શ્લો૦ ૨૨.

૨ સાથીઓ,

માપ બસે ( ૨૦૦ ) ધનુષ્ય પ્રમાણ હતું. સાંસારિક ભોગ-ઉપભોગને તિલાંજલિ આપીને ચારિત્ર ગ્રહણ કરી, તીર્થ પ્રવર્તાવી, અનેક જીવોને સન્માર્ગનું દર્શન કરાવી, વીસ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ નિર્વાણ-નગરમાં જઈ રહ્યા.

**માલિની વૃત્ત—**

આ પદ્ય પણ સમવૃત્ત એવા **માલિની** વૃત્તમાં રચાયેલું છે. એનું લક્ષણ નીચે મુજબ છે:—

" ननमयययुतेयं, मालिनी भोगिलोकैः "

અર્થાત્ આ વૃત્તમાં ન, ન, મ, ય, અને ય એમ પાંચ ગણો છે. એટલે કે એકંદર પંદર ( ૧૫ ) અક્ષરો છે. વિશેષમાં આઠમા અને પંદરમા અક્ષરે વિશ્રામ-સ્થાનો યાને 'યતિ' છે.[1]

| क़ृ त न | ति क़ृ त | वान् यो जन् | तु जा तं | नि रस् तस् |
|---|---|---|---|---|
| ⏑ ⏑ ⏑ | ⏑ ⏑ ⏑ | – – – | ⏑ – – | ⏑ – – |
| न | न | म | य | य |

**जिनराज्या ध्यानम्—**

व्रजतु जिनततिः सा गोचरे ( रं ) चित्तवृत्तेः
सदमरसहिताया वोऽधिका मानवानाम् ।
पदमुपरि दधाना वारिजानां व्यहार्षीत्
सदमरसहिता या बोधिकामा नवानाम् ॥ २६ ॥

—मालिनी

### टीका

व्रजत्विति । 'व्रजतु' गच्छतु । 'जिनततिः' जिनावली । 'सा'। 'गोचरे' विषये। 'चित्तवृत्तेः' स्मृतेः । 'सदमरसहितायाः' सह दमरसेन वर्तन्ते ये तेषां हितायाः । 'वो' युष्माकम् ।

---

૧ આ વૃત્તનું લક્ષણ શ્રુતબોધ પ્રમાણે નીચે મુજબ છે:—

" प्रथममगुरुषट्कं विद्यते यत्र कान्ते !
तदनु च दशमं चेदक्षरं द्वादशान्त्यम् ।
करिभिरथ तुरङ्गैर्यत्र कान्ते ! विरामः
सुकविजनमनोज्ञा मालिनी सा प्रसिद्धा ॥"

અર્થાત્ હે કાન્તા ! જે પદ્યના પ્રથમના ૭ અક્ષરો તેમજ ત્યાર પછી દશમા અને તેરમા અક્ષરો લઘુ હોય અને જો તે પદ્યમાં કુંજર અને અશ્વ વડે ( અર્થાત્ આઠમા અને ત્યાર પછીના સાતમા અક્ષરો ઉપર ) વિરામ આવતો હોય, તો તે પદ્ય સુકવિઓના મનને હરનાર 'માલિની' તરીકે પ્રસિદ્ધ છે.

'अधिका मानवानां' उत्कृष्टा नृणाम् । निर्धारणे षष्ठी । 'पदं' चरणक्षेपम् । 'उपरि' अग्रभागे । 'दधाना' धारयन्ती । 'वारिजानां' अरविन्दानाम् । 'व्यहार्षीत्' विचचार । 'सदमर-सहिता' सद्भिः-शोभनैः अमरैः सहिता-समेता । 'या' । 'बोधिकामा' बोधिः-धर्मावाप्तिस्तत्र कामः इच्छा यस्याः सा । स्वयमवाप्तबोधित्वादन्येषामिति गम्यते । 'नवानां' नवत्वसंख्यावताम् । नूतनानां वा । या बोधिकामा व्यहार्षीत् सा जिनततिः वः चित्तवृत्तेः गोचरे व्रजतु इति योगः॥२६॥

## अवचूरिः

सा जिनानां ततिर्वो युष्माकं मनोवृत्तेर्गोचरं व्रजतु गच्छतु । किंभूतायाः । सह दमरसेन वर्तन्ते ये तेषां हितायाः । जिनततिः किंभूता । मानवानां नराणामधिका उत्कृष्टा । या जिनश्रेणिर्व्यहार्षीद् विहारं कृतवती । किंभूता । नवानां नवसंख्यानां नूतनानां (वा) वारिजानां स्वर्णकमलानामुपरिष्टात् पदं स्थापयन्ती । सद्देवयुक्ता । बोधिकामा स्वयमवाप्तबोधित्वात् परेषां बोधिर्धर्मप्राप्तिस्तत्र कामो (वाञ्छा) यस्याः सा ॥ २६ ॥

## अन्वयः

या बोधि-कामा, सत्-अमर-सहिता, नवानां वारिजानां उपरि पदं दधाना व्यहार्षीत्, सा मानवानां अधिका जिन-ततिः वः सं-दम-रस-हितायाः चित्त-वृत्तेः गोचरं व्रजतु ।

## શબ્દાર્થ

व्रजतु ( धा० व्रज् )=જાઓ.
तति=શ્રેણિ.
जिनततिः=જિનોની શ્રેણિ.
गोचरं( मू० गोचर )=ગોચર, વિષય.
सदमरसहितायाः=ઉપશમરૂપી રસે કરીને યુક્ત એવાને હિતકારી.
अधिका ( मू० अधिक )=ઉત્કૃષ્ટ.
मानवानां ( मू० मानव )=મનુષ્યોમાં.
पदं ( मू० पद )=ચરણને.
उपरि=ઉપર.
दधाना ( धा० धा )=ધારણ કરતી થકી.
वारिजानां ( मू० वारिज )=કમલોના.
व्यहार्षीत् ( धा० हृ )=વિહાર કર્યો.
सहित=સાથે.
सदमरसहिता=સજ્જનો અને દેવો સહિત અથવા સુદેવો સહિત.
बोधि=સમ્યક્ત્વ, સત્ય દર્શન.
बोधिकामा=સમ્યક્ત્વ સંપાદન કરાવવાની અભિલાષા છે જેને એવી.
नवानां ( मू० नव અથવા नवन् )=નૂતન અથવા નવ.

## શ્લોકાર્થ

જિનેશ્વરોનું ધ્યાન—

"(પોતાને સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલું હોવાથી અન્ય જીવોને પણ) સમ્યક્ત્વ (સંપાદન કરાવવા)ની અભિલાષા રાખતી તેમજ સજ્જનો તથા દેવોથી યુક્ત (અથવા સુદેવોથી પરિવૃત] એવી, તથા નવીન અથવા નવ (સુવર્ણનાં) કમલો ઉપર ચરણને ધારણ

કરતી થકી એવી જે જિન-શ્રેણિ ( એક સ્થલેથી અન્ય સ્થલે ) વિહાર કરતી હવી, તે મનુષ્યોમાં સર્વોત્તમ એવી ( જિન-શ્રેણિ ) ઉપશમરૂપી રસે કરીને યુક્ત એવા [ જનો ]ને હિતકારી એવી તમારી ચિત્ત-વૃત્તિનો વિષય બનો. "—૨૬

## સ્પષ્ટીકરણ

### જિનેશ્વરની દેવકૃત ભક્તિ—

કેટલાક દેવતાઓ પોતાનો ભક્તિ-ભાવ પ્રદર્શિત કરવાની ખાતર જિનેશ્વરો જ્યાં જ્યાં વિચરે છે, ત્યાં ત્યાં વખતો વખત તેમનાં ચરણ-કમલની નીચે સુવર્ણનાં નવ કમલો સ્થાપે છે.[1] આમાંનાં બે કમલોની ઉપર જિનેશ્વર પ્રભુનાં ચરણો રહે છે, જ્યારે બાકીનાં સાત કમલો તો તેમની પાછળ પાછળ આવે છે. ભગવાન્ તીર્થંકર-દેવ ચરણ ઉપાડીને આગળ ધરે કે તરતજ દેવતાઓ બે કમલ આગળ સ્થાપે છે.

### તીર્થંકરનું સાન્નિધ્ય કરનારા દેવોની સંખ્યા—

તીર્થંકરની સેવામાં કેટલા દેવો ઉપસ્થિત થાય છે એ પ્રશ્નના ઉત્તર તરીકે કહેવાનું કે ઓછામાં ઓછા ( જઘન્યતઃ ) એક કરોડ દેવો તેમનું સાન્નિધ્ય કરે છે. આ વાતની વીતરાગ-સ્તોત્ર સાક્ષી પૂરે છે, કેમકે તેમાં કહ્યું છે કે—

"जघन्यतः कोटिसंख्यास्त्वां सेवन्ते सुरासुराः।
भाग्यसंभारलभ्यार्थे, न मन्दा अप्युदासते ॥"—અનુષ્ટુપ્

—ચતુર્થ પ્રકાશ, અન્તિમ શ્લોક.

### સમ્યક્ત્વ—

"या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥"

—યોગશાસ્ત્ર, દ્વિતીય પ્રકાશ, દ્વિતીય શ્લોક.

અર્થાત્ જેને દેવ તરીકે માનવા ન્યાય્ય હોય તેમાં દેવત્વ સ્વીકારવું, જેને ગુરૂ એવી સંજ્ઞા આપવી યથાર્થ હોય તેને ગુરૂ તરીકે અંગીકાર કરવા અને જે નામધારી નહિ હોઈ કરીને વાસ્તવિક રીતે ધર્મ એવા નામને લાયક હોય, તેને ધર્મ માનવો, એનું નામ 'સમ્યક્ત્વ' છે, એમ શ્રીહેમચન્દ્રાચાર્ય કહે છે. આ સમ્યક્ત્વની સરલમાં સરલ અને ટુંકામાં ટુંકી વ્યાખ્યા છે.

સમ્યક્ત્વ કહો કે તત્ત્વાર્થ શ્રદ્ધાન કહો કે વાસ્તવિક તત્ત્વ-દૃષ્ટિ કહો એ બધું એકજ છે. સમ્યગ્-દૃષ્ટિ, સમ્યગ્-દર્શન, બોધિ એ બધા એકાર્થક પર્યાયો છે.

આ સંબંધમાં વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ મહારાજ કહે છે કે—

"तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्"

—તત્ત્વાર્થાધિગમસૂત્ર, આદ્ય સૂત્ર.

---

૧ સરખાવો વસન્તતિલકા નામના પદ્યમાં રચાયેલ ભક્તામર સ્તોત્રનો ૩૨ મો શ્લોક.

અર્થાત્ જીવ, અજીવ, ઇત્યાદિ નવ[1] તત્ત્વભૂત પદાર્થોનું શ્રદ્ધાન તે 'સમ્યગ્દર્શન' છે. અન્ય રીતે વિચાર કરીએ તો તત્ત્વ વડે (અર્થાત્ નિશ્ચયપૂર્વક્નું) અર્થનું શ્રદ્ધાન તે 'સમ્યગ્દર્શન' છે.

આ સમ્યગ્દર્શન યાને સમ્યક્ત્વનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ રીતે જૈન શાસ્ત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે એટલુંજ નહિ, પરંતુ સમ્યગ્દર્શનની ઘણે સ્થલે પ્રશંસા પણ કરવામાં આવી છે. હિંદુ શાસ્ત્રમાં પણ એવોજ મુદ્રાલેખ છે. કહ્યું છે કે—

"सम्यग्दर्शनसंपन्नः, कर्मणा न हि बध्यते।
दर्शनेन विहीनस्तु, संसारं प्रतिपद्यते॥"

—મનુસ્મૃતિ, અ૦ ૬, શ્લો૦ ૭૪.

આવા મહત્ત્વના વિષય ઉપર વિવેચન કરવાનું આ યોગ્ય સ્થલ ન હોવાથી ન છૂટકે એ વાત પડતી મૂકવી પડે છે. આ વિષયના જિજ્ઞાસુઓએ કલ્પ-ભાષ્ય, સમ્યક્ત્વ-કૌમુદી, વિશેષાવશ્યક, પ્રવચન-સારોદ્ધાર, અર્થ-દીપિકા વિગેરે ગ્રન્થો જોવા અને કંઇજ નહિ બને તો છેવટે અધ્યાત્મ-તત્ત્વાલોકનાં પૃષ્ઠો ૩૦૦- ૩૧૫, ૪૯૦-૪૯૭ તો જોઇ જવાં એ ભલામણ.

जिनमतप्रशंसा—

दिशदुपशमसौख्यं संयतानां सदैवो-
रु जिनमतमुदारं काममायामहारि।
जननमरणरीणान् वासयत् सिद्ध(द्धि)वासे-
ऽरुजि नमत मुदाऽरं काममायामहारि॥ २७॥

—मालिनी

## टीका

दिशदिति। 'दिशत् उपशमसौख्यं' ददत् प्रशमसुखम्। 'संयतानां' संयमवताम्। 'सदैव' सर्वकालमेव। 'उरु' विशालम्। 'जिनमतं' अर्हच्छासनम्। 'उदारं' उदात्तम्। 'काममायामहारि' कामं-अत्यर्थं आयामहारि-दैर्घ्यशोभि। 'जननमरणरीणान्' जन्ममृत्युभिः श्रान्तान्। 'वासयत्' स्थापयत्। 'सिद्धिवासे' मुक्तिसद्मनि। 'अरुजि' नीरोगे। 'नमत' प्रणमत। 'मुदा' हर्षेण। 'अरं' शीघ्रम्। 'काममायामहारि' कामश्च माया च तयोर्महारि-बृहत् अमित्रभूतं महाचक्रं वा निकर्तनहेतुत्वात्॥ २७॥

---

૧ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ એ ઉપર્યુક્ત નવ તત્ત્વો છે. આની સ્થૂલ વ્યાખ્યા ન્યાયકુસુમાંજલિ ઉપરના મારા વિવેચન (પૃ૦ ૨૮૧-૨૮૬) ઉપરથી જોઈ શકાશે.

## अवचूरिः

हे जनाः ! जिनमतं नमत प्रणमत । किंभूतम् । उरु प्रौढं प्रशमसुखं ददत् । केषाम् । संयतानां मुनीनाम् । सदैव सर्वदा । उदारमुदात्तम् । काममत्यर्थम् । आयामहारि दैर्घ्यशोभि । अथवाऽतिशयेन मनोहरम् । अरुजि रोगरहिते सिद्धवासे वासं कारयत् । कान् । जन्ममरणखिन्नान् । मुदा हर्षेण । अरं शीघ्रम् । काममाययोर्महारि महावैरिभूतम् ॥ २७ ॥

## अन्वयः

संयतानां उरु उपशम-सौख्यं सदैव दिशत्, उदारं, कामं आयाम-हारि ( अथवा काम-माया-आम-हारि ), जनन-मरण-रीणान् अरुजि सिद्धि-वासे वासयत् काम-माया-महा-अरि जिनमतं मुदा अरं नमत ।

## શબ્દાર્થ

दिशत् ( धा० दिश् )=આપનાર.
उपशम=ઉપશમ, પ્રશમ.
सौख्य=સુખ.
उपशमसौख्यं=ઉપશમ-સુખને.
संयतानां ( मू० संयत )=યતિઓના, ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો છે જેમણે તેમના.
एव=જ.
उरु=પ્રૌઢ.
उदारं ( मू० उदार )=ઉદાર, વિશાલ.
कामं=(૧) ખચિત; (૨) અત્યંત.
आयामहारि=દીર્ઘતા વડે મનોહર.
काममायामहारि=મદન, માયા અને વ્યાધિને હરનારા.
रीण ( धा० री )=પીડિત.
जननमरणरीणान्=જન્મ અને મરણથી પીડિત.
वासयत् ( धा० वस् )=નિવાસ કરાવનાર.
सिद्धि=મુક્તિ, નિર્વાણ.
वास=નિવાસ, રહેઠાણ.
सिद्धिवासे=નિર્વાણરૂપી નિવાસમાં.
रुज्=રોગ.
अरुजि=રોગ-રહિત.
अरि=ચક્ર.
काममायामहारि=મદન અને માયાના મોટા દુશ્મન અથવા મહાચક્ર.

## શ્લોકાર્થ

**જિન-મતની પ્રશંસા—**

" સંયમીઓને સર્વદા પ્રૌઢ ઉપશમ સુખ આપનારા એવા, વળી ( અનેક વિષયોના વિવેચનથી ભરપૂર હોવાને લીધે ) અત્યંત દીર્ઘતા વડે શોભતા [ અથવા મદન, માયા અને રોગને નષ્ટ કરનારા ], તેમજ જન્મ-મરણથી ખિન્ન થયેલા ( જીવો )ને રોગ-રહિત એવા સિદ્ધિ (-શિલા)રૂપી વાસમાં સત્વર નિવાસ કરાવનારા, અને વળી કંદર્પ અને કપટના કટ્ટા વૈરી એવા [ અથવા રતિ-પતિ અને માયા (-ને છેદનાર હોવાથી તે-]ના મહાચક્રરૂપ એવા ] જિન-મતને ( હે ભવ્ય-જનો ! ) તમે હર્ષપૂર્વક નમન કરો."—૨૭

१-२-३ अत्र यदि सदैव-अरं-काममिति क्रियाविशेषणानि दिशत्-वासयदित्यादिष्वपि योज्यन्ते, तर्ह्यपि न्याय्यम् ।

महामानसी १६

निर्वाणकलिकायाम्—

"महामानसी धवलवर्णा सिंहवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां कुण्डिकाफलकयुतवामहस्तां चेति ।"



नि. सा. प्रेस.

## સ્પષ્ટીકરણ

**જન્મ-મરણની વેદના—**

આ સંસારમાં જન્મ અને મરણના દુઃખ આગળ બીજું કોઇ દુઃખ હિસાબમાં નથી. જન્મ-સમયે જે દુઃખ થાય છે તેનો શાસ્ત્રકારો નીચે મુજબ ચિતાર રજુ કરે છે:—

જેમ કારીગર રૂપાના વાળાને યંત્રમાંથી ખેંચી કાઢી લાંબો કરે છે, તેમ યોનિદ્વારા જીવને બહાર આવવું પડે છે. વિશેષમાં સર્વદા સુખમાં ઉછરેલા સોળ વર્ષની ઉમ્મરના તરૂણના કેળના ગર્ભ જેવા સુકોમલ દેહમાં, રોમે રોમમાં અગ્નિમાં ખૂબ તપાવેલી સોયો ઘોંચવાથી જે વેદના થાય, તેના કરતાં આઠ ગણી વેદના ગર્ભાવાસમાં થાય છે અને વળી આના કરતાં પણ અનન્ત ગણી વેદના જન્મ-સમયે અનુભવવી પડે છે.

આ હકીકત 'પ્રવચન-સારોદ્ધાર'ની વૃત્તિમાં સંસાર-ભાવનાના અધિકારમાં આપેલા નીચેના પદ્ય ઉપરથી પણ જોઈ શકાય છે.

"रम्भागर्भसमः सुखी शिखिशिखावर्णाभिरुच्चैरयः-
सूचीभिः प्रतिरोमभेदितवपुस्तारुण्यपुण्यः पुमान्।
यद् दुःखं लभते तदष्टगुणितं स्त्रीकुक्षिमध्यस्थितौ
सम्पद्येत तदप्यनन्तगुणितं जन्मक्षणे प्राणिनाम् ॥"

—શાર્દૂલ૦

આવી સ્થિતિમાં પ્રાણીઓ જન્મ-મરણથી કંટાળે, એમાં નવાઈ શું ? આને લીધે તો એક કવિ કહે છે કે—

"पुनरपि जननं पुनरपि मरणं
पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे भयदुस्तारे
कृपयाऽपारे पाहि मुरारे ! ॥"

**महामानस्याः स्तुतिः—**

दधति ! रविसपत्नं रत्नमाभास्तभास्वत्
नवघनतरवारिं वा रणारावरीणाम् ।
गतवति ! विकिरत्यालीं महामानसीष्टान्
अव घनतरवारिं वारणारावरीणाम् ॥ २८ ॥ ७ ॥

—मालिनी

## टीका

दधतीति । ' दधति !' धारयमाणे ! । ' रविसपत्नं ' रवेः सपत्नभूतं, प्रभाधिक्यात् । ' रत्नं ' माणिक्यम् । ' आभास्तभास्वन्नवघनतरवारिं वा' आभया–छायया अस्तभास्वन्नवघनः-तिरस्कृततारतरुणमेघो यः तरवारिः–कृपाणस्तं वा । वाशब्दः समुच्चये । ' रणाराव्ररीणां ' रण-सम्बन्धिना रावेण रीणां–खिन्नाम् । ' गतवति !' आरूढे !। ' विकिरति' विक्षिपति । एतत् सिंहस्य देव्या वा विशेषणम् । ' आलीं ' सन्ततिम् । ' महामानसि ' ! महामानस्यभिधाने ! । ' इष्टान् ' अभिमतान् । ' अव' रक्ष । ' घनतरवारिं ' सान्द्रतरपानीयम् । ' वारणारौ ' मृगपतौ । 'अरीणाम्' । हे महामानसि ! रविसपत्नं रत्नं घनतरवारिं वा दधति ! अरीणां आलीं विकिरति वारणारौ गतवति ! इष्टान् अवेत्यन्वयः ॥ २८ ॥

## अवचूरिः

हे महामानसि देवि ! इष्टानाभिमतान् नरादीन् अव-रक्ष। हे गतवति प्राप्नुपे ॥ कस्मिन्। वारणारौ सिंहे। हे दधति धारयति ॥ किम् । रत्नं मणिम् । किंभूतम् । रविसपत्नं रविप्रतिपक्षं प्रभाधिक्यात् । आभया कान्त्या अस्तो भास्वान् सूर्यो येन स चासौ नवो नूतनो घनो निबिडस्तरवारिः खड्गश्च तम् । वा समुच्चये । सिंहे किं कुर्वति । अरीणां वैरिणामालीं श्रेणिं विकिरति क्षिपति । किंभूतामालीम् । रणस्याराऽवेण (ध्वनिना) रीणां क्षीणाम् । खड्गं किंभूतम् । घनतरवारिं सान्द्रतरपानीयम् । रत्नविशेषणं वा ॥२८॥

## अन्वयः

रवि–सपत्नं रत्नं आभा–अस्त–भास्वत्, नव–घन–तर–वारिं घन–तरवारिं वा दधति ! अरीणां रण–आराव–रीणां आलीं विकिरति ! वारण–अरौ गतवति ! महामानसि ! इष्टान् अव ।

## अथवा

रवि–सपत्नं, आभा–अस्त–भास्वन्–नव–घन–तरवारिं घनतर–वारिं रत्नं दधति ! अरीणां रण–आराव–रीणां आलीं विकिरति वारण–अरौ वा गतवति ! महामानसि ! इष्टान् अव ।

## શબ્દાર્થ

दधति ! ( धा० धा )=હે ધારણ કરનારી !
रवि=સૂર્ય, સૂરજ.
सपत्न=શત્રુ.
रविसपत्नं=સૂર્યના શત્રુરૂપ.
रत्नं ( मू० रत्न )=રત્નને, મણિને.
भास्वत्=(૧) સૂર્ય; (૨) પ્રકાશિત, તેજસ્વી.
आभास्तभास्वत्=કાન્તિ વડે પરાસ્ત કર્યો છે સૂર્યને જેણે એવા.
वारि=જલ, પાણી.
नवघनतरवारिं=નૂતન મેઘની જેમ અતિશય પાણી છે જેને વિષે એવી.
तरवारि=તરવાર, ખડ્ગ.
आभास्तभास्वन्नवघनतरवारिं=(૧) પ્રકાશ વડે પરાસ્ત કર્યો છે પ્રકાશિત એવા નવીન મેઘને જેણે એવી તરવારને; (૨) તેજ વડે તિરોહિત કર્યા છે સૂર્ય, નૂતન મેઘ તેમજ ખડ્ગને જેણે એવા.
वा=અને ( સમુચ્ચયાર્થે ).

आराव=અવાજ, શોરબકોર.
रणारावरीणां=સંગ્રામના શોરબકોરથી ખિન્ન થયેલી.
गतवति ! ( धा० गम् )=હે પ્રાપ્ત થયેલી !
विकिरति ( धा० कृ )=(૧) હે દૂર ફેંકનારી; (૨) દૂર ફેંકી દેતી, ઉડાડી દેતી.
आलीं ( मू० आली )=શ્રેણિને.
महामानसि ! ( मू० महामानसी )=હે મહામાનસી ( દેવી ) !
इष्टान् ( मू० इष्ट )=ઇષ્ટોને, અભીષ્ટોને.
घनतर=અતિશય.
घनतरवारिं=(૧) નિબિડ તરવારને; (૨) અતિશય પાણીવાળા.
वारण=ગજ, હાથી.
वारणारौ ( मू० वारणारि )=હાથીના શત્રુને વિષે, સિંહ વિષે.
अरीणां ( मू० अरि )=શત્રુઓની.

## શ્લોકાર્થ

**મહામાનસી દેવીની સ્તુતિ—**

" ( અધિક તેજવાળું હોવાને લીધે અથવા ગોળ હોવાને લીધે ) સૂર્યના શત્રુરૂપ એવા રત્નને તેમજ પ્રકાશ વડે પરાસ્ત કર્યો છે સૂર્યને જેણે એવી તેમજ નૂતન મેઘની જેમ અતિશય પાણીવાળી એવી નિબિડ તરવારને ધારણ કરનારી હે ( દેવી )! યુદ્ધના અવાજથી ખિન્ન બનેલી એવી દુશ્મનોની પંક્તિને દૂર ફેંકનારી હે ( વિદ્યા-દેવી )! હે સિંહના ઉપર સ્વાર થયેલી મહામાનસી ! તું અભીષ્ટ ( માનવો )નુ પરિપાલન કર. "

## અથવા

" [ તેજમાં હરીફાઈ કરી શકે તેમ હોવાથી ] સૂર્યના શત્રરૂપ, વળી પ્રકાશ વડે પરાસ્ત કર્યાં છે પ્રકાશિત એવાં નવીન મેઘ તેમજ ખડગને જેણે એવા [ અથવા તેજ વડે તિરોહિત કર્યાં છે સૂર્ય, નૂતન મેઘ તેમજ તરવારને જેણે એવા ], તેમજ અતિશય પાણીવાળા એવા ( ઉપર્યુક્ત ત્રણ વિશેષણોથી વિશિષ્ટ ) રત્નને ધારણ કરનારી એવી હે ( દેવી ) ! રણ-સંગ્રામના શોર-બકોરથી ક્ષીણ થયેલી એવી શત્રુઓની શ્રેણિને દૂર ફેંકી દેતા એવા સિંહ ઉપર આરૂઢ થયેલી એવી હે ( ઉપર્યુક્ત-વિશેષણ-વિશિષ્ટ ) મહામાનસી ( દેવી ) ! તું ( માનવાદિક ) અભીષ્ટનું રક્ષણ કર. "—૨૮.

## સ્પષ્ટીકરણ

**મહામાનસી દેવીનું સ્વરૂપ—**

ધ્યાનારૂઢ મનુષ્યોના મનને વિશેષતઃ સાન્નિધ્ય કરે તે ' મહામાનસી ' એ **મહામાનસી**. શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. આ પણ એક વિદ્યાદેવી છે. એનું સ્વરૂપ નિર્વાણ-કલિકામાં નીચે મુજબ આપ્યું છેઃ—

"तथा महामानसीं धवलवर्णां सिंहवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां कुण्डिकाफलकयुतवामहस्तां चेति" અર્થાત્ ત્યાં કહ્યું છે કે આ દેવીનો વર્ણ શ્વેત છે અને એને સિંહનું વાહન છે. વળી એને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને તરવારથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ કુણ્ડિકા અને ફલક ( ઢાલ )થી શોભે છે.

આ ઉપરથી જોઈ શકાય છે કે મહામાનસી દેવીને સિંહનું વાહન છે, તેમજ તે એક હસ્તમાં તરવાર ધારણ કરે છે એ વાતને નિર્વાણ-કલિકા પણ ટેકો આપે છે. પરંતુ તે બીજા હસ્તમાં રત્ન ધારણ કરે છે, એ વાત નિર્વાણ-કલિકામાં નજરે પડતી નથી એ વિશેષતા છે.



# ८ श्री चन्द्रप्रभजिनस्तुतयः

अथ चन्द्रप्रभप्रभवे प्रणामः—

तुभ्यं चन्द्रप्रभ! जिन! नमस्तामसोज्जृम्भितानां
हाने कान्तानलसम! दयावन्! दितायासमान! ।
विद्वत्पङ्क्त्या प्रकटितपृथुस्पष्टदृष्टान्तहेतू-
हानेकान्तानलसमदया वन्दितायासमान! ॥ २९ ॥

—मन्दाक्रान्ता ( ४, ६, ७ )

## टीका

तुभ्यमिति । तुभ्यं चन्द्रप्रभजिन! नमः । चन्द्रप्रभनामन् जिन! नमोऽस्तु । 'तामसोज्जृम्भितानां' तामसानि—तमःसम्बन्धीनि यानि उज्जृम्भितानि—विस्फूर्जितानि तेषाम् । 'हाने' अपगमे । 'कान्तानलसम!' स्निग्धज्वलनसदृश! । 'दयावन्!' कृपयान्वित! । 'दितायासमान!' खण्डितखेदगर्व! । 'विद्वत्पङ्क्त्या' पण्डितश्रेण्या । 'प्रकटितपृथुस्पष्टदृष्टान्तहेतूहानेकान्त!' पृथवः—विततः स्पष्टाः—स्फुटाः दृष्टान्ताः—निदर्शनानि हेतवः—कारणानि ऊहाः—वितर्काः अनेकान्तः—स्याद्वादः, पृथवः स्पष्टाः दृष्टान्तहेतूहा यस्मिन् स चासावनेकान्तश्च प्रकटितः पृथुस्पष्टदृष्टान्तहेतूहानेकान्तो येन तस्यामन्त्रणम् । 'अनलसमदया' अनलसो मदो यस्यास्तया । 'वन्दिताय' स्तुताय । 'असमान!' अनन्यसदृश! । हे चन्द्रप्रभ जिन! विद्वत्पङ्क्त्या वन्दिताय तुभ्यं नम इति योगः ॥ २९ ॥

## अवचूरिः

हे चन्द्रप्रभ जिन, हे दयावन् ( कृपावन् )! तुभ्य नमोऽस्तु । तमःसंबन्धिविस्फूर्जितानां हाने-त्यागे मनोहरवह्निसमान! । दितौ-छिन्नावायासमानौ येन । तुभ्यं किंभूताय? । विद्वत्पङ्क्त्या वन्दिताय । प्रकटिताः पृथवो-विततः स्पष्टा दृष्टान्ता-निदर्शनानि हेतवः-करणानि ऊहो-वितर्कः अनेकान्तः-स्याद्वादो येन तत्संबोधनम् । विद्वत्पङ्क्त्या किंभूतया? । न विद्येते अलसमदौ-तन्द्राऽहंकारौ यस्यास्तया । हे असमान निरुपमान! ॥ २९ ॥

## अन्वयः

( हे ) चन्द्रप्रभ! जिन! तामस-उज्जृम्भितानां हाने कान्त-अनल-सम! दयावन्! दित-आयास-मान! प्रकटित-पृथु-स्पष्ट-दृष्टान्त-हेतु-ऊह-अनेकान्त! अ-समान! अनलस-मदया विद्वस्-पङ्क्त्या वन्दिताय तुभ्यं नमः ।

## अथवा

( हे ) चन्द्रप्रभ-जिन ! तामस-उज्जृम्भितानां.........दित-आयास-मान ! विद्वस्-पङ्क्त्या प्रकटित-...अनेकान्त ! अ-समान ! अन्-अलस-मद ! या-वन्दिताय तुभ्यं नमः ।

## શબ્દાર્થ

तुभ्यं ( मू० युष्मद् )=તને.
चन्द्रप्रभ ! ( मू० चन्द्रप्रभ )=હે ચન્દ્રપ્રભ(પ્રભુ)!
जिन ! ( मू० जिन )=હે તીર્થંકર!
चन्द्रप्रभजिन !=હે ચન્દ્રપ્રભ જિનેશ્વર !
नमस्=નમસ્કાર.
तामस=(૧) અંધકાર સંબંધી; (૨) તમોગુણ-વિષયક.
उज्जृम्भित=સ્ફુરણ.
तामसोज्जृम्भितानां=ગાઢ અંધકાર ( રૂપી અજ્ઞાન )નાં સ્ફુરણોના.
हाने ( मू० हान )=નાશને વિષે.
अनल=અગ્નિ.
कान्तानलसम !=હે પ્રકાશિત અગ્નિસમાન !
दयावन् !( मू० दयावत् )=હે દયાવાન્, હે કૃપાવાન્ !
दित ( धा० दा )=છેદી નાંખેલ.
आयास=પ્રયત્ન.
दितायासमान !=છેદી નાંખ્યા છે-નષ્ટ કર્યા છે પ્રયાસ અને અભિમાન જેણે એવા હે !
विद्वस्=પણ્ડિત.
विद्वत्पङ्क्त्या=વિદ્વાનોની શ્રેણિ વડે.
प्रकटित=પ્રકાશિત કરેલ.
पृथु=વિસ્તીર્ણ.
स्पष्ट=સ્પષ્ટ, સ્ફુટ, ખુલ્લું.
दृष्टान्त=ઉદાહરણ.
ऊह=તર્ક.
अनेकान्त=સ્યાદ્વાદ.
प्रकटितपृथुस्पष्टदृष्टान्तहेतूहानेकान्त !=પ્રકાશિત કર્યાં છે વિસ્તીર્ણ તેમજ સ્પષ્ટ એવાં ઉદાહરણોને, તર્કોને તેમજ સ્યાદ્વાદને જેણે એવા! (સં૦)
अलस=આલસ્ય, આળસ, એદીપણું.
अनलसमदया=અવિદ્યમાન છે આલસ્ય અને અભિમાન જેનામાં એવી.
वन्दिताय ( मू० वन्दित )=વન્દન કરાયેલાને.
अनलसमद !=હે અવિદ્યમાન છે આલસ્ય અને અભિમાન જેમાં એવા ! ( સં૦ )
या=લક્ષ્મી.
यावन्दिताय=લક્ષ્મી વડે પૂજિતને.
असमान !=(૧)હે નિરૂપમ; (૨) હે માન-રહિત !

## શ્લોકાર્થ

**શ્રીચન્દ્રપ્રભ પ્રભુને પ્રણામ—**

"( ધવલતાને લઇને અથવા સૌમ્યતાને લીધે સોમ ( ચન્દ્ર )ના સમાન પ્રભા છે જેની એવા ) હે ચન્દ્રપ્રભ ! હે ( અષ્ટમ ) તીર્થંકર [ અથવા હે ચન્દ્રપ્રભ જિનેશ્વર ]! હે ગાઢ અંધકાર ( રૂપી અજ્ઞાન )નાં સ્ફુરણોનો નાશ ( કરવા )માં પ્રકાશિત અગ્નિસમાન ( દેવાધિદેવ )! હે કૃપાવન્ ( પ્રભો )! છેદી નાંખ્યા છે ( સંસાર-ભ્રમણરૂપી ) પ્રયાસ તેમજ અભિમાનને જેણે એવા હે ( ઈશ ) ! ( વિદ્વાનોની શ્રેણિદ્વારા ) પ્રકટ કર્યાં છે વિશાળ તેમજ સ્પષ્ટ

એવાં ઉદાહરણો, યુક્તિઓ, તર્કો અને સ્યાદ્વાદને જેણે એવા હે (નાથ)! હે અનુપમ (પરમેશ્વર)! અવિદ્યમાન છે આલસ્ય અને અભિમાન જેને વિષે એવી વિદ્વાનોની પંક્તિ વડે વન્દન કરાયેલા એવા [ અથવા હે અવિદ્યમાન છે આલસ્ય અને ગર્વ જેને વિષે એવા (જગદીશ)! લક્ષ્મી વડે પૂજાયેલા એવા ] તને [ મારો ] નમસ્કાર હોજો. "—૨૯

## સ્પષ્ટીકરણ

### ચન્દ્રપ્રભ-ચરિત્ર—

**ચન્દ્રપ્રભ** પ્રભુનો જન્મ **મહાસેન** રાજાની **ચંદ્રપુરી** નગરીમાં થયો હતો. આ રાજાની **લક્ષ્મણા** રાણી તેમની માતા થવા ભાગ્યશાળી થઈ હતી. એમનો દેહ શ્વેત વર્ણનો હતો તેમજ તે ચન્દ્રના લાંછનથી શોભતો હતો. વિશેષમાં તેનું પ્રમાણ એક સો પચાસ ધનુષ્ય જેટલું હતું. તીર્થંકરને લગતી સંપૂર્ણ સંપત્તિનો અનુભવ કરી, દશ લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ નિર્વાણ-પદને પામ્યા.

### દૃષ્ટાન્ત એટલે શું ?—

જે વડે 'સાધ્ય' અને 'સાધન' પરત્વેના નિયમનો નિશ્ચય થાય છે તે "દૃષ્ટાન્ત" કહેવાય છે. 'સાધ્ય' એટલે 'સિદ્ધ કરવાની વસ્તુ' અને 'સાધન' એટલે 'સિદ્ધ કરવામાં હેતુરૂપ વસ્તુ' સમજવી. દૃષ્ટાન્તના સાધર્મ્ય અને વૈધર્મ્ય એમ બે પ્રકારો છે. જ્યાં જ્યાં સાધનની સત્તા હોય ત્યાં ત્યાં સાધ્યની સત્તા જરૂરજ હોય એવા દૃષ્ટાન્તને 'સાધર્મ્ય દૃષ્ટાન્ત' કહેવામાં આવે છે. દાખલા તરીકે, જ્યાં જ્યાં ધૂમાડો છે, ત્યાં ત્યાં અગ્નિ છે; જેમકે રસોડું. જ્યાં સાધ્યનો અભાવ હોય, ત્યાં સાધનનો અભાવ હોયજ એવું દૃષ્ટાન્ત 'વૈધર્મ્ય દૃષ્ટાન્ત' કહેવાય છે. જેમકે, જ્યાં જ્યાં અગ્નિનો અભાવ છે, ત્યાં ત્યાં ધુમાડાનો પણ અભાવ છે; દાખલા તરીકે જલાશય.

દૃષ્ટાન્ત પણ દુષ્ટ હોઈ શકે છે, અર્થાત્ દૃષ્ટાન્તમાં તદ્‌ગત લક્ષણનો અભાવ પણ સંભવી શકે છે. અન્ય શબ્દોમાં કહીએ તો દૃષ્ટાન્ત વ્યભિચારી પણ હોઇ શકે. પારિભાષિક શબ્દમાં આને 'દૃષ્ટાન્તાભાસ' તરીકે ઓળખાવવામાં આવે છે અને તેના નવ પ્રકારો પાડવામાં આવે છે.[1]

### હેતુથી શું સમજવું ?—

હેતુનું લક્ષણ 'અવિનાભાવ' છે, અર્થાત્ 'જે વ્યાપ્ય તરીકે નિશ્ચિત છે તે' હેતુ છે. આનું બીજું નામ 'સાધન' પણ છે. આ હેતુનાં બૌદ્ધોએ માનેલાં ત્રણ લક્ષણો અને નૈયાયિકોએ માનેલાં પાંચ લક્ષણો વ્યાજબી નથી. ઉપર્યુક્ત લક્ષણ કાફી છે. વળી હેતુ પણ દુષ્ટ સંભવી શકે છે અને તેવા હેતુને હેત્વાભાસ તરીકે ઓળખાવવામાં આવે છે.[2]

---

૧ વિશેષ માહિતી સારૂ જુઓ ન્યાયકુસુમાંજલિ (પૃ. ૧૪૩-૧૪૭).

૨ હેતુ તેમજ હેત્વાભાસનું સ્વરૂપ ન્યાયકુસુમાંજલિના પૃ૦ ૧૨૮-૧૩૦, ૧૪૨-૧૪૩ ઉપરથી જોઇ શકાશે.

**ઊહ અર્થાત્ તર્ક—**

જે વસ્તુ જેનાથી જૂદી મળતી નથી, જે વસ્તુ જેના વગર રહેતી નથી, અર્થાત્ એ વસ્તુઓનો જે સાથે રહેવારૂપ સંબંધ છે, તે સંબંધનો નિર્ણય કરી આપનારો અધ્યવસાય 'તર્ક' છે. તર્કશાસ્ત્રીઓની ભાષામાં કહીએ તો વ્યાપ્તિનો નિશ્ચય કરી આપનાર 'તર્ક' યાને 'ઊહ' છે.[1]

**અનેકાન્તવાદ-મીમાંસા—**

એકજ વસ્તુમાં જૂદી જૂદી અપેક્ષાએ વિવિધ-અરે **વિરૂદ્ધ** ધર્મોનો પણ સ્વીકાર કરવો તે **અનેકાન્તવાદ** યાને **સ્યાદ્વાદ** છે. અન્ય શબ્દોમાં કહીએ તો પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ થયેલા કોઈ પણ પદાર્થમાં પરસ્પર વિરૂદ્ધ એવા અનેક ધર્મોનો **સાપેક્ષ રીતે** સદ્ભાવ અંગીકાર કરવો તે 'સ્યાદ્વાદ' છે.

દાખલા તરીકે એકજ પુરૂષમાં અપેક્ષાનુસાર પિતૃત્વ, પુત્રત્વ, સેવકત્વ, સ્વામિત્વ, અસ્તિત્વ, નાસ્તિત્વ, ઇત્યાદિ ધર્મોનો સમાવેશ કરી શકાય છે. આ દૃષ્ટિ તે સ્યાદ્વાદ છે. એક બીજું ઉદાહરણ વિચારીએ. એકજ વસ્તુમાં સત્ત્વ, અસત્ત્વ, નિત્યત્વ, અનિત્યત્વ, ઈત્યાદિ ધર્મોનો અપેક્ષા-દૃષ્ટિએ સ્વીકાર કરવો તે સ્યાદ્વાદનું લક્ષણ છે.

વળી દરેક પદાર્થ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત છે[2] એ કથન પણ સ્યાદ્વાદીનું છે. આ સંબંધમાં ત્રીજા શ્લોકના સ્પષ્ટીકરણ (પૃ૦ ૨૩)માં આપણે કટક અને કુણ્ડલનું દૃષ્ટાન્ત વિચારી ગયા છે. ગોરસનું એક વધુ દૃષ્ટાન્ત અત્ર વિચારવામાં આવે છે.

એ તો જાણીતી વાત છે કે દૂધમાંથી ઉત્પન્ન થયેલું દહીં તે દૂધનોજ એક પરિણામ છે; અર્થાત્ કંઈ દૂધનો સર્વથા નાશ (વ્યય) થયો નથી, તેમજ કંઈ દહીંનો સર્વથા ઉત્પાદ (ઉત્પત્તિ) થયો નથી. વિશેષમાં આ બંને અવસ્થામાં ગોરસરૂપી ધ્રૌવ્ય બરાબર હાજર છે, કેમકે દૂધ અને દહીં બન્નેને ગોરસના નામથી ઓળખવામાં આવે છે એ તો જગજાહેર વાત છે.

હવે સ્યાદ્વાદરૂપી સિદ્ધાન્તનું સ્વરૂપ કેવું છે, તેનો કંઈક ખ્યાલ આવે તેટલા માટે ઈશ્વરનું સ્વરૂપ સ્યાદ્વાદ-દૃષ્ટિએ વિચારવામાં આવે છે.

મુક્ત થયેલા જીવો જે શારીરિક આસનમાં અહીં ભૂમંડળ ઉપર મૃત્યુ પામે છે, તેવા આસનના સ્વરૂપમાં તેઓ મુક્તિમાં ઉપસ્થિત થાય છે અને દરેક મુક્ત જીવ ઈશ્વર છે એમ તો જૈનો કહે છેજ. આથી ઈશ્વર **સાકાર** છે. પરંતુ ઈશ્વરમાં કોઈ પણ પ્રકારની મૂર્તતા નહિ હોવાને લીધે તે **નિરાકાર** છે.

વળી ઈશ્વરમાં જ્ઞાનાદિક ગુણોનો સદ્ભાવ હોવાથી તે અપેક્ષાએ તે **રૂપી** છે; પરંતુ મૂર્ત યાને પૌદ્ગલિક રૂપનો તેનામાં સર્વથા અભાવ હોવાથી તે **અરૂપી** છે.

---

૧ જુઓ ન્યાયકુસુમાંજલિ (પૃ૦ ૧૨૩-૧૨૪, ૧૫૨).

૨ સરખાવો—

"उत्पादव्ययध्रौव्ययुक्तं सत्"

—તત્ત્વાર્થાધિગમસૂત્ર, અ૦ ૫, સૂ૦ ૨૯.

અનન્ત જ્ઞાન, અનન્ત દર્શન, ઇત્યાદિ સર્વોત્તમ ગુણોથી યુક્ત હોવાને લીધે ઈશ્વર સગુણ (ગુણી) છે; પરંતુ તેનામાં સાત્વિક, રાજસ અને તામસ ગુણોનો અત્યંત અભાવ હોવાને લીધે તે નિર્ગુણ (અગુણી) છે.

વિશેષમાં જ્ઞાનથી સર્વ વસ્તુના જાણકાર હોવાને લીધે તે સર્વવ્યાપક યાને વિભુ છે, પરંતુ તેના આત્મ-પ્રદેશો તો એકજ સ્થલમાં અમુક વિભાગ અવગાહીને રહેલા હોવાથી તે અપેક્ષાએ તો તે જરૂર અવિભુ છે.

સંસારના પ્રપંચ સાથે ઈશ્વરને કંઈ પણ સંબંધ નહિ હોવાને લીધે તે ભિન્ન છે, પરંતુ લોકાકાશના અગ્ર ભાગમાં અનેક જીવો અને પુદ્ગલોની સાથેના તેના સંસર્ગને લઇને તે અભિન્ન છે.

ઈશ્વરને ભાવરૂપી મન હોવાને લીધે તે સમનસ્ક (મનસ્વી) છે,[1] જ્યારે તેનામાં આપણા જેવા મનનો-વિચારરૂપ મનનો અસદ્ભાવ હોવાને લીધે તે અમનસ્ક છે.

અમુક વ્યક્તિએ ઈશ્વર-પદને ક્યારે પ્રાપ્ત કર્યું તેનો નિર્ણય થઈ શકતો હોવાથી તે દૃષ્ટિએ અર્થાત્ વ્યક્તિની અપેક્ષાએ ઈશ્વર સાદિ યાને નવીન છે, પરંતુ પ્રથમ ઈશ્વર કોણ થયો એનો સદ્ભાવ નહિ હોવાથી અર્થાત્ સમુચ્ચયની અપેક્ષાએ ઈશ્વર અનાદિ યાને પુરાણો છે.

આ ઉપરથી જોઇ શકાય છે કે જૈન દૃષ્ટિએ અર્થાત્ અનેકાન્તવાદાનુસાર ઈશ્વર 'સાકાર' તેમજ 'નિરાકાર' છે; તે 'રૂપી' પણ છે, તેમજ 'અરૂપી' પણ છે; વળી તે 'સગુણ' હોવાની સાથેસાથ 'નિર્ગુણ' (અગુણ) પણ છે; તે 'વિભુ' છે, તેમજ વળી 'અવિભુ' પણ છે, તે 'ભિન્ન' તેમજ 'અભિન્ન' છે; તે 'સમનસ્ક' તેમજ 'અમનસ્ક' છે, તે 'પુરાણો' પણ છે, તેમ વળી 'નવીન' પણ છે.[2]

સ્યાદ્વાદ એ જૈન દર્શનનો અટલ સિદ્ધાન્ત છે, એ વાતના ઉપર નીચેનો શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છે.

"स्याद्वादो वर्तते यस्मिन्, पक्षपातो न विद्यते ।
नास्त्यन्यपीडनं किञ्चित्, जैनधर्मः स उच्यते ॥"

---

૧ જુઓ શાસ્ત્રવાર્તા-સમુચ્ચય ઉપરની ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય, મહામહોપાધ્યાય, યશોવિજયજી-કૃત સ્યાદ્વાદકલ્પલતા (પત્રાંક ૩૭૯). ત્યાં કહ્યું છે કે—

"अमनस्कत्वात् कथं केवलिनो ध्यानम्?.........जीवोपयोगरूपभावमनःसद्भावाद् अयोगिनो ध्यानम्"

૨ સરખાવો—

"परब्रह्माकारं सकलजगदाकाररहितं
सरूपं नीरूपं सगुणमगुणं निर्विभु-विभुम् ।
विभिन्नं सम्मिन्नं विगतमनसं साधुमनसं
पुराणं नव्यं चाधिहृदयमधीश प्रणिदधे ॥"
—શિખરિણી

આ સ્યાદ્વાદનું સ્વરૂપ અતિશય ગંભીર તેમજ વિચારવા લાયક હોવાથી, તે સંબંધમાં આ સ્થલે એક ટૂંક નોંધ લેવી અનાવશ્યક નહિ ગણાય અને તે એ છે કે દરેક દર્શનકારે સીધી કે આડકતરી રીતે આ સ્યાદ્વાદ શૈલીનું શરણ લીધું છે. દાખલા તરીકે, વિરૂદ્ધ સ્વભાવવાળા સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણે ગુણોની સામ્યાવસ્થાને 'પ્રકૃતિ' યાને 'પ્રધાન' માનનાર **સાંખ્ય** દર્શન એ સ્યાદ્વાદરૂપી સમ્રાટ્‌ની આજ્ઞા લોપી શકતું નથી. તેમજ વળી પૃથ્વીમાં નિત્યત્વ તેમજ અનિત્યત્વ એવા બે અરસપરસ વિરૂદ્ધ ધર્મો સ્વીકારનાર **નૈયાયિક** તેમજ **વૈશેષિક** દર્શનને પણ સ્યાદ્વાદની સેવા સ્વીકારવી પડી છે. પંચવર્ણી મેચક નામના રત્નના જ્ઞાનને એક તેમજ અનેક આકારે માનનાર **બૌદ્ધ** દર્શનની પણ એજ સ્થિતિ છે. પ્રમાતા, પ્રમિતિ અને પ્રમેયરૂપ વિશેષતાઓનો એક જ્ઞાનમાં સદ્ભાવ માનનાર **મીમાંસક** દર્શન પણ સ્યાદ્વાદ-મુદ્રાથી મુદ્રિત છે.[1] આવી રીતે જાતિ અને વ્યક્તિ એમ ઉભય સ્વરૂપી વસ્તુ માનનાર **ભટ્ટ** અને **મુરારિ** સ્યાદ્વાદનો તિરસ્કાર કરી શકે તેમ નથી. આત્માને વ્યવહારથી બદ્ધ અને પરમાર્થથી અબદ્ધ યાને મુક્ત માનનાર **બ્રહ્મવાદી** પણ સ્યાદ્વાદની અવગણના કરી શકે નહિ.[2]

આ ઉપરથી જૈનેતર મતવાળાએ અંધભુજંગ[3] ન્યાય વડે કરીને સ્યાદ્વાદ શૈલીનું અનુકરણ કર્યું છે એમ જે કહેવામાં આવે છે, તેમાં સત્ય હકીકત શી છે તેનું દિગ્દર્શન થાય છે.

આ સ્યાદ્વાદ એ સંશયવાદ છે એમ જે ઘણી વખત કહેવામાં આવે છે, તેમજ આ સ્યાદ્વાદ સંકર, વ્યતિકર, વિરોધ ઇત્યાદિ દોષોથી દૂષિત છે, એમ પણ જે માનવામાં આવે છે તે હકીકતમાં કેટલું સત્ય રહેલું છે, એ વાત ન્યાયતીર્થ, ન્યાયવિશારદ, ઉપાધ્યાયશ્રી **મંગલવિજયજી**કૃત **તત્ત્વાખ્યાન** (ઉત્તરાર્ધ, પૃ૦ ૧૪૬-૧૬૧) તરફ દૃષ્ટિપાત કરવાથી જોઈ શકાશે. અત્ર તો એટલુંજ નિવેદન કરવું બસ છે કે આ સંબંધમાં તાર્કિકોના તર્કો અતિપ્રબલ છે. ખાસ કરીને આ સંબંધમાં શ્રીહરિભદ્રસૂરિકૃત **અનેકાન્તજયપતાકા** નામનો ગ્રંથ દર્શનીય તેમજ વિચારણીય છે. આ સ્યાદ્વાદની કેટલી મહત્તા છે, તેના સંબંધમાં **શ્રીવાદિદેવસૂરિ** શું કહે છે તે જાણવું હોય તો વિચારો નીચેનો શ્લોકઃ—

"प्रत्यक्षद्वयदीप्तनेत्रयुगलस्तर्कस्फुरत्केसरः
शाब्दव्यात्तकरालवक्त्रकुहरः सद्धेतुगुञ्जारवः ।
प्रक्रीडन् नयकानने स्मृतिनखश्रेणीशिखाभीषणः
संज्ञावालधिवन्धुरो विजयते 'स्याद्वाद'पञ्चाननः ॥"

—**સ્યાદ્વાદરત્નાકર**

---

૧-૨ આ સંબંધમાં વિચારો યશોવિજયજીકૃત અધ્યાત્મોપનિષદ્ અને શ્રીહેમચન્દ્રાચાર્યવિરચિત વીતરાગ-સ્તોત્રનો અષ્ટમ પ્રકાશ.

૩ અંધભુજંગ (આંધળો સાપ) જે બિલ (રાફડા)માંથી નીકળ્યો હોય ત્યાંજ ફરી ફરીને પાછો આવે છતાં એમ માને કે હું તો અન્યત્ર આવી રહ્યો છે, કેમકે હું ખૂબ ચાલ્યો છું, તેવીજ રીતે કેટલાક મતાનુયાયીઓ સ્યાદ્વાદની સીધી સડક ઉપર આવ્યા છતાં પોતે એકાન્તપક્ષના સભ્ય હોવાને લીધે, અનેકાન્તવાદ તરફ ઘૃણાથી જુએ છે. આ પણ જગત્‌ની એક વિચિત્રતા ! ! ]

અર્થાત્—પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે પ્રમાણરૂપી તેજસ્વી નેત્રવાળો, સ્ફુરાયમાન તર્ક પ્રમાણરૂપી કેસર (વાળ) વાળો, આગમ પ્રમાણરૂપી પહોળા કરેલ વદનવાળો, સદ્યુક્તિ(અનુમાન)રૂપી ગુંજારવવાળો, સંજ્ઞા (પ્રત્યભિજ્ઞાન)રૂપી પૂંછડાવાળો અને સ્મરણ પ્રમાણરૂપી નખ–શ્રેણિની કાંતિથી ભયંકર એવો સ્યાદ્વાદરૂપી સિંહ નયરૂપી વનમાં ક્રીડા કરતો જયવંતો વર્તે છે.

આ વિષયનો ઉપસંહાર કરતાં એટલુંજ નિવેદન કરવું બસ થશે કે—

સ્યાદ્વાદ શૈલી એ અનુપમ શૈલી છે અને આ શૈલી વિશેષતઃ જૈન દર્શનમાંજ દૃષ્ટિ-ગોચર થાય છે; એથી કરીને તો અત્યારે પણ અનેક વિદ્વાનો એની મુક્ત કંઠે પ્રશંસા કરતા જોવામાં આવે છે,

## ચન્દ્રપ્રભ પ્રભુને અસમાન (નિરૂપમ) કહેવાનું કારણ—

તીર્થંકરની ગુણ–સંપત્તિનો વિચાર કરીએ, તો સહજ માલૂમ પડશે કે તેની સાથે અન્ય કોઇની સરખામણી થઇ શકે તેમ નથી. જો આપણે એને સાગરના જેવા ગંભીર કહીએ, તો તે ઠીક નથી; કેમકે સાગરમાં તો ખારાશ હોય છે અને આ તો અમૃતસમાન મધુર છે. વળી જો પ્રકાશમાં તેને પ્રદીપ સાથે સરખાવીએ, તો તેમાં પણ ન્યૂનતાજ રહેલી છે. કેમકે પ્રદીપ તો ધુમાડા અને વાટ સહિત હોય છે, વળી તેને તેલની પણ જરૂર રહેલી છે, તેમજ તે પવનથી બુઝાઇ પણ જાય છે અને તેમ છતાં તે બહુ બહુ પ્રકાશ પાડે તો પણ તે કાંઇજ નહિ; જ્યારે પ્રભુ તો દ્વેષરૂપી ધુમ્ર[1]થી રહિત અને કામ–દશારૂપી વર્ત્તિ[2]થી મુક્ત છે; વળી સ્નેહરૂપી સ્નેહ (તેલ)નો તો તેણે સર્વથા ત્યાગ કર્યો છે; આ ઉપરાંત તે તો સમસ્ત બ્રહ્માણ્ડના ઉપર પોતાના કેવલ–જ્ઞાનરૂપી ઉદ્યોત વડે પ્રકાશ પાડે છે.[3] હવે જો પ્રભુને સૂર્યની ઉપમા આપીએ, તો તે પણ અસ્થાને છે, કેમકે સૂર્યનો તો અસ્ત પણ થાય છે તથા વળી રાહુ તેને ગળી પણ જાય છે અને આ ઉપરાંત મેઘથી પણ તેના પ્રકાશને ધક્કો પહોંચે છે.[4] શીતલતાના સંબંધમાં પ્રભુને ચન્દ્રની ઉપમા આપવી તે પણ વ્યાજબી નથી, કેમકે ચન્દ્ર તો કલંકિત છે અને વળી અમાવાસ્યાની રાત્રિએ તો તે કયાંયે અગ્યારા ગણી જાય છે તેનો પત્તોએ નથી.

---

૧ ધમાડો. ૨ વાટ.

૩ સરખાવો નિમ્ન-લિખિત ભક્તામર-સ્તોત્રનો ૧૬ મો શ્લોક.

" निर्धूमवर्त्तिरपवर्जिततैलपूरः
कृत्स्नं जगत्त्रयमिदं प्रकटीकरोषि ।
गम्यो न जातु मरुतां चलिताचलानां
दीपोऽपरस्त्वमसि नाथ ! जगत्प्रकाशः ॥"

—વસંતતિલકા

૪ સરખાવો—

" नास्तं कदाचिदुपयासि न राहुगम्यः
स्पष्टीकरोषि सहसा युगपज्जगन्ति ।
नाम्भोधरोदरनिरुद्धमहाप्रभावः
सूर्यातिशायिमहिमाऽसि मुनीन्द्र ! लोके ॥"

—ભક્તામર-સ્તોત્ર, શ્લો૦ ૧૭

હવે જો તીર્થંકરને-જિનને અન્ય હરિહરાદિ દેવો સાથે સરખાવીએ, તો તે પણ ઇષ્ટ નથી, કેમકે એ બંનેમાં આકાશ અને પાતાલ જેટલો અંતર છે. આ કંઈ અતિશયોક્તિ કે દ્વેષબુદ્ધિપૂર્વકનું કથન નથી. પરંતુ કયાં વીતરાગ દશા? અને કયાં સરાગ દશા? કયાં રાજા ભોજ? અને કયાં 'ગાંગા તેલી'? ટુંકમાં કહીએ તો હરિહરાદિ દેવોને પરાસ્ત કરનારા એવા મદનને પણ મારનારા કયાં? અને હિંદુ શાસ્ત્રમાં વર્ણવ્યા મુજબ મદનને હાથે માર ખાધેલા બ્રહ્માદિક કયાં?

આ ઉપરથી સાર એ નીકળે છે કે વીતરાગ એ સર્વોત્તમ છે અને તેમ હોઈ કરીને તે નિરૂપમ છે. અર્થાત્ વીતરાગને વીતરાગ સિવાય અન્ય સાથે સરખાવી શકાય તેમ નથી.

આ સંબંધમાં મુનિ શ્રી લક્ષ્મીવિમલકૃત ભક્તામર-સમસ્યાનો નિમ્ન-લિખિત શ્લોક વિચારવો અસ્થાને નહિ ગણાય. ત્યાં કહ્યું છે કે—

" चन्द्रः कलंकभृदहर्पतिरेवताप-
मुक्तः किलार्द्धतनुतन्विरुमापतिश्च ।
विश्वेष्वशेषगुणभाक् शमभावपूर्णं
यत् ते समानमपरं नहि रूपमस्ति ॥ "

—શ્લો૦ ૧૨

**પદ્ય-પ્રરૂપણા—**

આ પદ્ય સમવૃત્ત છે અને તે મન્દાક્રાન્તાનામક છંદમાં રચાયેલું છે. આ પછીનાં ત્રણ પદ્યો પણ તેજ છંદમાં રચવામાં આવ્યાં છે. મન્દાક્રાન્તાનું લક્ષણ એ છે કે—

" मन्दाक्रान्ताम्बुधिरसनगैर्मो भनौ तौ गयुग्मम् "

અર્થાત્—આ છંદમાં મ, ભ, ન, ત અને ત એમ પાંચ ગણો છે અને છેવટના બે અક્ષરો દીર્ઘ છે. એકંદર રીતે આ છંદમાં સત્તર અક્ષરો છે. આમાં ચોથે, દશમે અને સત્તરમે અક્ષરે વિશ્રામ-સ્થાનો છે અર્થાત્ ત્રણ 'યતિ' છે.[3]

| | | | | | |
|---|---|---|---|---|---|
| तुभ् यं चन्द | रप् र भ | जि न न | मस् ता म | सोज् जृम भि | ता नाम् |
| — — — | — ᴗ ᴗ | ᴗ ᴗ ᴗ | — — ᴗ | — — ᴗ | — — |
| म | भ | न | त | त | ग ग |

૧ ધુમાડો. ૨ વાટ, બત્તી.

૩ શ્રુતબોધમાં મન્દાક્રાન્તાનું લક્ષણ નીચે મુજબ આપ્યું છે:—

" चत्वारः प्राक् सुतनु ! गुरवो द्वादशैकादशौ चेन्-
मुग्धे ! वर्णौ तदनु कुमुदामोदिनि ! द्वादशान्त्यौ ।
तद्वद्यान्त्यौ युगरसहयैर्यत्र कान्ते ! विरामो
मन्दाक्रान्तां प्रवरकवयस्तन्वि ! तां संगिरन्ते ॥ "

અર્થાત્—હે સુતનુ ! જે પદ્યમાં પ્રથમના ચાર અક્ષરો, તેમજ અગ્યારમા અને બારમા અક્ષરો તથા હે મુગ્ધા ! તે ઉપરાંત તેરમા અને ચૌદમા અક્ષરો તેમજ વળી હે કુમુદના જેવી સુગંધવાળી ! આ ઉપરાંત સોળમા અને સત્તરમા અક્ષરો દીર્ઘ હોય તેમજ જ્યાં હે કાન્તા ! યુગ, રસ અને અશ્વ વડે (અર્થાત્ ચોથા, દશમા અને સત્તરમા અક્ષરો ઉપર) વિરામ આવતો હોય, તે પદ્યને, હે કૃશાંગી ! ઉત્તમ કવિઓ 'મન્દાક્રાન્તા' કહે છે.

जिनेश्वराणां नुतिः—

जीयाद् राजी[1] जनितजननज्यानिहानिर्जिनानां
सत्यागारं जयदमितरुक् सारविन्दाऽवतारम्[1]।
भव्योद्धृत्या भुवि कृतवती याऽवहद् धर्मचक्रं
सत्यागा रञ्जयदमितरुक् सा रविं दावतारम्[2] ॥ ३० ॥

—मन्दा०

टीका

जीयादिति । 'जीयात्' जयतु । 'राजी' परिपाटिः । 'जनितजननज्यानिहानिः' जनिता जननज्यान्योः–जन्मजरसोर्हानिः–विनाशो यया सा। 'जिनानां' जगद्गुरूणाम्। 'सत्यागारं' सत्यस्य वसतिः । 'जयदं' अभ्युदयावहम् । 'इतरुक्' गतरोगा । 'सारविन्दा' सहारविन्दैः–वारिजन्मभिर्वर्तते या सा । 'अवतारं' जन्मग्रहणम् । 'भव्योद्धृत्या' भव्यानां या उद्धृतिर्भवोत्तार–रूपा तया हेतुभूतया । 'भुवि' पृथिव्याम् । 'कृतवती' विहितवती । 'या' । 'अवहत्'–बभार । 'धर्मचक्रं' धर्मसमयोत्पन्नं रथाङ्गम् । 'सत्यागा' त्यागसहिता । 'रञ्जयत्' रक्तीकुर्वत् । 'अमितरुक्' अपरिमाणद्योतिः । 'सा' । 'रविं' सूर्यम् । 'दावतारं' दवोज्ज्वलम् । अथवा रञ्जयती–अनुरागमुत्पादयन्ती अमितरुक् यस्याः सा । 'सारविन्दा' सारं–बलं विन्दति–लभते या सा । 'वत' इति विस्मये । 'अरं' शीघ्रम् । प्रथमान्तानि विशेषणानि द्वितीयान्तानि कृत्वा धर्मचक्रस्य वा योजनीयानि । सा सत्यागारं जिनानां राजी जीयात् या दावतारं धर्मचक्रं रविं रञ्जयद् भव्योद्धृत्या अवहत् इत्यन्वयः ॥ ३० ॥

अवचूरिः

जिनानां राजिर्जयतात् । किंभूता ? विहितजराजन्मक्षया । सत्यस्यागारं-गृहम् । जयदमभ्युदयावहम् । इतरुग्-गतरोगा । सारविन्दा सहारविन्दैः पद्मधस्तनैः पूजाकमलैर्वर्तते या । या भव्योद्धृत्या-भव्यानामुद्धृतिर्भवोत्तारूपा तया हेतुभूतया भुवि-पृथिव्यामवतारं कृतवती । या धर्मचक्रमवहद्-उवाह । सत्यागा-सदाना । धर्मचक्रं कथंभूतम् ? । रञ्जयत्-रक्तीकुर्वत् । रविं-सूर्यम् । दावतारं-दावोज्ज्वलम् । अमिता-अप्रमाणा रुक्-कान्तिर्यस्य ॥ ३० ॥

अन्वयः

या स-त्यागा (जिन-राजी) भव्य-उद्धृत्या भुवि अवतारं कृतवती, जय-दं, रविं रञ्जयद्, अमित-रुक्, दाव-तारं धर्म-चक्रं अवहद्, सा सत्य-आगारं, इत-रुक्, स-अरविन्दा, जनित-जनन-ज्यानि-हानिः राजी जीयात् ।

१ 'राजिः' इत्यपि पाठः । २ 'सत्यागा रञ्जयदमितरुक् सारविन्दा वतारम्', इत्यपि पाठो न्याय्यः ।

## अथवा

*या भव्य-उद्धृत्या भुवि जय-दं, सत्य-आगारं अवतारं कृतवती, रञ्जयत्-अमित-रुक् धर्म-चक्रं च यत अवहत्, ( सा ) इत-रुक्, जनित जनन-ज्यानि-हानिः, स-अरविन्दा, स-त्यागा सार-विन्दा, जिनानां राजी अरं जीयात् ।*

## શબ્દાર્થ

जीयात् ( धा० जि )=જયવંતા વર્તો.
राजी=શ્રેણિ, પંક્તિ.
जनित ( धा० जन् )=ઉત્પન્ન કરેલ.
ज्यानि=જરા, ઘડપણ.
हानि=નાશ.
जनितजननज्यानिहानिः=કર્યો છે જન્મ અને જરાનો નાશ જેણે એવી.
जिनानां ( मू० जिन )=તીર્થંકરોની.
सत्य=સત્ય, સચ્ચાઈ.
आगार=ગૃહ.
सत्यागारं=સત્યના ગૃહરૂપ.
जय=વિજય.
जयदं=વિજય અર્પણ કરનારા.
इतरुक्=ગયો છે રોગ જેનો અથવા જેનાથી એવી.
अरविन्द=કમલ.
सारविन्दा=કમલથી યુક્ત.
अवतारं ( मू० अवतार )=અવતારને, જન્મને.
उद्धृति=ઉદ્ધાર, સંરક્ષણ.
भव्योद्धृत्या=ભવ્ય ( જીવો )નો ઉદ્ધાર કરવાના હેતુ વડે.
भुवि( मू० भू )=પૃથ્વી ઉપર.
कृतवती ( धा०कृ )=કર્યો.
अवहत् ( धा० वह् )=ધારણ કરતી હવી.
धर्म=ધર્મ.
चक्र=ચક્ર.
धर्मचक्रं ( मू० धर्म-चक्र )=ધર્મ-ચક્રને.
त्याग=દાન.
सत्यागा=દાન-સહિત.
रञ्जयत् ( धा० रञ्ज् )=(૧) રક્ત કરતું; (૨) રાગ ઉત્પન્ન કરનાર.
अमित=અમાપ, પાર વિનાના.
अमितरुक्=અનુપમ કાન્તિવાળા.
रञ्जयदमितरुक=રાગ ઉત્પન્ન કરનારી છે અપરિમિત પ્રભા જેની એવા.
रवि ( मू० रवि )=સૂર્યને.
दाव=દાવાનલ.
दावतारं=દાવાનલ જેવા દેદીપ્યમાન.
सार=બળ.
विन्द्=મેળવવું.
सारविन्दा=બળ મેળવનારી.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોની સ્તુતિ—**

" જેણે ( દીક્ષા લીધી તે પૂર્વે એક વર્ષ સુધીમાં ૩૮૮ કરોડ અને ૮૦ લાખ સુવર્ણનું) દાન દીધું તેમજ જેણે ભવ્ય ( જીવો )નો ઉદ્ધાર કરવારૂપ હેતુથી પૃથ્વી ઉપર અવતાર લીધો, તથા વિજયને અર્પણ કરનારા, રવિને રક્ત કરનારા, વળી પાર-વિનાની કાન્તિવાળા તેમજ

દાવાનલના જેવા દેદીપ્યમાન એવા (દેવ-રચિત) ધર્મ-ચક્રને જે ધારણ કરતી હવી, તે જિનોની શ્રેણિ કે જેણે જન્મ અને જરાનો નાશ કર્યો છે, જે સત્યના ગૃહરૂપ છે તેમજ વળી જેનાથી રોગો મટી ગયા છે તથા જે કમલોથી યુક્ત છે (અર્થાત્ ગમન કરતી વેળાએ જે દેવ-રચિત નવ સુવર્ણનાં કમલો ઉપર ચરણ મૂકે છે) એવી તે જિન-શ્રેણિ જયવંતી વર્તો."

અથવા

"ભવ્ય (જીવો)ના (ભવોત્તારણરૂપ) ઉદ્ધાર માટે જે જિન-શ્રેણિએ પૃથ્વીને વિષે અભ્યુદય અર્પણ કરનારો તેમજ સત્યના મંદિરરૂપ એવો જન્મ લીધો તેમજ જેણે અહો! (મનુષ્યોને) રાગ ઉત્પન્ન કરનારી છે અપરિમિત પ્રભા જેની એવું ધર્મ-ચક્ર ધારણ કર્યું, તે, વળી રોગથી મુક્ત, તેમજ નાશ કર્યો છે જન્મ અને જરાનો જેણે એવી, તથા વળી (દેવ-રચિત) કમલોથી યુક્ત, તેમજ (સાંવત્સરિક) દાનસહિત તથા પરાક્રમી એવી જિનોની શ્રેણિ સત્વર સર્વોત્કૃષ્ટપણે વર્તો."—૩૦

સ્પષ્ટીકરણ

શ્લોક-ચમત્કૃતિ—

આ શ્લોકના પ્રથમ ચરણમાં જકાર અને નકારનું વિશેષ જોર જણાય છે એ આ શ્લોકની ખૂબીમાં વધારો કરે છે.

सिद्धान्त-स्तुतिः—

सिद्धान्तः स्ताद् अहितहतयेऽख्यापयद् यं जिनेन्द्रः
सद्राजीवः स कविधिषणापादनेऽकोपमानः।
दक्षः साक्षाच्छ्रवणचुलुकैर्यं च मोदाद् विहायः-
सद्राजी वः सकविधिषणाऽपादनेकोपमानः ॥ ३१ ॥

—मन्दा०

टीका

सिद्धान्त इति। 'सिद्धान्तः' आगमः। 'स्तात्' भवतु। 'अहितहतये' अनिष्टविघाताय। 'अख्यापयत्' ख्यापितवान्। 'यं'। 'जिनेन्द्रः' सर्ववेदी। 'सद्राजीवः' सन्ति-शोभनानि राजीवानि-अब्जानि यस्य। 'स'। 'कविधिषणापादने' कवयः-शास्त्रकाराः तेषां धिषणापादने-मतिभाजनने। 'अकोपमानः' न विद्येते कोपमानौ यस्य सः। 'दक्षः' पटुः।

'साक्षात्' प्रत्यक्षम्। 'श्रवणचुलुकैः' श्रोत्राञ्जलिभिः। 'यं च' सिद्धान्तम्। 'मोदात्' प्रहर्षात्। 'विहायःसद्राजी' विहायःसदो-देवाः तेषां राजी-पंक्तिः। 'वः' युष्माकम्। 'सकविधिषणा' सह कविधिषणाभ्यां-शुक्रसुरगुरुभ्यां वर्तते यः असौ। 'अपात्' पीतवती। 'अनेकोपमानः' अनेकानि-अपरिमितानि समुद्रचन्द्रादीनि उपमानानि यस्य सः। 'सद्राजीवः' इत्यपहाय प्रथमान्तविशेषणानि जिनस्य सिद्धान्तस्य वा सम्बन्धीनियानि। स सिद्धान्तः अहितहतये वः स्तात्, कविधिषणापादने दक्षोयं जिनेन्द्रः अख्यापयदिति सम्बन्धः ॥ ३१ ॥

## अवचूरिः

स सिद्धान्तो वो-युष्माकमहितक्षयाय भूयात्। यं सिद्धान्तं सन्ति-शोभनानि कमलानि यत्र स जिनेन्द्रः प्रधानकमलोऽख्यापयत्-ऊचिवान्। कवयः-शास्त्रज्ञास्तेषां बुद्धिजनने दक्षो-विचक्षणः। न विद्येते कोपमानौ यस्य यत्र वा। विहायःसदो-देवास्तेषां राजी-श्रेणिः कर्णचुलुकैः-श्रोत्राञ्जलिभिर्मोदाद्-हर्षाद् यं च सिद्धान्तमपात्-पीतवती। श्रेणी किंभूता?। सह कविधिषणाभ्यां-शुक्रगुरुभ्यां वर्तते या। अनेकानि चन्द्रसमुद्रादीन्युपमानानि यस्याः। प्रथमान्तविशेषणानि जिनस्यागमस्य वा योज्यानि 'सद्राजीवः' इति मुक्त्वा ॥ ३१ ॥

## अन्वयः

यं सद्-राजीवः, कवि-धिषणा-आपादने दक्षः, अ-कोप-मानः, अनेक-उपमानः जिन-इन्द्रः अख्यापयत्, यं च स-कवि-धिषणा विहायः-सद्-राजी श्रवण-चुलुकैः मोदात् साक्षात् अपात्, स सिद्धान्तः वः अहित-हतये स्तात्।

## શબ્દાર્થ

सिद्धान्तः ( मू० सिद्धान्त )=સિદ્ધાન્ત, મત.
स्तात् ( धा० अस् )=થાઓ.
हति=નાશ.
अहितहतये=અહિતના નાશ માટે.
अख्यापयत् (धा० ख्या )=પ્રરૂપણા કરતા હવા.
जिनेन्द्रः ( मू० जिनेन्द्र )=જિનવર.
सत्=(૧) શોભનીય; (૨) વિદ્યમાન.
राजीव=કમલ.
सद्राजीवः=શોભનીય કમલો છે જેને એવા, અથવા વિદ્યમાન છે કમલો જેની પાસે એવા.
कवि=(૧) કવિ, કવિતા રચનાર; (૨) વિદ્વાન.
धिषणा=બુદ્ધિ.
आपादन=સંપાદન.
कविधिषणापादने=કવિઓને અથવા વિદ્વાનોને બુદ્ધિ સંપાદન ( કરાવવા )માં.
कोप=ગુસ્સો.
अकोपमानः=અવિદ્યમાન છે ક્રોધ અને અભિમાન જેને વિષે એવા.
दक्षः ( मू० दक्ष )=ચતુર.
साक्षात्=સાક્ષાત.
श्रवण=કર્ણ, કાન.
चुलुक=અંજલિ, ખોબો.
श्रवणचुलुकैः=કર્ણરૂપી અંજલિ વડે.
मोदात् ( मू० मोद )=હર્ષથી.
विहायस्=આકાશ.
सद=નિવાસ કરવો.

विहायःसद्=આકાશને વિષે રહે છે તે, દેવ.
विहायःसद्राजी=દેવોની શ્રેણિ.
कवि=શુક્ર, દૈત્ય-ગુરૂ.
धिषण=બૃહસ્પતિ, દેવ-ગુરૂ.
सकविधिषणा=શુક્ર અને બૃહસ્પતિ સહિત.
अपात् ( धा० पा )=પાન કરતી હવી.
अनेक=અનેક, એક કરતાં વધારે.
उपमान=ઉપમા.
अनेकोपमानः=અનેક ઉપમાથી યુક્ત.

### શ્લોકાર્થ

**સિદ્ધાન્તની સ્તુતિ—**

" વિદ્યમાન [ અથવા શોભાયમાન ] છે ( સુવર્ણ-) કમલો જેનાં એવા, વળી વિદ્વાનોને [ અથવા કવિઓને ] બુદ્ધિ સંપાદન કરાવવામાં ચતુર[1], તથા ક્રોધ અને માન રહિત[2] [ અર્થાત્ ક્રોધ અને અભિમાનનો અભાવ છે જ્યાં એવા ], તેમજ અનેક ઉપમાએ યુક્ત[3] એવા જિનેન્દ્રે જે ( સિદ્ધાન્ત )ની પ્રરૂપણા કરી, તેમજ જે ( સિદ્ધાન્ત )નું શુક્ર અને બૃહસ્પતિથી અલંકૃત એવી દેવોની શ્રેણિએ હર્ષપૂર્વક સાક્ષાત્ કર્ણરૂપી અંજલિઓ વડે પાન કર્યું ( અર્થાત્ જેનું ચિત્ત દઇને હર્ષભેર શ્રવણ કર્યું ), તે સિદ્ધાન્ત ( હે ભવ્યો ! ) તમારા અહિતના નાશ અર્થે થાઓ."—૩૧

**वज्राङ्कुश्याः स्तुतिः—**

वज्राङ्कुश्यङ्कुशकुलिशभृत् ! त्वं विधत्स्व प्रयत्नं
स्वायत्यागे ! तनुमदवने हेमताराऽतिमत्ते ।
अध्यारूढे ! शशधरकरश्वेतभासि द्विपेन्द्रे
स्वायत्याऽगेऽतनुमदवने हेऽमतारातिमत्ते ! ॥ ३२ ॥ ८ ॥

—मन्दा०

### टीका

वज्रेति । ' वज्राङ्कुशि ! ' वज्राङ्कुशीसंज्ञे ! । ' अङ्कुशकुलिशभृत् ! ' सृणिवज्रधारिणि ! । ' त्वं ' । ' विधत्स्व ' कुरु । ' प्रयत्नं ' आदरम् । ' स्वायत्यागे ! ' आयः-अर्थस्यागमः त्यागः-दानं, शोभनौ आयत्यागौ यस्याः सा सम्बोध्यते । ' तनुमदवने ' तनुमन्तो-देहिनस्तेषां अवने-रक्षणे । ' हेमतारा ' स्वर्णोज्ज्वला । ' अतिमत्ते ' अत्यन्तं मदवति । ' अध्यारूढे ! ' अध्यासीने ! ।

૧-૨-૩ આ વિશેષણો સિદ્ધાન્તને પણ લાગૂ પડી શકે છે.

'शशधरकरश्वेतभासि' चन्द्रांशुधवलत्विषि । 'द्विपेन्द्रे' गजपतौ । 'स्वायत्या' निजायामेन कृत्वा । 'अगे' सानुमति । 'अतनुमदवने' अतनु-प्रभूतं मदवनं-दानजलं यस्य तस्मिन्, अथवा अतनुमद एव श्यामत्वात् वनं-काननं यस्य तस्मिन्, नगः किल वनवान् भवतीति अभिप्रायः । 'हे' इत्यामन्त्रणे । 'अमतारातिमत्ते!' अरातिमतो-विपक्षयुक्तस्य भावो अरातिमत्ता, सा न मता-नाभिमता यस्यास्तस्याः सम्बोधनम् । हे वज्राङ्कुशि ! त्वं हेमतारा तनुमदवने प्रयत्नं विधत्स्वेति सम्बन्धः ॥ ३२ ॥

## अवचूरिः

हे वज्राङ्कुशि देवि ! तनुमदवने-जन्तुरक्षणे प्रयत्नं विधेहि । हे सृणिवज्रधारिणि ! । स्वायत्यागे ! शोभन आयोऽर्थागमो दानं च यस्याः । त्वं कथंभूता ? । हेमतारा-कनकोज्ज्वला । हे अध्यारूढे ( गतवति ) ! । क्व [1] । द्विपेन्द्रे । किंभूते [2] । अतिमत्ते-मदोद्धते । चन्द्रकरा इव श्वेता भा यस्य तस्मिन् । स्वायत्या-निजायामेन अगे-पर्वत इव । अतनु-प्रचुरं मदवनं-मदवारि यस्य तस्मिन् । अरातिः-वैरी सोऽस्यास्तीत्यरातिमान्, तस्य भावोऽरातिमत्ता, सा न मता यस्यास्तस्याः संबोधनम् ॥ ३२ ॥

## अन्वयः

हे वज्राङ्कुशि ! अङ्कुश-कुलिश-भृत् ! सु-आय-त्यागे ! अति-मत्ते, शशधर-कर-श्वेत-भासि, स्व-आयत्या अगे, अतनु-मद-वने द्विप-इन्द्रे अध्यारूढे ! अ-मत-अरातिमत्ते ! हेमन्-तारा त्वं तनुमद्-अवने प्रयत्नं विधत्स्व ।

## શબ્દાર્થ

वज्राङ्कुशि ! ( मू० वज्राङ्कुशी )=હે વજાંકુશી (દેવી) !
अङ्कुश=અંકુશ.
कुलिश=વજ્ર.
अङ्कुशकुलिशभृत्=હે અંકુશ અને વજ્રને ધારણ કરનારી !
विधत्स्व ( धा० धा )=વિધાન કર.
प्रयत्नं ( मू० प्रयत्न )=યત્નને.
आय=લાભ.
स्वायत्यागे !=ઉત્તમ છે લાભ અને દાન જેનાં એવી ! (સં०)
तनुमत्=દેહધારી, પ્રાણી.
अवन=રક્ષણ.
तनुमदवने=શરીરધારી (જીવો)ના રક્ષણને વિષે.
हेमन्=સુવર્ણ.
हेमतारा=સુવર્ણના જેવી ઉજ્જવલ.
अति=અત્યંત.
मत्त ( धा० मद् )=મદથી યુક્ત.
अतिमत्ते=અતિશય મદોન્મત્ત.
अध्यारूढे ! (मू० अध्यारूढ)=આરૂઢ થયેલી ! (સં०)
शशधर=શશાંક, ચન્દ્ર.
कर=કિરણ.
श्वेत=શ્વેત, સફેદ.
भास्=કાન્તિ, પ્રકાશ.
शशधरकरश्वेतभासि=ચન્દ્રનાં કિરણોના જેવી શ્વેત કાંતિવાળા.

---

१ प्रथमा विभक्तिर्वा । २ संबोधनं वा ।

द्विप=ગજ, હાથી.
द्विपेन्द्रे=ગજરાજને વિષે.
स्व=પોતાના.
आयति=વિસ્તાર.
स्वायत्या=પોતાના વિસ્તાર વડે.
अगे (મૂ૦ अग)=પર્વતને વિષે.
अतनु=અનલ્પ, પ્રચુર, ઘણું.
मद=મદ.
अतनुमदवने=(૧)અનલ્પ છે મદનું જલ જેને વિષે એવા; (૨) પ્રચુર મદરૂપી વનને વિષે.
अरातिमत्ता=શત્રુપણું, દુશ્મનાવટ.
अमतारातिमत्ते!=અમાન્ય છે શત્રુપણું જેને એવી! (સં૦)

## શ્લોકાર્થ

**વજ્રાંકુશી દેવીની સ્તુતિ—**

"હે અંકુશ અને વજ્રને ધારણ કરનારી (દેવી)! ઉત્તમ (પ્રકારનાં) છે (અર્થાગમરૂપી) લાભ અને દાન જેનાં એવી હે (વિદ્યા–દેવી)! હે અત્યન્ત મદોન્મત્ત એવા અને વળી ચન્દ્રનાં કિરણોના જેવી શ્વેત કાન્તિવાળા તથા પોતાના વિસ્તાર વડે પર્વતસમાન એવા (અર્થાત્ પર્વત[1]ના જેવા વિસ્તારવાળા) તેમજ અનલ્પ છે મદ–જલ જેનું એવા ગજરાજ ઉપર આરૂઢ થયેલી (દેવી)! અસંમત છે શત્રુતા જેને એવી (અર્થાત્ શત્રુતાનો ત્યાગ કરાવી મિત્રતા કરાવી આપનારી) હે (દિવ્યાંગના)! (ઉપર્યુક્ત ચાર વિશેષણોથી અલંકૃત એવી) હે વજ્રાંકુશી! સુવર્ણસમાન ઉજ્જવલ એવી તું શરીરધારી (જીવો) ના રક્ષણાર્થે પ્રયત્ન કર."—૩૨

## સ્પષ્ટીકરણ

**વજ્રાંકુશીનું સ્વરૂપ—**

વજ્ર અને અંકુશને જે ધારણ કરે તે 'વજ્રાંકુશી' એ વજ્રાંકુશી શબ્દનો વ્યુત્પત્તિ–અર્થ છે. આ વિદ્યા–દેવીની કાંચનવર્ણી કાયા છે અને તેને હાથીનું વાહન છે. વિશેષમાં તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને વજ્રથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ તો માતુલિંગ (બિજોરું) અને અંકુશથી અલંકૃત છે. આ પ્રમાણેનો ઉલ્લેખ નિર્વાણકલિકામાં છે. ત્યાં કહ્યું છે કે—

"तथा वज्राङ्कुशीं कनकवर्णां गजवाहनां चतुर्भुजां वरदवज्रयुतदक्षिणकरां मातुलिङ्गाङ्कुशयुक्तवामहस्तां चेति"

આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારી લઈએ.

"निस्त्रिंशवज्रफलकोत्तमकुन्तयुक्त—
हस्ता सुतप्तविलसत्कलधौतकान्तिः।
उन्मत्तदन्तिगमना भुवनस्य विघ्नं
वज्राङ्कुशी हरतु वज्रसमानशक्तिः॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.

---

૧ ગજરાજની પર્વતની સાથે સરખામણી કરી છે તે વાત બરાબર ઘટી શકે છે. કેમકે જેમ પર્વતમાં વન હોય છે, તેમ ગજરાજરૂપી પર્વતમાં મદરૂપી વન છે (મદ કૃષ્ણવર્ણી હોય છે). આ પ્રમાણેનો અર્થ શબ્દાર્થમાં સૂચવ્યો છે.

## ९ श्रीसुविधिजिनस्तुतयः

अथ श्रीसुविधिनाथाय प्रार्थना—

तवाभिवृद्धिं सुविधिर्विधेयात्
स भासुरालीनतपा दयावन् ! ।
यो योगिपङ्क्त्या प्रणतो नभःसत्–
सभासुरालीनतपादयाऽवन् ॥ ३३ ॥

—उपजातिः

### टीका

तवाभिवृद्धिमिति । 'तवाभिवृद्धिं' भवतोऽभ्युदयम् । 'सुविधिः' पुष्पदन्तः । 'विधेयात्' क्रियात् । 'स' । 'भासुरालीनतपाः' भासुरं–घोरं आलीनं–आश्रितं तपः–अनशनादिरूपं यस्य सः । 'दयावन् !' करुणान्वित ! । 'यः' । 'योगिपङ्क्त्या' यतिपरम्परया । 'प्रणतः' प्रणिपतितः । 'नभःसत्सभासुरालीनतपादया' नभःसत्सभा–सुरपर्षत् असुराली–दैत्यसंहतिः ताभ्यां नतौ पादौ यस्यास्तया । 'अवन्' रक्षन् । हे दयावन ! स सुविधिः तव समृ(अभिवृ)द्धिं विधेयात्, यो योगिपङ्क्त्या प्रणत इति योगः ॥ ३३ ॥

### अवचूरिः

स सुविधिर्जिनो हे दयावन् जन ! तव समृद्धिं क्रियात् । भासुरं–घोरमालीनं–आश्रितं तपः–अनशनादिरूपं यस्य सः । यः स्वामी अवन्–रक्षन् योगिवृन्देन प्रकर्षेण नतः । योगिपङ्क्त्या कथंभूतया ? । नभःसदो–देवास्तेषां सभा–पर्षत् असुरावली–असुरश्रेणिश्च ताभ्यां नतौ पादौ यस्यास्तया ॥ ३३ ॥

### अन्वयः

यः अवन् नभस्–स –सभा–असुर–आली–नत–पादया योगि–पङ्क्त्या प्रणतः सः भासुर–आलीन–तपाः सुविधिः (हे) दयावन् ! तव अभिवृद्धिं विधेयात् ।

### શબ્દાર્થ

अभिवृद्धिं (मू० अभिवृद्धि)=સમૃદ્ધિને.
सुविधिः (मू० सुविधि)=સુવિધિનાથ, નવમા તીર્થંકર.
विधेयात् (धा० धा)=કરો.
सः (मू० तद्)=તે.
आलीन (धा० ली)=આશ્રય કરેલું.
तपस्=તપ, તપશ્ચર્યા.
भासुरालीनतपाः=ઘોર તપનો આશ્રય લીધો છે જેણે એવા.
यः (मू० यद्)=જે.

योगिन्=યોગી.
योगिपङ्क्त्या=યોગીઓની શ્રેણિ વડે.
प्रणतः ( મૂ૦ प्रणत )=નમન થયેલા.
नभस्=આકાશ
नभःसद्=દેવ, અમર, સુર.
नत ( ધા૦ नम् )=પ્રણામ કરેલા.
नभःसत्सभासुरालीनतपादया=સુર-સભાએ અને અસુર-શ્રેણિએ પ્રણામ કર્યો છે જેનાં ચરણને એવી.
अवन् ( ધા૦ अव् )=રક્ષણ કરનારો.

## શ્લોકાર્થ

### શ્રીસુવિધિનાથને પ્રાર્થના—

" જે ( જગત્‌નું ) રક્ષણ કરનારા છે, તેમજ સુર-સભાએ અને અસુર-શ્રેણિએ નમન કર્યું છે જેનાં ચરણોને એવી યોગિ-પંક્તિ વડે જે વન્દિત છે, તે [ અનશનાદિ ] ઘોર[1] તપશ્ચર્યાનો આશ્રય લીધેલા એવા સુવિધિનાથ, હે કૃપાવંત ( માનવ ] ! તને સમૃદ્ધિ સંપાદન કરાવો-તને સમૃદ્ધ બનાવો. "—૩૩

## સ્પષ્ટીકરણ

### સુવિધિનાથ-ચરિત્ર

પુષ્પદંત એવા નામથી પણ ઓળખાતા આ સુવિધિનાથ નવમા તીર્થંકર છે. સુગ્રીવ રાજાની પત્ની શ્યામા રાણીના તેઓ પુત્ર થાય છે અને તેમનો જન્મ કાકંદી નગરીમાં થયો હતો. તેમના શ્વેતવર્ણી શરીર ઉપર મગરનું લાંછન હતું અને તેઓ એકસો ( ૧૦૦ ) ધનુષ્યપ્રમાણ ઊંચા હતા. સાંસારિક પ્રવૃત્તિથી નિવૃત્ત થઇ, અનુપમ ચારિત્ર પાળી, બે લાખ પૂર્વનું આયુષ્ય પરિપૂર્ણ કરી તેઓ મુક્તિ-પદને પામ્યા.

### પદ્ય-પરિચય—

આ પદ્ય અર્ધસમવૃત્તમાંના ૧૧ અક્ષરોવાળા ' ઉપજાતિ ' વૃત્તમાં રચાયેલું છે. ઉપજાતિ વૃત્ત એ ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાના મિશ્રણરૂપ છે, વાસ્તે સાથે સાથે આ બે વૃત્તોનાં લક્ષણો વિચારવાં આવશ્યક છે. આ વાતના ઉપર નિમ્નલિખિત શ્લોક પ્રકાશ પાડે છેઃ—

" स्यादिन्द्रवज्रा यदि तौ जगौ गः
उपेन्द्रवज्रा प्रथमे लघौ सा ।
अनंतरोदीरितलक्ष्मभाजौ
पादौ यदीयावुपजातयस्ताः ॥ "

અર્થાત્ ઇન્દ્રવજ્રા વૃત્તમાં ત, ત અને જ એમ ત્રણ ગણો છે અને છેવટના બે અક્ષરો ગુરૂ છે, જ્યારે ઉપેન્દ્રવજ્રામાં જ, ત અને જ એ ત્રણ ગણો છે અને અન્તમાંના બે અક્ષરો દીર્ઘ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે ' ઇન્દ્રવજ્રા ' અને ' ઉપેન્દ્રવજ્રામાં ' એટલોજ ફેર છે કે જ્યારે

---

૧ ' ભાસુર ' શબ્દનો અર્થ ઘોર થાય છે. આ વાતના ઉપર અભિધાન-ચિન્તામણિ-પરિશિષ્ટ પ્રકાશ પાડે છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

" भयङ्करे तु डमरमाभीलं भासुरं तथा "

'ઇન્દ્રવજ્રા'નો પ્રથમ અક્ષર ગુરૂ છે ત્યારે 'ઉપેન્દ્રવજ્રા'નો તે અક્ષર લઘુ છે, બાકી બધા અક્ષરો તો સમાન છે. [1]

આ વૃત્તનાં પ્રથમ, દ્વિતીય અને ચતુર્થ ચરણો ઉપેન્દ્રવજ્રામાં રચાયાં છે અને બાકીનું તૃતીય ચરણ ઇન્દ્રવજ્રામાં છે એ વાત હવે વિચારવામાં આવે છે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ચરણ. | त वा भि | वृद्ध धिं सु | वि धिर् जि | धे यात् | उपेन्द्रवज्रा |
| | ⏑ – ⏑ | – – ⏑ | ⏑ – ⏑ | – – | |
| | ज | त | ज | ग ग | |
| ૨ ચરણ. | स मा सु | रा ली न | त पा द् | या वन् | |
| ૩ ચરણ. | यो यो गि | पङ्क् यापू र | ण तो न | मस् सत् | इन्द्रवज्रा |
| | – – ⏑ | – – ⏑ | ⏑ – ⏑ | – – | |
| | त | त | ज | ग ग | |
| ૪ ચરણ. | स मा सु | रा ली न | त पा द् | या वन् | उपेन्द्रवज्रा |
| | ⏑ – ⏑ | – – ⏑ | ⏑ – ⏑ | – – | |
| | ज | त | ज | ग ग | |

---

૧ સરખાવો શ્રુત-બોધમાં આપેલાં ઇન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા અને ઉપજાતિનાં લક્ષણો—

ઇન્દ્રવજ્રાનું લક્ષણ—

"यस्यां त्रिपञ्चसप्तममक्षरं स्याद्
हृस्वं सुजङ्घे ! नवमं च तद्वत् ।
गत्या विलज्जीकृतहंसकान्ते !
तामिन्द्रवज्रां ब्रुवते कवीन्द्राः ॥"

અર્થાત્—હે સુંદર જંઘાવાળી ( લલના ) ! જે પદ્યમાં ત્રીજા, છઠ્ઠા, સાતમા તેમજ નવમા અક્ષરો લઘુ હોય, તે પદ્યને, પોતાની ચાલ વડે તિરસ્કાર કર્યો છે હંસની કાન્તિનો જેણે એવી હે ( પ્રિયા ) ! કવિરાજ 'ઇન્દ્રવજ્રા' કહે છે.

ઉપેન્દ્રવજ્રાનું લક્ષણ—

"यदीन्द्रवज्राचरणेषु पूर्वे
भवन्ति वर्णा लघवः सुवर्णे ! ।
अमन्दमाद्यन्मदने ! तदानीम्
उपेन्द्रवज्रा कथिता कवीन्द्रैः ॥"

અર્થાત—હે સુન્દરી ! જો ઇન્દ્રવજ્રાનાં (ચારે) ચરણોના પ્રથમ અક્ષરો લઘુ હોય, તો અત્યંત હર્ષિત થઇ રહ્યો છે કામદેવ જેને વિષે એવી હે ( કામિની ! ) તે પદ્યને કવીશ્વરો 'ઉપેન્દ્રવજ્રા' કહે છે.

ઉપજાતિનું લક્ષણ—

"यत्र द्वयोरप्यनयोस्तु पादा
भवन्ति सीमन्तिनि ! चन्द्रकान्ते ! ।
विद्वद्भिराद्यैः परिकीर्तिता सा
प्रयुज्यतामित्युपजातिरेषा ॥"

અર્થાત્—હે ઉત્તમ કેશવાળી (કાન્તા) ! જે છંદમાં 'ઇન્દ્રવજ્રા' તેમજ 'ઉપેન્દ્રવજ્રા' એ બન્નેનાં ચરણો હોય, તેને હે ચન્દ્રસમાન કાન્તિવાળી ( સુંદરી ) ! પુરાતન પણ્ડિતોએ 'ઉપજાતિ' કહ્યો છે તે તારે જાણવું જોઇએ.

जिनेश्वरेभ्योऽभ्यर्थना—

या जन्तुजाताय हितानि राजी
सारा जिनानामलपद् ममालम् ।
दिश्यान्मुदं पादयुगं दधाना
सा राजिनानामलपद्ममालम् ॥ ३४ ॥

—इन्द्रवज्रा

## टीका

या जन्तुजातायेति । 'या' । 'जन्तुजाताय' प्राणिसमूहाय । 'हितानि' पथ्यानि । 'राजी' श्रेणिः । 'सारा' श्रेष्ठा । 'जिनानां' अर्हताम् । 'अलपत्' गदितवती । 'मम' मे । 'अलं' अत्यर्थम् । 'दिश्यात्' वितीर्यात् । 'मुदं' आनन्दम् । 'पादयुगं' अंह्रिद्वयम् । 'दधाना' बिभ्रती । 'सा' । 'राजिनानामलपद्ममालं' राजिनी-राजनशीला नाना-प्रकारा अमला पद्ममाला यस्य तत् । या जिनानां राजी जन्तुजाताय हितानि अलपत् सा ममालं मुदं दिश्यात् इति सम्बन्धः ॥ ३४ ॥

## अवचूरिः

या सारा-श्रेष्ठा जिनानां ततिर्जन्तुजाताय हितानि अलपत्-गदितवती सा मम अलं-अत्यर्थं मुदं-प्रीतिं दिश्याद्-दद्यात् । कथंभूता ? । पादयुगं धारयन्ती । राजिनी-राजनशीला नाना-बहुविधा अमला पद्ममाला यस्य तत्पादयुगम् ॥ ३४ ॥

## अन्वयः

जिनानां या सारा राजी जन्तु-जाताय हितानि अलपत्, सा राजिन्-नाना-अमल-पद्म-मालं पाद-युगं दधाना (राजी) मम अलं मुदं दिश्यात् ।

## શબ્દાર્થ

जन्तुजाताय=પ્રાણિ-વર્ગને માટે.
हितानि (मू० हित)=કલ્યાણને, હિતકારક સાધનોને.
सारा (मू० सार)=(१) શ્રેષ્ઠ; (२) પરાક્રમી.
अलपत् (धा० लप्)=કહેતી હવી.
मम (मू० अस्मद्)=મને.
अलं=અત્યંત.
दिश्यात् (धा० दिश्)=અર્પો.
मुदं (मू० मुद्)=હર્ષને.
युग=યુગલ.
पादयुगं=ચરણ-યુગલને.
दधाना (धा० धा)=ધારણ કરનારી.

सा (मू० तद्)=તે.
राजिन्=શોભનશીલ, શોભાયમાન.
नाना=બહુ પ્રકારની, વિવિધ જાતની.
अमल=નિર્મલ.
माला=(૧) માળા; (૨) શ્રેણિ.
राजिनानामलपद्ममालं=શોભાયમાન, વિવિધ તથા નિર્મલ એવાં પદ્મોની માલાઓ છે જેને વિષે એવા.

## શ્લોકાર્થ

**જિનેશ્વરોને વિનતિ—**

"જિનોની જે શ્રેષ્ઠ [ અથવા ( અનંત ) બળવાળી ] શ્રેણિએ પ્રાણિ-વર્ગને માટે હિતકારક સાધનોનું કથન કર્યું, તે, શોભાયમાન, વિવિધ અને નિર્મલ એવાં પદ્મોની માલાઓ [ અથવા શ્રેણિઓ ] છે જેને વિષે એવા ચરણ-યુગલને ધારણ કરનારી એવી [ જિન-શ્રેણિ ] મને અત્યંત હર્ષ અર્પો."—૩૪

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

આ પદ્યનો સમવૃત્તમાં સમાવેશ થાય છે અને તે ઇન્દ્રવજ્રાના નામથી ઓળખાય છે. ઇન્દ્રવજ્રાનું લક્ષણ તો આપણે ગત શ્લોકમાં જોઇ ગયા છઈએ.

**जिनवाणी—**

जिनेन्द्र ! भङ्गैः प्रसभं गभीरा
ऽऽशु भारती शस्यतमस्तवेन ।
निर्नाशयन्ती मम शर्म दिश्यात्
शुभाऽरतीशस्य तमस्तवेन ! ॥ ३५ ॥

—उपजातिः

## टीका

जिनेन्द्रेति । 'जिनेन्द्र !' सर्ववेदिन् ! । 'भङ्गैः' अर्थविकल्पैः । 'प्रसभं' प्रकटम् । 'गभीरा' दुरवगाहा । 'आशु' शीघ्रम् । 'भारती' वाक् । 'शस्यतमस्तवेन' अतिशयेन प्रशस्यस्तवेन । स्तुत्या हेतुभूतया । 'निर्नाशयन्ती' अपनुदन्ती । 'मम शर्म दिश्यात्' मे सुखं अतिसृज्यात् । 'शुभा' कल्याणी । 'अरतीशस्य' रतीशः—स्मरः स नास्ति यस्य । 'तमः'

१ 'शुभा रतीशस्य' वा । २ 'तव' विशेषणं वा ।

मोहम् । 'तव' भवतः । 'इन !' स्वामिन् ! । हे जिनेन्द्र ! इन ! तव भारती स्तवेन तमो निर्नाशयन्ती मम आशु शर्म दिश्यात् इति योगः ॥ अथवा रतीशस्य सम्बन्धि तमः शस्यतमो यः स्तवस्तेन निर्नाशयन्तीति व्याख्येयम् ॥ ३५ ॥

## अवचूरिः

हे जिनेन्द्र ! तव भारती मम शर्म-सुखं देयात् । किंभूता ? । भङ्गैः-अर्थविकल्पैर्गभीरा तथा आशु-शीघ्रं तमः-अज्ञानं निर्नाशयन्ती । केन ? । शस्यतमः-चारुतमो यः स्तवस्तेन हेतुभूतेन । शुभा-प्रकृष्टा । तव कीदृशस्य ? । अरतीशस्य-अकामस्य । हे इन ! स्वामिन् ! ॥ ३५ ॥

## अन्वयः

( हे ) जिन-इन्द्र ! ( हे ) रति-ईशस्य ( अ-रति-ईशस्य वा ) इन ! भङ्गैः प्रसमं गभीरा, शस्यतम-स्तवेन ( रति-ईशस्य ) तमः आशु निर्नाशयन्ती तव शुभा भारती मम शर्म दिश्यात् ।

## શબ્દાર્થ

जिनेन्द्र !=હે જિનવર, હે તીર્થંકર !
भङ्गैः ( मू० भङ्ग )=અર્થ-વિકલ્પો વડે.
प्रसमं=અત્યંત.
गभीरा ( मू० गभीर )=ગંભીર, ગહન.
भारती=( દેશનારૂપી ) વાણી.
शस्यतम ( मू० शस्य )=અત્યંત પ્રશંસનીય, બહુજ પ્રશંસાપાત્ર.
स्तव=સ્તુતિ.
शस्यतमस्तवेन=અત્યંત પ્રશંસનીય સ્તુતિ વડે.
निर्नाशयन्ती (धा० नश्)=સર્વથા નાશ કરનારી.
शर्म ( मू० शर्मन् )=સુખને.
शुभा ( मू० शुभ )=ઉત્કૃષ્ટ.
रति=કામદેવની પત્ની.
ईश=સ્વામી.
रतीश=કંદર્પ, રતિ-પતિ, મન્મથ.
अरतीशस्य=કામદેવ-રહિતના.
रतीशस्य=કંદર્પના.
तमः ( मू० तमस् )=અજ્ઞાનને.
इन ! ( मू० इन )=હે નાથ !

## શ્લોકાર્થ

**જિન-વાણી—**

હે જિનવર ! ( કંદર્પને વશ કરેલા હોવાથી ) હે રતિ-પતિના સ્વામિન્ [ અથવા અવિદ્યમાન છે મન્મથ જેમને વિષે એવા ( મહાત્માઓ )ના ( પણ ) સ્વામિન્ ] ! અર્થ-વિકલ્પે વડે અત્યંત ગહન એવી, તથા અત્યંત પ્રશંસનીય સ્તુતિ વડે ( મદનના ) અજ્ઞાનનો સર્વથા શીઘ્ર નાશ કરનારી તેમજ ઉત્કૃષ્ટ એવી તારી વાણી મને સુખ અર્પો."—૩૫

**પદ્ય-વિચાર—**

આ પદ્યનાં ચાર ચરણોમાંનાં પ્રથમ, દ્વિતીય અને ચતુર્થ ચરણ ઉપેન્દ્રવજ્રામાં અને તૃતીય ચરણ ઇન્દ્રવજ્રામાં હોવાથી એને ઉપજાતિ કહેવામાં આવે છે.




निर्वाणकलिकायाम्—

“सर्वास्त्रमहाज्वाला धवलवर्णा वराहवाहना असङ्ख्यप्रहरणयुत हस्ता चेति ।”

अस्तेन्दुः=પરાસ્ત કર્યો છે ચંદ્રને જેણે એવી.
आस्यस्य ( મૂ૦ आस्य )=મુખની.
रुचा ( મૂ૦ रुच् )=કાન્તિ વડે.
पृष्ठं ( મૂ૦ पृष्ठ )=પીઠ ( ઉપર ).
अध्यासिता ( ધા૦ आस् )=બેઠેલી.
अकम्प्र=સ્થિર.
वरालक=દેવ-વાહન-વિશેષ.
अकम्प्रवरालकस्य=સ્થિર વરાલકની.

## શ્લોકાર્થ

**જ્વલનાયુધા દેવીની પ્રાર્થના—**

" પાતળી કટિવાળી અને શુભ્ર તથા સર્વોત્તમ કેશયુક્ત મુખની કાન્તિ વડે પરાસ્ત કર્યો છે ચંદ્રને જેણે એવી, તેમજ વળી સ્થિર વરાલકની વિશાળ પીઠ ઉપર બેઠેલી એવી જ્વલનાયુધા ( દેવી ) ( હે ભવ્ય ! ) તને સત્વર સુખ અર્પો. "—૩૬

## સ્પષ્ટીકરણ

**કટિ—**

જેની કટિ ( કેડ ) બહુજ પાતળી હોય, તે તેના ભૂષણરૂપ ગણાય છે. કહેવાય છે કે સિંહની કટિ બહુજ પાતળી હોય છે.

**જ્વલનાયુધા દેવીનું સ્વરૂપ—**

આ દેવીના નામ ઉપરથી સૂચન થાય છે તેમ તેની પાસે સર્વ અસ્ત્રો ફેંકવાના હથિયારની મોટી જ્વાલા છે. આથી કરીને તો એને 'સર્વાસ્ત્રમહાજ્વાલા'ના નામથી પણ ઓળખવામાં આવે છે (જુઓ ટીકાકારે કરેલ અર્થ). આના સંબંધમાં નિર્વાણકલિકામાં નીચે મુજબ ઉલ્લેખ છે—

"सर्वास्त्रमहाज्वालां धवलवर्णां वराहवाहनां संख्यप्रहरणयुतहस्तां चेति" અર્થાત્ આ દેવી શ્વેતવર્ણી છે અને તેને વરાહનું વાહન છે.

આચાર-દિનકરમાં તો આ વિદ્યા-દેવીના સંબંધમાં કહ્યું છે કે—

" मार्जारवाहनां नित्यं, ज्वालोद्भासिकरद्वया ।
शशा कधवला ज्वाला, देवी भद्रं ददातु नः ॥ "

**પદ્ય-વિચાર—**

આ પદ્ય 'ઇન્દ્રવજ્રા' છંદમાં રચાયેલ છે. આપણે એનું લક્ષણ ૩૩મા શ્લોકમાં વિચારી ગયા છીએ. વિશેષમાં આ તેમજ તેની પૂર્વેનાં બન્ને પદ્યોમાં દ્વિરુક્ત પદ વપરાયેલું છે.



## १० श्रीशीतलजिनस्तुतयः

अथ श्रीशीतलजिनस्तुतिः—

जयति शीतलतीर्थकृतः सदा
चलनतामरसं सदलं घनम् ।
नवकमम्बुरुहां पथि संस्पृशत्
चलनतामरसंसदलङ्घनम् ॥ ३७ ॥

—द्रुत०

### टीका

जयतीति । 'जयति' जयमासादयति । 'शीतलतीर्थकृतः' शीतलनाम्नो जिनस्य । 'सदा' सर्वकालम् । 'चलनतामरसं' चलनौ तामरसमिव । 'सदलं' सपत्रम् । 'घनं' सारम् । एते पद्मनवकस्यैव विशेषणे । नवकं नवैव, स्वार्थे कन् । 'अम्बुरुहां' पद्मानाम् । 'पथि' मार्गे । 'संस्पृशत्' स्पर्शनानुग्रहत् । 'चलनतामरसंसत्' चला नता अमराणां संसत्—सभा यस्य तत् । 'अलङ्घनं' नास्ति लङ्घनं—अधःकरणं कुतश्चित् यस्य तत् । अम्बुरुहां सम्बन्धि नवकं संस्पृशत् शीतलतीर्थकृतश्चलनतामरसं जयतीति योगः ॥ ३७ ॥

### अवचूरिः

शीतलतीर्थकरस्य चलनतामरसं-पादपद्मं जयति । किंभूतम् ? । अम्बुरुहां-कमलानां नवक पथि-मार्गे संस्पृशत् । नवकं किंभूतम् ? । सदलं-सपत्रम् । घनं-सारम् । चलनतामरसं किंभूतम् ? । चला नता च अमराणां संसद् यस्य तत् । नाति लङ्घनं-अधःकरणं कुतश्चिद् यस्य तदलङ्घनम् ॥ ३७ ॥

### अन्वयः

शीतल-तीर्थकृतः अम्बुरुहां स-दलं, घनं नवकं पथि संस्पृशत्, चल-नत-अमर-संसद्, अ-लङ्घनं चलन-तामरसं सदा जयति ।

### શબ્દાર્થ

जयति ( धा० जि )=જયવંતા વર્તે છે.
शीतल=શીતલનાથ, દશમા તીર્થંકર.
तीर्थकृत्=તીર્થંકર.
शीतलतीर्थकृतः=શીતલનાથ તીર્થંકરના.
चलन=પાદ, ચરણ.
चलनतामरसं=પાદ-પદ્મ.

---

૧ આના લક્ષણ સારૂ જુઓ પૃ૦ ૬૫.

दल=પત્ર.
सदलं=પત્રસહિત.
घनं ( मू० घन )=ઘન, નિબિડ.
नवकं ( मू० नवक )=નવનો સમૂહ.
अम्बु=જલ.
रुह=ઉગવું.
अम्बुरुहां ( मू० अम्बुरुह् )=કમલોના.
पथि ( मू० पथिन् )=માર્ગમાં.
संस्पृशत् ( धा० स्पृश् )=સ્પર્શ કરનારૂં.
चल=ચંચલ.
संसद्=સભા.
चलनतामरसंसत्क=ચંચલ અને નમ્ર છે દેવ-સભા જેને વિષે એવું.
लंघन=ઉલ્લંઘન, તિરસ્કાર.
अलंघनं=અલંઘનીય, કોઈ પણ પરાભવ ન કરી શકે તેવું.

## શ્લોકાર્થ

**શ્રીશીતલનાથની સ્તુતિ—**

" પત્રસહિત તેમજ નિબિડ એવાં ( સુવર્ણનાં ) નવ કમલોનો માર્ગમાં ( સંચાર કરતી વેળાએ ) સ્પર્શ કરનારા, વળી ચંચલ અને નમ્ર છે દેવસભા જેને વિષે એવા તેમજ અલંઘનીય એવા શીતલનાથના પાદ-પદ્મ સદા જયવંતા વર્તે છે."—૩૭

## સ્પષ્ટીકરણ

**શીતલનાથ-ચરિત્ર—**

જૈનોના દશમા તીર્થરાજ શીતલનાથનો જન્મ ભદ્દિલપુર નગરમાં થયો હતો. દૃઢરથ રાજા તેમના જનક અને નંદા રાણી તેમના જનની થતાં હતાં. તેમનો દેહ સુવર્ણ વર્ણનો હતો અને વિશેષમાં તે શ્રીવત્સના લાંછનથી યુક્ત હતો. વળી તેની ઊંચાઈ નેવું ( ૯૦ ) ધનુષ્ય જેટલી હતી. એક લાખ પૂર્વનું આયુષ્ય ભોગવ્યા બાદ તેઓ નિર્વાણ પામ્યા.

**जिनानां स्मरणम्—**

स्मर जिनान् परिनुन्नजरारजो—
जननतानवतोदयमानतः ।
परमनिर्वृतिशर्मकृतो यतो
जने ! नतानवतोऽदयमानतः ॥ ३८ ॥

—द्रुत०

## टीका

स्मरेति । 'स्मर' स्मृत्याप्नुहि । 'जिनान्' अर्हतः । 'परिनुन्नजरारजोजननतानवतोदयमान्' जरा—विस्रसा रजः—कर्म जननं—जन्म तानवं—कार्श्यं तोदो—बाधा यमो—मृत्युपतिः,

१ '० रुजो' इत्यपि पाठः । २ 'जननतान......' इत्यपि पाठः समीचीनः ।

परिनुन्नाः–पर्यस्ता यैस्तान्। 'अतः' अस्मात् कारणात्। 'परमनिर्वृतिशर्मकृतः' परमं निर्वृति-शर्म–निर्वाणसुखं कुर्वन्ति ये ते। 'यतः' यस्मात् कारणात्। जनेति लोकस्यामन्त्रणम्। 'नतान्' प्रह्वीभूतान्। 'अवतः' त्रायमाणान्। 'अदयं' निर्दयं स्वशरीरावयवरक्षानिरपेक्षं निर्व्याजमिति–यावत् तत् तथा भवत्येवम्। 'आनतः' प्रणतः सन्। यतः परमनिर्वृतिशर्मकृतः, अतः स्मर जिनान् हे जनेत्यन्वयः। एवं वा व्याख्यायते। परिनुन्नं जरैव पाण्डुरत्वाद् रजो–रेणुर्यैस्ते, जनने यः तानवः–शारीरस्तोदः तस्यान्तर्हेतुत्वात् यमाः, परिनुन्नजरारजसश्च ते जननतानवतोदयमाश्च तान्। 'परं' स्वात्मनो व्यतिरिक्तम्। 'अनिर्वृतिशर्मकृतः' अनिर्वृति–नाशरहितं शर्म कुर्वन्ति ये ते। 'जननतान्' लोकैः प्रणतान्। 'अदयमानतः' दयामकुर्वाणानां सकाशात्। यतः कारणात् अनिर्वृतिशर्मकृतोऽतः स्मर जिनान् परं अदयमानतोऽवत इति सम्बन्धः॥ ३८॥

## अवचूरिः

हे जन! भव्यलोक!। अतः–अस्मात् कारणाज्जिनान् स्मर। किंविशिष्टान्?। परिनुन्नाः–परिक्षिप्ता जरा-वयोहानिरूपा, रजः–कर्म, जननं–जन्म, तनोर्दुर्बलस्य भावस्तानवं–कार्श्यम्, तोदो–बाधा, यमो–मृत्यु-र्यैस्तान्। यतः कारणात् परममुक्तिसुखकर्तॄन्। न हि जिनस्मरणमन्तरेण जन्तोस्तात्त्विकी सिद्धिः। नतान् जन्तूनवतो–रक्षतः। अदयं शरीरावयवानिरपेक्षं यथा स्यात् तथा आनतः–प्रणतः सन् त्वम्॥

## अन्वयः

परिनुन्न–जरा–रजस्–जनन–तानव–तोद–यमान् यतः परम–निर्वृति शर्मन्–कृतः नतान् अवतः जिनान् ( हे ) जन! अदयं आनतः ( त्वं ) अतः स्मर।

## अथवा

यतः ( जिनाः ) अ–निर्वृति–शर्मन्–कृतः ( भवन्ति ), अतः परं अदयमानतः अवत', परि-नुन्न–जरा–रजस्–जनन–तानव–तोद–यमान्, जन–नतान् जिनान् स्मर।

## શબ્દાર્થ

जिनान् ( मू० जिन )=જિનોને.
परिनुन्न ( धा० नुद् )=હાંકી કાઢેલ, દૂર કરેલ.
जरा=વૃદ્ધાવસ્થા, ઘડપણ.
रजस्=( કર્મરૂપી ) રજ.
तानव=(૧) કૃશતા; (૨) શારીરિક.
तोद=બાધા, પીડા.
परिनुन्नजरारजोजननतानवतोदयमान्=( ૧ ) હાંકી કાઢ્યાં છે ઘડપણ, રજ, જન્મ, કૃશતા, બાધા અને મૃત્યુને જેમણે એવાને; ( ૨ ) મારી હઠાવી છે ઘડપણ રૂપી રજ જેમણે તેમજ જન્મપરત્વેની શારીરિક પીડા પ્રતિ જેઓ યમરાજરૂપ છે એવાને.
अतः=એથી કરીને.
निर्वृति=(૧) મુક્તિ, નિર્વાણ;(૨) નાશ.
कृ=કરવું.
परमनिर्वृतिशर्मकृतः=ઉત્કૃષ્ટ મુક્તિ-સુખને કરનારા.
परं ( मू० पर )=અન્યને.

अनिर्वृतिशर्मकृत=નાશ-રહિત એવું સુખ ( અર્પણ ) કરનારા.
यतः=જે કારણને લીધે.
नताव् ( મૂ૦ नत )=નમેલાને, નમન કરેલાને.
जननतान्=લોકો વડે પ્રણામ કરાયેલાને.
अवतः ( ધા૦ अव् )=રક્ષણ કરનારા.
अदयं=દયારહિતપણે.
आनतः ( મૂ૦ आनत )=પ્રણામ કરેલ.
दयमान ( ધા૦ दय् )=કૃપા કરનાર.
अदयमानतः=કૃપા નહિ કરનારાથી.

## શ્લોકાર્થ

જિનેશ્વરોનું સ્મરણ—

" નમસ્કાર કરેલા ( જીવો )નું રક્ષણ કરનારા એવા, વળી દૂર કર્યાં છે વૃદ્ધાવસ્થા, ( કર્મરૂપી ) રજ, જન્મ, ( દેહની ) કૃશતા, બાધા અને મૃત્યુ જેમણે એવા અને એથી કરીને તો ઉત્કૃષ્ટ મુક્તિ-સુખને દેનારા એવા જિનોનું, હે ( ભવ્ય ) જન ! ઉપર્યુક્ત કારણને લીધે તું દયા-રહિતપણે ( અર્થાત્ શરીરની દરકાર કર્યા વિના ) નમતો થકો સ્મરણ કર."

અથવા

" જેથી કરીને જિનો નાશ-રહિત ( અર્થાત્ શાશ્વત ) સુખને અર્પણ કરનારા હોય છે, એથી કરીને અન્ય ( જન )નું નિર્દય ( જન )થી રક્ષણ કરનારા એવા તથા વળી જેમણે વૃદ્ધાવસ્થારૂપી રજને મારી હઠાવી છે તેમજ જેઓ જન્મપરત્વેની શારીરિક પીડા પ્રતિ યમરાજરૂપ છે એવા તેમજ લોક વડે પ્રણામ કરાયેલા એવા જિનોને ( હે ભવ્ય! ) તું યાદ કર. "—૩૮

## સ્પષ્ટીકરણ

પદ્ય-વિચાર—

આ મહાકાવ્યમાંના અન્ય શ્લોકોની માફક આ શ્લોકમાં બીજા અને ચોથા ચરણો એક એકની સાથે મળતા આવે છે, એટલુંજ નહિ પણ પહેલા અને ત્રીજા ચરણોના પણ અન્ત્યાક્ષરો તેવા છે, અર્થાત્ અત્ર અનુપ્રાસ છે એ વિશેષતા છે.

सिद्धान्त-स्वरूपम्—

जयति कल्पितकल्पतरूपमं
मतमसारतरागमदारिणा ।
प्रथितमत्र जिनेन मनीषिणाम्
अतमसा रतरागमदारिणा ॥ ३९ ॥

—द्रुत०

## टीका

जयतीति । 'जयति' सर्वमतिशेते । 'कल्पितकल्पतरूपमं' कल्पिता-समर्थिता कल्पतरुणा-कल्पवृक्षेण उपमा-साम्यं यस्य तत् । 'मतं' श्रुतम् । 'असारतरागमदारिणा' असारतरान्-अतिशयनिःसारान् आगमान् दारयत्येवंशीलो यस्तेन । 'प्रथितं' प्रख्यापितम् । 'अत्र' अस्मिन् । 'जिनेन' सर्वविदा । 'मनीषिणां' मतिमताम् । 'अतमसा' तमोरहितेन । 'रतरागमदारिणा' रतविषयो यो रागो रतरागः स च मदश्च तयोः अरिणा-विद्विषा । मनीषिणां रतरागमदारिणा जिनेन प्रथितं अत्र मतं जयतीति योगः ॥ ३९ ॥

## अवचूरिः

जिनेन मनीषिणां-गणभृतां प्रथितं-प्रोक्तं मतं जयति । किंभूतम् ?। कल्पिता-समर्पिता सकल मनोरथपूरणात् कल्पतरुणा उपमा-साम्यं यस्य तत् । असारतरान्-मिथ्यारूपानागमान् दृणातीत्येवंशीलः । जिनविशेषणमिदम् । पुनः किंभूतेन ?। रते-मैथुने रागो रतराग, मदश्च जात्याद्युत्थोऽभिनिवेशः, यद्वा रतं-मैथुनम्, रागो-द्रव्यादावभिलाषः, मदः पूर्वोक्त एव, तेषामरिणा-वैरिणा ॥ ३९ ॥

## अन्वयः

अ-सारतर-आगम-दारिणा, अतमसा, मनीषिणां रत-राग-मद-अरिणा, जिनेन अत्र प्रथितं कल्पित-कल्पतरु-उपमं मतं जयति ।

## શબ્દાર્થ

कल्पित ( धा० कल्प् )=સિદ્ધ કરેલ.
तरु=વૃક્ષ.
कल्पतरु=કલ્પવૃક્ષ.
उपमा=ઉપમા.
कल्पितकल्पतरूपमं=પરિપૂર્ણ કરી છે-સિદ્ધ કરી છે કલ્પવૃક્ષની ઉપમા જેણે એવું.
असारतर ( मू० असार )=અત્યંત અસાર.
दारिन्=ખંડન કરનારા.
असारतरागमदारिणा=અત્યંત અસાર એવા આગમોનું ખંડન કરનારા.
प्रथितं ( मू० प्रथित )=પ્રસિદ્ધ થયેલ, પ્રરૂપેલ.
अत्र=અહિંઆં.
जिनेन ( मू० जिन )=તીર્થંકરદ્વારા.
मनीषिणां ( मू० मनीषिन् )=બુદ્ધિમાનોને, ગણધરોને.
अतमसा ( मू० अतमस् )=અજ્ઞાન-રહિત.
रतरागमदारिणा=(૧) મૈથુનવિષયક આસક્તિના તેમજ અભિમાનના વૈરી; (૨) મૈથુન, અભિલાષા અને ગર્વના દુશ્મન.

## શ્લોકાર્થ

**સિદ્ધાન્તનું સ્વરૂપ—**

" અત્યંત અસાર ( મિથ્યારૂપ ) એવા આગમોનું ખંડન કરનારા, તથા ( અજ્ઞાનરૂપી) અંધકારથી રહિત, તેમજ બુદ્ધિમાનોના મૈથુનવિષયક આસક્તિના અને અભિમાનના શત્રુ



निर्वाणकलिकायाम्—

"मानवीं श्यामवर्णां कमलासनां चतुर्भुजां वरदपाशालङ्कृतदक्षिणकरां अक्षसूत्रविटपालङ्कृतवामहस्तां चेति ।"

 नि. सा. प्रेस.

[ અથવા મૈથુન, ( દ્રવ્યાદિક સંબંધી ) અભિલાષ અને ગર્વના વૈરી ] એવા તીર્થંકરે આ પૃથ્વીને વિષે પ્રરૂપેલો તથા વળી ( સર્વ જનોના મનોવાંછિતને પરિપૂર્ણ કરીને ) સિદ્ધ કરી છે–ચરિતાર્થ કરી છે કલ્પવૃક્ષની ઉપમા જેણે એવો ( આ જૈન ) મત જય પામે છે."—૩૯

## સ્પષ્ટીકરણ

**કલ્પવૃક્ષ—**

જૈન શાસ્ત્રમાં [1]કલ્પવૃક્ષના દશ પ્રકારો બતાવ્યા છે. વિશેષમાં આવાં કલ્પવૃક્ષો આ પૃથ્વી ઉપર અસ્તિત્વ ધરાવે છે, એમ તે મતનું માનવું છે. આ દશ જાતનાં કલ્પવૃક્ષોનું સ્વરૂપ ટૂંકમાં નીચે મુજબ છે:-

(૧) **મદ્યાંગ** નામનું કલ્પવૃક્ષ યાચના કરવાથી તત્કાલ સ્વાદિષ્ટ મદ્ય સમર્પે છે. (૨) **ભૃતાંગ**-નામક કલ્પવૃક્ષ ભંડારીની માફક પાત્રો પૂરાં પાડે છે. (૩) **તૂર્યાંગ** એવા નામથી પ્રસિદ્ધ કલ્પવૃક્ષ ત્રણ પ્રકારનાં વાદિત્ર આપે છે. (૪) **દીપશિખા** અને (૫) **જ્યોતિષ્કા** નામનાં કલ્પવૃક્ષો અત્યંત પ્રકાશ આપે છે. (૬) **ચિત્રાંગ** કલ્પવૃક્ષ વિચિત્ર પુષ્પોની સુવાસિત માલાઓ આપે છે. (૭) **ચિત્રરસ** કલ્પવૃક્ષ રસોઇઆની જેમ વિવિધ જાતનાં ભોજન પૂરાં પાડે છે. (૮) **મણ્યંગ**ના નામથી ઓળખાતું કલ્પવૃક્ષ મનોવાંછિત આભૂષણો બક્ષે છે. (૯) **ગેહાકાર** કલ્પવૃક્ષ ગંધર્વ નગરની જેવાં એક ક્ષણમાં સુંદર ઘરો–મહેલો આપે છે. (૧૦) **અનગ્ન** કલ્પવૃક્ષ યથેષ્ટ વસ્ત્રો આપે છે.[2]

ઉપર્યુક્ત કલ્પવૃક્ષોનો સદ્ભાવ પંદર કર્મભૂમિમાંનાં પાંચ ભરત અને પાંચ ઐરાવત ક્ષેત્રોમાં સર્વદા સંભવતો નથી. પરંતુ ઉત્સર્પિણી કાલના છેવટના ત્રણ અને અવસર્પિણી કાલના પહેલા ત્રણ આરામાં આ ક્ષેત્રોમાં તે હૈયાતી ધરાવે છે. પાંચ મહાવિદેહ ક્ષેત્રો પૈકી દરેકમાં નિરંતર અવસર્પિણી કાલનો ચોથો આરો પ્રવર્તતો હોવાથી ત્યાં તે ન હોય, પરંતુ મેરૂની નજદીકમાં હોય છે.

**દેવકુરૂ, ઉત્તરકુરૂ, હરિવર્ષ, રમ્યક્, હૈમવત્ત** અને **હૈરણ્યવત** એ નામનાં છએ ક્ષેત્રોમાં તો ( એકંદરે આ ત્રીસે ક્ષેત્રોમાં ) તેમજ ૫૬ અંતર્દ્વીપમાં નિરતર યુગલિક હોય છે, તેથી ત્યાં સર્વદા કલ્પવૃક્ષ વિદ્યમાન છે.

**मानवीदेव्याः स्तुति—**

धनरुचिर्जयताद् भुवि मानवी
गुरुतराविहतामरसंगता ।
कृतकराऽस्त्रवरे फलपत्रभा-
गुरुतराविह तामरसं गता ॥ ४० ॥ १० ॥

—द्रुत०

---

૧ હિંદુ શાસ્ત્ર પ્રમાણે સ્વર્ગમાં આવા પાંચ દેવ–વૃક્ષો છે અને તેને મન્દાર, પારિજાતક, સંતાનક, કલ્પ અને હરિચન્દનના નામથી ઓળખાવવામાં આવે છે.

૨ આ કલ્પવૃક્ષના સંબંધી વિશેષ માહિતીને માટે જુઓ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના ૨૦ મા સૂત્ર ઉપરની શાન્તિચન્દ્રિય વૃત્તિ.

३ '०ठराऽविह०' इत्यपि पाठः ।

## टीका

घनेति । 'घनरुचिः' घनच्छाया श्यामेत्यर्थः । 'जयतात्' जयतु । 'भुवि' क्षितौ । मानवीतिनाम्ना । 'गुरुतराविहतामरसंगता' गुरुतरा–अतिमहान्तो अविहता–अपरिक्षता ये अमरास्तैः संगता–समेता । 'कृतकरा' स्थापितपाणिः । 'अस्त्रवरे' प्रवरायुधे । तरोर्विशेषणमेतत् । 'फलपत्रभागुरुतरौ' फलानि पत्राणि च भजते यः उरुतरुः–विशालवृक्षः तत्र । 'इह' अत्र । 'तामरसं गता' सरोजमास्थिता ॥ ४० ॥

## अवचूरिः

मानवी देवी जयतात् । किंभूता ? घना–सान्द्रा रुचिः–कान्तिर्यस्याः सा । गुरुतरा–अतिमहान्तः अविहता–अपरिक्षता येऽमरास्तैः संगता–सहिता । अस्त्रवरे–प्रधानायुधे कृतपाणिः । फलपत्रे भजते फलपत्रभाक् । तरोर्विशेषणमेतत् । स चासौ उरुतरुश्च–विशालद्रुमश्च तत्र । तामरसं–पद्मं गता–प्राप्ता ॥ ४० ॥

## अन्वयः

घन–रुचिः, गुरुतर–अविहत–अमर–संगता, फल–पत्र–भाज्–उरु–तरौ अस्त्र–वरे कृत–करा, तामरसं गता मानवी इह भुवि जयतात् ।

## શબ્દાર્થ

रुचि=કાન્તિ, પ્રભા.
घनरुचिः=(૧) સાન્દ્ર કાન્તિવાળી; (૨) મેઘના જેવી પ્રભાવાળી.
जयतात् ( धा० जि )=જય પામો.
मानवी=માનવી ( દેવી ).
गुरुतर ( मू० गुरु )=મહાન્.
अविहत (धा० हन्)=અપરાજિત, નહિ હણાયેલા.
संगत ( धा०गम् )=સંગતિથી યુક્ત.
गुरुतराविहतामरसंगता=અતિશય મહાન્ તેમજ અપરાજિત એવા દેવોથી યુક્ત.
गुरुतरा ( मू० गुरुतर )=અતિશય મહાન્.
अविहतामरसंगता=અજેય અમરોથી યુક્ત.
कृतकरा=કર્યો છે–સ્થાપ્યો છે હસ્ત જેણે એવી.
अस्त्र=અસ્ત્ર.
वर=ઉત્તમ.
अस्त्रवरे=ઉત્તમ અસ્ત્ર ઉપર.
फल=ફળ.
पत्र=પત્ર, પાંદડું.
भाज्=ભજવું.
फलपत्रभागुरुतरौ=ફલ અને પત્રથી યુક્ત એવા વિશાળ વૃક્ષ ઉપર.
तामरसं ( मू० तामरस )=કમલને.
गता ( मू० गत )=પ્રાપ્ત થયેલી.

## શ્લોકાર્થ

માનવી દેવીની સ્તુતિ—

" સાન્દ્ર કાન્તિવાળી [ અથવા મેઘના જેવી પ્રભાવાળી ], તથા અતિશય મહાન્ અને ( અન્ય સુર–અસુરોથી ) અપરાજિત એવા અમરોની સંગતિવાળી [ અથવા મહાપરાક્રમી

દેવોથી પરિવૃત્ત ] એવી, વળી ફલ અને પત્રથી યુક્ત એવા વિશાળ વૃક્ષરૂપી ઉત્તમ અસ્ત્ર ઉપર સ્થાપ્યો છે હસ્ત જેણે એવી તથા રક્ત કમલ ઉપર આરૂઢ થયેલી એવી માનવી ( દેવી ) આ પૃથ્વી ઉપર જયવંતી વર્તો."—૪૦

## સ્પષ્ટીકરણ

**માનવી દેવીનું સ્વરૂપ—**

'મનુષ્યની માતા તુલ્ય તે માનવી' એમ માનવી શબ્દથી સૂચિત થાય છે. આ પણ એક વિદ્યા-દેવી છે. એનો નીલ વર્ણ છે અને એનો હાથ વૃક્ષ વડે શોભે છે. વિશેષમાં કમલ એ એનું વાહન છે. આ સંબંધમાં નીચેનો શ્લોક વિચારવો અનુચિત નહિ ગણાય. તેમાં કહ્યું છે કે—

"नीलाङ्गी नीलसरोजवाहना वृक्षभासमानकरा ।
मानवगणस्य सर्वस्य मङ्गलं मानवी दद्यात् ॥"

—આચાર૦ પત્રાંક ૧૬૨.

આ દેવીનું વિશિષ્ટ સ્વરૂપ તો નિર્વાણ-કલિકા ઉપરથી જોઇ શકાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—"तथा मानवीं श्यामवर्णां कमलासनां चतुर्भुजां वरदपाशालङ्कृतदक्षिणकरामक्षसूत्रविटपालङ्कृतवामहस्तां चेति" અર્થાત્ આ દેવીને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને પાશ વડે શોભે છે, જ્યારે ડાબા બે હાથ તો જપ-માલા અને વૃક્ષની શાખા વડે શોભે છે.



## ११ श्रीश्रेयांसजिनस्तुतयः

अथ श्रीश्रेयांसजिनस्य परमं वैराग्यम्—

कुसुमधनुषा यस्मादन्यं न मोहवशं व्यधुः
कमलसदृशां गीतारावा बलादयि तापितम् ।
प्रणमततरां द्राक् श्रेयांसं न चाहृत यन्मनः
कमलसदृशाङ्गी तारा वाऽबला दयिताऽपि तम् ॥ ४१ ॥

—हरिणी ( ६, ४, ७ )

### टीका

कुसुमधनुषेति । 'कुसुमधनुषा' स्मरेण । 'यस्मादन्यं' यतोऽपरम् । 'न मोहवशं' न रागपरवशम् । 'व्यधुः' विहितवन्तः । 'कं' इति प्रश्ने । 'अलसदृशां' स्तिमितलोचनानाम् । स्त्रीणां नृणां वा । अनेन गायकानां समदचेष्टामाचष्टे । 'गीतारावाः' गान्धर्वध्वनयः । 'बलात्' प्रसभम् । 'अयि' इति सम्बोधने । 'तापितं' सन्दीपितम् । 'प्रणमततराम्' अतिशयेन नमत । 'द्राक्' सपदि । 'श्रेयांसं' श्रेयांसनामानम् । 'न च' नैव । 'आहृत' क्षिप्तवती । 'यन्मनः' यस्य मानसं । 'कमलसदृशाङ्गी' शतपत्रसमगात्री सौकुमार्येण । 'तारा' कान्तिमती । 'वा'शब्दः समुच्चयार्थः । 'अबला' नितम्बिनी । 'दयिताऽपि' प्रेयस्यपि । 'तम्' । कुसुमधनुषा बलात् तापितं यस्मादन्यमयि कं न मोहवशं अलसदृशाङ्गी तारा वा व्यधुः? अपि तु सर्वमेव विहितवन्तः । अबला च यन्मनः कमलसदृशाङ्गी तारा वा दयिताऽपि नाहृत तं श्रेयांसं प्रणमततरां इति योजनाक्रमः । ननु विरुद्धमेतत्, यदि दयिता कथं मनो नाहृत ? नैवं, संयमप्रतिपत्तिकालमङ्गीकृत्येदमुच्यते, न सर्वदा ॥ ४१ ॥

### अवचूरि

अलसदृशां-अलसेक्षणानां स्त्रीणां नृणां वा गीतारावा-गीतध्वनयो यस्माज्जिनात् कमन्यं जनं मोहवशवर्तिनं न व्यधुः ? । अपि तु सर्वमप्यकार्षुः । किंविशिष्टम् ? । बलात्-प्रसभम् । अयि संबोधने । तापितं-पीडितम् । केन ? । कुसुमधनुषा-कामेन । हे जनाः ! तं श्रेयांसं प्रणमततमाम्[1] । द्राक्-शीघ्रम् । अबला-स्त्री दयिताऽपि-कान्ताऽपि यन्मनो-यन्मानसं च नाहृत-नाक्षिप्तवती । किंभूता ? । कमलसदृशं कोमलत्वादङ्गं यस्याः सा कमलसदृशाङ्गी । तारा-मनोहरा । वा समुच्चये ॥ ४१ ॥

---

१ 'प्रणमततमां' इत्यपि पाठः ।

## अन्वयः

अयि अलस-दृशां गीत-आरावाः यस्मात् अन्यं कं कुसुम-धनुषा बलात् तापितं मोहवशं (च) न व्यधुः ? यद्-मनः च कमल-सदृश-अङ्गी तारा अबला या दयिता अपि न आहृत, तं श्रेयांसं द्राक् प्रणमततराम् ।

## શબ્દાર્થ

कुसुम=પુષ્પ.
धनुस्=ધનુષ્ય.
कुसुमधनुषा=પુષ્પનું ધનુષ્ય છે જેની પાસે તેના વડે, કંદર્પ વડે
यस्मात् ( मू० यद् )=જેનાથી.
अन्य ( मू० अन्य )=અન્યને
वश=વશ થયેલ, તાબેદાર
मोहवश=મોહને વશ.
व्यधुः ( धा० धा )=કરતા હવા
कं ( मू० किम् )=કોને.
अलस=આળસુ.
दृश्=દૃષ્ટિ
अलसदृशां=આળસુ દૃષ્ટિવાળાના.
गीत=ગીત.
गीतारावाः=ગીતના અવાજો.
बलात्=બળથી.
अयि=અરે, અહો.
तापित ( मू० तापित )=પીડિત.
प्रणमततराम् (धा० नम् )=તમે અત્યંત નમસ્કાર કરો
द्राक्=સત્વર
श्रेयांस ( मू० श्रेयांस )=શ્રેયાંસનાથને.
आहृत ( धा० हृ )=હરણ કર્યું
अङ्ग=દેહ, શરીર
कमलसदृशाङ्गी=કમલના જેવા દેહવાળી
तारा ( मू० तार )=મનોહર.
अबला=સ્ત્રી
दयिता=(૧) વહાલી, (૨) પત્ની
अपि=પણ

## શ્લોકાર્થ

**શ્રીશ્રેયાંસનાથની વીતરાગ દશા—**

"(કામાતુર હોવાને લીધે) અલસ દૃષ્ટિવાળી (દયિતાઓ)ના ગીતના ધ્વનિઓ જે (શ્રેયાંસનાથ)ને મૂકીને અન્ય કોને બલાત્કારપૂર્વક કામદેવથી પીડિત તેમજ મોહને વશ ન કરતા હતા ? (અર્થાત્ જે શ્રેયાંસસ્વામી સિવાયના બાકીના બધા હરિ, હર આદિ દેવો પણ મોહમુગ્ધ બન્યા તેમજ કામથી સંતપ્ત થયા તે; એટલે કે જે કામદેવનો પરાજય કરતા હવા તે), તથા કમલના જેવા (મૃદુ) દેહવાળી, મનોહર તેમજ વહાલી એવી પણ વનિતા [ અથવા પોતાની પત્ની પણ ] જેનું મન હરી (શકી) નહિ, તે (ઉત્તમ છે ખભા જેના એવા અથવા વિશ્વને કલ્યાણકારી એવા) શ્રેયાંસનાથને, (હે ભવ્ય-જનો !) અરે, તમે સત્વર અત્યંત પ્રણામ કરો."—૪૧

## સ્પષ્ટીકરણ

**શ્રેયાંસનાથ-ચરિત્ર—**

આ અગ્યારમા જિનેશ્વર શ્રેયાંસનાથનો જન્મ સિંહપુર નગરમાં થયો હતો. તેમના માતા અને પિતા એ બંનેનું નામ વિષ્ણુ હતું. તેમનો એંશી (૮૦) ધનુષ્યપ્રમાણનો દેહ સુવર્ણવર્ણી

હતો, તેમજ તે ગેંડીના લાંછનથી યુક્ત હતો. અન્ય તીર્થંકરોની માફક ગૃહવાસમાં અમુક સમય વ્યતીત કર્યા બાદ તેઓએ નિઃસંગ-વ્રત અંગીકાર કર્યું હતું. બહોતેર ( ૭૨ ) લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ નિર્વાણ-પદને પામ્યા.

**કંદર્પ-વિજય—**

દુનિયામાં બાહ્ય શત્રુઓ ઉપર વિજય મેળવનારાની સંખ્યા તો અલબત મોટા પ્રમાણમાં મળે છે. તેથી ઉતરતી સંખ્યા ક્રોધ, માન, માયા, લોભ ઇત્યાદિ આભ્યન્તર કટ્ટા વેરીઓ ઉપર વિજય મેળવનારની છે, જ્યારે તેમાં કંદર્પનો પરાજય કરનારની સંખ્યા તો ગણી-ગાંઠી છે, અર્થાત્ તે અત્યન્ત અલ્પજ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે કંદર્પના બાણથી વિંધાયા વિના રહેનારજ ખરેખર સુભટ, વીર પુરૂષો છે અને તેમનીજ કીર્તિ યાવચ્ચન્દ્રદિવાકરૌ રહેનાર છે. વળી આવી વ્યક્તિઓજ ' ધીર ' કરી શકાય. કહ્યું પણ છે કે—

" विकारहेतौ सति विक्रियन्ते, येषां न चेतांसि त एव धीराः "

—કુમારસંભવ.

આ કંદર્પે તો હરિ, હર, બ્રહ્મા ઇત્યાદિ મોટા મોટા દેવોની પણ ખબર લીધી છે અને આ પ્રમાણે તેમની આબરૂના કાંકરા કરવામાં, અરે તેમની કીર્તિના કોટને તોડી પાડવામાં અગ્ર ભાગ ભજવ્યો છે. અરે આ તો જૈનેતર દેવોની તેમના શાસ્ત્ર પ્રમાણે વાત કરી. ખુદ જૈન શાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે ચરમ તીર્થંકર **મહાવીરસ્વામી** સ્વયં સમવસરણમાં વિરાજમાન હતા તે સમયે પણ ત્યાં બેઠેલ સાધુ-સાધ્વીની પર્ષદાઓમાંથી અનેકનાં મનો **ચિલ્લણા** રાણી અને **શ્રેણિક** રાજાને જોતાંજ ચલિત થયાં; ફક્ત મુનિવરોમાં **ગૌતમસ્વામી** અને સાધ્વીઓમાં **ચંદનબાલા** એ બેજ કોરાં રહી ગયાં, અર્થાત્ તેમનુંજ ચિત્ત જરા પણ ચલાયમાન થયું નહિ. આ વાત **શ્રીકેસરવિમલકૃત સૂક્ત-મુક્તાવલીમાં**નાં નીચેનાં પદ્યો ઉપરથી પણ જોઇ શકાય છેઃ—

" ભિલ્લી ભાવ ભજ્યો મહેશ ઉમયા, જે કામ રાગે કરી,
પુત્રી દેખી ચળ્યો ચતુર્મુખ હરિ, આહેરિકા આદરી;
ઇન્દ્રે ગૌતમની પ્રિયા વિલસીને, સંજોગ તે ઓળવ્યા,
કામે એમ મહંત દેવ જગ જે, તે ભોળવ્યા રોળવ્યા."

—શાર્દૂલવિક્રીડિત

"નળ નૃપ દવદંતી, દેખી ચારિત્ર ચાળે,
અરહન રહનેમી, તે તપસ્યા વિટાળે;
ચરમ જિનમુનિ તે, ચિલ્લણા રૂપ મોહે,
મયણ-શર-વ્યથાના, એહ ઉન્માદ સોહે."

—માલિની

**પદ્ય-મીમાંસા—**

આ પદ્ય તેમજ ત્યાર પછીનાં બીજાં ત્રણ પદ્યો પણ હરિણીનામક સમવૃત્તમાં રચાયેલાં છે. હરિણીનું લક્ષણ એ છે કે—

"नसमरसला गः षड्वेदैर्हयैर्हरिणी मता"

અર્થાત્ આ છંદમાં એકંદર ૧૭ અક્ષરો છે; તેમાં न, स, म, र અને स એ પાંચ ગણો છે તથા ઉપાન્ત્ય અને અન્ત્ય અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ છે. વિશેષમાં આ પદ્યમાં છઠ્ઠે, દશમે અને સત્તરમે અક્ષરે એમ ત્રણ સ્થળે 'યતિ' છે.[1] આ લક્ષણ પૂરેપૂરૂં સમજાય તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

| कु सु म | ध नु षा | यस् मा दन् | यं न मो | ह व शंव् | य धुः |
|---|---|---|---|---|---|
| ⏑ ⏑ ⏑ | ⏑ ⏑ – | – – – | – ⏑ – | ⏑ ⏑ – | ⏑ – |
| न | स | म | र | स | ल ग |

**जिनवराणां तल्लक्षणगर्भितस्तुतिः—**

जिनवरततिर्जीवालीनामकारणवत्सलाऽ—
समदमहिताऽमारा दिष्टासमानवराऽजया ।
नमदमृतभुक्पङ्क्त्या नूता तनोतु मतिं ममाऽ—
समदमहितामारादिष्टा समानवराजया ॥ ४२ ॥

—हरिणी

## टीका

जिनवरेति । 'जिनवरततिः' तीर्थकरानुपूर्वी । 'जीवालीनां' जन्तुसन्ततीनाम् । 'अकारणवत्सला' निष्कारणस्निग्धा । 'असमदमहिता' असमो दमो येषां तेषाम्, असमस्य वा दमस्य हिता—हितकारिणी । 'अमारा' निर्मदना । 'दिष्टासमानवरा' दिष्टा—दत्ता असमाना—असदृशा वराः—प्रार्थितार्था यया सा । 'अजया' न विद्यते जयः—अभिभवः कुतश्चित् यस्याः सा, अथवा न जायत इत्यजा तया । 'नमदमृतभुक्पङ्क्त्या' नमन्ती या अमृतभुजां—देवानां पङ्क्तिः—तया । 'नूता' स्तुता । 'तनोतु' प्रथयतु । 'मतिं मम' मतिर्मां मे । 'असमदमहितां' सह

1 સરખાવો શ્રુતબોધમાં આપેલું નીચેનું લક્ષણ:—

"सुमुखि ! लघवः पञ्च प्राच्यास्ततो दशमान्तिम-
स्तदनु ललितालापे ! वर्णौ यदि त्रिचतुर्दशौ ।
भवति पुनर्यत्रोपान्त्यः स्फुरत्करकङ्कणे !
यतिरपि रसैर्वेदैरश्वैः स्मृता हरिणीति सा ॥"

અર્થાત્—હે સુવદને ! જે પદ્યમાં પ્રથમના પાંચ અક્ષરો લઘુ હોય તેમજ અગ્યારમા અને ત્યાર પછી હે મધુર વાર્તાલાપવાળી (વનિતા) ! તેરમા તેમજ વળી ચૌદમા અને સાથેસાથ સોળમા (ઉપાન્ત્ય) અક્ષરો પણ લઘુ હોય અને જેમાં, હે સ્ફુરાયમાન કર-કંકણવાળી (કામિની) ! છઠ્ઠા, ત્યાર પછીના ચોથા અને ત્યાર પછી સાતમા અક્ષરો ઉપર વિશ્રામ આવતો હોય, તે પદ્ય 'હરિણી' કહેવાય છે.

२ '०ताऽमाराऽऽदिष्टासमानवरा जया' इत्यपि पाठः ।

मदेन वर्तन्ते ये ते, न समदाः असमदाः-शान्तास्तैर्महितां-पूजिताम् । 'आरात्' दूराद्, अन्तिकाद् वा । 'इष्टा' पूजिता, अभिमता वा । 'समानवराजया' सह मानवराजैः-मनुजपतिभिर्वर्तते या तया । जीवालीनां दिष्टा समानवरा इष्टा सती नमदमृतभुक्पङ्क्त्या नूता जिनवरततिः मे मतिं तनोतु इति सम्बन्धः ॥ ४२ ॥

## अवचूरिः

जिनेन्द्रराजिर्मम मतिं ददातु । किंभूता ? । प्राणिगणानां निर्निमित्तवत्सला । असमो दमो येषां निरुपमदमस्य वा हिता-अभिप्रेता । अमारा-अकामा, अमरणा वा । आदिष्टो-दत्तोऽसमानोऽपूर्वो वरो-वाञ्छितार्थप्राप्तिर्यया सा । अजया-अपरिभूता, यद्वा न जायते इत्यजा तया नमन्तो-नम्रा येऽमृतभुजो-देवास्तेषां पङ्क्त्या नूता-स्तुता । मतिं किंभूताम् ? । असमदैः-निरहंकारैः-महितां-पूजिताम् । आरात्-शीघ्रम् । इष्टा-पूजिता, अभिमता वा । देवपङ्क्त्या किंभूतया ? । सह मानवराजैः-नरेन्द्रैर्वर्तते या तया ॥ ४२ ॥

## अन्वयः

जीव-आलीनां अ-कारण-वत्सला, अ-सम-दम-हिता, दिष्ट-अ-समान-वरा, अजया [जया वा] स-मानव-राजया नमद्-अमृत-भुज्-पङ्क्त्या नूता, इष्टा जिनवर-ततिः मम अ-समद-महितां मतिं आरात् तनोतु ।

## શબ્દાર્થ

जिनवरततिः=તીર્થંકરોની શ્રેણિ.
जीव=પ્રાણી.
जीवालीनां=પ્રાણીઓની પંક્તિના.
कारण=હેતુ.
अकारण=હેતુરહિત, નિષ્કારણ.
वत्सल=માયાળુ, સ્નેહયુક્ત.
अकारणवत्सला=નિષ્કારણ સ્નેહયુક્ત.
असमदमहिता=(૧) નિરૂપમ છે ઉપશમ જેનો તેને હિતકારી; (૨) ઉપશમને કલ્યાણકારી.
अमारा=(૧) મૃત્યુરહિત; (૨) મદન-રહિત.
दिष्ट (धा० दिश्)=અર્પણ કરેલ.
वर=અભીષ્ટ, વરદાન.
दिष्टासमानवरा=અર્પણ કર્યા છે અપૂર્વ વરદાનો જેણે એવી.
अजया=(૧) નહિ જીતાયેલી; (૨) જન્મ નહિ લેનારી વડે.
जया=જયનશીલ.
नमत् (धा० नम्) નમસ્કાર કરતા.
अमृत=અમૃત, સુધા.
भुज्=ખાવું, આહાર લેવો.
अमृतभुज्=દેવ.
नमदमृतभुक्पङ्क्त्या=નમસ્કાર કરતા દેવોની શ્રેણિ વડે.
नूता (धा० नू)=સ્તુતિ કરાયેલ.
समद=અભિમાની.
असमदमहितां=નિરભિમાનીઓ વડે પૂજિત.
आरात्=(૧) શીઘ્ર; (૨) દૂરથી; (૩) પાસેથી.
इष्टा (मू० इष्ट)=(૧) પૂજિત; (૨) વાંછિત.
मानवराज=નરેન્દ્ર.
समानवराजया=નરેન્દ્રોથી યુક્ત.

१ नमदमृतभुक्पङ्क्त्याविशेषणं वा, तदपि सार्थकं देवानां शश्वज्जयोपेतत्वात् ।

### શ્લોકાર્થ

**જિનેશ્વરોની તેમનાં લક્ષણોથી અંકિત સ્તુતિ—**

"પ્રાણિ-વર્ગ પ્રતિ નિષ્કારણ વત્સલ એવી, વળી નિરૂપમ છે ઉપશમ જેનો એવા (જન)ને હિતકારી એવી, તેમજ મદન [ અથવા મૃત્યુ ] થી રહિત એવી, તથા અર્પણ કર્યાં છે અપૂર્વ વરદાનો જેણે એવી, અને (કોઇથી પણ) પરાભવ નહિ પામેલી એવી, અને વળી નરેન્દ્રોથી યુક્ત એવા નમસ્કાર કરતા દેવોની શ્રેણિ વડે સ્તુતિ કરાયેલી એવી તેમજ (સર્વ જગત્‌ને) પૂજ્ય [અથવા રૂચિકર ] એવી તીર્થંકરની પંક્તિ મારી બુદ્ધિને નિરભિમાની (જનો) વડે પૂજિત બનાવો."—૪૨

**जिनागमस्य स्तुतिः—**

भवजलनिधिभ्राम्यज्जन्तुव्रजायतपोत ! हे
　तनु मतिमतां सन्नाशानां सदा नरसम्पदम् ।
समभिलषतामर्हन्नाथागमानतभूपतिं
　तनुमति मतां सन्नाशानां सदानरसं पदम् ॥ ४३ ॥

—हरिणी

### टीका

भवेति । 'भवजलनिधिभ्राम्यज्जन्तुव्रजायतपोत !' भवजलनिधौ-संसारार्णवे भ्राम्यन्-परिवर्तमानो जन्तुव्रजः-सत्त्वसमूहस्तस्योत्तारणादायतपोत-प्रलम्बयानपात्र ! । 'हे' इत्यामन्त्रणे । 'तनु' विस्तारय । 'मतिमतां' मनीषिणाम् । 'सन्नाशानां' सन्ना-विशीर्णा आशा-मनोरथा येषां तेषाम् । 'सदा' सर्वदा । 'नरसम्पद' मनुष्यविभूतिम् । 'समभिलषताम्' आकाङ्क्षताम् । 'अर्हन्नाथागम !' जिनेशदर्शन ! । 'आनतभूपतिं' प्रणतसामन्तम् । 'तनुमति' शरीरिविषये । 'मतां' अभीष्टाम् । 'सन्नाशानां' विद्यमाननाशानाम्, स्तोकायुषामित्यर्थः । 'सदानरसं' सह दानरसेन-द्रव्यवितरणाभिलाषेण वर्तते यत् तत् । 'पदं' स्थानकम् । हे अर्हन्नाथगम ! पदं सदानरसं समभिलषतां सदा नरसम्पदं तनु इति सम्बन्धः ॥ ४२ ॥

### अवचूरिः

हे संसारार्णवभ्रमज्जन्तुजालविपुलयानपात्र ! जिनेन्द्रसमय ! मतिमतां पुरुषाणां नरसंपदं-मानवर्द्धिं समभिलषतां-वाञ्छतां सह दाने रसेन-वितरणाभिलाषेण वर्तते सदानरसं पद तनु-विधेहि इति सटङ्कः । नरसपदं किंभूताम् ? । तनुमति-प्राणिनि मताम्-अभीष्टामभिमताम् । किंविशिष्टानाम् ? । सन्नाः-क्षीणा आशा-मनोरथा येषाम् । नरसंपदं किंभूताम् ? । आनता भूपतयो यस्यां सा ताम् । सन्-विद्यमानो नाशो-मरणं येषां ते । अल्पायुषामित्यर्थः ॥ ४३ ॥

## अन्वयः

हे भव-जल-निधि-भ्राम्यत्-जन्तु-व्रज-आयत-पोत ! अर्हत्-नाथ-आगम ! सन्न-आशानां, आनत-भूपति, तनु-मति मतां नर-संपदं समभिलषतां, सत्-नाशानां मति-मतां स-दान-रसं पदं सदा तनु ।

## શબ્દાર્થ

जल=પાણી.
निधि=સમૂહ.
जलनिधि=સમુદ્ર.
भ्राम्यत् ( धा० भ्रम् )=ભમનાર, ભ્રમણ કરનાર.
व्रज=સમૂહ.
पोत=નૌકા, વહાણ.
भवजलनिधिभ्राम्यज्जन्तुव्रजायतपोत !=સંસાર-સમુદ્રમાં પરિભ્રમણ કરનારા પ્રાણિ-વર્ગને (તરી જવા માટે) વિસ્તીર્ણ વહાણ-સમાન ! ( સં૦ )
तनु ( धा० तन् )=વિસ્તારો.
मतिमतां ( मू० मतिमत् )=બુદ્ધિશાળીઓની.
सन्न ( धा० सद् )=નષ્ટ થયેલી.
आशा=આશા.
सन्नाशानां=નષ્ટ થઇ છે આશાઓ જેની એવાના.
संपद्=સંપત્તિ.
नरसंपदं=માનવ-સંપત્તિને.
समभिलषतां ( धा० लष् )=અભિલાષા રાખનારાઓના.
अर्हत्=અર્હન્, વીતરાગ, જિન.
नाथ=પ્રભુ.
अर्हन्नाथागम !=હે જિનેશ્વરના સિદ્ધાન્ત !
आनत ( धा० नम् )=અત્યંત નમ્ર.
भूपति=નૃપતિ.
आनतभूपति=અત્યંત નમ્ર છે નૃપતિઓ જેને વિષે એવા.
तनुमति=શરીરધારીને વિષે, જીવોને વિષે.
मतां ( मू० मता )=અભિમત.
सत् ( धा० अस् )=વિદ્યમાન.
नाश=નાશ, મૃત્યુ.
सन्नाशानां=વિદ્યમાન છે મૃત્યુ જેમનું એવાના.
सदानरसं=દાનરૂપી રસસહિત.

## શ્લોકાર્થ

**જિનાગમની સ્તુતિ—**

" હે સંસાર-સાગરમાં પરિભ્રમણ કરનારા પ્રાણિ-વર્ગને ( તરી જવાને માટે ) વિસ્તીર્ણ નૌકા ( સમાન ) આગમ ! હે જિનેશ્વરના સિદ્ધાન્ત ! નષ્ટ થયેલી છે આશાઓ જેમની એવા ( અર્થાત્ નિરાશ થયેલા ), તેમજ વિદ્યમાન છે મરણ જેમનું એવા ( અર્થાત્ અલ્પ આયુષ્યવાળા ), તેમજ અત્યંત નમ્ર છે નૃપતિઓ જેને વિષે એવી તથા પ્રાણીઓને અભીષ્ટ એવી માનવ-સંપત્તિની [ મરણ-સમયે ] અભિલાષા રાખનારા એવા બુદ્ધિમાનોને દાનરૂપી રસથી યુક્ત એવું પદ તું સર્વદા અર્પણ કર. "—૪૩




निर्वाणकलिकायाम्—

"तथा महाकालीं देवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्र-वज्रान्वितदक्षिणकरां अभयघण्टालङ्कृतवामभुजां चेति ।"

नि. सा. प्रेस

## સ્પષ્ટીકરણ

**સંસારની સમુદ્ર સાથે સરખામણી—**

સંસારને સમુદ્રની ઉપમા કેવી રીતે ઘટી શકે છે? આ સંબંધમાં તત્ત્વાર્થાધિગમસૂત્રની ૧૯મી સંબંધ-કારિકાની શ્રીદેવગુપ્તસૂરિએ રચેલી ટીકા દિવ્ય પ્રકાશ પાડે છે. ત્યાં કહ્યુ છે કે—

" नरकतिर्यगमनुष्यामरगतिचतुष्टयदुस्तरविपुलपात्रः, प्रियाप्रियविरहसम्प्रयोगक्षुद्भिघातादिसन्निपातप्रतिभयानेकदुःखागाधसलिलः, परोपघातिक्रूरानार्यजनानेकमकरविचरितविषमः, मोहमहानिलप्रेरणाध्मायमानगम्भीरभीषणप्रमादपातालः, नरकादिविकृतभीमवडवामुखग्रस्यमानानेकपापकर्मसत्त्वः, रागद्वेषप्रबलानिलोद्धतसंजायमानवीचीप्रसृताशयवेलः ।"

અર્થાત્ આ સંસાર-સમુદ્રમાં નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિરૂપ દુસ્તર મોટું પાત્ર છે; પ્રિયનો વિરહ, અપ્રિયનો સંયોગ, ક્ષુધા, અભિઘાતાદિક સન્નિપાતાદિક ઈત્યાદિ અનેક પ્રકારનું દુઃખ તે અગાધ જલ છે; અન્ય પ્રાણીઓને ઉપઘાત કરનારા તેમજ ક્રૂર એવા અનાર્ય મનુષ્યોરૂપી મગરો છે; મોહરૂપ પ્રચંડ પવન છે અને તેની પ્રેરણાથી દ્મમાયમાન ગંભીર તેમજ ભયંકર પ્રમાદરૂપી પાતાલ છે; નરકાદિક વિકૃત ઘોર વડવાનલ છે અને અનેક પાપ કર્મરૂપી જંતુઓ છે, અને રાગ-દ્વેષરૂપી પ્રબલ પવનથી ઉદ્ધત બનેલો એવો ઊર્મિવ્યાપ્ત વિશાળ તટ છે.

**श्रीमहाकालीदेव्या विजयः—**

धृतपविफलाक्षालीघण्टैः करैः कृतबोधित—
प्रजयतिमहा कालीमर्त्याधिपङ्कजराजिभिः ।
निजतनुलतामध्यासीनां दधत्यपरिक्षतां
प्रजयति महाकाली मर्त्याधिपं कजराजिभिः ॥ ४४ ॥ ११ ॥

—हरिणी

### टीका

धृतेति । 'धृतपविफलाक्षालीघण्टैः' पविः—वज्रं फलं—पुष्पोत्तरकालभावि वस्तुरूपम् अक्षाली—अक्षमाला घण्टा—वाद्यविशेषः, धृताः पविफलाक्षालीघण्टा यैस्तैः । 'करैः' पाणिभिरुपलक्षिता, अथवा करणभूतैः । 'कृतबोधितप्रजयतिमहा' कृतो बोधितप्रजानां-प्रज्ञापितलोकानां यतीनां महः—पूजा उत्सवो वा यया सा । 'कालीं' श्यामलाम् । 'अर्त्याधिपङ्कजराजिभिः' अर्तिः पीडा आधिः—मनोरोगः पङ्कः—मलः जरा—स्थाविरं आजिः—सङ्ग्रामः एतैः । 'निजतनुलतां' स्वाङ्गयष्टिम् । 'अध्यासीनां' आरूढाम् । 'दधती' बिभ्राणा । 'अपरिक्षतां' अविध्वस्ताम् । 'प्रजयति' प्रकर्षेण जयति । 'महाकाली' महाकाल्यभिधाना । 'मर्त्याधिपं' पुरुषप्रकाण्डकम् ।

'कजराजिभिः' कजं-वारिजं तद्वद् राजनशीलैः । कजराजिभिः करैरुपलक्षितार्त्याधिपङ्कजरा-जिभिरपरिक्षतां मर्त्याधिपमध्यासीनां कालीं तनुलतां दधती महाकाली प्रजयतीति सम्बन्धः ॥ ४४ ॥

## अवचूरिः

महाकाली देवी प्रजयति-प्रकर्षेण वैरिजयेन सर्वोत्कृष्टा वर्तते । करैः-हस्तैरुपलक्षिता । किंभूतैः ? । धृताः-स्वीकृता वज्र-फल जपमाला-घण्टा यैस्ते तथा । देवी किंभूता ? । बोधिता प्रजा-लोका यैस्ते बोधितप्रजास्ते च ते यतयश्च साधवः । ततः कृतो (विहितो) बोधितप्रजयतीनां महः-पूजा उत्सवो वा यया सा । तथा कालीं-श्यामाम् । दधती-धारयन्ती । काम् ? । स्ववपुर्लताम् । किंभूताम् ? । अपरिक्षतां-अदूषिताम् । कैः ? । अर्तिः-पीडा, आधिर्मानसी व्यथा, पङ्कः कर्दमः कालुष्यम्, जरा-विस्रसा आजिः-प्रधनं तैः । पुनः किंभूताम् ? । अध्यासीनाम् । कम् ? । मर्त्याधिपं-पुरुषप्रकाण्डम् । करैः किंविशिष्टैः ? । कजं-पद्मं तद्वद् राजिभिः-राजनशीलैः ॥ ४४ ॥

## अन्वयः

कज-राजिभिः धृत-पवि-फल-अक्ष-आली-घण्टैः करैः ( उपलक्षिता ), कृत-बोधित-प्रजा-यति-महा, कालीं, मर्त्य-अधिपं अध्यासीनां अर्ति-आधि-पङ्क-जरा-आजिभिः अपरिक्षतां, निज-तनु-लतां दधती महाकाली प्रजयति ।

## શબ્દાર્થ

धृत ( धा० धृ )=ધારણ કરેલ.
पवि=વજ્ર.
अक्ष=રુદ્રાક્ષ.
अक्षाली=જપ-માલા.
घण्ट=ઘંટ.
धृतपविफलाक्षालीघण्टैः=ધારણ કર્યાં છે વજ્ર, ફલ, જપમાલા અને ઘણ્ટ જેને વિષે એવા.
करैः ( मू० कर )=હસ્તો વડે.
बोधित ( धा० बुध् )=બોધ પમાડેલ.
प्रजा=પ્રજા, લોક.
यति=મુનિ.
मह=(૧) ઉત્સવ; (૨) સત્કાર.
कृतबोधितप्रजयतिमहा=પ્રબોધ પમાડયો છે પ્રજાને જેઓએ એવા મુનિઓનો ઉત્સવ ( અથવા સત્કાર ) કર્યો છે જેણે એવી.
आधि=માનસિક પીડા.
पङ्क=( કર્મરૂપી ) કાદવ, કીચ્ચડ.
अर्त्याधिपङ्कजराजिभिः=શારીરિક તથા માનસિક પીડા, ( કર્મરૂપી ) કાદવ, વૃદ્ધાવસ્થા તથા સંગ્રામથી.
निजतनुलतां=પોતાની દેહરૂપી લતાને.
अध्यासीनां ( मू० अध्यासीना )=બેસનારી.
परिक्षत ( धा० क्षण् )=દૂષિત, નષ્ટ થયેલ.
अपरिक्षतां ( मू० अपरिक्षता )=અદૂષિત, અક્ષય.
प्रजयति ( धा० जि )=પ્રકર્ષેણ જયવંતી વર્તે છે.
महाकाली=મહાકાલી ( દેવી ).
मर्त्य=માનવ.
अधिप=પતિ, સ્વામી.
मर्त्याधिपं=માનવ-પતિને.
कजराजिभिः=કમલના જેવા શોભાયમાન.

## શ્લોકાર્થ

**શ્રીમહાકાલી દેવીનો વિજય—**

" કમલના સમાન શોભાયમાન એવા, તેમજ વળી ધારણ કર્યાં છે વજ્ર, ફલ, જપ-માલા અને ઘણ્ટ જેને વિષે એવા ( ચાર ) હસ્તો વડે ( ઉપલક્ષિત ) એવી, તથા ( સચ્ચારિત્રના ઉપદેશ વડે ) [ અથવા ઉપર્યુક્ત હસ્તોવડે ] બોધ પમાડ્યો છે પ્રજાને જેઓએ એવા મુનિઓના સત્કાર [ અથવા મહોત્સવો ] કર્યા છે જેણે એવી, તેમજ વળી (૧) શ્યામવર્ણી, (૨) શારીરિક તથા માનસિક પીડા, ( કર્મરૂપી ) કાદવ, વૃદ્ધાવસ્થા અને સંગ્રામથી નહિ દૂષિત થયેલી અને (૩) માનવ-પતિના ઉપર બેસનારી-આરોહણ કરનારી ( અર્થાત્ આ ત્રણ વિશેષણોથી વિશિષ્ટ ) એવી પોતાની દેહરૂપી લતાને ધારણ કરનારી એવી મહાકાલી ( દેવી ) ( દુશ્મનો ઉપર વિજય મેળવ્યો હોવાથી ) પ્રકર્ષેણ જયવંતી વર્તે છે."—૪૪

## સ્પષ્ટીકરણ

**મહાકાલી દેવીનું સ્વરૂપ—**

અતિશય શ્યામવર્ણી અને શત્રુઓને મહાકાળરૂપ એવી જે દેવી તે **મહાકાલી** એમ એના નામ ઉપરથી સૂચિત થાય છે. આ પણ એક વિદ્યા-દેવી છે. એને ચાર હાથ છે. તે એક હાથમાં જપ-માલા, બીજા હાથમાં ફળ, ત્રીજા હાથમાં ઘણ્ટ અને ચોથા હાથમાં વજ્ર રાખે છે. એને માનવનું [1]વાહન છે.

આ હકીકતના ઉપસંહારરૂપ નિમ્ન-લિખિત શ્લોક વિચારવા જેવો છે.

" नरवाहना शशधरोपलोज्ज्वला
　　रुचिराक्षसूत्रफलविस्फुरत्करा ।
शुभघण्टिकापविवरेण्यधारिणी
　　भुवि कालिका शुभकरा महापरा ॥ "

નિર્વાણ-કલિકામાં પણ આ વિદ્યા-દેવી વિષે ઉલ્લેખ છે. પરંતુ વર્ણ અને વાહન સિવાયની હકીકતમાં ભિન્નતા જણાય છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

" तथा महाकालीदेवीं तमालवर्णां पुरुषवाहनां चतुर्भुजां अक्षसूत्रवज्रान्वितदक्षिणकरामभयघण्टालङ्कृतवामभुजां चेति " અર્થાત્ મહાકાલી દેવીનો વર્ણ તમાલ વૃક્ષના સમાન છે અને તેને પુરૂષનું વાહન છે. વિશેષમાં તેના જમણા બે હાથ જપ-માલા અને વજ્રથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ તો અભય અને ઘણ્ટથી વિભૂષિત છે.

**પદ્ય-વિચાર—**

આ શ્લોકનો અન્વય કરતી વેળાએ ' ઉપલક્ષિતા ' એવું પદ અધ્યાહાર છે એમ સમજવું પડે છે. આવી હકીકત આ કાવ્યના ૧૬ મા પદ્યને પણ એક રીતે વિચાર કરતાં તો લાગૂ પડે

---

૧ આ સંબંધમાં જુઓ શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત ચતુર્વિંશતિકા ( પૃ૦ ૭૯-૮૦ ).

છે, કેમકે જો તે પદ્યમાંના 'वीगतां' શબ્દને 'मनुषा' સાથે સમન્વિત કરવામાં ન આવે, તો 'मण्डितहस्तां' જેવું પદ અધ્યાહાર છે એમ ત્યાં માનવું પડે છે. આવી પરિસ્થિતિમાં આ મહાકવિની કૃતિને પણ તદંશે દૂષિત ગણવા કોઇ તૈયાર થાય, તો તે ન્યાય્ય ગણાય ખરૂં કે? આનો પ્રત્યુત્તર આપીએ, તે પૂર્વે શ્રીવર્ધમાનજિનસ્તવના [1]નિર્વંગ્ય કાવ્યના નીચે લખેલા પ્રથમ શ્લોક તરફ દૃષ્ટિપાત કરવો આવશ્યક છે:—

"श्रेयःशालः सहःशाली, श्रीवीरः श्रेयसां हि यः ।
वारंवारं वरं वारं, वासवावासवासरः ॥"

આ શ્લોકનો અન્વય કરતાં જોઇ શકાય છે કે 'ददातु' જેવું ક્રિયાપદ અધ્યાહાર લીધા વિના છૂટકો નથી. આ વાતને આ કાવ્યની અવચૂરિ પણ ટેકો આપે છે. આ ઉપરથી સાર એ નીકળે છે કે ચમત્કૃતિથી ભરપૂર કાવ્યમાં એકાદેક પદ અધ્યાહાર લેવું પડે, તો તે દૂષણ નથી, એમ માનવું જોઈએ પછી તો વિદ્વાન્ વિચારે તે ખરૂં.

વિશેષમાં આ પદ્યમાં 'ઉપલક્ષિત' એવું પદ્ય અધ્યાહાર છે એમ માન્યા વિના નહિજ ચાલે એમ નથી. કેમકે ટીકામાં દર્શાવ્યા મુજબ 'करैः' શબ્દથી 'કરણ'વાચક અર્થ કરતાં શ્લોકાર્થ ઘટી શકે છે. આ વાત શ્લોકાર્થમાં સૂચવેલા દ્વિતીય અર્થ ઉપરથી જોઇ શકાય છે.



૧ પ્રથમના પાંચ વર્ગના અક્ષરો વિનાનું, અર્થાત્ ક્ થી મ્ સુધીના અક્ષરોથી રહિત.

## १२ श्रीवासुपूज्यजिनस्तुतयः

अथ श्रीवासुपूज्य-वन्दनम्—

पूज्य ! श्रीवासुपूज्यावृजिन ! जिनपते ! नूतनादित्यकान्ते-
ऽमायासंसारवासावन ! वर ! तरसाली नवालानबाहो ! ।
आनम्रा त्रायतां श्रीप्रभवभवभयाद् बिभ्रती भक्तिभाजाम्
आयासं सारवाऽसावनवरतरसालीनवाला नवाऽहो ! ॥ ४५ ॥

—स्रग्धरा ( ७,७,७ )

### टीका

पूज्येति । 'पूज्य !' अर्चनीय ! । 'श्रीवासुपूज्य !' श्रियोपलक्षितवासुपूज्यनामन् ! । 'अवृजिन !' अपकल्मष ! । 'जिनपते !' जिनेन्द्र ! । 'नूतनादित्यकान्ते !' नवार्कद्युते ! । "पउमाभवासुपुज्जारत्ता"[1] इत्यागमात् । 'अमाय !' मायामुक्त ! । 'असंसारवासावन !' । न संसारवासं-भवावस्थानमवतीत्यसंसारवासावनस्तस्यामन्त्रणम् । 'वर !' प्रधान ! ' 'तरसा' बलेन, वेगेन वा । 'आली' पङ्क्तिः । 'नवालानबाहो !' नवः-प्रत्यग्रो य आलानः-करिबन्धनस्तम्भस्तद्वत् बाहू यस्य तस्यामन्त्रणम् । 'आनम्रा' आनमनशीला । 'त्रायतां' रक्षताम् । 'श्रीप्रभव !' सम्पदुत्पत्तिस्थान ! । 'भवभयात्' संसारत्रासात् ।' बिभ्रती' दधाना । 'भक्तिभाजां' आराधकानाम् । 'आयासं' श्रमम् । 'सारवा' सशब्दा, प्रस्तुतस्तुतिरित्यर्थः । असाविति प्रत्यक्षनिर्देशः । 'अनवरतरसालीनवाला' अनवरतं-अजस्रं रसायां-क्षितौ आलीना-आश्लिष्टा वालाः-केशा यस्याः सा । अनेन भक्त्यतिशयं सूचयति । नवा-अभिनवा कतिपयदिनप्राप्तबोधिः अस्मद्विधेत्याकूतम् । 'अहो' इत्यामन्त्रणे । अहो श्रीवासुपूज्य ! जिनपते ! आयासं बिभ्रत्यसौ नवा भक्तिभाजामाली तरसा भवभयात् त्रायतां इति सम्बन्धः ॥ ४५ ॥

### अवचूरिः

हे पूजनीय ! हे श्रीवासुपूज्य ! हे अवृजिन ! हे जिनपते ! भक्तिभाजां जनानामाली-श्रेणिस्त्वया त्रायतां-रक्षताम् । नूतनो विभातसमये उद्गच्छन् य आदित्यस्तद्वद् रक्ता कान्तिर्यस्य तस्य संबोधनम् । हे अमाय !-अदम्भ ! । हे असंसारवास ! मुक्तौ प्राप्तत्वात् । हे अवन !-रक्षक ! । हे वर ! प्रधान ! । केन-? । तरसा-बलेन वेगेन वा । यद्वा मायासंसारवासाभ्यां सकाशादवति-रक्षतीति । नवालानवद् बाहू-भुजौ यस्य तस्य संबोधनम् । आली किंभूता ? । आनम्रा-कृतप्रणामा । कस्मात् त्रायताम् ? । श्रीप्रभवः-

---

[1] पद्माभवासुपूज्यौ रक्तौ (आवश्यक-निर्युक्ती, गा० ३७६ )।

कामस्तद्भवं यद्भयं तस्मात् । हे श्रीप्रभव ! लक्ष्मीसमुत्पत्तिस्थानेति पृथग्जिनामन्त्रणं वा । आली किं कुर्वाणा ? । बिभ्रती-दधती । कम् ? । आयासं दुःखं श्रम वा । सारवा प्रारब्धस्तुतित्वात् सशब्दा । असौ-प्रत्यक्षा । अनवरतं-अजस्रं रसायां-पृथिव्यां लीना वालाः-केशा यस्या सा । एतेन भक्त्याधिक्यं सूचितम् । नवा कतिपयदिनप्राप्तबोधिः अस्मदादिवत् । अहो इत्यामन्त्रणे ॥ ४५ ॥

## अन्वयः

अहो पूज्य ! श्री-वासुपूज्य ! अ-वृजिन ! जिन-पते ! नूतन-आदित्य-कान्ते ! अ-माय ! अ-संसार-वास ! अवन ! ( अ-संसार-वास-अवन ! अथवा माया-संसार-वास-अवन ! ) तरसां वर ! नव-आलान-वाहो ! भक्ति-भाजां नवा, स-आरवा अनवरत-रसा-लीन-वाला, आनम्रा, आयास बिभ्रती असौ आली श्री-प्रभव-भव-भयात् ( अथवा श्री-प्रभव ! भव-भयात् ) ( तरसा ) त्रायताम् ।

## શબ્દાર્થ

पूज्य=! ( मू० पूज्य ) ! હે પૂજનીય !
वासुपूज्य=વાસુપૂજ્ય સ્વામી, બારમા તીર્થંકર.
श्रीवासुपूज्य=હે શ્રીવાસુપૂજ્ય.
वृजिन=પાપ.
अवृजिन !=અવિદ્યમાન છે પાપ જેને વિષે એવા ! અર્થાત્ પાપ-રહિત ! (સં૦)
जिनपते !=હે જિનવર, હે તીર્થંકર !
नूतन=નવીન, ઉદય પામતા.
आदित्य=સૂર્ય.
कान्ति=પ્રભા.
नूतनादित्यकान्ते !=નવીન સૂર્યના જેવી કાન્તિ છે જેની એવા ! ( સં૦ )
अमाय !=હે નિષ્કપટી, હે માયા-રહિત !
असंसारवास !=સંસારમાં નિવાસ નથી જેનો એવા ! (સં૦)
अवन !( मू० अवन )=હે રક્ષક !
असंसारवासावन !=નથી સ્વીકાર્યો સંસાર-વાસને જેણે એવા ! (સં૦)
मायासंसारवासावन !=માયા અને સંસારવાસથી રક્ષણ કરનારા !
तरसा=(૧) સામર્થ્યથી; (૨) વેગથી
आलान=ગજ-સ્તંભ.
बाहु=હસ્ત.
नवालानवाहो !=નૂતન ગજ-સ્તંભના જેવા હસ્ત છે જેના એવા ! (સં૦)
आनम्रा( मू० आनम्र )=અત્યત નમનશીલ.
त्रायताम् ( धा० त्रा )=રક્ષણ કરો.
श्री=લક્ષ્મી.
प्रभव=ઉત્પત્તિ.
श्रीप्रभव !=(૧) હે લક્ષ્મીના ઉત્પત્તિ-સ્થાનરૂપ, (૨) કામદેવ
भवभयात्=સંસારના ભયથી
श्रीप्रभवभवभयात्=કામદેવ દ્વારા ઉત્પન્ન થતા ભયથી.
बिभ्रती ( धा० भृ )=ધારણ કરતી.
भक्ति=ભક્તિ.
भक्तिभाजं=ભક્તિવંતોના.
आयासं=દુઃખને, શ્રમને.
आरव=શબ્દ.
सारवा ( मू० सारव )=શબ્દ-સહિત.
असौ ( मू० अदस् )=આ.
अनवरत=નિરંતર.
लीन ( धा० ली )=સંયુક્ત થયેલા, સ્પર્શેલા.
वाल=કેશ.
अनवरतरसालीनवाला=નિરંતર પૃથ્વીને સ્પર્શ કરીને રહેલા છે કેશો જેના એવી.
नवा ( मू० नव )=નવીન.

## શ્લોકાર્થ

**શ્રીવાસુપૂજ્યને વન્દન—**

" હે (ત્રૈલોક્યને) વન્દનીય (વિભો)! હે (ચોત્રીસ અતિશયરૂપી અથવા જ્ઞાનરૂપી) લક્ષ્મીવાન્ વાસુપૂજ્ય ! હે પાપ-રહિત ( પરમેશ્વર ) ! હે જિનવર ! હે ( ઉદય પામતા ) નવીન સૂર્યના જેવી ( રક્ત ) કાન્તિવાળા ( બારમા તીર્થંકર ) ! હે નિષ્કપટી ( તીર્થરાજ ) ! ( મોક્ષે ગયેલા હોવાથી ) સંસારમાં નિવાસ નથી જેનો એવા હે ( દેવાધિદેવ ) ! હે રક્ષક [ અથવા હે કપટ તેમજ સંસાર-વાસ (રૂપી કેદખાના)થી બચાવનારા વિશ્વબંધો ] ! હે સામર્થ્યમાં ( અથવા વેગમાં ) ઉત્કૃષ્ટ ( પ્રભો ) ! હે નૂતન ગજ-સ્તંભના સમાન હસ્તવાળા ( પરમેશ્વર ) ! ભક્તિવંતોની નવીન ( અર્થાત્ હમણાજ પ્રાપ્ત થયું છે ધર્મ-બોધિબીજ જેને ) એવી, વળી ( સ્તુતિનો પ્રારંભ કરેલો હોવાથી ) શબ્દ-સહિત એવી, તથા નિરંતર પૃથ્વીને સ્પર્શીને રહેલા છે કેશો જેના એવી ( અર્થાત્ અત્યંત ભક્તિ-ભાવમાં લીન થઇ ગયેલી એવી ), તથા વળી અત્યત નમ્ર તેમજ શ્રમ ( અથવા દુઃખ ) ને ધારણ કરનારી એવી આ શ્રેણિને, હે લક્ષ્મીના ઉત્પત્તિ-સ્થાનરૂપ ( નાથ ) ! તુ સંસાર (-ભ્રમણ ) રૂપી ભયથી [ અથવા ( લક્ષ્મીદ્વારા ઉત્પત્તિ છે જેની એવા ) કંદર્પથી ઉદ્ભવતી ભીતિથી ] ( સત્વર ) બચાવ."—૪૫

## સ્પષ્ટીકરણ

**શ્રીવાસુપૂજ્ય-ચરિત્ર—**

વસુપૂજ્ય રાજા અને તેમના પત્ની જયા રાણીના નન્દન વાસુપૂજ્ય સ્વામીનો જન્મ ચપા નગરીમા થયો હતો તેમનું સિત્તેર (૭૦) ધનુષ્ય પ્રમાણનું શરીર મહિષ( પાડા )ના લાંછનથી અકિત હતુ તેમજ તેમનો વર્ણ રક્ત હતો. આ તીર્થંકરે પણ તીર્થ પ્રવર્તાવ્યુ તે પૂર્વે પાણિ-ગ્રહણ કર્યું હતું, એમ કહેવામાં આવે છે, જોકે હેમચન્દ્રાચાર્યકૃત ' ત્રિષષ્ટિશલાકા-પુરુષ-ચરિત્ર'માં તો તેમને બાલબ્રહ્મચારી બતાવ્યા છે.[1] બહોતેર (૭૨) લાખ વર્ષનું આયુષ્ય સમાપ્ત થતાં તેઓ અક્ષય-પદને પામ્યા.

**પદ્ય-પરિચય—**

આ[2] પદ્ય તેમજ ત્યાર પછીનાં બીજાં ત્રણ સુદ્ધાં સમવૃત્તમા અને તેમા પણ સાધારણ રીતે મોટા ગણાતા સ્રગ્ધરા વૃત્તમાં રચાયેલાં છે સ્રગ્ધરાનુ લક્ષણ એ છે કે—

" म्रभ्नैर्यानां त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम् "

---

૧ આ સબંધમા કેટલાકોનું એમ માનવુ છે કે આ પ્રમાણેનું જે બે શ્લોકોમા વર્ણન કર્યું છે તે મૂળ શ્લોકો નથી, પરતુ તે પ્રક્ષિપ્ત શ્લોકો છે અને વિશેષમા તે દિગમ્બરોની અનુકૃતિ છે કેમકે તે સમયમા રચાયેલા વાસુપૂજ્ય-ચરિત્રમા તો વાસુપૂજ્ય પ્રભુને અમુક પુત્રોના પિતા તરીકે ઓળખાવવામાં આવ્યા છે.

૨ આ પદ્યમાના ત્રીજા ચરણમા ભકારનું જબરૂં જોર જણાય છે

અર્થાત્ આ છંદમાં મ, ર, ભ, ન, ય, ય અને ય એમ સાત ગણો છે, એટલે કે બધા મળીને એકવીસ અક્ષરો છે. વળી સાતમે, ચૌદમે અને એકવીસમે અક્ષરે એમ ત્રણ સ્થલે 'યતિ' છે.[1] આ વાત સ્પષ્ટ સમજાય તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| पूज् यश् री | वा सु पूज् | या, पू जि | न जि न | प ते, नू | त ना दित् | य कान् ते |
| – – – | – ⌣ – | – ⌣ ⌣ | ⌣ ⌣ ⌣ | ⌣ – – | ⌣ – – | ⌣ – – |
| म | र | भ | न | य | य | य |

जिनराज्ये प्रार्थना—

पूतो यत्पादपांशुः शिरसि सुरततेराचरच्चूर्णशोभां
या तापत्राऽसमाना प्रतिमदमवतीहारता राजयन्ती ।
कीर्तेः कान्त्या ततिः सा प्रविकिरतुतरां जैनराजी रजस् ते
यातापत्त्रासमानाऽप्रतिमदमवती हारतारा जयन्ती ॥ ४६ ॥

—स्रग्०

टीका

पूतो यदिति । 'पूतः' पवित्रः । 'यत्पादपांशुः' यस्याश्चरणरेणुः । 'शिरसि' मूर्धनि । 'सुरततेः' त्रिदशराज्याः । 'आचरत्' कृतवान् । 'चूर्णशोभां' वासक्षोदश्रियम् । 'या' । 'तापत्रा' तापात् कृतत्राणा । 'असमाना' अनन्यसदृशी । 'प्रतिमदं' प्रतिगतमदं, निर्मदमित्यर्थः । 'अवति' रक्षति । 'इह' अत्र । 'अरता' अप्रतिबद्धा । 'राजयन्ती' शोभया लम्भयन्ती । 'कीर्तेः' यशसः । 'कान्त्या' प्रभया करणभूतया । 'ततिः' श्रेणी । 'सा' । 'प्रविकिरतुतराम्' अतिशयेन निरस्यतु । 'जैनराजी' जिनराजसम्बन्धिनी । 'रजः' कर्म । 'ते' भवतः । 'यातापत्त्रासमाना' यातः-अपगतः आपच्च त्रासश्च मानश्च यस्याः सा । 'अप्रतिमदमवती' अप्रतिमः-अनन्यतुल्यो

---

[1] વિચારો શ્રુતબોધમાં અન્તિમ પદ્યમાં આપેલું 'સ્રગ્ધરા'નું નીચે મુજબનું લક્ષણ—

"चत्वारो यत्र वर्णाः प्रथममलघवः षष्ठकः सप्तमोऽपि
द्वौ तद्वद् षोडशाद्यौ मृगमदमुदिते ! षोडशान्त्यौ तथाऽन्त्यौ ।
रम्भास्तम्भोरुकान्ते ! मुनिमुनिमुनिभिर्दृश्यते चेद् विरामो
बाले ! वन्द्यैः कवीन्द्रैः सुतनु ! निगदिता स्रग्धरा सा

## શ્લોકાર્થ

જિન-શ્રેણિને પ્રાર્થના—

"જે ( જિન-પંક્તિ )ના ચરણની પવિત્ર રેણુ સુર-શ્રેણિના શિર ઉપર ચૂર્ણની શોભાનું આચરણ કરતી હવી ( અર્થાત્ જેને સુરેશ્વરો પણ નમતા હતા ) અને વળી જે ( જિન-શ્રેણિ ) ( પ્રાણિ-વર્ગને ) સંતાપથી મુક્ત કરે છે, તથા ( તથાવિધ ગુણોને લઇને ) જે અસાધારણ છે, વળી જે નિરભિમાનપણે ( જીવો )નું રક્ષણ કરે છે અને જે આ જગતને વિષે રાગ-રહિત ( અર્થાત્ વીતરાગ ) છે તેમજ જે ( ભવ્યોને ) શોભાવી રહી છે, તે જિનેશ્વર-વિષયક ( અર્થાત્ જિનેશ્વરોની ) આવલી કે જેનાં આપત્તિ, ( આકસ્મિક ) ભય અને અભિમાન નષ્ટ થયેલાં છે, વળી જે અનુપમ ઉપશમથી અંકિત છે, તેમજ જે ( પોતાની ) કીર્તિરૂપી કાંતિ વડે ( મૌક્તિક ) હાર તથા નક્ષત્ર (-મંડળ) [ અથવા તારાઓ ] ઉપર વિજય મેળવનારી છે [ અથવા જે કીર્તિરૂપી કાંતિ વડે હાર જેવી ઉજ્જ્વલ છે તેમજ ( શત્રુઓને ) જીતનારી છે ] તે જિનવર-પંક્તિ ( હે ભવ્ય ! ) તારા ( કર્મરૂપી ) રજને અત્યંત વિખેરી નાંખો."—૪૬

जिनवाण्याः स्वरूपम्—

नित्यं हेतूपपत्तिप्रतिहतकुमतप्रोद्धतध्वान्तबन्धा-
ऽपापायाऽऽसाद्यमानाऽमदन ! तव सुधासारहृद्या हितानि ।
वाणी निर्वाणमार्गप्रणयिपरिगता तीर्थनाथ ! क्रियान् मे-
ऽपापायासाद्यमानामदनत ! वसुधासार ! हृद्याहितानि ॥ ४७ ॥

—स्रग्०

### टीका

नित्यमिति । 'नित्यं' सर्वदा । 'हेतूपपत्तिप्रतिहतकुमतप्रोद्धतध्वान्तबन्धा' हेतवो-वस्तुगमकानि लिङ्गानि उपपत्तयः-युक्तयः हेतुभिश्च उपपत्तिभिश्च हेतूनां वा उपपत्तिभिः प्रतिहतः-प्रतिषिद्धः कुमतानि एव प्रोद्धतध्वान्तबन्धः-प्रोद्दामतिमिरग्रन्थिर्यया सा । 'अपापाया' अपगता अपाया-विघाता यस्याः सा । 'आसाद्यमाना' प्राप्यमाणा । 'अमदन !' मदनरहित ! । 'तव' ते । 'सुधासारहृद्या' सुधासारः-अमृतवृष्टिः स इव हृद्या-हृदयंगमा । 'हितानि' पथ्यानि । 'वाणी' वाक् । 'निर्वाणमार्गप्रणयिपरिगता' निर्वाणमार्गः सम्यग्दर्शन( ज्ञान )चारित्ररूपः तत्र प्रणयः-परिचयो येषां तैः परिगता-परिकरिता । 'तीर्थनाथ !' जिन ! । 'क्रियात् मे' विधेयात् मम । 'अपापायासाद्यमानामदनत !' पापं च आयासश्च आदिर्येषां ते दोषा न विद्यन्ते येषां

यतीनां ते अपापायासादयः, ते च ते अमानाश्च ते अमदाश्च ते अपापायासाद्यमानामदास्तैर्नत- प्रणत ! । 'वसुधासार !' वसुधायाः-भुवः सार-उत्कृष्ट ! । 'हृदि' चेतसि । 'आहितानि' स्थापितानि । हे तीर्थनाथ ! तव वाणी आसाद्यमाना सती सुधासारहृद्या हितानि मे क्रियात् इति सम्बन्धः ॥ ४७ ॥

## अवचूरिः

नित्यं-सर्वदा हे तीर्थनाथ । तव वाणी मम हितानि क्रियात् । कथंभूता ? । हेतवो-वस्तुगमकलिङ्गानि, उपपत्तयो-युक्तयः, यद्वा हेतूनामुपपत्तयस्ताभिर्विध्वस्तः कुशासनप्रोद्दामतमोग्रन्थिर्यया । अवगता अपाया-अनर्था यस्याः सा । आसाद्यमाना-प्राप्यमाणा । अपापायैरासाद्यमाना वा । हे अमदन !-अकाम ! । सुधाया अमृतस्यासारो-वेगवान् वर्षस्तद्वन्मनोहरा । श्रूयमाणाऽमृतमिव हृदयंगमेत्यर्थः । मोक्षपथस्नेहलैः स्वीकृता । न विद्यते पाप चायासश्चादिर्येषां तेऽपापायासादयस्ते च तेऽमानाश्च नरास्तैर्वन्दित ! । हे वसुधासार !-पृथिव्युत्कृष्ट ! । आहितानि-स्थापितानि । क्व ? । हृदि-मनसि ॥ ४७ ॥

## अन्वयः

( हे ) अ-मदन ! तीर्थ-नाथ ! अ-पाप-आयास-आदि-अ-मान-अ-मद-नत ! वसुधा-सार ! तव (नित्यं) हेतु-उपपत्ति-प्रतिहत-कुमत-प्रोद्धत-ध्वान्त-बन्धा, अप-अपाया, आसाद्यमाना ( अथवा अप-अपाय-आसाद्यमाना ), सुधा-आसार-हृद्या, निर्वाण-मार्ग-प्रणयिन्-परिगता वाणी मे हृदि आहितानि हितानि नित्यं क्रियात् ।

## શબ્દાર્થ

उपपत्ति=યુક્તિ, સંગતિ.
प्रतिहत ( धा० हन् )=મારી હઠાવેલ, નષ્ટ કરેલ.
कुमत=કુદર્શન, મિથ્યાત્વીનું શાસ્ત્ર.
प्रोद्धत=અત્યંત ઉગ્ર.
ध्वान्त=અંધકાર.
बन्ध=ગાંઠ.
हेतूपपत्तिप्रतिहतकुमतप्रोद्धतध्वान्तबन्धा=હેતુ અને યુક્તિ વડે અથવા હેતુઓની યુક્તિઓ વડે નષ્ટ કરી છે કુમતરૂપી અત્યંત ઉગ્ર અંધકારની ગાંઠ જેણે એવી.
अपाय=કષ્ટ
अपापाया=દૂર કર્યું છે કષ્ટ જેણે એવી
आसाद्यमाना=પ્રાપ્ત થયેલ
अपापायासाद्यमाना=દૂર કર્યું છે કષ્ટ જેણે એવાઓએ પ્રાપ્ત કરેલી.
अमदन !=અવિદ્યમાન છે કામદેવ જેને વિષે એવા ! ( સ૦ ), હે કામરહિત !
सुधा=અમૃત.
आसार=વેગવાળી વૃષ્ટિ.
हृद्य=મનોહર.
सुधासारहृद्या=અમૃતની વૃષ્ટિસમાન મનોહર.
वाणी=વાણી.
निर्वाण=મોક્ષ.
मार्ग=માર્ગ, રસ્તો.
प्रणयिन्=અનુરાગી.
परिगत (धा०गम्)=સ્વીકારેલ, અંગીકાર કરેલ.
निर्वाणमार्गप्रणयिपरिगता=મુક્તિ-માર્ગના અનુરાગીઓ વડે સ્વીકારાયેલી
तीर्थ=(૧) ચતુર્વિધ સંઘ, (૨) દ્વાદશાંગી, (૩) પ્રથમ ગણધર.



निर्वाणकलिकायाम्—

"शान्तिदेवतां धवलवर्णां कमलासनां चतुर्भुजां वरदाक्षसूत्र-युक्तदक्षिणकरां कुण्डिकाकमण्डल्वन्वितवामकरां चेति ।"

नि. सा. प्रेस.

स्तस्याः शमनी–विनाशिका । 'वाहितश्वेतभास्वत्सन्नालीका' वाहितं–वाहनीकृतं श्वेतं भास्वत्–शोभमानं नालीकं–अब्जं यया सा । 'सदा' नित्यम् । 'सापरिकरमुदिता' सापरिकरेण–जटामण्डलेन मुदिता–हृष्टा । 'सा' 'क्षमालाभवन्तं' क्षमालाभः–उपशमप्राप्तिः सा विद्यते यस्य तम् । 'शुभ्रा' शुक्लवर्णा । 'श्रीशान्तिदेवी' शान्तिदेवता । 'जगति' भुवने । 'जनयतात्' करोतु । 'कुण्डिका' कमण्डलुः । 'भाति' शोभते । 'यस्याः' । 'सन्नालीका' सन्नं–अवसादं गतं अलीकं–असत्यं यस्याः सा । 'सदाप्ता' सतां–साधूनां आप्ता–अविप्रतारिका । देवताया विशेषणे । 'परिकरमुदिता' परिकरं–हस्तं लक्षणीकृत्योदिता–उदयं प्राप्ता । साक्षमाला–अक्षावली समेता । कुण्डिकाया विशेषणं देव्या वा । 'भवन्तं' त्वाम् । सा शान्तिदेवी क्षमालाभवन्तं जनयतात् यस्याः परिकरं उदिता कुण्डिका भातीत्यन्वयः ॥ ४८ ॥

## अवचूरिः

श्रीशान्तिदेवी भवन्तं–त्वां क्षमा–उपशमस्तस्या लाभः सोऽस्यास्तीति तं क्षमालाभवन्तं क्रियात् । कीदृशी ? । रक्षांसि–पलादाः, क्षुद्राः–शाकिनीप्रमुखाः, ग्रहाः–शनैश्चरादयः, आदिशब्दाद् भूपालव्यालादयः, तेभ्यः प्रतिहतिः–उपघातस्तस्याः शमनी–नाशिका । वाहितं–वाहनीकृतं श्वेतं–सितं भास्वद्–दीप्यमानं सत्–शोभनं नालीकं–कमलं यया सा । सतां–साधूनामाप्ता–अविप्रतारिका । सापरिकरं–जटामण्डलं तेन मुदिता–प्रीता । सन्नं–क्षीणमलीकं–असत्यं यस्याः सा । सहाक्षमालया–जपमालया वर्तते । इदं देव्याः कुण्डिकाया वा विशेषणम् । यस्या देव्याः कुण्डिका–कमण्डलुर्भाति । कथंभूता ? । करं–हस्तं परि–लक्षीकृत्य उदिता–उदयं प्राप्ता ॥ ४८ ॥

## अन्वयः

यस्याः [ सत्–नालिका, सत्–आप्ता ] परि–करं उदिता कुण्डिका जगति भाति, सा रक्षस्–क्षुद्र–ग्रह–आदि–प्रतिहति–शमनी, वाहित–श्वेत–भास्वत्–सत्–नालीका, सा–परिकर–मुदिता, सह–अक्ष–माला, शुभ्रा, सन्न–अलीका, सत्-आप्ता [ सदा आप्ता वा ] श्री-शान्ति–देवी सदा भवन्तं क्षमा–लाभवन्तं जनयतात् ।

## શબ્દાર્થ

क्षुद्र=ક્ષુદ્ર.
ग्रह=ગ્રહ.
आदि=શરૂઆત.
प्रतिहति=ઉપઘાત, ઉપદ્રવ.
शमनी=શાંત કરનારી, નાશ કરનારી.
रक्षःक्षुद्रग्रहादिप्रतिहतिशमनी=રાક્ષસો, ક્ષુદ્રો, ગ્રહો ઇત્યાદિના ઉપદ્રવોને નાશ કરનારી.
वाहित(धा० वह्)=વહન કરાયેલ, સ્વારી કરાયેલ.
वाहितश्वेतभास्वत्सन्नालीका=સ્વારી કરી છે શ્વેત, દેદીપ્યમાન અને ઉત્તમ એવા કમલના ઉપર જેણે એવી.
सा=જટા.
परिकर=સમૂહ.
मुदित ( धा० मुद् )=હર્ષિત.
सापरिकरमुदिता=જટા–સમૂહથી હર્ષિત.
क्षमा=(૧) ક્ષમા, માફી; (૨) પૃથ્વી.
लाभ=લાભ.

स्नस्याः शमनी-विनाशिका । 'वाहितश्वेतभास्वत्सन्नालीका' वाहितं-वाहनीकृतं श्वेतं भास्वत्-शोभमानं नालीकं-अब्जं यया सा । 'सदा' नित्यम् । 'सापरिकरमुदिता' सापरिकरेण-जटामण्डलेन मुदिता-हृष्टा । 'सा' 'क्षमालाभवन्तं' क्षमालाभः-उपशमप्राप्तिः सा विद्यते यस्य तम् । 'शुभ्रा' शुक्लवर्णा । 'श्रीशान्तिदेवी' शान्तिदेवता । 'जगति' भुवने । 'जनयतात्' करोतु । 'कुण्डिका' कमण्डलुः । 'भाति' शोभते । 'यस्याः' । 'सन्नालीका' सन्नं-अवसादं गतं अलीकं-असत्यं यस्याः सा । 'सदाप्ता' सतां-साधूनां आप्ता-अविप्रतारिका । देवताया विशेषणे। 'परिकरमुदिता' परिकरं-हस्तं लक्षणीकृत्योदिता-उदयं प्राप्ता । साक्षमाला-अक्षावली.समेता । कुण्डिकाया विशेषणे देव्या वा । 'भवन्तं' त्वाम् । सा शान्तिदेवी क्षमालाभवन्तं जनयतात् यस्याः परिकरं उदिता कुण्डिका भातीत्यन्वयः ॥ ४८ ॥

## अवचूरिः

श्रीशान्तिदेवी भवन्तं-त्वां क्षमा-उपशमस्तस्या लाभः सोऽस्यास्तीति तं क्षमालाभवन्तं क्रियात् । कीदृशी ? । रक्षांसि-पलादाः, क्षुद्राः-शाकिनीप्रमुखाः, ग्रहाः-शनैश्चरादयः, आदिशब्दाद् भूपालव्यालादयः, तेभ्यः प्रतिहतिः-उपघातस्तस्याः शमनी-नाशिका । वाहितं-वाहनीकृतं श्वेतं-सितं भास्वत्-दीप्यमानं सत्-शोभनं नालीकं-कमलं यया सा । सतां-साधूनामाप्ता-अविप्रतारिका । सापरिकरं-जटामण्डलं तेन मुदिता-प्रीता । सन्नं-क्षीणमलीकं-असत्यं यस्याः सा । सहाक्षमालया-जपमालया वर्तते । इदं देव्याः कुण्डिकाया वा विशेषणम् । यस्या देव्याः कुण्डिका-कमण्डलुर्भाति । कथंभूता ? । करं-हस्तं परि-लक्षीकृत्य उदिता-उदयं प्राप्ता ॥ ४८ ॥

## अन्वयः

यस्याः [ सत्-नालिका, सत्-आप्ता ] परि-करं उदिता कुण्डिका जगति भाति, सा रक्षस्-क्षुद्र-ग्रह-आदि-प्रतिहति-शमनी, वाहित-श्वेत-भास्वत्-सत्-नालीका, सा-परिकर-मुदिता, सह-अक्ष-माला, शुभ्रा, सन्न-अलीका, सत्-आप्ता [ सदा आप्ता वा ] श्री-शान्ति-देवी सदा भवन्तं क्षमा-लाभवन्तं जनयतात् ।

## શબ્દાર્થ

क्षुद्र=ક્ષુદ્ર.
ग्रह=ગ્રહ.
आदि=શરૂઆત.
प्रतिहति=ઉપઘાત, ઉપદ્રવ.
शमनी=શાંત કરનારી, નાશ કરનારી.
रक्षःक्षुद्रग्रहादिप्रतिहतिशमनी=રાક્ષસો, ક્ષુદ્રો, ગ્રહો ઇત્યાદિના ઉપદ્રવોને નાશ કરનારી.
वाहित(धा० वह्)=વહન કરાયેલ, સ્વારી કરાયેલ.
वाहितश्वेतभास्वत्सन्नालीका=સ્વારી કરી છે શ્વેત, દેદીપ્યમાન અને ઉત્તમ એવા કમલના ઉપર જેણે એવી.
सा=જટા.
परिकर=સમૂહ.
मुदित ( धा० मुद् )=હર્ષિત.
सापरिकरमुदिता=જટા-સમૂહથી હર્ષિત.
क्षमा=(૧) ક્ષમા, માફી; (૨) પૃથ્વી.
लाभ=લાભ.

क्षमालाभवन्तं=(૧) ક્ષમાના લાભથી યુક્ત; (૨) પૃથ્વીના લાભથી યુક્ત.
शुभ्रा ( મૂ૦ शुभ्र )=શ્વેતવર્ણી, ધોળા વર્ણવાળી.
शान्ति=શાન્તિ ( દેવી ).
देवी=દેવતા.
श्रीशान्तिदेवी=શ્રીશાન્તિ દેવી.
जनयतात् ( ધા૦ जन् )=બનાવો.
कुण्डिका=એક જાતનું પાત્ર, કમણ્ડળુ.
भाति ( ધા૦ भा )=શોભે છે.
यस्याः ( મૂ૦ यद् )=જેનું.
अलीक=અસત્ય.
सन्नालीका=નષ્ટ થયું છે અસત્ય જેનું એવી, સત્યવાદિની.
आप्त=(૧)પ્રમાણિક, વિશ્વાસને પાત્ર; (૨) પ્રાપ્ત કરેલી.
सदाप्ता=(૧) સજ્જનોના વિશ્વાસ-પાત્ર, (૨) સજ્જનોએ પ્રાપ્ત કરેલી.
परि=લક્ષ્યવાચક અવ્યય.
परिकरं=હસ્તને વિષે.
अक्षमाला=જપ-માલા.
साक्षमाला=જપમાલાથી સહિત.
भवन्तं ( મૂ૦ भवत् )=આપને.

## શ્લોકાર્થ

### શ્રીશાન્તિ દેવીની સ્તુતિ—

"જેની હસ્તને વિષે ( ભૂષણરૂપે ) ઉદય પામેલી કુણ્ડિકા જગત્‌માં શોભે છે, તે શ્રીશાન્તિ દેવી કે જે રાક્ષસો, ( શાકિની, ડાકિની ઇત્યાદિ ) ક્ષુદ્રો, ( શનૈશ્ચરાદિક અનિષ્ટ ) ગ્રહો [2]વિગેરેના ઉપદ્રવોને શાંત કરનારી છે, વળી શ્વેત, શોભાયમાન તેમજ સર્વોત્તમ એવું કમલ જેનું વાહન છે, તથા જે જટા–મણ્ડલથી હર્ષિત છે, તેમજ જે જપ–માલાથી યુક્ત છે, શ્વેતવર્ણી છે, સત્યવાદી છે અને સજ્જનોને માન્ય છે ( તેમજ પરિજન વડે હર્ષિત છે ) તે શાન્તિ દેવી ( હે મુમુક્ષુ ! ) આપને ક્ષમાના લાભયુક્ત [ અથવા પૃથ્વીના લાભયુક્ત ( અર્થાત્ પૃથ્વીપતિ ) ] બનાવો. "—૪૮

## સ્પષ્ટીકરણ

### શાન્તિ દેવીનું સ્વરૂપ—

આ દેવીના સંબંધમાં નિર્વાણ-કલિકામાં નીચે મુજબ ઉલ્લેખ છે અને તે આ મૂળ શ્લોકની સાથે ઘણો ખરો મળતો આવે છે:—

"तथा शान्तिदेवतां धवलवर्णां कमलासनां चतुर्भुजां वरदाक्षसूत्रयुक्तदक्षिणकरां [3]कुण्डिकाकमण्डलुवन्वितवामकरां चेति" અર્થાત્ શાન્તિ દેવીનો વર્ણ શ્વેત છે અને તેનું વાહન કમલ છે. વિશેષમાં તેને

---

૧ 'આપ્ત'ના અર્થ સારૂ જુઓ મુનિશ્રીમેરૂવિજયવિરચિત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ ( પૃ૦ ૨૨ ).

૨ અત્ર 'વિગેરે' શબ્દથી ભૂપાલ, વ્યાલ ઇત્યાદિ સમજવા.

૩ આ ઉપરથી તો કુણ્ડિકા અને કમણ્ડળુ એ બે જૂદાં છે એમ લાગે છે.

ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને જપ-માલાથી શોભે છે, જ્યારે ડાબા બે હાથ કુણ્ડિકા અને કમણ્ડળુથી શોભે છે.

**ક્ષમાનો પ્રભાવ—**

આ શ્લોક દ્વારા કવીશ્વર અન્ય જનોને ક્ષમાનો લાભ મળે એ પ્રમાણેની શાન્તિ દેવીને પ્રાર્થના કરે છે, તો એ સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે અન્ય કોઈ વસ્તુને માટે માગણી ન કરતાં તેમણે ક્ષમાની માગણી કરી તેનું શું કારણ? શું ક્ષમા એ અમૂલ્ય વસ્તુ છે અને વળી તેથી શું અનેક લાભો મળે છે? હા, એજ વાત હવે વિચારવામાં આવે છે.

એ તો જગજાહેર હકીકત છે કે ક્રોધ કરવાથી લાભને બદલે ગેરલાભજ થાય છે. વળી ક્રોધી મનુષ્ય કાર્ય-અકાર્યનો વિચાર કરી શકતો નથી, તેમજ વળી ગમે તેનો જાન લેવાને પણ એક વખત તો તે તૈયાર થઈ જાય છે.[1] આવા મહાઅનર્થકારી ક્રોધને વશ કરવામાં ક્ષમા એક સર્વોત્તમ સાધન છે, એ ભૂલવા જેવું નથી. યોગશાસ્ત્રમાં કહ્યું પણ છે કે—

" क्रोधवह्नेस्तदह्नाय, शमनाय शुभात्मभिः ।
श्रयणीया क्षमैकैव, संयमारामसारणिः ॥ "

—ચતુર્થ પ્રકાશ, શ્લો૦ ૧૧

અર્થાત્—કલ્યાણની અભિલાષા રાખનારા મનુષ્યોએ કોપાગ્નિને શાંત કરવાને સારૂ સંયમ-રૂપી બગીચાને નવપલ્લવિત કરવામાં નીકસમાન એવી એક ક્ષમાનોજ સત્વર આશ્રય કરવો જોઇએ.

વળી એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે કે અપરાધી ઉપર પણ ક્ષમાની દૃષ્ટિથી અવલોકન કરવું એજ વીર પુરૂષોનું કર્તવ્ય છે અને તેમાંજ તેમની શોભા છે.[2] આ કથનમા તાત્પર્ય એ રહેલું છે કે આપણો અપરાધ કરનારો જીવ તેવું દુષ્કૃત્ય આપણાજ કર્મની પ્રેરણાથી કરે છે, વાસ્તે અપરાધી ઉપર ક્રોધ ન કરવો, પરંતુ જો ક્રોધ કર્યા વિના ચાલે તેમ નજ હોય, તો અનાદિ કાલથી સંસારરૂપી કેદખાનામાં બંદીવાન બનાવી રાખનારા, સંસારરૂપી રંગભૂમિ ઉપર અનેક પ્રકારના હાસ્ય-જનક વેષો ભજવાવનારા તથા વળી વિવિધ જાતની વિડમ્બનાથી વ્યાકુળ કરનારા એવા (પોતાના) કર્મ ઉપર કોપાયમાન થવુ ઇષ્ટ છે. આ વાતની નીચેનો શ્લોક પણ સાક્ષી પૂરે છે.—

" [3]प्रकुप्याम्यपकारिभ्य, इति चेदाशयस्तव ।
तत् किं न कुप्यसि स्वस्य, कर्मणे दुःखहेतवे ? ॥ "

વિશેષમા મહાધુરંધર પુરૂષો પણ ક્ષમાદેવીના ભક્ત બન્યા છે, તો પછી આપણા જેવા પામરની તો શી વાત? આ સંબધમા નીચેનો શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છે —

" त्रैलोक्यप्रलयत्राण-क्षमैश्चेदाश्रिता क्षमा ।
कदलीतुल्यसत्त्वस्य, क्षमा तव न किं क्षमा ? ॥ "

---

૧ વિચારો—

" क्रोधान्धाः पश्य निघ्नन्ति, पितरं मातरं गुरुम् ।
सुहृदं सोदरं दारानात्मानमपि निर्घृणा ॥ "

૨ સરખાવો—

" क्षमा वीरस्य भूषणम्. "

૩ આ સબધમા જુઓ શ્રીમેરૂવિજયવિરચિત ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિ (પૃ૦ ૨૨)

કહેવાની મતલબ એ છે કે ત્રૈલોક્યનો સંહાર તેમજ તેનું પરિપાલન કરવામાં પણ સમર્થ એવા વીર પુરૂષોએ પણ જ્યારે ક્ષમાનું અવલમ્બન કર્યું છે, તો પછી કેળના જેવા સત્ત્વવાળા અર્થાત્ નિઃસત્ત્વ એવા તારા જેવા મનુષ્યે શું ક્ષમા કરવી યુક્ત નથી વારૂ ?

આ સંબંધમાં કલ્પસૂત્રની સુબોધિકા વૃત્તિમાં જે મહાવીરસ્વામિ પરત્વે કહ્યું છે, તે મનન કરવા જેવું છે. તે એજ કે—

"बलं जगद्ध्वंसनरक्षणक्षमं
कृपा च सा सङ्गमके कृतागसि ।
इतीव सञ्चिन्त्य विमुच्य मानसं
रुषेव रोषस्तव नाथ ! निर्ययौ ॥"

વિશેષમાં ક્ષમાની ખૂબી તો ઓરજ છે. કહ્યું પણ છે કે—

"क्षमाशस्त्रं करे यस्य, दुर्जनः किं करिष्यति ? ।
अतृणे पतितो वह्निः, स्वयमेव विनश्यति ॥"

અરે આ ક્ષમા તો સર્વોત્તમ ભૂષણ છે. જુઓ, નીચેનો શ્લોક શું કહે છે ?

"नरस्याभरणं रूपं, रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं, ज्ञानस्याभरणं क्षमा ॥"

ટુંકમાં ક્ષમા એ સુગતિનું સાધન છે. અરે એમ પણ કહેવું વધારે પડતું નહિ ગણાય કે મુક્તિરૂપી મહેલમાં લઇ જનારી તે સર્વાંગે સંપૂર્ણ સીડી છે. આ વાતની માલિની છંદમાં રચાયેલાં નિમ્ન-લિખિત પદ્યો સાક્ષી પૂરે છેઃ—

"દુરિતભર નિવારે, જે ક્ષમા કર્મ વારે,
સકળ તપ સુધારે, પુણ્ય લક્ષ્મી વધારે,
શ્રુત સકળ આરાધે, જે ક્ષમા મોક્ષ સાધે,
જિણ નિજ ગુણ વાધે, તે ક્ષમા કાં ન સાધે ?
સુગતિ લહી ક્ષમાએ, ખંધ સૂરીશ શિષ્યા,
સુગતિ દૃઢપ્રહારી, કૂરગડુ મુનીશા;
ગજસુનિય ક્ષમાએ, મુક્તિપંથા આરાધે,
તિમ સુગતિ ક્ષમાએ, સાધુ મેતાર્ય સાધે."

—સૂક્તિ-મુક્તાવલી

આથી સમજી શકાય છે કે જેમ નદી નીરથી, સતી શીલથી, તુરંગ તેજથી, કટક વીરથી, હાટ વસ્તુથી, ઘાટ સુવર્ણથી, ભાટ વચનથી, વન વૃક્ષથી, દેશ પ્રજાથી અને મહેલ ધ્વજાથી શોભે છે, તેમ મહાત્મા પણ ક્ષમાથીજ શોભે છે.

અંતમાં આ શાન્તિ દેવી મને ક્ષમાદેવીનો અનુપમ ઉપાસક બનાવે એવી તેની પ્રાર્થના કરતો હું આ પ્રકરણ પૂર્ણ કરૂં છું.

## १३ श्रीविमलजिनस्तुतयः

अथ श्रीविमलनाथाय प्रणामः—

अपापदमलं घनं शमितमानमामो हितं
नतामरसभासुरं विमलमालयाऽऽमोदितम् ।
अपापदमलङ्घनं शमितमानमामोहितं
न तामरसभासुरं विमलमालयामोदितम् ॥ ४९ ॥

—पृथ्वी (८, ९)

### टीका

अपापदेति । 'अपापदं' न पापं ददातीति यत् तत् । 'अलं' अत्यर्थम् । अथवा पाप-हेतुत्वात् पापं, न पापं अपापं, न विद्यते वा यत् तत् अपापम्, दमं लातीति दमलं, अपापं च तत् दमलं चेति अपापदमलम् । 'घनं' अच्छिद्रं-अशेषमलक्षयोत्थमित्यर्थः, तत् तथाभूतम् । 'शं' सुखम् । 'इतं' प्राप्तम् । 'आनमामः' प्रणमामः । 'हितं' हितकारणम् । 'नताम-रसभासुरं' नता अमरसभा सुराश्च यस्य तम्, अथवा नता अमराः सभाः-सदीप्तिका असुराश्च यस्य तम् । 'विमलमालया' विगतमला या माला-स्रक् तया । 'आमोदितं' सुरभीकृतम् । 'अपापदं' अपगता आपदो यस्य तम् । 'अलङ्घनं' न विद्यते लङ्घनं-अधःकरणं कुतोऽपि यस्य तम् । 'शमितमानं' शमितः-शमं नीतो मानो येन तम् । 'आमोहितं' आ-समन्तात् मोहं नीतम् । 'न' इति प्रतिषेधपदं अस्य सम्बध्यते । 'तामरसभासुरं' तामरसवद् भासुरं-उज्ज्व-लम् । 'विमलं' विमलाभिधानं जिनम् । 'आलयामोदितं' आलया-आवासास्तैरमोदितं-न मोदं नीतम् । विमलं आनमाम इत्यन्वयः ॥ ४९ ॥

### अवचूरिः

विमलं जिनं वयमानमामः । पापं ददातीति पापदः, न पापदमपापदम्, पुण्यप्रदमित्यर्थः । अलं-अत्यर्थम् । यद्वा अपापो यो दमः-उपशमस्तं लातीति अपापदमलम् । घनं-निश्छिद्रं अशेषमलक्षयोत्थं शं-सुखमितं-प्राप्तम् । हितं प्राणिगणस्य । नता-नम्रीभूता अमरसभा-देवपर्षदसुराश्च यस्य । विमला या माला-पुष्पस्रक् तयाऽऽमोदितं-सुरभीकृतम् । अपगता आपदो यस्मात् तम् । अलङ्घनं-केनाप्यपराभूतम् । शमितो मानो येन तम् । आमोहितं न, मोहेन समन्तान्न वशीकृतम् । तामरसं-कमलं तद्वद् भासुरं-दीप्यमानम् । आलये-गृहविषये अमोदितं-अहृष्टम् ॥ ४९ ॥

## अन्वयः

अलं अ-पाप-दं ( अथवा अ-पाप-दम-लं ), घनं, शं इतं, हितं, नत-अमर-सभा-असुरं ( अथवा नत-अमर-सभ-असुरं ) विमल-मालया आमोदितं, अप-आपदं अ-लङ्घनं, शमित-मानं, न आ-मोहितं तामरस-भासुरं आलय-अमोदितं विमलं आनमामः ।

## શબ્દાર્થ

अपापदं ( मू० अपापद )=પાપને નહિ દેનારાને, પુણ્ય-પ્રદને.
ला=આપવું.
अपापदमलं=પવિત્ર ઉપશમને આપનારાને.
इतं ( मू० इत )=પ્રાપ્ત થયેલાને.
आनमामः ( धा० नम् )=અમે પ્રણામ કરીએ છીએ.
हितं ( मू० हित )=હિતકારી.
नतामरसमासुरं=(૧) નમસ્કાર કર્યો છે સુરની સભાએ અને અસુરોએ જેને એવાને; (૨) નમન કર્યું છે સુરોએ તેમજ દેદીપ્યમાન અસુરોએ જેને એવાને.
विमल=નિર્મલ, સ્વચ્છ.
विमलमालया=નિર્મલ ( પુષ્પની ) માલા વડે.
आमोदितं ( मू० आमोदित )=સુગંધિત કરેલાને.
अपापदं ( मू० अप+आपद् )=ગયેલી છે આપત્તિઓ જેની એવાને.
शमित ( धा० शम् )=શાંત થઇ ગયેલ, નષ્ટ થયેલ.
शमितमानं=નાશ કર્યો છે અભિમાનનો જેણે એવાને.
आ=અત્યંત, સર્વથા.
मोहित ( धा० मुह् )=મુગ્ધ બનેલાને.
तामरसभासुरं=કમલના જેવા પ્રકાશમાન.
आमोहितं=સર્વથા મુગ્ધ બનેલાને.
विमलं ( मू० विमल )=વિમલ( નાથ )ને.
मोदित ( धा० मुद् )=હર્ષિત.
आलयामोदितं=ગૃહ-વિષયને વિષે હર્ષરહિત.

## શ્લોકાર્થ

**શ્રીવિમલનાથને વન્દન—**

" અત્યંત પુણ્ય-પ્રદ [ અથવા પાપ-રહિત (પવિત્ર) એવા ઉપશમને અર્પણ કરનારા ] એવા, ( [1]વેદનીય કર્મનો ક્ષય થવાથી ઉત્પન્ન થતા) નિબિડ સુખને પ્રાપ્ત કર્યું છે જેણે એવા, ( અખિલ બ્રહ્માણ્ડને મોક્ષ-માર્ગ બતાવનાર હોવાથી ) હિતકારી, પ્રણામ કર્યો છે સુરની સભાએ તેમજ અસુરોએ જેને એવા [ અથવા નમસ્કાર કર્યો છે સુરોએ તેમજ દેદીપ્યમાન અસુરોએ જેને એવા ], વળી નિર્મલ ( પુષ્પોની ) માલા વડે સુગંધિત એવા, નષ્ટ થઇ છે આપત્તિઓ જેની [ અથવા જેનાથી ] એવા, અલંઘનીય (વચનવાળા), તેમજ નાશ કર્યો

૧ પ્રથમ શ્લોકના સ્પષ્ટીકરણમાં ગણાવી ગયેલા કર્મના આઠ વિભાગો પૈકી આ એક છે. ઘણું ખરું તો કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ જિનેશ્વર સુખજ અનુભવે છે, પરંતુ ક્વચિત્ અસાતાવેદનીય કર્મનો ઉદય પણ તે અવસ્થા દરમ્યાન સંભવી શકે છે; આવી હકીકત મહાવીરસ્વામીના સંબંધમાં કહેવામાં આવે છે.

છે અભિમાનનો જેણે એવા, તથા વળી સર્વથા મોહ-રહિત અને કમલના સમાન પ્રકાશમાન, તેમજ ગૃહ-વિષયક હર્ષ ( તેમજ શોક )થી રહિત ( અર્થાત્ સાંસારિક કાર્યમાં અલિપ્ત ) એવા ( તેરમા જિનેશ્વર ) વિમલ (નાથને) અમે નમન કરીએ છીએ. ''—૪૯

## સ્પષ્ટીકરણ

**શ્રીવિમલનાથ-ચરિત્ર—**

કૃતવર્મા રાજા અને રામા રાણીના નન્દન વિમલનાથનો જન્મ કંપિલપુરમાં થયો હતો. તેમનો કનકસમાન દેહ શૂકર ( ભૂંડ )ના લાંછનથી અંકિત હતો. તેમની ઊંચાઈ સાઠ (૬૦) ધનુષ્યપ્રમાણ હતી. યથાયોગ્ય સમયે ગૃહવાસનો ત્યાગ કરી પરમ સંયમી બની આત્મ-કલ્યાણ સાથે વિશ્વ-કલ્યાણ પણ કરી સાઠ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ અજરામર પદ પામ્યા.

**પદ્ય-મીમાંસા—**

આની પૂર્વેનાં ઘણાં ખરાં પદ્યોમાં દ્વિતીય અને ચતુર્થ ચરણો સમાન છે, તેવીજ રીતે આ તેમજ ત્યાર પછીનાં ત્રણ એમ ચારે પદ્યોમાં પણ એ ચરણો તો સમાન છેજ. પરંતુ વિશેષતા એ છે કે આ ચારે પદ્યોનાં પ્રથમ અને તૃતીય ચરણો પણ સમાન છે તેમજ ચારે ચરણોના અન્ત્યાક્ષરો અનુપ્રાસરૂપે છે. આથી કરીને ચમત્કૃતિના વિષયને વધુ પુષ્ટિ મળે છે અને તદંશે કવિરાજની પ્રતિભા પણ વિશેષતઃ ઝળકી ઊઠે છે.

આ ચારે પદ્યો 'પૃથ્વી' નામના સમવૃત્તમાં રચવામાં આવ્યા છે. પૃથ્વીનું લક્ષણ એ છે કે—

" जसौ जसयला वसुग्रहयतिश्च पृथ्वी गुरुः "

અર્થાત્ આ વૃત્તમાં જ, સ, જ, સ અને ય એમ પાંચ ગણો છે અને ઉપાન્ત્ય અને અન્ત્ય અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ છે. વિશેષમાં આ સત્તર અક્ષરના વૃત્તમાં દરેક ચરણના આઠમે અને સત્તરમે અક્ષરે 'યતિ' છે. [1]

આ સંબંધમાં આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| अ पा प | द म लं | घ नं श | मि त मा | न मा मो | हि तं |
| ⏑ – ⏑ | ⏑ ⏑ – | ⏑ – ⏑ | ⏑ ⏑ – | ⏑ – – | ⏑ – |
| ज | स | ज | स | य | ल ग |

૧ સરખાવો શ્રુતબોધમાં નીચે મુજબ આપેલું આ વૃત્તનું લક્ષણ—

" द्वितीयमलिकुन्तले ! यदि षडष्टमं द्वादशं
चतुर्दशमथ प्रिये ! गुरु गभीरनाभिह्रदे ।
सपञ्चदशमान्तिकं तदनु यत्र कान्ते ! यति-
र्गिरीन्द्रफणिभृत्कुलैर्भवति सुभ्रु ! पृथ्वी हि सा ॥"

અર્થાત્—હે ભ્રમરના સમાન ( કૃષ્ણ ) કેશવાળી ( કામિની ) ! જો પદ્યના બીજા, છઠ્ઠા, આઠમા, બારમા તેમજ ચૌદમા અક્ષરો દીર્ઘ હોય તેમજ વળી હે ગંભીર નાભિરૂપ હ્રદવાળી ( હરિણાક્ષી ) ! આ ઉપરાંત પંદરમા તેમજ છેવટના ( એટલે કે સત્તરમા ) અક્ષરો પણ દીર્ઘ હોય અને વળી હે કાન્તા ! જો તે પદ્યમાંના આઠમા અને સત્તરમા અક્ષરો ઉપર 'યતિ' હોય, તો તે પદ્ય હે સુનયના ! પૃથ્વી કહેવાય છે.

समस्तजिनेश्वराणां नुतिः—

सदानवसुराजिता असमरा जिना भीरदाः
क्रियासु रुचितासु ते सकलभारतीरा यताः।
सदानवसुराजिता असमराजिनाभीरदा
क्रियासुरुचितासु ते सकलभा रतीरायताः॥ ५० ॥
—पृथ्वी

टीका

सदानवेति। 'सदानवसुराजिताः' सह दानवैर्वर्तन्त इति सदानवाश्च ते सुराश्च तैः अजिता—उपसर्गादिभिः अक्षोभिताः। 'असमराः' न विद्यते समरः—सङ्ग्रामो येषां ते। 'जिनाः' तीर्थकृतः। 'भीरदाः' भियं रदन्तीति भीरदाः—भयभिदः। 'क्रियासु' कर्तव्येषु। 'रुचितासु' अभिप्रेतासु। 'ते' तव। 'सकलभारतीराः' सकलाः—सदोषाः सांसारिककृत्यरूपा ये भारास्तेषां पर्यन्तस्थितत्वात् तीराः—तीरभूताः, अथवा असकला—असदोषा भारतीः ईरयन्ति रान्ति वा ये ते तथा। 'यताः' निगृहीतेन्द्रियाः। 'सदानवसुराजिताः' सदानं—सविसर्जनं यद् वसु—द्रव्यं तेन पृथ्वीपालावस्थायां राजिताः—शोभिताः। 'असमराजिनाभीरदाः' असमं राजन्त एवंशीला नाभी—नाभिः रदाश्च—दशनाश्च येषां ते। 'क्रियासुः' विधेयासुः। 'उचितासु' योग्यासु। 'ते'। 'सकलभाः' सकला—सम्पूर्णा भा—दीप्तिर्येषां ते। 'रतीः' मुदः। आयताः' दीर्घाः। ते जिनाः उचितासु क्रियासु ते भारतीरायताः क्रियासुरिति योगः॥ ५० ॥

अवचूरिः

ते जिनास्ते-तव आयता-विपुला रतीः-मुदः क्रियासु-कर्तव्येषु क्रियासुः-देयासुः। किंभूतासु ?। रुचितासु-इष्टासु। उचितासु-योग्यासु, पुण्यरूपास्वित्यर्थः। जिनाः किंविशिष्टाः ?। सदानवैः-सासुरैः सुरैरुपसर्गादिभिरजिताः। असमरा-अरणाः। भियं-भीतिं रदन्ति-भिन्दन्तीति भीरदाः। 'रद विलेखने'। सकलाः-सदोषाः संसारकृत्यरूपा ये भारास्तेषां पर्यन्ते स्थितत्वात् तीराः। यद्वा असदोषा भारतीरीरयन्ति रान्ति वा। यताः-प्रयत्नवन्तः। सदानं-सत्यागं यद् वसु-सुवर्णं तेन राजिताः-शोभिताः। असमाः शोभमानाश्च नाभीरदा येषां ते। सकला-समस्ता भा-दीप्तिर्येषां येषु वा। यद्वा सह कलमया-रुचिररुचा वर्तन्ते॥ ५० ॥

अन्वयः

ते स-दानव-सुर-अजिताः, अ-समराः, भी-रदाः, सकल-भाः (अथवा स-कल-भाः), स-दान-वसु-राजिताः, (अथवा सदा नवसु राजिताः) अ-सम-राजिन्-नाभी-रदाः, सकल-भार-तीराः (सकल-भारती-राः, अ-सकल-भारती-ईराः वा), यताः जिनाः ते आयताः रतीः उचितासु रुचितासु क्रियासु क्रियासुः।

## શબ્દાર્થ

दानव=અસુર.
सदानवसुराजिताः=દાનવયુક્ત દેવોથી નહિ જીતાયેલા.
समर=સંગ્રામ.
असमराः=અવિદ્યમાન છે સંગ્રામ જેમને એવા, સંગ્રામ-વિમુખ.
जिनाः ( मू० जिन )=તીર્થંકરો.
रद्=ચીરવું, ભેદવું.
भीरदाः=ભયને ભેદી નાંખનારા.
क्रियासु ( मू० क्रिया )=કર્તવ્યોને વિષે.
रुचितासु ( मू० रुचित )=રૂચિકર.
ते ( मू० युष्मद् )=તારી.
सकल=( ૧ ) દોષયુક્ત; ( ૨ ) સમસ્ત.
भार=ભાર, બોજો.
तीर=તીર, તટ.
सकलभारतीराः=(૧) દોષયુક્ત ( સંસારરૂપી ) ભારના તીર સમાન; (૨) સંપૂર્ણ સરસ્વતીને દેનારા.
ईर्=પ્રેરવું.
असकलभारतीराः=નિર્દોષ વાણીને પ્રેરનારા અથવા દેનારા.
यताः ( मू० यत )=(૧) પ્રયત્નવાન; (૨) સંયમી.
वसु=સુવર્ણ.
नवसु ( मू० नवन् )=નવ.
राजिताः ( मू० राजित )=શોભાયમાન.
सदानवसुराजिताः=(૧) દાનસહિત ( અર્થાત્ ત્યાગ-સમય )ના સુવર્ણથી શોભાયમાન, (૨) હમેશાં નવ ( પદ્મો ) વડે સુશોભિત ( પૃથક્ પદો લેતાં ).
नाभी=નાભિ.
रद=દન્ત.
असमराजिनाभीरदाः=નિરૂપમપણે શોભી રહ્યાં છે (અથવા અસાધારણ તેમજ સુશોભિત છે) નાભિ અને દન્ત જેમનાં એવા.
क्रियासुः ( धा० कृ )=કરો.
उचितासु ( मू० उचित )=યોગ્ય.
ते ( मू० तद् )=તેઓ.
कल=મનોહર.
सकलभाः=(૧) સંપૂર્ણ કાન્તિવાળા, (૨) મનોહર કાંતિવાળા.
रतीः ( मू० रति )=હર્ષ, આનંદ.
आयताः ( मू० आयता )=વિસ્તીર્ણ.

## શ્લોકાર્થ

**સમસ્ત જિનેશ્વરોને સ્તુતિ—**

"( ઘોર ઉપદ્રવ-ઉપસર્ગ કરનારા એવા ) દાનવો અને દેવો વડે ( પણ ) નહિ જીતાયેલા એવા, વળી સંગ્રામથી વિમુખ, ભયને ભેદી નાંખનારા ( અર્થાત્ પોતે નિર્ભય હોઇ કરીને અન્ય જીવોને તેવા બનાવનારા ) એવા, સંપૂર્ણ પ્રભાવાળા [ અથવા મનોહર કાન્તિવાળા ], તથા વળી ( સાંવત્સરિક ) દાન ( સમયના ) સુવર્ણથી શોભાયમાન [ અથવા સર્વદા નવ કમલોથી શોભતા ] એવા અને વળી નિરૂપમપણે શોભી રહ્યાં છે [અથવા અસાધારણ તેમજ સુશોભિત છે ] નાભિ અને દન્ત જેમનાં એવા, તથા સમસ્ત ( સંસાર-રૂપી ) ભારના તટસમાન ( અર્થાત સંસારને વિષે અલિપ્ત ) એવા [ અથવા પવિત્ર ભારતીને પ્રેર-

નારા અથવા અર્પણ કરનારા એવા ] અને વળી ( ધર્મનો ઉપદેશ દેવામાં ) પ્રયત્નમાન્ [ અથવા સંયમી ] એવા તે જિનો ( મુક્તિ મેળવવામાં ) યોગ્ય અને ( પણ્ડિત પુરૂષોને ) રૂચિકર એવી ( ધર્માનુષ્ઠાન પરત્વેની ) ક્રિયાઓને વિષે ( હે મુમુક્ષુ ! ) તારા વિસ્તૃત હર્ષને ઉત્પન્ન કરો ( અર્થાત્ એવી ક્રિયાઓમાં તું રસ લે તેવો તને બનાવો ). "—૫૦

## સ્પષ્ટીકરણ

**'સદાનવસુરાજિતાઃ' પદ પરત્વે વિચાર—**

આ પદ્યમાં 'સદાનવસુરાજિતાઃ' એ પદના બે અર્થો કરવામાં આવ્યા છે. એ ઉપરાંત તેના અન્ય અર્થો થઇ શકે છે કે કેમ તે પ્રશ્નનો ઉત્તર શ્રીસોમતિલકસૂરિએ રચેલું નીચે મુજબનું [1]કાવ્ય વિચારવાથી મળી જશે.

### सर्वज्ञस्तोत्रम्

" शुभभावानतः स्तौमि, सर्वज्ञ ! त्वां तमन्वहम् ।
यो जिगाय भवान् मोहं, सदानवसुराजितम् " ॥ १ ॥

અર્થાત્—હે સર્વજ્ઞ ! (સુન્દર ભાવપૂર્વક નમન કરાયેલા એવા જે) આપે અસુરો અને સુરો વડે નહિ જીતાયેલા એવા મોહને જીત્યો, તેવા તને હું શુભ ભાવથી નમ્યો થકો પ્રતિદિન સ્તવું છું.—૧

" कस्य न स्यान्महानन्दः, प्रभो ! त्वां वीक्ष्य विस्मयात् ।
अंघ्रिन्यासेन पद्मेषु, सदा नवसु राजितम् " ॥ २ ॥

અર્થાત્—હે નાથ ! સર્વદા નવ પદ્મોને વિષે ચરણ સ્થાપવા વડે શોભતા એવા તને વિસ્મયપૂર્વક જોઇને કોણે મહાન્ આનન્દ નહિ થાય ?—૨

" भवन्तं नौति यो भूरि-भक्त्या तं नाति नित्यशः ।
विश्वमर्थितया नाथ ! सदानवसुराजितम् " ॥ ३ ॥

અર્થાત્—હે સ્વામી ! જે દાનયુક્ત લક્ષ્મીવડે શોભતા એવા આપની અત્યંત ભક્તિપૂર્વક સ્તુતિ કરે છે તેની સર્વદા વિશ્વ યાચકપણે સ્તુતિ કરે છે.—૩

" नाथ ! जन्ममहे विश्व-सुखे त्वां वीक्ष्य मन्दरे ।
केनामोदि खगेन द्यु-सदा न वसुराजि तम् " ॥ ४ ॥

અર્થાત્—હે નાથ ! બ્રહ્માણ્ડને સુખકારી એવા (તારા) જન્મ-મહોત્સવને વિષે હંમેશાં વસુ ( સ્વર્ણ અથવા રત્ન ) વડે શોભતા એવા મેરૂ ( પર્વત )ના ઉપર તને જોઇને કયો વિદ્યાધર કે દેવ આનન્દ પામ્યો નહિ ?—૪

---

૧ આ કાવ્ય તેમજ તેની અવચૂરિ શ્રીયશોવિજયજૈનગ્રન્થમાલાના નવમા પુષ્પમાં દૃષ્ટિ-ગોચર થાય છે. આ કાવ્ય અનુષ્ટુપ્ છંદના એક ચરણ તરીકે વાપરેલા 'સદાનવસુરાજિતં'ના થતા વિવિધ અર્થોથી વિભૂષિત છે. (આવી રીતે 'સારંગ' નામના એક પદનો વિવિધ અર્થમાં ૬૦ વાર કરેલા પ્રયોગથી અલંકૃત બીજું કાવ્ય કે જે 'મહાવીરજિનસ્તવ'ના નામથી ઓળખાય છે તે પણ આ પુસ્તકની ભામા વધારો કરે છે. આ પણ જૈન સંસ્કૃત સાહિત્ય-વાટિકાની અપૂર્વતા સિદ્ધ કરે છે.)

" मया कल्मषमक्षालि, पुण्यं चागण्यमर्जितम् ।
त्वां प्रतीक्ष्य ! निरीक्ष्याद्य, सदानवसुराजितम् " ॥ ५ ॥

અર્થાત્—હે દર્શનીય ! સજ્જનોને આનંદદાયક એવા દેહનાં ( કિરણોની ) શ્રેણિનો વિસ્તાર કરનારા એવા તને આજે જોવાથી મારો ( કર્મરૂપી ) મલ ધોવાઇ ગયો છે તેમજ મેં અગણિત પુણ્ય ઉપાર્જન કર્યું છે.—૫

" अद्य देव ! जगज्जैत्रं, भाववैरिबलं मया ।
भवत्यालोकिते श्रेयोऽसदानवसुरा जितम् " ॥ ६ ॥

અર્થાત્—હે દેવ ! હે કલ્યાણરૂપી અખણ્ડિત તરૂઓને ( પલ્લવિત કરવામાં ) મેઘસમાન ( દેવાધિદેવ ) ! આજે આપનું દર્શન થયે છતે જગતને જીતવાના સ્વભાવવાળું ( દુષ્ટ ) ભાવરૂપી શત્રુ-સૈન્ય હું જીત્યો.—૬

" न के जिन ! निगृह्णन्ति, कामाख्यं विश्वमोहिनम् ? ।
त्वय्याश्रिते शुभोदर्क ! सदाऽऽनव ! सुराजि तम् " ॥ ७ ॥

અર્થાત્—હે શુભ પરિણામવાળા ( દેવ ) ! હે વીતરાગ ! ચારે બાજુથી સર્વદા સ્તુતિ કરાય છે જેની એવા હે ( પરમેશ્વર ) ! તારા જેવા સ્વામીનો આશ્રય લીધે છતે વિશ્વને મોહિત કરનારા એવા તે કંદર્પ નામના ચોરને કોણ વશ કરી શકતા નથી ?—૭

" मदं वर्धयते तत्त्व-मूढताऽऽशु तथाऽङ्गिनाम् ।
यथा पीतेश ! चैतन्या-सवा नवसुराऽऽजितम् " ॥ ८ ॥

અર્થાત્—હે નાથ ! જેમ ચૈતન્યનો નિરાસ કરનારી નવીન મદિરા પીધી છતી ક્લેશનો વિસ્તાર કરનારા મદને વધારે છે, તેમ તત્ત્વને વિષે અજ્ઞાનતા જીવોના તેવા મદને સત્વર વધારે છે.—૮

" कचटतपनतेजः ! पञ्चमुष्टयुद्धृतौ यत्
कच टतपसमानः प्रौढपापौघपङ्के ।
कचटतपकरस्त्वं देव ! रागादिदस्यून्
क-च-टतप-सुरेन्द्रैर्वन्द्यपादारविन्दः " ॥ ९ ॥

અર્થાત્—પંચ મુષ્ટિ વડે લોચ કરવામાં સૂર્યના સમાન પ્રતાપવાળા હે દેવ ! જે માટે તું ઉગ્ર પાપના સમૂહરૂપી કાદવને ( સૂકવી નાંખવામાં ) સૂર્યસમાન, કેશ-કલાપ પ્રતિ ગ્રીષ્મ-સમાન તેમજ સૂર્ય, ચન્દ્ર, નૃપતિ તથા દેવેન્દ્રો વડે પૂજાયલાં છે ચરણ-કમલો જેનાં એવો છે, તે માટે તું ( અમારા ) રાગાદિક ચોરોને બાંધી રાખ.—૯

" एवं श्रीजिनपुङ्गवं शमरमारम्यं विशालच्छविं
राकासोमसमास्यमुत्तमगुणं सत्सम्रनाकप्रभुम् ।
सिंहं मन्मथमत्तदन्तिमथने श्रेयःसरस्सु रविं
यः स्तौति प्रयतोऽस्तुते स मतिमानत्यन्तहारिश्रियम् " ॥ १० ॥

૧ આ તેમજ તેની પૂર્વેનું પદ્ય પણ અત્ર આપવાનું મુખ્ય કારણ એ છે કે એ બે પદ્યો આપવાથી આ સ્તોત્ર સમાપ્ત થાય છે. બીજું નવમા પદ્યમાં જે ક, ચ, ટ, ત, પ એ પાંચ વર્ગના પાંચ આદ્ય અક્ષરોનો પ્રયોગ કર્યો છે તે મનોજ્ઞના મનને મોહિત કરે તેવો છે.

અર્થાત્—ઉપશમરૂપી લક્ષ્મી વડે રમણીય, વિશાળ કાન્તિવાળા, પૂર્ણિમાના ચન્દ્રસમાન વદનવાળા, ઉત્તમ ગુણોથી યુક્ત, વિદ્યમાન છે નમ્ર દેવલોકના નાથ જેને વિષે એવા, કંદર્પરૂપી ઉન્મત્ત કુંજરનો નાશ કરવામાં સિંહસમાન તેમજ કલ્યાણરૂપી સરોવરો પ્રતિ સૂર્યસમાન એવા શ્રીજિનેશ્વરની જે પ્રયત્નશીલ ( મનુષ્ય ) સ્તુતિ કરે છે, તે બુદ્ધિશાળી (માનવ) અત્યન્ત મનોહર લક્ષ્મી ભોગવે છે.—૧૦

जिनप्रवचनप्रणामः—

सदा यतिगुरोरहो ! नमत मानवैरश्चितं
मतं वरदमेनसा रहितमायताभावतः ।
सदायति गुरोरहो न मतमानवैरं चितं
मतं वरदमेन सारहितमायता भावतः ॥ ५१ ॥

—पृथ्वी

## टीका

सदेति । 'सदा' सर्वकालम् । 'यतिगुरोः' गुरुः—तत्त्वोपदेष्टा यतीनां गुरुर्जिन(स्त)स्य । 'अहो' इत्यामन्त्रणे । 'नमत' प्रणमत । 'मानवैः' नृभिः । 'अश्चितं' पूजितम् । 'मतं' शासनम् । 'वरदं' अभीष्टप्रदम् । 'एनसा' पापेन । 'रहितं' त्यक्तम् । 'आयताभावतः' आयता–विस्तीर्णा भा–छाया विद्यते यस्य तस्य । 'सदायति' सती–शोभना आयतिः–प्रभुता यस्य तत् । 'गुरोः' महतः । 'रहः' रहस्यभूतम् । 'न' इति प्रतिषेधे उत्तरेण सम्बध्यते । 'मतमानवैरं' मानश्च वैरं च मानवैरे, ते मते यस्य तत् यन्न भवति । 'चितं' सम्बद्धम् । 'मतं' सर्वस्याभिमेतम् । 'वरदमेन' प्रधानप्रशमेन । 'सारहितं' सारं च तत् हितं च । 'आयता' आगच्छता । 'भावतः' अनुरागात् । यतिगुरोर्मतमायता वरदमेन चितं सदा भावतो नमतेति सम्बन्धः ॥ ५१ ॥

## अवचूरिः

अहो लोकाः ! यतिगुरोः–सर्वज्ञस्य भावतो–भक्त्या मतं–शासनं नमत । सदा–सर्वकालम् । कथंभूतम् ? । मानवैः–मानुषैरश्चितं–पूजितम् । वरं–अभीष्टार्थं ददाति वरदम् । एनसा–पापेन रहितं–त्यक्तम् । यतिगुरोः किंभूतस्य ? । आयताभावतः आयता–विपुला भा अस्यास्तीति मतुप् । मतं किंभूतम् ? । सदायति सती–शोभना आयति –आगामिकालः प्रभुता वा यस्य तत् । गुरोरर्हतो रहो–रहस्यभूतम् । न मते–अभीष्टे मानवैरे यस्य । चितं–व्याप्तम् । केन ? । वरदमेन–प्रधानोपशमेन । किंभूतेन ? । आयता–आगच्छता । मतं कथंभूतम् ? । मतं सर्वस्याभिमेतम् । सारं च तद्धितं च । यद्वा सारं हितं यस्मिन् ॥५१॥

अन्वयः

अहो (भव्याः)! मानवैः अञ्चितं, वर-दं, एनसा रहितं, सत्-आयाति, गुरोः रहः, न मत-मान-वैरं, आयता वर-दमेन चितं, मतं, सार-हितं आयत-आभावतः यति-गुरोः मतं भावतः सदा नमत ।

शબ्दार्थ

गुरु=ગુરૂ, આચાર્ય.
यतिगुरोः=મુનિઓના ગુરૂના.
नमत (धा० नम्)=તમે નમસ્કાર કરો.
मानवैः (मू० मानव)=મનુષ્યો વડે.
ञ्चितं (मू० अञ्चित)=પૂજિત.
वरदं (मू० वरद)=વરદાનને દેનારા.
एनसा (मू० एनस्)=પાપથી.
रहितं (मू० रहित)=રહિત, વિનાનું.
आयताभावतः=વિસ્તીર્ણ પ્રકાશયુક્ત.
आयति=(૧)આગામિકાલ; (૨) પ્રભાવ.
सदायाति=(૧) સારો છે આગામિકાલ જેનો એવા; (૨) પ્રશસ્ત છે પ્રભાવ જેનો એવા.
गुरोः (मू० गुरु)=ગુરૂના.
रहः (मू० रहस्)=રહસ્ય.
वैर=દુશ્મનાવટ, શત્રુભાવ.
मतमानवैरं=સંમત છે અભિમાન અને શત્રુતા જેને એવા.
चितं (मू० चित)=વ્યાપ્ત.
वरदमेन=ઉત્કૃષ્ટ ઉપશમ વડે.
सारहितं=(૧) કલ્યાણકારી છે સાર જેનો એવા; (૨) સારભૂત અને હિતકારી.
आयता (मू० आयत्)=આવતા.
भावतः=ભાવપૂર્વક.

શ્લોકાર્થ

**જિન-પ્રવચનને પ્રણામ—**

"મનુષ્યોથી પૂજિત, વરદાનને દેનારા તથા પાપ-રહિત, તેમજ સારો છે આગામિકાલ (ભવિષ્યત્કાલ) જેનો એવા [અથવા પ્રશસ્ત છે પ્રભાવ જેનો એવા] તથા ગુરૂ (તીર્થંકર)ના રહસ્યભૂત એવા, વળી માન્ય નથી માન અને દુશ્મનાવટ જેને એવા, અને વળી આવતા (અર્થાત્ વૃદ્ધિ પામતા એવા) ઉત્કૃષ્ટ ઉપશમ વડે વ્યાપ્ત તથા (સર્વ જીવોને) સંમત, તેમજ કલ્યાણકારી છે સાર (ભાવાર્થ) જેનો એવા [અથવા સારભૂત અને હિતકારી એવા] વિસ્તીર્ણ પ્રભાયુક્ત એવા મુનિઓના ગુરૂના (અર્થાત્ સર્વજ્ઞ-પ્રરૂપિત) સિદ્ધાંતને અહો (ભવ્ય-જનો)! તમે ભાવપૂર્વક નમન કરો."—૫૧

**श्रीरोहिण्यै विनतिः—**

प्रभाजि तनुतामलं परमचापला रोहिणी
सुधावसुरभीमना मयि सभाक्षमालेहितम् ।
प्रभाजितनुताऽमलं परमचापलाऽऽरोहिणी
सुधावसुरभीमनामयिसभा क्षमाले हितम् ॥ ५२ ॥ १३ ॥

—पृथ्वी

## टीका

प्रभाजीति । 'प्रभाजि' प्रभजत इति प्रभाक् तस्मिन् । 'तनुताम्' तनोतु । 'अलं' अत्यर्थम् । 'परं' प्रकृष्टम् । 'अचापला' चपलत्वेन हीना । 'रोहिणी' रोहिण्याख्या । 'सुधावसुः' सुधा–प्रासादानां लेपद्रव्यं तद्वद् वसुः–तेजो यस्याः सा, अथवा सुधा–अमृतं सैव वसु–द्रव्यं यस्याः सा । 'अभीमनाः' भीः–भयं तत्र मनो यस्याः सा, न भीमनाः अभीमनाः । 'मयि' मद्विषये । 'सभाक्षमाला' सह भया–प्रभया सभा–सदीप्तिः अक्षमाला यस्याः सा । 'ईहितं' समीहितम् । 'प्रभाजितनुता' प्रभाजितैः–तेजस्तिरस्कृतैर्नुता–स्तुता । 'अमलं' अनवद्यम् । 'परमचापला' परमं–प्रधानं चापं–धनुर्लाति या सा । 'आरोहिणी' अवश्यमारोक्ष्यति या सा । अयमावश्यके णिनिः । 'सुधावसुरभीं' सुधावा–सद्वेगा या सुरभी–गौस्ताम् । णिनिसम्बन्धादत्र 'न निष्ठादिषु' इति षष्ठीप्रतिषेधः । 'अनामयिसभा' न आमयिनी–रोगिणी सभा–संसद् यस्याः सा 'क्षमाले' क्षमा–क्षान्तिस्तां लाति यः स तस्मिन् । 'हितं' सुखोदर्कम् । सुधावसुरभीमारोहिणी रोहिणी प्रभाजि क्षमाले मयि परं हितं तनुतामलमित्यन्वयः ॥ ५२ ॥

## अवचूरिः

रोहिणी देवी मयि विषये ईहितममलं–अनवद्यं हितं–शुभोदर्कं तनुतां–कुरुताम् । मयि कथंभूते ? । प्रभाजि–प्रकर्षेण भजत इति तच्छीले । अल–अत्यर्थम् । परं–प्रकृष्टम् । देवी किंविशिष्टा ? । अचापला–चापल्यमुक्ता । सुधा–प्रासादलेपनद्रव्यं तद्वद् वसु–तेजो यस्या । यद्वा अमृतमेव द्रव्यं यस्याः । न भीः–भयं मनसि यस्याः सा अभीमनाः । सभा–सकान्तिका अक्षमाला यस्याः । प्रभाजितैः–तेजस्तिरस्कृतैः नुता–स्तुता । परमं चापं–धनुर्लातीति । आरोहणशीला । काम् ? । सुष्ठु धावतीति सुधावा–सुवेगा या सुरभी–गौस्ताम् । अनामयिनी–नीरोगा सभा यस्याः सा । क्षमां लातीति क्षमाले मयि ॥ ५२ ॥

## अन्वयः

अलं अ–चापला, सुधा–वसुः, अ–भी–मनाः सह–भा–अक्षमाला, प्रभा–अजित–नुता, परम–चापला, सु–धाव–सुरभीं आरोहिणी, अन्–आमयिन्–सभा रोहिणी प्रभाजि क्षमाले मयि परं ईहितं अमलं हितं तनुताम् ।

## શબ્દાર્થ

प्रभाजि ( मू० प्रभाज् )=અતિશય ભજનશીલ.
तनुताम् ( धा० तन् )=કરો, વિસ્તારો.
परं ( मू० पर )=ઉત્કૃષ્ટ.
चापल=ચપળતા, ચંચળતા.
अचापला ( मू० अचापला )=ચપલતા–રહિત.
रोहिणी=રોહિણી ( દેવી ).
सुधा=(૧) ચૂનો; (૨) અમૃત.
वसु=(૧) કાન્તિ, (૨) દ્રવ્ય.
सुधावसु.=(૧) ચૂનાના સમાન કાન્તિ છે જેની એવી; (૨) અમૃત છે દ્રવ્ય જેનું એવી.
अभीमनाः=નિર્ભય છે મન જેનું એવી.
मयि ( मू० अस्मद् )=મારા વિષે.

समाक्षमाला=દેદીપ્યમાન છે જપમાલા જેની એવી.
ईहितं ( મૂ૦ ईहित )=વાંછિત.
प्रभा=તેજ.
नुत ( ધા૦ नु )=સ્તુતિ કરાયેલી.
प्रभाजितनुता=પ્રભા વડે પરાસ્ત થયેલાઓથી સ્તવાયેલી.
अमलं ( મૂ૦ अमल )=નિર્મલ
चाप=ધનુષ્ય.
ला=ગ્રહણ કરવું.
परमचापला=સર્વોત્તમ ધનુષ્યને ગ્રહણ કરનારી.
आरोहिणी=આરોહણ કરનારી.
धाव=વેગ.
सुधावसुरभीं=અતિશય વેગવાળી ગાયને.
आमयिन्=રોગી.
अनामयिन्=રોગ-રહિત, નીરોગી.
अनामयिसभा=રોગ-રહિત છે સભા જેની એવી
क्षमाले ( મૂ૦ क्षमाल )=ક્ષમાવંત.

## શ્લોકાર્થ

**શ્રીરોહિણી દેવીની પ્રાર્થના—**

"ચપલતાથી તદ્દન રહિત એવી, વળી સુધા જેવી કાન્તિ છે જેની એવી [ અથવા અમૃત છે દ્રવ્ય જેનું એવી ], તથા નિર્ભય મનવાળી, દેદીપ્યમાન જપ-માલાથી યુક્ત, (નિજ) પ્રભા વડે પરાસ્ત કરેલાઓથી સ્તુતિ કરાયેલી એવી, સર્વોત્તમ ધનુષ્યને ગ્રહણ કરનારી, અતિશય વેગવાળી એવી ગાયના ઉપર સ્વાર થનારી, તેમજ વળી રોગ-રહિત છે સભા જેની એવી રોહિણી (દેવી) પ્રકૃષ્ટપણે ભજનશીલ તથા ક્ષમાવંત એવા મારે વિષે ઉત્કૃષ્ટ તથા નિર્મલ એવા હિતને વિસ્તારો ( અર્થાત્ મારૂં કલ્યાણ કરો )."—૫૨

## સ્પષ્ટીકરણ

**રોહિણી દેવીના સબંધી વિચાર—**

સોળમા પદ્યમાં આપણે આ વિદ્યા-દેવીનું સ્વરૂપ વિચારી ગયા છીએ એટલે એ વિષે ફરીથી ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી, પરંતુ કવિરાજે આ પ્રમાણે ફરીથી એ વિદ્યા-દેવીની કેમ સ્તુતિ કરી છે તે સમજી શકાતું નથી. આ સંબંધમાં જુઓ **ચતુર્વિંશતિકાના** ૬૪ મા પદ્યનું સ્પષ્ટીકરણ.



## १४ श्रीअनन्ताजिनस्तुतयः

अथ श्रीअनन्तनाथस्य स्तुतिः—

सकलधौतसहासनमेरव-
स्तव दिशन्त्वभिषेकजलप्लवाः ।
मतमनन्तजितः स्नपितोल्लसत्-
सकलधौतसहासनमेरवः ॥ ५३ ॥

—द्रुतविलम्बितम्

### टीका

सकलेति । 'सकलधौतसहासनमेरवः' सकलाः—समस्ताः धौताः—क्षालिताः सहासाः—सविकासाः नमेरवो—वृक्षविशेषाः यैस्ते । 'तव' भवतः । 'दिशन्तु' ददतु । 'अभिषेकजलप्लवाः' स्नानसलिलौघाः । 'मतं' अभिमेतम् । 'अनन्ताजितः' अनन्ताजिन्नाम्नः । 'स्नपितोल्लसत्सकलधौतसहासनमेरवः' सहासनेन स्नात्रपीठेन—असनैर्वा—वृक्षविशेषैर्वर्तत इति सहासनः, स्नपितः—प्लावितः उल्लसन्—शोभमानः सकलधौतः—सहेमा सहासनो मेरुर्यैस्ते, अथवा उल्लसत् सकलधौतं—सहेम (सहं-) आरोहक्षमं आसनं यस्मिन् स तथा स चासौ मेरुश्च स्नपित उल्लसन् सकलधौतसहासनो मेरुर्यैस्ते । अनन्तजितोऽभिषेकजलप्लवाः तव मतं दिशन्तु इति सम्बन्धः ॥ ५३ ॥

### अवचूरिः

सकलाः—समस्ता धौताः—क्षालिताः सहासाः—सविकासा नमेरवो—वृक्षविशेषा यैस्ते । मतं—अभिप्रेतम् । हे अनन्तजिन ॥ चतुर्दशस्य तीर्थकृतो द्वे नाम्नी—अनन्तः अनन्तजिच्च । सहासनेन—स्नानपीठेन असनैर्वा वृक्षविशेषैर्वर्तते ततः स्नपितः—स्नानं कारितः उल्लसन्—शोभमानः सकलधौतः—सहेमा सहासनो मेरुर्यैस्ते । यद्वा सकलधौतं—ससुवर्णं सहं—समर्थं दृढमासनं यस्मिन् । ततः स्नपित उल्लसन् सकलधौतसहासनमेरुर्यैस्ते । हे अनन्तजित् ! तव स्नानजलप्रवाहा मतं—हितं दिशन्त्विति संबन्धः ॥ ५३ ॥

### अन्वयः

अनन्तजितः सकल—धौत—सहास—नमेरवः, स्नपित—उल्लसत्—सकलधौत—सह—आसन (अथवा असन)—मेरवः अभिषेक—जल—प्लवाः तव मतं दिशन्तु ।

## શબ્દાર્થ

धौत ( धा० धाव् )=પ્રક્ષાલિત.
हास=વિકાસ.
सहास=વિકસ્વર.
सकलधौतसहासनमेरवः=પ્રક્ષાલન કર્યું છે સમસ્ત વિકસ્વર નમેરૂ વૃક્ષોનું જેણે એવા.
दिशन्तु ( धा० दिश् )=અર્પો.
अभिषेक=અભિષેક.
प्लव=પ્રવાહ.
अभिषेकजलप्लवाः=અભિષેકના જલ-પ્રવાહો.
मतं ( मू० मत )=અભીષ્ટ, હિત.
अनन्तजितः ( मू० अनन्तजित् )=અનંતજિત્-ના, અનંતનાથના.
स्नपित ( धा० स्ना )=સ્નાન કરાવેલ.
उल्लसत् ( धा० लस् )=દેદીપ્યમાન.
कलधौत=સુવર્ણ.
सह=(૧) સહિત; (૨) દૃઢ.
आसन=સ્નાન-પીઠ.
असन=વૃક્ષ-વિશેષ.
स्नापतोल्लसत्सकलधौतसहासनमेरवः=(૧) સ્નાન કરાવ્યું છે દેદીપ્યમાન તેમજ કનકમય એવા તથા સ્નાન-પીઠ સહિત એવા મેરૂને જેણે એવા; (૨) સ્નાન કરાવ્યું છે દેદીપ્યમાન તથા કનકમય તેમજ દૃઢ એવા અસન વૃક્ષથી યુક્ત મેરૂને જેણે એવા.

## શ્લોકાર્થ

**શ્રીઅનન્તનાથની સ્તુતિ—**

" પ્રક્ષાલન કર્યું છે ( પુષ્પાદિકોથી ) વિકસિત એવા સમસ્ત નમેરૂ ( વૃક્ષો )નું જેણે એવા, તેમજ સ્નાન કરાવ્યું છે દેદીપ્યમાન તેમજ કનકમય તથા વળી સ્નાન-પીઠ સહિત [ અથવા અસન ( નામક વૃક્ષ-વિશેષ ) સહિત ] એવા મેરૂનું જેણે એવા [ અથવા દેદીપ્યમાન, સુવર્ણમય અને દૃઢ એવું આસન છે જેને વિષે એવા મેરૂને સ્નાન કરાવ્યું છે જેણે એવા ] અનંતજિત્‌ના અભિષેકના જલ-પ્રવાહો (હે ભવ્ય !) તને મનોવાંછિત અર્પો."—૫૩

## સ્પષ્ટીકરણ

**અનંતનાથ-ચરિત્ર—**

**અનંતનાથ** એ જૈનોના ચૌદમા તીર્થંકર છે. એમનું બીજું નામ **અનંતજિત્** પણ છે.[1] તેઓ **સિંહસેન** રાજા અને **સુયશા** રાણીના પુત્ર થતા હતા. તેમનો જન્મ અયોધ્યા નગરીમાં થયો હતો. તેમના સુવર્ણવર્ણી શરીરના ઉપર સિંચાણાનું લાંછન હતું અને તેમની ઊંચાઈ પચાસ ધનુષ્ય જેટલી હતી. ત્રીસ લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ નિરાબાધ અવસ્થાને પ્રાપ્ત થયા.

**પદ્ય-ચમત્કાર—**

આપણે જોઇ ગયા તેમ કવિરાજે પ્રથમ તો એકથી સોળ તેમજ એકવીસથી અડતાળીસ સુધીનાં પદ્યો દ્વારા દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતારૂપી ચમત્કૃતિનો આબેહુબ ચિતાર

૧ આ સંબધમા જુઓ 'ચતુર્વિંશતિકા (પૃ૦ ૯૫ ).

આપી પોતાની વિદ્વત્તા પ્રકટ કરી છે. વિશેષમાં તેમણે સત્તરથી વીસ સુધીના પદ્યોમાં અનેરા યમકનો સ્વાદ ચખાડી પોતાનું કવિ-ચાતુર્ય ચરિતાર્થ કરી બતાવ્યું છે. આટલેથી જાણે તેઓ ધરાયા ન હોય તેમ ઓગણપચાસથી બાવન સુધીના પદ્યોમાં તો દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતા-રૂપી ચમત્કાર પ્રદર્શિત કરવા ઉપરાંત પ્રથમ અને તૃતીય ચરણોની પણ તથાવિધ સમાનતા જાળવી રાખી તેમણે ચતુરોના ચિત્તને પણ આશ્ચર્યાંકિત કર્યાં છે. આટલી આટલી પ્રતિભાનું પ્રદર્શન ભરવા છતાંએ તેમણે હજી કંઈક ન્યૂનતા લાગી હશે; તેથી પ્રથમ અને ચતુર્થ ચરણો પણ યમકથી ભરપૂર તેઓ રચી શકે છે એમ પોતાનો વિજય-ડંકો વગાડવાની ખાતરજ ન હોય તેમ તેમણે આ તેમજ ત્યાર પછીનાં [1]દ્રુતવિલમ્બિત વૃત્તમાં રચેલાં ત્રણ પદ્યો તથાવિધ ચમત્કૃતિથી અંકિત કર્યાં છે.

जिनसमुदायस्य विज्ञप्तिः—

मम रतामरसेवित ! ते क्षण-
प्रद ! निहन्तु जिनेन्द्रकदम्बक ! ।
वरद ! पादयुगं गतमज्ञताम्
अमरतामरसे विततेक्षण ! ॥ ५४ ॥

—द्रुत०

## टीका

ममेति। 'मम' इति मम सम्बन्धिनीम्। 'रतामरसेवित!' रताः-सक्तचित्ता ये अमरास्तैः सेवित!। 'ते' तव। 'क्षणप्रद!' उत्सवदायिन्!। 'निहन्तु' नाशयतु। 'जिनेन्द्रकदम्बक!' तीर्थकृद्वृन्द!। 'वरद!' वाञ्छितप्रद!। 'पादयुगं' चरणद्वयम्। 'गतं' यातम्। 'अज्ञतां' मूढत्वम्। 'अमर-तामरसे' अमराणां सम्बन्धिनि तामरसे। जातिनिर्देशात् बहुष्वपि एकत्वम्। 'विततेक्षण!' विशाललोचन!। हे जिनेन्द्रकदम्बक! अमरतामरसे गतं ते पादयुगं अज्ञतां मम निहन्तु इति योगः ॥ ५४ ॥

## अवचूरिः

हे जिनेन्द्रपटल! ते-तव पादयुगं ममाज्ञतां-जाड्यं निहन्तु। रताः-सक्तचित्ता येऽमरास्तैःसेवित!। हे क्षणप्रद! उत्सवदायक!। वरं ददातीति वरद। पादयुगं किंभूतम्?। गतं-प्राप्तम्। क्व?। अमरतामरसे-सुरकृतनवकमलेषु। जातित्वादेकवचनम्। वितते-विस्तीर्णे लोचने यस्य तस्य संबोधनम् ॥ ५४ ॥

## अन्वयः

(हे) रत-अमर-सेवित! क्षण-प्रद! वर-द! वितत-ईक्षण! जिन-इन्द्र-कदम्बक अमर-तामरसे गतं ते पाद-युगं मम अज्ञतां निहन्तु।

---

[1] આ વૃત્તના લક્ષણ માટે જુઓ તેરમા પદ્યનું સ્પષ્ટીકરણ (પૃ૦ ૬૫).

## શબ્દાર્થ

रत ( धा० रम् )=આસક્ત.
सेवित ( धा० सेव् )=સેવા કરાયેલ.
रतामरसेवित !=આસક્ત સુરો વડે સેવા કરાયેલ ! (સં૦)
क्षण=ઉત્સવ.
क्षणप्रद !=હે ઉત્સવ-દાયક !
निहन्तु ( धा० हन् )=નષ્ટ કરો.
जिनेन्द्रकदम्बक !=હે જિનવરોના સમૂહ !
वरद !=હે અભીષ્ટને અર્પણ કરનાર !
गतं ( धा० गम् )=પ્રાપ્ત થયેલ.
अज्ञतां ( मू० अज्ञता )=મૂર્ખતાને.
अमरतामरसे=દેવકૃત કમલને વિષે.
ईक्षण=લોચન, નેત્ર.
विततेक्षण !=વિસ્તીર્ણ છે લોચન જેના એવા ! ( સં૦ )

## શ્લોકાર્થ

### જિન-સમૂહને વિજ્ઞપ્તિ—

"( હે સદ્ભક્તિને વિષે ) આસક્ત ( ચિત્તવાળા ) દેવો વડે સેવા કરાયેલા ( જિન-સમૂહ)! હે ઉત્સવ-દાયક ! હે અભીષ્ટ (અર્થ)ને અર્પણ કરનારા ! હે વિસ્તીર્ણ લોચનવાળા ! હે જિનવરોના સમૂહ ! દેવકૃત ( સુવર્ણમય નવ ) કમલોને વિષે રહેલું એવું તારૂં ( અર્થાત્ જિનેન્દ્ર-વર્ગનું ) ચરણ-યુગલ મારી મૂર્ખતાને નષ્ટ કરો."—૫૪

## સ્પષ્ટીકરણ

### [1]અજ્ઞાન—

અજ્ઞાન કહો કે મિથ્યા જ્ઞાન કહો કે અવિદ્યા કહો એજ સંસારનું મૂળ છે, સર્વ ઉપાધિઓનુ કારણ છે અને ટુંકમાં કહીએ તો તે અનેક આપત્તિઓની આમંત્રણ-પત્રિકા છે. આ અજ્ઞાનના પ્રભાવથી દરેક જીવ ઓછે વત્તે અંશે વાકેફગાર હોવાથી તે સંબંધમાં અત્ર વધુ વિચાર કરવામા આવતો નથી. પરંતુ એટલુંજ નિવેદન કરવું બસ સમજાય છે કે અજ્ઞાનનો આત્યન્તિક અંત આણનાર પ્રાણી સમગ્ર સુખ-સામ્રાજ્યનો સ્વામી બને છે અને અખણ્ડ બ્રહ્માણ્ડ પણ તેવા સર્વજ્ઞ સ્વામીની સુખેથી સેવા સ્વીકારે છે. આ સબધમાં શ્રીપદ્માનંદ કવિએ રચેલું નિમ્ન-લિખિત પદ્ય વિચારવું અસ્થાને નહિ ગણાય. તેમાં કહ્યુ છે કે—

"क्रोधाद्युग्रचतुष्कषायचरणो व्यामोहहस्तः सखे !
रागद्वेषनिशातदीर्घदशनो दुर्वारमारोद्धुरः ।
सज्ज्ञानाङ्कुशकौशलेन स महामिथ्यात्वदुष्टद्विपो
नीतो येन वशं वशीकृतमिदं तेनैव विश्वत्रयम् ॥"—શાર્દૂલ૰

—વૈરાગ્ય-શતક, પદ્યાંક ૨૫

---

૧ 'અજ્ઞાન અને તેનાથી થતી અવનતિ' એ વિષયના સંબંધમાં જુઓ ચતુર્વિંશતિજિનાનન્દ-સ્તુતિ (પૃ૦ ૨૧-૨૨).

અર્થાત્—હે મિત્ર ! ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર ઉગ્ર કષાયોરૂપી ચરણવાળો, વ્યામોહરૂપી સૂંઢવાળો, રાગ અને દ્વેષરૂપી બે તીક્ષ્ણ અને લાંબા દંતશૂળવાળો તેમજ [1]દુર્દમન મદન વડે વ્યાપ્ત એવા મહામિથ્યાત્વરૂપી દુષ્ટ દ્વિપને (હાથીને) જેણે સમ્યગ્-જ્ઞાનરૂપી અંકુશની નિપુણતા વડે વશ કર્યો છે, તેણેજ આ ત્રૈલોક્યને વશ કર્યું છે.

आगम-स्तुतिः—

परमतापदमानसजन्मनः-
प्रियपदं भवतो भवतोऽवतात् ।
जिनपतेर्मतमस्तजगत्त्रयी-
परमतापदमानसजन्मनः ॥ ५५ ॥

—द्रुत०

## टीका

परमतेति । 'परमतापत्' परमतानां-विपक्षागमानां आपद्धेतुत्वात् आपत्-व्यसनम् । 'अमानसजन्मनःप्रियपदं' अमानानि-अप्रमाणानि सजन्ति-सम्बध्यमानानि मनःप्रियाणि-हृद्‌याह्लादीनि पदानि-सुप्तिङन्तानि यत्र तत् । 'भवतः' युष्मान् । 'भवतः' संसारात् । 'अवतात्' रक्षतु । 'जिनपतेः' अर्हतः । 'मतम्' आगमः । 'अस्तजगत्त्रयीपरमतापदमानसजन्मनः' अस्तः-क्षिप्तो जगत्त्रय्याः-जगत्त्रितयस्य परमतापदः-प्रकृष्टसन्तापदायी मानसजन्मा-मनोभवो येन तस्य ॥ ५५ ॥

## अवचूरिः

हे भव्यलोकाः ! जिनेन्द्रमतं भवतो-युष्मान् भवतः-संसारात् अवतात्-रक्षताम् । किंविशिष्टम् ? परमतानां-बौद्धादिशासनानामापदां हेतुत्वादापद्-व्यसनम् । अमानानि-असंख्यानि सजन्ति-संबध्यमानानि मन प्रियाणि-चित्तप्रीतिकराणि पदानि-स्याद्यन्तानि यस्मिंस्तत् । जिनपतेः कथंभूतस्य ?। अस्तो-ध्वस्तो जगत्त्रय्याः परमतापदो-महासंतापकारी मानसजन्मा-कामो येन तस्य ॥ ५५ ॥

## अन्वयः

अस्त-जगत्-त्रयी-परम-तापद-मानस-जन्मनः जिन-पतेः पर-मत-आपद्, अ-मान-सजत्-मनस्-प्रिय-पदं मतं भवतः भवतः अवतात् ।

---

૧ જેનો દુઃખે કરીને પરાભવ થઇ શકે તેવો.



निर्वाणकलिकायाम्—

"अच्छुप्तां तडिद्वर्णां तुरगवाहनां चतुर्भुजां खड्गबाणयुतदक्षिणकरां खेटचापयुतवामकरां चेति ।"

## શબ્દાર્થ

परमतापद्=અન્યના સિદ્ધાન્તોને ( દર્શનોને ) આપત્તિરૂપ.
अमान=સંખ્યા-રહિત, અસંખ્ય.
सजत् ( ધા० सञ्ज् )=સંગતિ કરનારા, સંબંધ ધરાવનારા.
प्रिय=ચાહેલા, વહાલા.
पद=પદ, વાકયનો એક ભાગ.
अमानसजन्मनःप्रियपदं=અગણિત છે ( પરસ્પર ) સંગત તેમજ મનોરંજક પદો જેને વિષે એવા.
भवतः ( મૂ० भवत् )=આપને, તમને.
भवतः ( મૂ० भव )=ભવથી, સંસારથી.
अवतात् ( ધા० अव् )=રક્ષણ કરો.
जिनपतेः=જિનપતિના, તીર્થંકરના.
त्रयी=ત્રણનો સમૂહ.
परम=અત્યંત.
मानस=મન.
जन्मन्=જન્મ.
मानसजन्मन्=કામદેવ.
अस्तजगत्त्रयीपरमतापदमानसजन्मनः= પરાસ્ત કર્યો છે ત્રૈલોકયને અત્યંત સંતાપનાર એવા કામદેવને જેણે એવા.

## શ્લોકાર્થ

**આગમની સ્તુતિ—**

" પરાસ્ત કર્યો છે ત્રૈલોકયને સંતાપ કરનારા એવા કામદેવને જેણે એવા જિનેશ્વરનો, ( બૌદ્ધ વિગેરે ) અન્ય દર્શનોને ( તેનું ખંડન કરનાર હોવાથી ) આપત્તિરૂપ, તેમજ વળી અગણિત છે ( પરસ્પર ) સંગત તેમજ પંડિતોના ચિત્તનું રંજન કરનારાં એવાં પદો જેને વિષે એવો ( જૈન ) સિદ્ધાંત ( હે ભવ્યો ! ) તમારૂ ( સંસાર-ભ્રમણરૂપી ) ભવથી રક્ષણ કરો. "—૫૫

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

૫૩મા પદ્યમાં દર્શાવેલી ચમત્કૃતિ ઉપરાંત આ પદ્યમાં જે ' भवतः ' શબ્દના બે અર્થો થાય છે, તે તેની વિશેષતા સૂચવે છે.

**श्रीअच्युतायाः स्तुतिः—**

रसितमुच्चतुरं गमनाय कं
दिशतु काञ्चनकान्तिरिताऽच्युता ।
धृतधनुःफलकासिशरा करै-
रसितमुच्चतुरङ्गमनायकम् ॥ ५६ ॥ १४ ॥

—द्रुत०

## टीका

रसितेति । 'रसितं' शब्दायितम् । 'उत्' प्राबल्येन । 'चतुरं' गृहीतशिक्षम् । अथवा रसिते मुद् यस्य स रसितमुद् स चासौ चतुरश्च तम् । 'गमनाय' गत्यर्थम् । 'कं' सुखम् । 'दिशतु' प्रयच्छतु । 'काञ्चनकान्तिः' कार्तस्वरद्युतिः । 'इता' गता । 'अच्युता' अच्छुप्ता । 'धृतधनुः-फलकासिशरा' धनुश्च फलकं च असिश्च शरश्च ते धृता यया सा । 'करैः' पाणिभिः । 'असितं' नीलम् । 'उच्चतुरङ्गमनायकं' उच्चः-प्रांशुः यस्तुरङ्गमनायकः-तुरङ्गमप्रकाण्डः तम् । उच्चतुरङ्गमनायकं इता अच्युता कं दिशतु इति सम्बन्धः ॥ ५६ ॥

## अवचूरिः

अच्युता-अलु ( च्छु ? )ता देवी कं-सुखं देयात् । कथंभूता ? । इता-प्राप्ता । कम् ? । उच्चतुरङ्गमनायकं-तुङ्गाश्वप्रकाण्डम् । किंविशिष्टम् ? । रसितं-शब्दायमानम् । उत्-प्राबल्येन चतुरं-दक्षम् । असितं-नीलवर्णम् । यद्वा रसिते-मुत्-प्रमोदो यस्य स चासौ चतुरश्च तम् । गमनाय-गत्यर्थम् । देवी कथंभूता ? । काञ्चनवत् कान्तिर्यस्याः सा । करैः-शयैर्धृता चापावरणखड्गबाणा यया सा ॥ ५६ ॥

## अन्वयः

गमनाय रसितं, असितं, उद्-चतुरं ( रसित-मुद्-चतुरं चतुरं वा ), उच्च-तुरङ्गम-नायकं इता, काञ्चन-कान्तिः, करैः धृत-धनुस्-फलक-असि-शरा (रसित-मुद्) अच्युता कं दिशतु ।

## શબ્દાર્થ

रसितं(मू० रसित)=શબ્દાયમાન,હેષારવ કરનારા.
चतुर=ચતુર.
उच्चतुरं=અત્યંત ચતુર.
रसित=ધ્વનિ.
रसितमुद्=ધ્વનિને વિષે હર્ષવાળી.
चतुरं ( मू० चतुर )=ચાલાક.
रसितमुच्चतुरं=રસિતને વિષે હર્ષ છે જેને એવા તેમજ ચતુર.
गमनाय ( मू० गमन )=ગતિ અર્થે.
कं ( मू० क )=સુખને.
दिशतु ( धा० दिश् )=અર્પો.
काञ्चन=સુવર્ણ, સોનું.
कान्ति=પ્રભા, તેજ.
काञ्चनकान्तिः=સુવર્ણસમાન પ્રભા છે જેની એવી.
इता ( मू० इत )=પ્રાપ્ત થયેલી.
अच्युता=અચ્યુતા ( દેવી.)
फलक=ઢાલ.
असि=ખડ્ગ, તરવાર.
शर=બાણ.
धृतधनुःफलकासिशरा=ધારણ કર્યાં છે ધનુષ્ય, ફલક, તરવાર તેમજ બાણો જેણે એવી.
असितं ( मू० असित )=કૃષ્ણવર્ણી.
उच्च=ઉચ્ચ, ઊંચો.
तुरङ्गम=અશ્વ, ઘોડો.
नायक=મુખ્ય.
उच्चतुरङ्गमनायकं=ઉચ્ચ અશ્વરાજને.

## શ્લોકાર્થ

**શ્રીઅચ્યુતા દેવીની સ્તુતિ—**

" (હેષારવરૂપી) શબ્દ કરનારા તથા શ્યામવર્ણી તેમજ ગતિ કરવામાં અત્યંત ચતુર [અથવા હેષારવને વિષે પ્રીતિ છે જેને એવા તેમજ ચતુર] એવા ઉચ્ચ અશ્વરાજ ઉપર સ્વાર થયેલી, તેમજ કનકના જેવી કાન્તિ છે જેની એવી તથા વળી હસ્તો વડે ધારણ કર્યાં છે ધનુષ્ય, ઢાલ તરવાર તેમજ બાણો જેણે એવી (તથા ધ્વનિને વિષે પ્રીતિવાળી એવી) અચ્યુતા (દેવી) સુખ અર્પો."—૫૬

## સ્પષ્ટીકરણ

**અચ્યુતા દેવીનું સ્વરૂપ—**

આ અચ્યુતા દેવીનો વર્ણ સુવર્ણસમાન છે. તેના હાથમાં ધનુષ્ય, બાણ, ખડગ અને ઢાલ એ ચાર આયુધો છે. વિશેષમાં એને અશ્વનું વાહન છે. આ દેવીનું બીજું નામ અચ્છુપ્તિકા (અચ્છુપ્તા) હોવું જોઇએ એમ લાગે છે અને તેમ હોય તો તે પણ એક વિદ્યા-દેવી છે. તેનું સ્વરૂપ આચાર-દિનકર પ્રમાણે નીચે મુજબ છે:—

" सव्यपाणिधृतकार्मुकस्फरान्यस्फुरद्विशिखखड्गधारिणी ।
विद्युदाभतनुरश्ववाहनाऽच्छुप्तिका भगवती ददातु शम् ॥ "

—પત્રાંક ૧૬૨.

નિર્વાણ-કલિકામાં પણ આ વિદ્યા-દેવી વિષે ઉલ્લેખ છે. ત્યાં કહ્યું છે કે—

" तथा अच्छुप्तां तडिद्वर्णां तुरगवाहनां चतुर्भुजां खड्गबाणयुतदक्षिणकरां धनुर्खेटकान्वितवामहस्तां चेति" અર્થાત્ અચ્છુપ્તા દેવીનો વર્ણ વીજળીના જેવો છે અને ઘોડો એ એનું વાહન છે. વળી તેને ચાર હાથ છે. તેમાં તે જમણા બે હાથમાં ખડગ અને બાણ રાખે છે, જ્યારે ડાબા બે હાથમાં ધનુષ્ય અને ખેટક ધારણ કરે છે.



## १५ श्रीधर्मजिनस्तुतयः

अथ श्रीधर्मनाथाय प्रणामः—

नमः श्रीधर्म ! निष्कर्मो–दयाय महितायते ! ।
मर्त्यामरेन्द्रनागेन्द्रै–र्दयायमहिताय ते ॥ ५७ ॥
—अनुष्टुप्

### टीका

नम इति । 'नमः' इति स्तुत्यर्थे । 'श्रीधर्म !' श्रीधर्माभिधान ! जिन !। 'निष्कर्मोदयाय' निर्गतः कर्मोदयो–मलोत्पादो यस्य तस्मै । 'महितायते !' महिता–पूजिता आयतिः–महिमा–प्रभुता यस्य तस्यामन्त्रणम् । 'मर्त्यामरेन्द्रनागेन्द्रैः' मर्त्याश्च अमराश्च तेषामिन्द्राः मर्त्यामरेन्द्राः ते च नागेन्द्राश्च तैः । 'दयायमहिताय' दया च यमाश्च तेषां हिताय । 'ते' तुभ्यम् । हे श्रीधर्म ! मर्त्यामरेन्द्रनागेन्द्रैर्महितायते ! ( ते ) नमः इत्यन्वयः ॥ ५७ ॥

### अवचूरिः

हे धर्मनाथ! जिन ! ते–तुभ्यं नमोऽस्तु । कथंभूताय?। निर्गतः कर्मोदयो–मलोत्पादो यस्य स तस्मै निर्गतकर्मोदयाय । महिता–पूजिता आयतिः–उत्तरकालः प्रभुता वा यस्य । यद्वा महिता आ–समन्ताद् यतयः–साधवो यस्य तत्संबोधनम् । कैः?। मर्त्यामरेन्द्रनागेन्द्रैर्मर्त्याश्चामराश्च तेषामिन्द्रा नागेन्द्राश्च नागेन्द्रस्योपलक्षणाद् पातालवासिदेवैः । दया च यमाश्च–व्रतानि तेषां हिताय । ते–तुभ्यम् ॥ ५७ ॥

### अन्वयः

( हे ) मर्त्य–अमर–इन्द्र–नाग–इन्द्रैः महित–आयते (अथवा महित–आ–यते) ! श्री–धर्म ! निर्–कर्मन्–उदयाय, दया–यम–हिताय ते नमः ।

### શબ્દાર્થ

श्रीधर्म !=હે શ્રીધર્મનાથ, હે પંદરમા તીર્થંકર !
निर्=અભાવવાચક અવ્યય.
उदय=ઉદય.
निष्कर्मोदयाय=નાશ કર્યો છે કર્મના ઉદયનો જેણે એવાને.
महितायते !=(૧) હે પૂજિત છે ઉત્તરકાલ અથવા પ્રભુતા જેની એવા; (૨) પૂજાયેલા છે સમસ્ત પ્રકારે સાધુઓ જેના એવા ! (સં૦)
नाग=[1]નાગકુમાર.
मर्त्यामरेन्द्रनागेन्द्रैः=નરેન્દ્રો, સુરેન્દ્રો અને નાગેન્દ્રો વડે.
दया=કરુણા.
दयायमहिताय=દયા અને વ્રતના હિતકારી એવાને.

---

૧ ભવપતિ દેવનો એક અવાંતર ભેદ.

## શ્લોકાર્થ

**શ્રીધર્મનાથને પ્રણામ—**

"નરેન્દ્રો, (શક્રાદિ) સુરેન્દ્રો અને (ધરણેન્દ્રાદિ) નાગેન્દ્રો વડે (અર્થાત્ સ્વર્ગ, મર્ત્ય અને પાતાલ એ ત્રણે લોકના અધિપતિઓ વડે) પૂજિત છે ઉત્તર કાલ જેનો [અથવા પૂજિત છે પ્રભુતા જેની અથવા પૂજાયેલા છે સમસ્ત પ્રકારે સાધુઓ જેના] એવા હે (પંદરમા તીર્થંકર) શ્રીધર્મનાથ! નષ્ટ કર્યો છે કર્મનો ઉદય જેણે એવા (અર્થાત્ સર્વથા કર્મરહિત) તેમજ (જીવ) દયા અને વ્રતો (ને પાલન કરનારા)ને હિતકારી એવા તને નમસ્કાર હોજો."—૫૭

## સ્પષ્ટીકરણ

**શ્રીધર્મનાથ-ચરિત્ર—**

ભાનુ રાજા અને સુવ્રતા રાણીના નન્દન ધર્મનાથ પ્રભુ રત્નપુર નગરમાં જન્મ્યા હતા. તેમનો વજ્રના લાંછનથી શોભતો સુવર્ણવર્ણી દેહ પિસ્તાળીસ (૪૫) ધનુષ્યપ્રમાણ હતો. દશ લાખ વર્ષનું આયુષ્ય શાંતિથી પરિપૂર્ણ કર્યા બાદ તેઓ અક્ષય ગતિને પામ્યા.

**પદ્ય-વિચાર—**

અત્ર કવિરાજ ફરીથી મૂળ ચમત્કૃતિનું ચિત્ર આલેખે છે અન્ય શબ્દોમાં કહીએ તો પદ્યના દ્વિતીય અને ચતુર્થ ચરણોની સમાનતા ફરીથી આ તેમજ ત્યાર પછીનાં ઘણા પદ્યોમા-અરે છેક ૮૮ મા પદ્ય સુધી દૃષ્ટિગોચર થાય છે.

**जिनसमूहस्य स्तुतिः—**

जीयाज्जिनौघो ध्वान्तान्तं, ततान लसमानया ।
भामण्डलत्विषा यः स, ततानलसमानया ॥ ५८ ॥

—अनु०

## टीका

जीयादिति । 'जीयात्' जयतात् । 'जिनौघः' जिनसमूहः । 'ध्वान्तान्तं' तमोविनाशम् । 'ततान' विस्तारितवान् । 'लसमानया' विलसन्त्या । 'भामण्डलश्रिया( त्विषा )' प्रभावलयसम्पदा । 'यः' । 'सः' । 'ततानलसमानया' ततः-प्रसृतो योऽनलः-शिखी तेन समानया-सदृशया । स जिनौघो जीयात् भामण्डलश्रिया( त्विषा ) ध्वान्तान्तं यस्ततानेति योगः ॥ ५८ ॥

## अवचूरिः

स जिनोघो जीयात् । भामॅण्डलकान्त्या यो ध्वान्तध्वंसं ततान-अकृत । किंभूतया ? । ततो-विपुलो योऽनलो-वह्निस्तत्सदृशया लसमानया-वर्धमानया ॥ ५८ ॥

### अन्वयः

यः तत-अनल-समानया लसमानया भा-मण्डल-त्विषा ध्वान्त-अन्तं ततान, स जिन-ओघः जीयात् ।

### શબ્દાર્થ

ओघ=સમૂહ.
जिनौघः=જિનોનો સમૂહ.
अन्त=નાશ.
ध्वान्तान्तं=અંધકારના નાશને.
ततान ( धा० तन् )=વિસ્તાર્યો, કર્યો.
लसमानया ( मू० लसमाना )=પ્રકાશિત.
मण्डल=ચક્ર, ઘેરાવો.
भामण्डल=તેજનું ચક્ર, ભામણ્ડલ
भामण्डलत्विषा=ભામણ્ડલના તેજ વડે.
समान=તુલ્ય.
ततानलसमानया=(૧) વિપુલ અગ્નિના જેવા, (૨) વિશાળ અને ( એથી કરીને ) નિરભિમાની પ્રમાણુવાળા.

### શ્લોકાર્થ

**જિન-સમૂહની સ્તુતિ—**

" જે જિન-સમૂહે વિપુલ અગ્નિના જેવા [ અથવા વિશાળ અને નિરભિમાની પ્રમાણુવાળા એવા ] દેદીપ્યમાન [1]ભામણ્ડલના પ્રકાશ વડે ( અજ્ઞાનરૂપી ) અંધકારનો અંત આણ્યો, તે જિન-સમૂહ ( બ્રહ્માણ્ડમાં ) જયવંતા વર્તો."—૫૮

**भारत्याः संकीर्तना—**

भारति ! द्राग् जिनेन्द्राणां, नवनौरक्षतारिके ।
संसाराम्भोनिधावस्मान्, अवनौ रक्ष तारिके ! ॥ ५९ ॥

—अनु०

### टीका

भारतीति । 'भारति !' वाणि ! । 'द्राक्' शीघ्रम् । 'जिनेन्द्राणां' वीतरागाणाम् । 'नवनौः' नूतना द्रोणी । ' अक्षतारिके ' अक्षतं-अनुपहतं अरय एव-शत्रव एव कं-सलिलं यत्र तस्मिन् । 'संसाराम्भोनिधौ' भवोदधौ । 'अस्मान्' नः । 'अवनौ' पृथिव्याम् । 'रक्ष' त्रायस्व । 'तारिके !' निर्वाहिके ! । जिनेन्द्राणां भारति ! संसाराम्भोनिधौ तारिके ! नवनौः ! द्राक् अस्मान् रक्षेति सम्बन्धः ॥ ५९ ॥

### अवचूरिः

हे जिनवराणां वाणि ! अस्मानवनौ-पृथिव्यां रक्ष । किंविशिष्टा ? । नवा-प्रत्यग्रा नौः-मङ्गिनी संबोधनं वा । कस्मिन् ? । संसाराम्भोनिधौ-भवसागरे । अक्षता-अनुपहता अरयः-शत्रवः क-जलं यत्र । हे तारिके !-निर्वाहिके ! ॥ ५९ ॥

---

૧ ભામણ્ડલના સંબંધમાં ૯૪મા પદ્યના સ્પષ્ટીકરણમાં ઉલ્લેખ કરવામાં આવનાર છે.




निर्वाणकलिकायाम्—

"प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति ।"

नि. सा. प्रेस.

अन्वयः

(हे) जिन-इन्द्राणां भारति ! अक्षत-अरि-के संसार-अम्भस्-निधौ नव-नौः ! तारिके ! अवनौ अस्मान् द्राक् रक्ष ।

शब्दार्थ

भारति ! ( मू० भारती )=હે વાણી !
जिनेन्द्राणां=જિનવરોની.
नौ=નૌકા, હોડી.
नवनौः !=હે નવીન નૌકા !
अक्षत=અક્ષત, નહિ નષ્ટ થયેલ.
क=જલ.
अक्षतारिके=અક્ષત છે શત્રુરૂપી જલ જેને વિષે એવા.
संसार=સંસાર.
अम्भोनिधि=સમુદ્ર.
संसाराम्भोनिधौ=સંસાર-સમુદ્રને વિષે.
अस्मान् ( मू० अस्मद् )=અમને.
अवनौ ( मू० अवनि )=પૃથ્વી ઉપર.
रक्ष ( धा० रक्ष् )=તું રક્ષણ કર.
तारिके ! ( मू० तारिका )=હે તારનારી !

શ્લોકાર્થ

ભારતીની સ્તુતિ—

"હે અક્ષત છે શત્રુરૂપી જલ જેને વિષે એવા સંસાર-સમુદ્રને વિષે, નૂતન નૌકાના સમાન ! હે તારનારી ! હે જિનવરોની વાણી ! તું અમારું (આ) પૃથ્વી ઉપર સત્વર રક્ષણ કર."—૫૯

श्रीमज्ञप्तिदेव्याः स्तुतिः—

केकिस्था वः क्रियाच्छक्ति-करा लाभानयाचिता ।
प्रज्ञप्तिर्नूतनाम्भोज-करालाभा नयाचिता ॥ ६० ॥ १५ ॥

—अनु०

टीका

केकिस्थेति । 'केकिस्था' मयूरस्थिता । 'वः' युष्माकम् । 'क्रियात्' विधेयात् । 'शक्तिकरा' शक्तिः-आयुधविशेषस्तत्र करो यस्याः सा । 'लाभान्' अभीष्टार्थागमान् । 'अयाचिता' अप्रार्थिता । 'प्रज्ञप्तिः' प्रज्ञप्ती देवी । 'नूतनाम्भोजकरालाभा' नूतनं यदम्भोजं तद्वत् कराला-अत्युल्वणा आभा-दीप्तिर्यस्याः सा । 'नयाचिता' नीतियुक्ता ॥ ६० ॥

अवचूरिः

प्रज्ञप्तिर्देवी वो युष्माकमयाचिता-अप्रार्थिता लाभान् दद्यात् । किंभूता ? केकिनि-मयूरे तिष्ठतीति केकिस्था । शक्तिः-प्रहरणविशेषः करे यस्याः । नवकमलवत् कराला-अत्युल्वणा भा यस्याः सा । नयेन-नीत्या आचिता-व्याप्ता ॥ ६० ॥

१ प्रथमा विभक्तिर्वा ।

अन्वयः

(हे) जिन-इन्द्राणां भारति ! अक्षत-अरि-के संसार-अम्भस्-निधौ नव-नौः ! तारिके ! अवनौ अस्मान् द्राक् रक्ष ।

શબ્દાર્થ

भारति ! ( मू० भारती )=હે વાણી !
जिनेन्द्राणां=જિનેશ્વરોની.
नौ=નૌકા, હોડી.
नवनौः !=હે નવીન નૌકા !
अक्षत=અક્ષત, નહિ નષ્ટ થયેલ.
क=જલ.
अक्षतारिके=અક્ષત છે શત્રુરૂપી જલ જેને વિષે એવા.
संसार=સંસાર.
अम्भोनिधि=સમુદ્ર.
संसाराम्भोनिधौ=સંસાર-સમુદ્રને વિષે.
अस्मान् ( मू० अस्मद् )=અમને.
अवनौ ( मू० अवनि )=પૃથ્વી ઉપર.
रक्ष ( धा० रक्ष् )=તું રક્ષણ કર.
तारिके ! ( मू० तारिका )=હે તારનારી !

શ્લોકાર્થ

**ભારતીની સ્તુતિ—**

"હે અક્ષત છે શત્રુરૂપી જલ જેને વિષે એવા સંસાર-સમુદ્રને વિષે, નૂતન નૌકાના સમાન ! હે તારનારી ! હે જિનવરોની વાણી ! તું અમારૂં (આ) પૃથ્વી ઉપર સત્વર રક્ષણ કર."—૫૯

**श्रीमज्ञप्तिदेव्याः स्तुतिः—**

केकिस्था वः क्रियाच्छक्ति-करा लाभानयाचिता ।
प्रज्ञप्तिर्नूतनाम्भोज-करालाभा नयाचिता ॥ ६० ॥ १५ ॥

—अनु०

टीका

केकिस्थेति । 'केकिस्था' मयूरस्थिता । 'वः' युष्माकम् । 'क्रियात्' विधेयात् । 'शक्तिकरा' शक्तिः-आयुधविशेषस्तत्र करो यस्याः सा । 'लाभान्' अभीष्टार्थागमान् । 'अयाचिता' अप्रार्थिता । 'प्रज्ञप्तिः' प्रज्ञप्ती देवी । 'नूतनाम्भोजकरालाभा' नूतनं यदम्भोजं तद्वत् कराला-अत्युल्बणा आभा-दीप्तिर्यस्याः सा । 'नयाचिता' नीतियुक्ता ॥ ६० ॥

अवचूरिः

प्रज्ञप्तिदेवी वो-युष्माकमयाचिता-अप्रार्थिता लाभान् दद्यात् । किंभूता ? केकिनि-मयूरे तिष्ठतीति केकिस्था । शक्तिः-प्रहरणविशेषः करे यस्याः । नवकमलवत् कराला-अत्युल्बणा भा यस्याः सा । नयेन-नीत्या आचिता-व्याप्ता ॥ ६० ॥

---

१ प्रथमा विभक्तिर्वा ।

### अन्वयः

केकिन्–स्था, शक्ति–करा, अ–याचिता, नूतन–अम्भोज–कराल–आभा, नय–आचिता प्रज्ञप्तिः वः लाभान् क्रियात् ।

### શબ્દાર્થ

केकिन्=મયૂર, મોર.
स्था=રહેવું.
केकिस्था=મયૂર ઉપર આરૂઢ થયેલી.
शक्ति=આયુધ-વિશેષ.
शक्तिकरा=(૧) શક્તિ છે હસ્તમાં જેના એવી;
(૨) શક્તિને વિષે હસ્ત છે જેના એવી.
लाभान् ( મૂ૦ लाभ )=લાભોને.
याचित ( ધા૦ याच् )=યાચના કરેલ, આજીજી કરેલ.
अयाचिता=યાચના કરી નથી જેની એવી.
प्रज्ञप्तिः ( મૂ૦ प्रज्ञप्ति )=પ્રજ્ઞપ્તિ ( દેવી ).
कराल=ઉચ્ચ, ઉત્કૃષ્ટ.
नूतनाम्भोजकरालाभा=નવીન કમલોના જેવી ઉત્કૃષ્ટ છે કાંતિ જેની એવી.
नय=નીતિ.
आचित ( ધા૦ चि )=સર્વથા વ્યાપ્ત.
नयाचिता=નીતિથી સર્વથા વ્યાપ્ત.

### શ્લોકાર્થ

**શ્રીપ્રજ્ઞપ્તિ દેવીની સ્તુતિ—**

" મયૂર ઉપર આરોહણ કરનારી એવી, વળી શક્તિ (નામનું આયુધ) છે હસ્તમાં જેના એવી, તથા નહિ યાચના કરવા છતાં (અભીષ્ટને અર્પણ કરનારી) એવી, તેમજ નવીન કમલના જેવી ઉત્કૃષ્ટ છે કાન્તિ જેની એવી અને વળી નીતિથી સર્વથા વ્યાપ્ત એવી પ્રજ્ઞપ્તિ (દેવી) (હે ભવિક જનો !) તમને ( સમ્યક્ત્વાદિક ) લાભ કરો. "—૬૦

### સ્પષ્ટીકરણ

**પ્રજ્ઞપ્તિ દેવીનું સ્વરૂપ—**

'પ્રકૃષ્ટ છે જ્ઞાન જેને વિષે તે પ્રજ્ઞપ્તિ' એમ પ્રજ્ઞપ્તિ શબ્દ ઉપરથી જોઇ શકાય છે. આ પ્રજ્ઞપ્તિ પણ એક વિદ્યા-દેવી છે. તેને બે હાથ છે. તે એક હાથમાં શક્તિ નામનું આયુધ રાખે છે, જ્યારે બીજા હાથમાં તે કમલ રાખે છે. એની કાંતિ પણ કમલ-સમાન છે. વિશેષમાં એને મોરનું વાહન છે. વિચારો આ હકીકતને સારૂ નીચેનો શ્લોકઃ—

"शक्तिसरोरुहहस्ता मयूरकृतयानलीलया कलिता ।
प्रज्ञप्तिर्विज्ञप्तिं, शृणोतु नः कमलपत्राभा ॥" —આર્યા

નિર્વાણ-કલિકામાં તો આ દેવીને ચાર હાથવાળી વર્ણવી છે. એને લગતો ઉલ્લેખ નીચે મુજબ છેઃ—

"तथा प्रज्ञप्तिं श्वेतवर्णां मयूरवाहनां चतुर्भुजां वरदशक्तियुक्तदक्षिणकरां मातुलिङ्गशक्तियुक्तवामहस्तां चेति"

અર્થાત્—પ્રજ્ઞપ્તિ દેવીનો વર્ણ શ્વેત છે અને મોર એ એનું વાહન છે. વળી એને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને શક્તિથી વિભૂષિત છે, જ્યારે ડાબા બે હાથ બીજોરા અને શક્તિથી અલંકૃત છે.



## १६ श्रीशान्तिजिनस्तुतयः

अथ श्रीशान्तिनाथस्य स्तुतिः—

राजन्त्या नवपद्मरागरुचिरैः पादैर्जिताष्टापदा–
द्रेऽकोप ! द्रुतजातरूपविभया तन्वाऽऽर्य ! धीर ! क्षमाम् ।
बिभ्रत्याऽमरसेव्यया जिनपते ! श्रीशान्तिनाथास्मरो–
द्रेकोपद्रुत ! जातरूप ! विभयातन्वार्यधी[2] ! रक्ष माम् ॥ ६१ ॥

—शार्दूल०

### टीका

राजन्त्या इति । 'राजन्त्या' भ्राजमानया । 'नवपद्मरागरुचिरैः' नवस्य पद्मस्य यो रागो–रक्तता तद्वत् रुचिरैः–चारुभिः पादैः–अंह्रिभिः । 'जिताष्टापदाद्रे !' जितः–तुलितोऽष्टापदाद्रिः–कनकशैलो येन तस्यामन्त्रणम् । 'अकोप !' क्रोधरहित ! । 'द्रुतजातरूपविभया' द्रुतं–विलीनं यज्जातरूपं–स्वर्णं तद्वत् विभा यस्याः तया । 'तन्वा' मूर्त्या । 'अर्य !' स्वामिन् ! । 'धीर !' धैर्ययुक्त ! । 'क्षमाम्' क्षान्तिम् । 'बिभ्रत्या' दधानया । 'अमरसेव्यया' सुरैः सेवनीयया । 'जिनपते !' जिनेन्द्र ! । 'श्रीशान्तिनाथ !' । 'अस्मरोद्रेकोपद्रुत !' न स्मरोद्रेकेण–मदनावेगेन उपद्रुतः–खलीकृतो यस्तस्यामन्त्रणम् । 'जातरूप !' प्रादुर्भूतसौन्दर्य ! । 'विभय !' विगतत्रास ! । 'अतन्वार्यधीः' अतनुः–अकृशः आर्या–प्रशस्या धीः–बुद्धिर्यस्य तस्यामन्त्रणम् । 'रक्ष मां' त्रायस्व माम् । अत्र भगवत्तनोरष्टापदाद्रिणा श्लेषः, सोऽपि नवपद्मरागरुचिरैः नवारुणमणिरुचिरैः पादैर्मूलप्रदेशे राजति(ते), द्रुतजातरूपविभः–प्रसृतसुवर्णद्युतिः क्षमां–क्षुवं बिभर्ति अमरसेव्यश्च । तदेवं तन्वा जिताष्टापदाद्रे ! श्रीशान्तिनाथ ! रक्ष मामिति योगः ॥ ६१ ॥

### अवचूरिः

हे श्रीशान्तिदेव ! मां रक्ष–पालय । जितोऽष्टापदाद्रिः–मेरुर्येन तस्य संबोधनम् । कया ? । तन्वा–शरीरेण । किंभूतया ? । पादैः–चरणै राजन्त्या–शोभमानया । किंभूतैः ? । नवपद्मरागो–नूतनकमलरक्तता तद्वद् रुचिरैः–चारुभिः । हे अकोप !–अक्रोध ! । पुनस्तन्वा किंभूतया ? । द्रुतं–उत्तप्तं यज्जातरूपं–तपनीयं तद्वद् विभा–कान्तिर्यस्यास्तया । हे अर्य !–स्वामिन् ! । हे धीर !–परिषहाद्यक्षोभ्य ! । तन्वा किं कुर्वत्या ? । क्षमां–क्षान्तिं बिभ्रत्या–धारयन्त्या । अमरसेव्यया–देवसेवनीयया । हे अस्मरोद्रेकोपद्रुत !–न कामवेगपीडित ! । जातं–प्रादुर्भूतं विश्वातिशायि रूपं–सौन्दर्यं यस्य । हे विभय !–गतभय ! । अतनुः–अकृशा

---

१ तन्वाऽर्य वा । २ प्रथमा विभक्तिरथवा ।

आर्या-प्रशस्या धीर्यस्य तस्य संबोधनम् । त्वमित्यस्यानुक्तस्यापि रक्षेति क्रिययोपलब्धस्य विशेषणं वा । अत्र तनोर्मेरुणा श्लेषः, सोऽपि पद्मरागमणिमयैः पादैर्मूले राजते स्वर्णवर्णश्च । क्षमां-भुवं बिभर्ति अमरसेव्यश्च स्यात् ॥ ६१ ॥

## अन्वयः

( हे ) नव-पद्म-राग-रुचिरैः पादैः राजन्त्या, द्रुत-जातरूप-विभया, क्षमां बिभ्रत्या, अमर-सेव्यया तन्वा जित-अष्टापद-अद्रे ! अ-कोप ! आर्य ( अथवा अर्य ) ! धीर ! जिन-पते ! श्री-शान्तिनाथ ! अ-स्मर-उद्रेक-उपद्रुत ! [ अ-स्मर-उद्रेक ! उप-द्रुत ! वा ] जात-रूप ! वि-भय ! अ-तनु-आर्य-धीः ! मां रक्ष ।

## શબ્દાર્થ

राजन्त्या ( मू० राजन्ती )=શોભતી.
राग=રક્તતા.
पद्मराग=( ૧ ) કમલની રક્તતા, ( ૨ ) લાલ મણિ, માણેક.
रुचिर=મનોહર.
नवपद्मरागरुचिरैः=(૧) નૂતન કમલની રક્તતાના જેવા શોભાયમાન, (૨) નવીન રક્ત મણિના જેવા મનોહર.
पादैः ( मू० पाद )=(૧)ચરણો વડે, (૨) મોટા પર્વતના મૂળ ભાગો વડે.
अद्रि=પર્વત.
जिताष्टापदाद्रे !=જીત્યો છે કનકાચળ ( મેરૂ ) જેણે એવા !
अकोप !=હે ક્રોધરહિત !
द्रुत ( धा० द्रु )=તપાવેલું, પીગળેલું.
जातरूप=સુવર્ણ.
विभा=કાન્તિ.
द्रुतजातरूपविभया=તપાવેલા સુવર્ણના જેવી કાન્તિવાળા.
तन्वा ( मू० तनु )=દેહ વડે.
आर्य !(मू०आर्य)=(૧) હે સ્વામિન્; (૨)હે શ્રેષ્ઠ!
अर्य !( मू० अर्य )=(૧) હે નાથ; (૨) હે શ્રેષ્ઠ !
धीर ! ( मू० धीर )=(૧) હે ધૈર્યવાળા; (૨) હે બુદ્ધિશાળી; (૩) હે બુદ્ધિના દાતા !
क्षमां ( मू० क्षमा )=(૧) ક્ષમાને; (૨) પૃથ્વીને.
बिभ्रत्या ( मू० बिभ्रती )=ધારણ કરનારા.
सेव्य=સેવનીય, સેવા કરવા યોગ્ય.
अमरसेव्यया=દેવોને સેવન કરવા લાયક.
जिनपते !=હે જિનેશ્વર, હે તીર્થંકર !
शान्ति=શાન્તિ( નાથ ).
श्रीशान्तिनाथ !=હે શ્રીશાન્તિનાથ !
उद्रेक=(૧) વૃદ્ધિ; (૨) ઉપક્રમ; (૩) વેગ.
उपद्रुत ( धा० द्रु )=પીડિત.
अस्मरोद्रेकोपद्रुत !=હે કંદર્પના વેગથી નહિ પીડિત !
अस्मरोद्रेक !=અવિદ્યમાન છે કામનો ઉપદ્રવ જેને વિષે એવા ! (સં૦)
उप=સમીપતાવાચક અવ્યય.
द्रुत=ચારિત્ર.
उपद्रुत !=સમીપ છે ચારિત્ર જેનું એવા ! (સં૦)
जात ( धा० जन् )=ઉત્પન્ન થયેલ.
रूप=સૌન્દર્ય.
जातरूप !=ઉત્પન્ન થયું છે ( અદ્વિતીય ) રૂપ જેનું એવા ! (સં૦)
तनु=અલ્પ.
अतनु=અનલ્પ, પ્રચુર, બહુ.
अतन्वार्यधीः !=પ્રચુર છે પ્રશસ્ત મતિ જેની એવા ! (સં૦)

## શ્લોકાર્થ

**શ્રીશાન્તિનાથની સ્તુતિ—**

"નૂતન કમલની રક્તતાના જેવાં શોભાયમાન ચરણો વડે સુશોભિત એવા, વળી, તપાવેલા સુવર્ણના સમાન કાન્તિવાળા, તથા વળી ક્ષમાને ધારણ કરનારા એવા, તેમજ સુરોને સેવન કરવા યોગ્ય એવા દેહ વડે જીત્યો છે ( નવીન પદ્મરાગ મણિઓ વડે મનોહર એવી પર્વતની મૂળ-ભૂમિઓથી શોભતો, તપાવેલા કાંચનના જેવી કાન્તિવાળો, પૃથ્વીને ધારણ કરનારો, તેમજ સુરો વડે સેવાયેલો એવો ) કનકાચળ જેણે એવા હે ( સોળમા તીર્થંકર ) ! હે ક્રોધ-રહિત ! હે સ્વામિન્ [ અથવા હે આર્ય ] ! (પરીષહાદિ સહન કરવામાં) ધૈર્યવાન્ ! [ અથવા બુદ્ધિશાળી ] ! હે જિનવર ! હે શ્રીશાન્તિનાથ ! કંદર્પના વેગથી નહિ પીડાયેલ એવા હે (દેવાધિદેવ) ! [ અથવા અવિદ્યમાન છે મદનનો ઉપદ્રવ જેને વિષે એવા ( નાથ ) ! સમીપ છે ચારિત્ર જેનું એવા હે (યોગીશ્વર) ! ] ઉત્પન્ન થયું છે ( ત્રૈલોક્યમાં અદ્વિતીય ) રૂપ જેનું એવા હે (નાથ) ! હે નિર્ભય (જગદ્ગુરૂ) ! અનલ્પ છે પ્રશસ્ત મતિ જેની એવા હે (પરમેશ્વર) ! તું મારૂં રક્ષણ કર."—૬૧

## સ્પષ્ટીકરણ

**શ્રીશાન્તિનાથ-ચરિત્ર—**

શાન્તિનાથનો યાને સોળમા તીર્થંકરનો જન્મ ગજપુર નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ વિશ્વસેન હતું, જ્યારે તેમની માતાનું નામ અચિરા હતું. તેમનો સુવર્ણવર્ણી દેહ મૃગના લાંછનથી વિશેષતઃ શોભતો હતો અને તેમની ઉંચાઇ ચાલીસ (૪૦) ધનુષ્યપ્રમાણ હતી. એક લાખ વર્ષનું આયુષ્ય પરિપૂર્ણ થતાં તેઓ મોક્ષે ગયા.

**મેરૂનાં સોળ નામો—**

(૧) મન્દર, (૨) મેરૂ, (૩) મનોરમ, (૪) સુદર્શન, (૫) સ્વયંપ્રભ, (૬) ગિરિરાજ, (૭) રત્નોચ્ચય, (૮) શિલોચ્ચય, (૯) લોક-મધ્ય, (૧૦) નાભી, (૧૧) અચ્છ (અથવા અસ્ત), (૧૨) સૂર્યાવર્ત, (૧૩) સૂર્યાવરણ, (૧૪) ઉત્તમ (અથવા ઉત્તર), (૧૫) દિશાદિ અને (૧૬) અવતંસ.[1]

**'પાદૈઃ' સંબંધી વિચાર—**

અત્ર દ્વિવચનને બદલે બહુવચનનો પ્રયોગ કર્યો છે. તે શું યોગ્ય છે એવો પ્રશ્ન ઉઠાવનારે શ્રીસિદ્ધસેન દિવાકરે કલ્યાણ-મંદિર સ્તોત્રના ૪૨મા પદ્યમાં 'भवदङ्घ्रिसरोरुहाणां' એમ કેમ લખ્યું છે તે પણ સાથે સાથે વિચારવું એટલુંજ અત્ર નિવેદન કરવામાં આવે છે.

---

૧ આ નામોના અર્થ સંબંધી વિવરણ સારૂ જુઓ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિની શાંતિચન્દ્રીય વૃત્તિ (પૃ૦ ૩૭૪-૩૭૫).

પદ્ય-વિચાર—

આ [1]શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં રચાયેલ પદ્ય [2]શ્લેષાલંકારથી વધુ ઝળકી ઊઠે છે. એટલે કે શાન્તિનાથના શરીરને સારૂ વાપરેલાં ચારે વિશેષણો મેરૂ પર્વતને પણ લાગૂ પડે છે, એ આ શ્લોકની ખૂબી છે.

जिनवराणां विजयः—

ते जीयासुरविद्विषो जिनवृषा मालां दधाना रजो–
राज्या मेदुरपारिजातसुमनःसन्तानकान्तां चिताः ।
कीर्त्या कुन्दसमत्विषेषदपि ये न प्राप्तलोकत्रयी–
राज्या मेदुरपारिजातसुमनःसन्तानकान्ताञ्चिताः ॥ ६२ ॥

—शार्दूल०

टीका

ते इति । 'ते' । 'जीयासुः' जयन्तु । 'अविद्विषः' विगतद्विषः । 'जिनवृषाः' जिनवृषभाः । 'मालां दधानाः' स्रजं बिभ्रतः । 'रजोराज्या' परागसन्तत्या । 'मेदुरपारिजातसुमनःसन्तानकान्तां' मेदुराः–पीवराः पारिजातसुमनसः सन्तानकानि–सन्तानकुसुमानि च तेषामन्ता–अवयवा यस्यां ताम् । 'चिताः' सम्बद्धाः । 'कीर्त्या' प्रख्यात्या । 'कुन्दसमत्विषा' कुन्दसदृशदीप्त्या । 'ईषदपि ये' मनागपि ये । 'न' इति प्रतिषेधे । 'प्राप्तलोकत्रयीराज्याः' लब्धजगत्त्रयैश्वर्याः । 'मेदुः' मदं गतवन्तः । 'अपारिजातसुमनःसन्तानकान्ताञ्चिताः' अपगतारिसन्दोहाः ये सुमनसां–देवानां सन्तानाः– समूहाः तेषां कान्ताः–मुख्याः शिरःप्रान्ता वा प्रणामपर्यन्ताः स्त्रियो वा तैरञ्चिताः– पूजिताः । ते जिनवृषभाः जीयासुः ये कीर्त्या चिताः प्राप्तलोकत्रयीराज्याः ईषदपि न मेदुरित्यन्वयः ॥ ६२ ॥

अवचूरिः

ते जिनोत्तमा जयन्तु । ये प्राप्तत्रैलोक्यैश्वर्या अपि ईषदपि न मेदुः–मदं चक्रुरिति संबन्धः । किंविशिष्टाः ? । अविद्विषः–शत्रुरहिताः, मालां–स्रजं धारयन्तः । मालां किंभूताम् ? । रजोराज्या–परागपूरेण मेदुराः पारिजातकुसुमानि संतानककुसुमानि च तेषामन्ता–अवयवा यस्यां ताम् । चिता–व्याप्ताः ।

१ આના લક્ષણ સારૂ જુઓ પ્રથમ પદ્યનું સ્પષ્ટીકરણ.

२ જ્યાં શબ્દ કે વાક્યના એકથી વધારે અર્થો થતા હોય, ત્યાં આ અલંકાર છે એમ સમજવું. કહ્યું પણ છે કે—

" पदैस्तैरेव भिन्नैर्वा, वाक्यं वक्त्येकमेव हि ।
अनेकमत्र यत्रासौ, 'श्लेष' इत्युच्यते यथा ॥"

—વાગ્ભટ (४, १२८)

कया ?। कीर्त्या । कथंभूतया ?। कुन्दपुष्पोज्ज्वलया । अपारिजाता-अपगतवैरिवृन्दा ये सुमनः-सन्ताना-विद्वत्समूहा देवसमूहा वा तेषां कान्ताः-शिरःप्रान्ताः प्रणामपराः स्त्रियो वा तैरञ्चिताः-पूजिताः ॥ ६२ ॥

## अन्वयः

ये अ-विद्विषः, रजस्-राज्या मेदुर-पारिजात-सुमनस्-सन्तानक-अन्तां (अथवा मेदुर-सुमनस्-सन्तान-कान्तां ) मालां दधानाः, कुन्द-सम-त्विषा कीर्त्या चिताः, प्राप्त-लोक-त्रयी-राज्याः, अप-अरि-जात-सुमनस्-सन्तान-क-अन्त-अञ्चिताः (अथवा अप-अरि-सन्तान-कान्ता-अञ्चिताः ) ईषद् अपि न मेदुः, ते जिन-वृषा जीयासुः ।

## શબ્દાર્થ

जीयासुः ( मू० जि )=જયવંતા વર્તો.
विद्विष्=દુશ્મન.
अविद्विषः=અવિદ્યમાન છે દુશ્મનો જેના એવા, શત્રુ-રહિત.
वृष=શ્રેષ્ઠ.
जिनवृषाः=જિનોમાં શ્રેષ્ઠ, જિનવરો.
मालां ( मू० माला )=માલાને.
दधानाः ( मू० दधान )=ધારણ કરનારા.
रजोराज्या=પરાગની પંક્તિ વડે.
मेदुर=અતિશય સ્નિગ્ધ.
पारिजात=પારિજાતક, કલ્પવૃક્ષ.
सुमनस्=પુષ્પ.
सन्तान=વિસ્તાર, સમૂહ.
सन्तानक=સંતાનક નામનું કુસુમ.
मेदुरपारिजातसुमनःसन्तानकान्तां=(૧) અતિશય સ્નિગ્ધ એવા પારિજાતકનાં પુષ્પોના સમૂહ વડે મનોહર એવી; (૨) અતિશય સ્નિગ્ધ એવા પારિજાતકનાં પુષ્પોના તેમજ સંતાનકના અંતો છે જેમાં એવી.
चिताः ( मू० चित )=વ્યાપ્ત.
कीर्त्या ( मू० कीर्ति )=યશ વડે.
कुन्द=કુન્દ, મોગરાનું ફૂલ.
सम=સમાન.
कुन्दसमत्विषा=કુન્દના સમાન કાન્તિ વડે.
ईषत्=જરા.
ये ( मू० यद् )=જેઓ.
प्राप्त ( धा० आप् )=મેળવેલ.
राज्य=રાજ્ય.
प्राप्तलोकत्रयीराज्याः=પ્રાપ્ત કર્યું છે ત્રૈલોક્યનું સામ્રાજ્ય જેમણે એવા.
मेदुः ( धा० मद् )=ગર્વ કર્યો.
सुमनस्=(૧) દેવ; (૨) સજ્જન.
क=મસ્તક.
अञ्चित ( धा० अञ्च् )=પૂજાયેલ.
अपारिजातसुमनःसन्तानकान्ताञ्चिताः=(૧) નષ્ટ થયો છે શત્રુ-સમૂહ જેનો એવા દેવ-વર્ગની કાન્તાઓ વડે પૂજિત; (૨)વૈરિ-વર્ગથી રહિત એવા સજ્જનોના સમુદાયના મસ્તકના અન્ત વડે પૂજાયેલા.

## શ્લોકાર્થ

જિનવરોનો વિજય—

"શત્રુ-રહિત એવા, વળી પરાગની પંક્તિ વડે અતિશય સ્નિગ્ધ એવાં પારિજાતકનાં પુષ્પોના સમૂહ વડે મનોહર એવી [ અથવા અતિશય સ્નિગ્ધ એવાં પારિજાતકનાં પુષ્પોના

તેમજ સંતાનકના અંતો છે જેમાં એવી ] માલાને ધારણ કરનારા એવા, તથા વળી કુન્દ (કુસુમ) ના સમાન (શ્વેત) કીર્તિ વડે વ્યાપ્ત એવા, અને વળી પ્રાપ્ત કર્યું છે ત્રૈલોક્યનું પણ સામ્રાજ્ય જેમણે એવા તેમજ નષ્ટ થયો છે શત્રુ-સમૂહ જેનો એવા દેવ-વર્ગની કાન્તાઓ વડે પૂજિત [અથવા વૈરિ-રહિત એવા વિદ્વદ્-વર્ગના મસ્તકના અન્ત (ભાગ) વડે પૂજાયેલા] એવા ( હોવા છતાં પણ ) જે ( જિનેશ્વરોએ ) જરા પણ ગર્વ ન કર્યો, તે જિનેશ્વરો જયવંતા વર્તો."—૬૨

जिनमतस्य स्तुतिः—

जैनेन्द्रं मतमातनोतु सततं सम्यग्दृशां सद्गुणा-
लीलाभं गमहारि भिन्नमदनं तापापहृद् यामरम् ।
दुर्निर्भेदनिरन्तरान्तरतमोनिर्नाशि पर्युल्लस-
ल्लीलाभङ्गमहारिभिन्नमदनन्तापापहृद्यामरम् ॥ ६३ ॥

—शार्दूल०

## टीका

जैनेन्द्रमिति । 'जैनेन्द्रं' जिनेन्द्रसम्बन्धि । ' मतं ' दर्शनम् । 'आतनोतु ' प्रथयतु । 'सततम्' अजस्रम् । 'सम्यग्दृशाम्' अविपरीतबुद्धीनाम् । 'सद्गुणालीलाभम्' साधुगुणावलीप्राप्तिम् । 'गमहारि' गमैर्मनोहरम् । 'भिन्नमदनम्' विदारितस्मरम् । 'तापापहृत् ' तापं अपहरति यत् तत् । ' यामरम् ' यामाः-यमाः तान् राति-ददाति यत् तत् । ' दुर्निर्भेदनिरन्तरान्तरतमोनिर्नाशि ' दुर्भेदं-दुःखभेद्यं निरन्तरं-निर्विवरं आन्तरं-मनोऽन्तर्भवं तमः-मोहं निर्नाशयत्येवंशीलं यत् तत् । ' पर्युल्लसल्लीलाभङ्गमहारिभित् ' पर्युल्लसल्लीलान्-मोद्यद्विलासान् अभङ्गान्-अजेयान् महारीन्-महामतिपक्षान् भिनत्ति यत् तत् । ' नमदनन्तापापहृद्यामरम् ' नमन्तोऽनन्ताः अपापाः-हृद्याः अमरा यस्य तत् ॥ ६३ ॥

## अवचूरिः

जैनेन्द्रं-जिनेन्द्रप्रोक्तं मतं सद्गुणश्रेणिलाभं सम्यग्दृष्टीनां वितनोतु । किंविशिष्टम् ? । गमाः-सदृशपाठास्तैर्हारि-मनोहरम् । भिन्नो-विदीर्णो मदनः-अनङ्गो येन । तापं-संसारभ्रमणजमपहरतीति । यमानि-व्रतानि रातीति । दुर्निर्भेदं-दुःखभेद्यं निरन्तरं-निर्विवरं-अन्तरं-अन्तर्भवं तमो-मोहं निर्नाशयतीत्येवंशीलम् । पर्युल्लसल्लीलान् प्रोद्यद्विलासान् अभङ्गान्-अजेयान् महारीन्-महावैरिणो भिनत्तीति । नमन्तोऽनन्ता-अप्रमाणाः अपापहृद्या अमरा यस्य ॥ ६३ ॥

## अन्वयः

गम-हारि, भिन्न-मदनं, ताप-अपहृत्, याम-रं, दुर्निर्भेद-निरन्तर-आन्तर-तमस्-निर्नाशिन्-पर्युल्लसत्-लीला-अभङ्ग-महत्-अरि-भिद्, नमत्-अनन्त-अपाप-हृद्य-अमरं जैनेन्द्रं मतं सम्यच्-दृशां सद्गुण-आली-लाभं सततं आतनोतु ।

## શબ્દાર્થ

जैनेन्द्रं ( मू० जैनेन्द्र )=જિનેન્દ્ર-વિષયક.
आतनोतु ( धा० तन् )=વિસ્તાર કરો.
सततं=નિરન્તર, હમેશાં.
सम्यच्=સમીચીન, યથાર્થ.
सम्यग्दृशां=સમ્યગ્દૃષ્ટિના.
सद्गुण=સદ્ગુણ.
सद्गुणालीलाभं=સદ્ગુણોની શ્રેણિના લાભને.
गमहारि=આલાપકને લીધે મનોહર.
भिन्न ( धा० भिद् )=ભેદી નાંખેલ.
भिन्नमदनं=ભેદી નાંખ્યો છે મદનને જેણે એવા.
अपहृत=દૂર કરનાર.
तापापहृत्=સંતાપને હરનારા.
याम=વ્રત.
यामरं=વ્રતોને આપનારા.
दुर्निर्भेद=દુઃખે કરીને ભેદી શકાય તેવા, દુર્ભેદ્ય.
निरन्तर=આંતરા-રહિત.
आन्तर=આન્તરિક.
निर्नाशिन्=નાશ કરનાર.
दुर्निर्भेदनिरन्तरान्तरतमोनिर्नाशि=દુર્ભેદ્ય તેમજ અંતર-રહિત એવા આન્તરિક અંધકારનો અત્યંત અંત આણનાર.
पर्युल्लसत् ( धा० लस् )=ઉદય પામતા, વિકસિત થતા
लीला=વિલાસ.
अभङ्ग=દુર્જેય.
भिद्=ભેદવું.
पर्युल्लसल्लीलाभङ्गमहारिभिद्=ઉદય પામતા છે વિલાસો જેના એવા દુર્જેય મહાશત્રુઓનો નાશ કરનારા.
अनन्त=અન્ત-રહિત, અગણિત.
नमदनन्तापापहृद्यामरं=નમસ્કાર કરનારા છે અનન્ત, પાપ-રહિત તેમજ મનોરંજક એવા અમરો જેને એવા.

## શ્લોકાર્થ

**જિન-મતની સ્તુતિ—**

"આલાપકોએ કરીને મનોહર એવો, વળી ભેદી નાંખ્યો છે રતિ-પતિને જેણે એવો તથા ( ભવ-ભ્રમણરૂપ ) સંતાપને હરનારો તેમજ ( મહા-)વ્રતોને દેનારો, અને વળી દુર્ભેદ્ય તેમજ અંતર-રહિત ( અર્થાત્ અતિશય ગાઢ ) એવા આન્તરિક ( અજ્ઞાનરૂપી ) અંધકારનો અત્યંત અન્ત આણનારો, તથા વળી ઉદય પામતા છે વિલાસો જેના એવા દુર્જેય ( રાગ, દ્વેષ વગેરે ) મહાશત્રુઓનો સંહાર કરનારો એવો, તેમજ વળી નમન કરનારા છે અનન્ત, પાપ-રહિત તેમજ મનોહર અમરો જેને એવો જિનેન્દ્ર-વિષયક (અર્થાત્ તીર્થંકરે પ્રરૂપેલો ) સિદ્ધાન્ત સમ્યગ્દૃષ્ટિઓને સર્વદા ( ક્ષમાદિક ) સદ્ગુણની શ્રેણિનો લાભ કરો."—૯૩

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

આ પદ્યમા ( અને ખાસ કરીને એના ત્રીજા ચરણમાં ) દન્ત્ય અક્ષરોનું જબરૂં જોર જણાય છે, અને એથી ઉતરતી સંખ્યામાં ઓષ્ઠસ્થ નજરે પડે છે, એ આ શ્લોકની ખૂબી છે

श्रीब्रह्मशान्तियक्षस्य स्तुतिः—

दण्डच्छत्रकमण्डलूनि कलयन् स ब्रह्मशान्तिः क्रियात्
सन्त्यज्यानि शमी क्षणेन शमिनो मुक्ताक्षमाली हितम् ।
तप्ताष्टापदपिण्डपिङ्गलरुचिर्योऽधारयन्मूढतां
संत्यज्यानिशमीक्षणेन शमिनो मुक्ताक्षमालीहितम् ॥ ६४ ॥ १६ ॥

—शार्दूल०

## टीका

दण्डेति । 'दण्डच्छत्रकमण्डलूनि' दण्डः—आपाढो व्रतिदण्डः छत्रं—आतपत्रं कमण्डलुः—कुण्डिका (तानि)। 'कलयन्' उद्वहन् । 'सः'। 'ब्रह्मशान्तिः' ब्रह्मशान्तिनामा ब्रह्मराक्षसः । 'क्रियात्' विधेयात् । 'सन्ति' शोभनानि । 'अज्यानि' ज्यानिरहितम् । 'शमी' प्रशमवान् । 'क्षणेन' सपदि । 'शं' सुखम् । 'इनः' प्रभुः । 'मुक्ताक्षमाली' मौक्तिकाक्षमालावान् । 'हितं' परिणतिसुखम् । 'तप्ताष्टापदपिण्डपिङ्गलरुचिः' तप्तो योऽष्टापदपिण्डः—कनकगोलः तद्वत् पिङ्गलरुचिः—कपिलच्छविः । 'यः'। 'अधारयत्' धृतवान् । 'मूढतां' अज्ञताम् । 'संत्यज्य' त्यक्त्वा । 'अनिशं' अनवरतम् । 'ईक्षणेन' आलोकनेन । 'शमिनः' मुनेः कस्यापि । 'मुक्ताक्षमाली' मुक्ता—त्यक्ता अक्षमायाः—अक्षान्तेः आली—परम्परा येन सः । 'ईहितं' चेष्टितम् । सन्ति दण्डच्छत्रकमण्डलूनि कलयन् स ब्रह्मशान्तिरज्यानि शं क्षणेन क्रियात् यः शमिनः अनिशं ईक्षणेन मूढतां संत्यज्य हितं अधारयदिति सम्बन्धः ॥ ६४ ॥

## अवचूरिः

स ब्रह्मशान्तिनामा यक्षः शं-सुखं कुरुतात् । किं कुर्वन् ?। दण्डच्छत्रकमण्डलूनि कलयन्-उद्वहन् । किंभूतानि । ? सन्ति-शोभनानि । अज्यानि-अहीनानि । शमी-प्रशमवान् । क्षणेन-वेगेन । मुक्ताक्षमाला अस्यास्तीति । तप्तस्वर्णपिण्डपीतरुचिः । यो यक्षः कस्यापि शमिनो-मुनेरनिशं-निरन्तरमीक्षणेन-विलोकनेनाज्ञतां-मूढतां सत्यज्य हितं परिणतिसुखमधारयत् । हितं किंभूतम् ? । मुक्ता अक्षमा येस्ते मुनयस्तेषामाली-श्रेणिस्तस्या ईहितं-चेष्टितम् ॥ ६४ ॥

## अन्वयः

यः शमिनः अनिशं ईक्षणेन मूढतां संत्यज्य मुक्त-अक्षमा-आली-ईहितं हितं अधारयत्, स सन्ति *अज्यानि दण्ड-छत्र-कमण्डलूनि* कलयन्, शमी, इनः, मुक्त-अक्ष-माली, तप्त-अष्टापद-पिण्ड-पिङ्गल-रुचिः ब्रह्मशान्तिः क्षणेन ( अ-ज्यानि ) शं क्रियात् ।




निर्वाणकलिकायाम्—

"ब्रह्मशान्तिं पिङ्गवर्णं दंष्ट्राकरालं जटामुकुटमण्डितं पादुकारूढं भद्रासनस्थितं उपवीतालङ्कृतस्कन्धं चतुर्भुजं अक्षसूत्रदण्डकान्वित-दक्षिणपाणिं कुण्डिकाच्छत्रालङ्कृतवामपाणिं चेति।"



नि. सा. प्रेस.

## શબ્દાર્થ

दण्ड=દણ્ડ.
छत्र=છત્ર.
कमण्डलु=કમણ્ડળ.
दण्डच्छत्रकमण्डलूनि=દણ્ડ, છત્ર અને કમણ્ડલને.
कलयन् ( ધા૦ कल् )=ધારણ કરનારો.
ब्रह्मशान्तिः ( મૂ૦ ब्रह्मशान्ति )=બ્રહ્મશાન્તિ ( યક્ષ ).
सन्ति ( મૂ૦ सत् )=શોભાયમાન.
ज्या=હાનિ.
अज्यानि=(૧) હાનિરહિત; (૨) નવીન.
शमी ( મૂ૦ शमिन् )=ઉપશમ–યુક્ત.
क्षणेन=ક્ષણમાં, પળમાં.
इनः ( મૂ૦ इन )=સ્વામી.
मुक्ता=મોતી.
मुक्ताक्षमाली=મોતીની જપ–માલા છે જેની પાસે એવો.
पिण्ड=પિણ્ડ, સમૂહ.
पिङ्गल=પીત, પીળી.
तप्ताष्टापदपिण्डपिङ्गलरुचिः=તપેલા સુવર્ણના પિણ્ડના સમાન પીળી પ્રભાવાળો.
अधारयत् ( ધા૦ धृ )=ધારણ કરતો હવો.
मूढतां ( મૂ૦ मूढता )=અજ્ઞાનને, મૂર્ખતાને.
संत्यज्य ( ધા૦ त्यज् )=ત્યાગ કરીને, તજી દઇને.
अनिशम्=સર્વદા.
ईक्षणेन ( મૂ૦ ईक्षण )=અવલોકનથી, દર્શનથી.
शमिनः ( મૂ૦ शमिन् )=ઉપશમ–યુક્તના.
मुक्त ( ધા૦ मुच् )=મૂકી દીધેલ, ત્યાગ કરેલ.
अक्षमा=ક્ષમાનો અભાવ, ક્રોધ.
ईहित=(૧) ચેષ્ટિત; (૨) અભીષ્ટ.
मुक्ताक्षमालीहितं=ત્યાગ કર્યો છે ક્રોધનો જેણે એવાની શ્રેણિને અભીષ્ટ.

## શ્લોકાર્થ

**શ્રીબ્રહ્મશાન્તિ યક્ષની સ્તુતિ—**

" ઉપશમ–યુક્ત ( એવા કોઇક મુનિવર )નું નિરંતર દર્શન કરવાથી મૂર્ખતાને તજી દઇને, ત્યાગ કર્યો છે ક્રોધનો જેમણે એવા (સાધુ પુરૂષો)ની શ્રેણિને અભીષ્ટ એવા હિતને જે ધારણ કરતો હવો, તે, શોભનીય [ અથવા વિદ્યમાન ] અને હાનિ–રહિત એવા દણ્ડ, છત્ર અને કમણ્ડળને ધારણ કરનારો, અને ઉપશમયુક્ત, વળી સ્વામી, તથા મોતીઓની જપ–માલાવાળો તેમજ તપેલા સુવર્ણના પિણ્ડના સમાન પીત પ્રભાવાળો એવો **બ્રહ્મશાન્તિ** ( નામનો યક્ષ ) ( હે ભવ્યો ! તમને ) ક્ષણમાં (શાશ્વત) સુખ કરો. "—૬૪

## સ્પષ્ટીકરણ

**બ્રહ્મશાન્તિ યક્ષ—**

આ પ્રથમજ પદ્ય છે કે જેમાં કવીશ્વરે દેવીની સ્તુતિ ન કરતાં યક્ષની સ્તુતિ કરી છે. આવી હકીકત ૭૬ મા પદ્યમાં પણ નજરે પડે છે. અર્થાત્ બધું મળીને ફક્ત બેજ વાર કવિરાજે યક્ષની સ્તુતિ રચી છે; બાકી તો દેવીઓનીજ સ્તુતિ કરી છે.

આ યક્ષરાજના સંબંધમાં કોઈ મુનિવરનું દિન પ્રતિદિન દર્શન કરવાથી તેનું અજ્ઞાન નષ્ટ થયું એમ જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે વાસ્તવિક છે. કેમકે મહર્ષિ ભર્તૃહરિનું "सत्संगतिः किं न करोति पुंसाम्?" એ વાક્યામૃત ક્યાં અજાણ્યું છે?

વિશેષમાં આ દૃષ્ટાન્તથી એ પણ વાત વિચારવા લાયક છે કે જ્યારે સાધારણ મુનિના દર્શનથી પણ આટલો લાભ થાય છે, તો મુનીશ્વર એવા વીતરાગ તીર્થંકરના દર્શનથી શા શા લાભો ન થાય વારુ?[1]

હવે આ યક્ષ પરત્વે વિચાર કરીએ. આ પદ્ય ઉપરથી એટલું તો સુસ્પષ્ટ જોઈ શકાય છે કે આ યક્ષને ચાર હાથ છે અને તે દણ્ડ, છત્ર, કમણ્ડળ અને જપ-માલાથી શોભે છે, તેમજ તેનો વર્ણ સુવર્ણના સમાન પીત છે. પરંતુ આ યક્ષના વાહનના સંબંધી માહિતી અત્ર મળી શકતી નથી.

આ યક્ષના સંબંધમાં સંપૂર્ણ માહિતી તો નિર્વાણ-કલિકામાંના નીચે મુજબ ઉલ્લેખમાંથી મળી આવે છે:—

"तथा ब्रह्मशान्तिं पिङ्गवर्णं दंष्ट्राकरालं जटामुकुटमण्डितं पादुकारूढं भद्रासनस्थितमुपवीतालङ्कृतस्कन्धं चतुर्भुजं अक्षसूत्रदण्डकान्वितदक्षिणपाणिं कुण्डिकाच्छत्रालङ्कृतवामपाणिं चेति"

અર્થાત્ બ્રહ્મશાન્તિ યક્ષનો પીત વર્ણ છે અને તેની દાઢ ભયંકર છે. તે જટા અને મુકુટથી મણ્ડિત છે. વળી તે પગમાં પાદુકા પહેરે છે અને ભદ્રાસને રહે છે. તેનો ખભો ઉપવીત (જનોઈ)થી અલંકૃત છે. તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ જપ-માલા અને દણ્ડથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ કમણ્ડળુ અને છત્રથી વિભૂષિત છે.

---

૧ સરખાવો—

"दर्शनाद् दुरितध्वंसो, वन्दनाद् वाञ्छितप्रदः।
पूजनात् पूरकः श्रीणां, जिनः साक्षात् सुरद्रुमः॥"

તથા વળી—

"दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम्।
दर्शनं स्वर्गसोपानं, दर्शनं मोक्षसाधनम्॥"



# १७ श्रीकुन्थुजिनस्तुतयः

अथ श्रीकुन्थुनाथाय वन्दनम्—

भवतु मम नमः श्रीकुन्थुनाथाय तस्मै
अमितशमितमोहायामितापाय हृद्यः ।
सकलभरतभर्ताऽभूज्जिनोऽप्यक्षपाशा-
यमितशमितमोहायामितापायहृद् यः ॥ ६५ ॥

—मालिनी (८, ७)

## टीका

भवत्विति । 'भवतु' अस्तु । 'मम नमः' मत्सम्बन्धी नमस्कारः । 'श्रीकुन्थुनाथाय' श्रीकुन्थुनाम्ने नाथाय । 'तस्मै' । 'अमितशमितमोहायामितापाय' अमितः-अपरिगतः शमितः-शमं नीतो मोहायामितापः-मोहनीयदीर्घदवथुर्येन तस्मै । 'हृद्यः' हृदयहारी । 'सकलभरतभर्ता' समस्तभरतवर्षाधिपः, चक्रवर्तीत्यर्थः । 'अभूत्' संवृत्तः । 'जिनोऽपि' जिनश्च । अपिशब्दः समुच्चयार्थः । 'अक्षपाशायमितशमितमोहाय' अक्षपाशैः-इन्द्रियरज्जुभिः अयमिता-अबद्धा ये शमिनः-मुनयास्तेषां तमोहाय-अज्ञानघातिने । 'अमितापायहृद्' अमितान् अपायान् हरति यः सः । तस्मै श्रीकुन्थुनाथाय मम नमो भवतु यः सकलभरतभर्ता जिनोऽपि अभूदिति सम्बन्धः ॥ ६५ ॥

## अवचूरिः

तस्मै श्रीकुन्थुनाथाय जिनाय नमोऽस्तु । अमितः शमितो मोहस्यायामितापो-दीर्घदवथुर्येन तस्मै । यः स्वामी हृद्यो-हृदयहारी । सपूर्णभरतक्षेत्राधिपः-चक्रवर्ती । जिनोऽप्यभूत् । किंभूतः ? । अमितानपायान् हरतीति तस्मै । किंभूताय ? । अक्षपाशा-इन्द्रियरज्जवस्तैरयमिता-अबद्धा ये शमिनो-मुनयस्तेषां तमोहाय-अज्ञानघातिने ॥ ६५ ॥

## अन्वयः

यः हृद्यः सकल-भरत-भर्ता अमित-अपाय-हृद् जिनः अपि अभूत्, तस्मै अ-मित-शमित-मोह-आयामि-तापाय, अक्ष-पाश-अ-यमित-शमिन्-तमस्-हाय श्री-कुन्थुनाथाय मम नमः भवतु ।

---

१ આ વૃત્તના લક્ષણ સારૂ જુઓ ૨૫ મા શ્લોકનું સ્પષ્ટીકરણ

## શબ્દાર્થ

भवतु ( धा० भू )=હોજો.
कुन्थु=કુન્થુ (નાથ), સત્તરમા તીર્થંકર.
श्रीकुन्थुनाथाय=શ્રીકુન્થુનાથને, સત્તરમા તીર્થંકરને.
तस्मै ( मू० तद् )=તેને.
आयामिन्=વિસ્તીર્ણ.
अमितशमितमोहायामितापाय=નષ્ટ કર્યો છે અપાર એવા મોહના વિસ્તીર્ણ સંતાપને જેણે એવા.
हृद्यः ( मू० हृद्य )=મનોહર.
भरत=ભરત (ક્ષેત્ર), ભારત વર્ષ.
भर्तृ=સ્વામી.
सकलभरतभर्ता=સંપૂર્ણ ભારતવર્ષના અધિપતિ, ચક્રવર્તી.
अभूत् ( धा० भू )=થતા હવા.
जिनः ( मू० जिन )=જિન, તીર્થંકર.
अपि=સમુચ્ચયવાચક અવ્યય.
अक्ष=ઇન્દ્રિય.
पाश=રજ્જુ, દોરડું.
यमित ( धा० यम् )=બંધાયેલ.
शमिन्=ઉપશમથી યુક્ત.
अक्षपाशायमितशमितमोहाय=ઇન્દ્રિયરૂપી રજ્જુ વડે નહિ બંધાયેલા ( અત એવ ) ઉપશમયુક્ત એવા (મુનિવરો)ના (અજ્ઞાનરૂપી) અંધકારનો નાશ કરનારા.
हृत्=હરનાર.
अमितापायहृत्=પાર વિનાનાં કષ્ટોને હરનારા.

## શ્લોકાર્થ

**શ્રીકુન્થુનાથને વન્દન—**

"જે મનોહર ( કુન્થુનાથ ) સમસ્ત ભરત ( ક્ષેત્ર )ના સ્વામી ( અર્થાત્ ચક્રવર્તી ) ( હોવાં ઉપરાંત ) અગણિત ક્લેશોને પણ દૂર કરનારા એવા તીર્થંકર પણ થયા, તે શ્રીકુન્થુનાથ કે જેમણે અપાર એવા મોહના વિસ્તીર્ણ સંતાપનો નાશ કર્યો છે, તેમજ જેઓ ઇન્દ્રિયરૂપી રજ્જુ વડે નહિ બંધાયેલા અને ( અત એવ ) ઉપશમયુક્ત એવા ( જનો )ના ( અજ્ઞાનરૂપી ) અંધકારનો નાશ કરનારા છે, તે કુન્થુનાથને મારી ( વારંવાર ) વન્દના હોજો."—૬૫

## સ્પષ્ટીકરણ

**શ્રીકુન્થુનાથ-ચરિત્ર—**

સત્તરમા તીર્થંકર કુન્થુનાથનો જન્મ હસ્તિનાગપુરમાં થયો હતો. શ્રી રાણી અને સૂર રાજા એ તેમનાં માતાપિતા થતાં હતાં. છાગના લાંછનથી અંકિત તેમજ સુવર્ણવર્ણી એવો તેમનો દેહ પાંત્રીસ ધનુષ્ય પ્રમાણ ઊંચો હતો. આ શ્લોકમાં કહેવામાં આવ્યું છે તેમ એકજ ભવમ ચક્રવર્તીનું પદ તેમજ વળી તીર્થંકરનું પણ પદ પ્રાપ્ત કરવા તેઓ ભાગ્યશાલી થયા હતા. આ તેમનું અલૌકિક પુણ્ય સૂચવે છે. પંચાણુ હજાર વર્ષનું આયુષ્ય પરિપૂર્ણ થતાં તેઓ પરમાનંદ પદને પામ્યા.

**ભરતક્ષેત્ર અને ચક્રવર્તીનું સ્વરૂપ—**

જમ્બૂદ્વીપના વિષ્કમ્ભથી એકસો નેવુંમા ભાગના વિષ્કમ્ભવાળું અર્થાત્ $\frac{100000}{190}=526\frac{6}{19}$ યોજનના વિષ્કમ્ભવાળું ભરતક્ષેત્ર છે. આ ક્ષેત્રના મધ્યભાગમાં પૂર્વથી પશ્ચિમે સમુદ્ર પર્યંત

વિસ્તારવાળો વૈતાઢય પર્વત આવેલો છે તેમજ વળી આ ક્ષેત્રમાં ગંગા અને સિન્ધુ એ નામની બે મહાનદીઓ આવેલી છે. આથી કરીને આ ક્ષેત્રના છ વિભાગો પડે છે. આ પ્રત્યેક વિભાગને 'ખંડ'ના નામથી ઓળખવામાં આવે છે. દક્ષિણાર્દ્ધ ભરતમાં તેમજ ઉત્તરાર્દ્ધ ભરતમાં ત્રણ ત્રણ ખંડો છે. આ છએ ખંડના અધિપતિને 'ચક્રવર્તી' કહેવામાં આવે છે, જ્યારે આમાંના દક્ષિણાર્દ્ધના ત્રણ ખંડોના અધિપતિને 'વાસુદેવ' યાને 'અર્ધચક્રવર્તી' કહેવામાં આવે છે (કેમકે ઉત્તરાર્દ્ધમાં વાસુદેવનો સંભવ નથી). આ શ્લોકમાં સકલ ભરતના અધિપતિ એમ કહીને કુન્થુનાથનું ચક્રવર્તિત્વ પ્રકટ કર્યું છે.[1]

અત્ર એ નિવેદન કરવું વધારા પડતું નહિ ગણાય કે જેમ સમસ્ત ભરત ક્ષેત્રના અધિપતિને ચક્રવર્તી કહેવામાં આવે છે, તેવીજ રીતે સમસ્ત ઐરાવત ક્ષેત્ર તેમજ વળી મહાવિદેહના બત્રીસ વિજયો પૈકી ગમે તે કોઈ વિજયના અધિપતિને પણ 'ચક્રવર્તી' કહેવામાં આવે છે. આ સિવાય અન્યત્ર ચક્રવર્તીનો સદ્ભાવ નથી, કેમકે અન્ય સ્થલે તો અકર્મભૂમિ છે. વિશેષમાં જેમ બે તીર્થંકરો અરસપરસ મળે નહિ, અર્થાત્ એકજ ક્ષેત્રમાં બે તીર્થંકરોનો જેમ સદ્ભાવ હોઈ શકે નહિ, તેવીજ રીતે એક ચક્રવર્તી બીજા ચક્રવર્તીને મળી શકે નહિ.[2] વળી જેમ તીર્થંકરનો જન્મ ચૌદ સ્વપ્નોથી સૂચિત છે, તેમ ચક્રવર્તીનો પણ છે. આ ઉપરાંત જેમ તીર્થંકરની પાસે ધર્મ-ચક્ર હોય છે તેમ ચક્રવર્તી પાસે ચક્ર-રત્ન હોય છે.[3] વળી જેમ તીર્થંકરો [4]શલાકાપુરૂષ ગણાય છે, તેમ ચક્રવર્તી પણ ગણાય છે, તેમજ વળી બંનેના દેહ પણ ૧૦૦૮ લક્ષણોથી લક્ષિત હોય છે. પરંતુ વિશેષતા એ છે કે તીર્થંકરો તો તદ્ભવમાં નિર્વાણ-પદને પામે છેજ, જ્યારે ચક્રવર્તી તે પદ પામે પણ ખરા ને નહિ પણ પામે; કેમકે જો તે રાજ્યનો ત્યાગ કરી દીક્ષા-ગ્રહણ કરે, તો તો દેવગતિ કે મોક્ષ પામે; બાકી તો સાતમી નરકે સિધાવે.[5]

અત્ર ચક્રવર્તીની ફક્ત સ્થૂલ રૂપરેખા આલેખવામાં આવે છે. આ સંબંધમાં વાચકવર્ય શ્રીઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમસૂત્રના દ્વિતીય અધ્યાયના પરમા સૂત્રનું વિવરણ કરતાં શ્રીસિદ્ધસેનગણિ કથે છે કે—

---

૧ એ ધ્યાનમાં રાખવું કે આ અવસર્પિણીમાં ફક્ત કુન્થુનાથેજ ચક્રવર્તિ-પદ તેમજ તીર્થંકર-પદ પ્રાપ્ત કર્યાં છે એમ નથી; પરંતુ એકજ ભવમાં શાન્તિનાથ તેમજ અરનાથ (અર્થાત્ સોળમા તેમજ અઢારમા તીર્થંકરો) પણ તે પદ મેળવવા ભાગ્યશાળી થયા હતા.

૨ જુઓ જ્ઞાતાધર્મકથાંગ, દ્રૌપદી-અધ્યયન.

૩ આ ઉપરથી તેનું ચક્રવર્તી એવું નામ સાર્થક છે એમ સિદ્ધ થાય છે.

૪ એકંદર શલાકા પુરૂષોની સંખ્યા પદની અપેક્ષાએ ૬૩ ની છે, જોકે વ્યક્તિની અપેક્ષાએ તો તે ઓછી પણ હોય અને આવી હકીકત કુન્થુનાથાદિકના દૃષ્ટાન્તથી આ અવસર્પિણી પરત્વે જોઇ શકાય છે. ૨૪ તીર્થંકરો, ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ અને ૯ બલદેવ (વાસુદેવના સાવકા વડીલ ભાઇ) એ ઉપર્યુક્ત ૬૩ શલાકાપુરૂષો છે. આ પુરૂષોને 'શલાકા' એવું વિશેષણ લગાડવાનું કારણ એ છે કે એ તેમની ઉત્તમતા સૂચવે છે. કેમકે અભિધાન-ચિન્તામણિ (તૃતીય કાણ્ડ, શ્લોક ૩૬૩)ની ટીકામાં કહ્યું છે કે—

"शलाकापुरुषाः पुरुषेषु जातरेखा इत्यर्थः"

૫ 'રાજને અંતે નરક' એ વાતની આ સાક્ષી પુરે છે.

" चक्रवर्तिनोऽपि नवनिधिपतयश्चतुर्दशाना रत्नानां नेतारः स्वपौरुषोपात्तमहाभोगभुजः सकलभरताधिपा भवन्ति "

અર્થાત—ચક્રવર્તીઓ (પણ) નવ નિધિ તેમજ ચૌદ રત્નના સ્વામી છે તેમજ તેઓ સ્વપરાક્રમ વડે પ્રાપ્ત કરેલા મહાભોગોને ભોગવનારા છે તેમજ સમસ્ત ભરતક્ષેત્રનાઅધિપતિ છે.

ચક્રવર્તીના નવ નિધિ તેમજ ચૌદ રત્નો વિષેની સવિસ્તર માહિતી તેમજ તે કેવી રીતે છ ખંડો સાધે છે, ઇત્યાદિકનું ટુંક વર્ણન ૬૯મા પદ્યના સ્પષ્ટીકરણમાંથી મળી શકશે, બાકી તેનું વિશિષ્ટ સ્વરૂપ તો ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના મહાકાવ્યના પ્રથમ પર્વના ચતુર્થ સર્ગમાંથી તેમજ જમ્બૂદ્વીપ- પ્રજ્ઞપ્તિના તૃતીય વક્ષસ્કારમાંથી મળશે.

**सकलतीर्थपतिभ्यः प्रणतिः—**

सकलजिनपतिभ्यः पावनेभ्यो नमः सन्–
नयनरवरदेभ्यः सारवादस्तुतेभ्यः ।
समधिगतनुतिभ्यो देववृन्दाद् गरीयो–
नयनरवरदेभ्यः सारवादस्तु तेभ्यः ॥ ६६ ॥

—मालिनी

## टीका

सकलेति। 'सकलजिनपतिभ्यः' निखिलतीर्थकृद्भ्यः। 'पावनेभ्यः' पवित्रताजनकेभ्यः। 'नमः' इति स्तुत्यर्थे। 'सन्नयनरवरदेभ्यः' रदाः–दशनाः शोभना नयाश्च रवश्च रदाश्च येषां तेभ्यः। 'सारवादस्तुतेभ्यः' सारः–अर्थप्रधानो वादः–उक्तिर्येषां तेभ्यः, सारेण वादेन स्तुतेभ्यः–वन्दितेभ्यः। 'समधिगतनतिभ्यः' प्राप्तप्रणामेभ्यः। 'देववृन्दात्' सुरकदम्बकात्। 'वरीयोनयनरवरदेभ्यः' वरीयोनयाः–उरुतरनीतयो ये नरास्तेभ्यो वरदेभ्यः। सारवात् सशब्दात्। स्तुतिपरादित्यर्थः। 'अस्तु' भवतु। 'तेभ्यः'। ये इत्थंभूताः 'सारवात्' देववृन्दात् समधिगतनतिभ्यः तेभ्यः सकलजिनपतिभ्यो नमः इति योगः॥ ६६॥

## अवचूरिः

तेभ्यः सर्वजिनेन्द्रेभ्यो नमोऽस्तु। किंभूतेभ्यः?। पावनेभ्यः–पवित्रताजनकेभ्यः। सन्तः–शोभमाना नयनानि–लोचनानि रवो–देशनाध्वनिः रदा–दन्ताश्च येषां तेभ्यः। सारः–अर्थप्रधानो वाद–उक्तिर्येषां तेः स्तुताः। यद्वा सारश्चासौ वादश्च तेन स्तुताः तेभ्यः। समधिगता–प्राप्ता नुतिर्यैस्तेभ्यः।

२ 'गतनतिभ्यो देववृन्दाद् वरीयो–' इत्यपि पाठः ।

कस्मात् ? । देवसमूहात् । किंविशिष्टात् ? । सारवात्-प्रस्तुतस्तुतिकात् । गरीयांसो-गरिष्ठा नया-नीतयो येषु ते च ते नराश्च तेषां वरदेभ्यः । इत्थंभूतेभ्यो जिनेभ्यो नमोऽस्तु-भवतु ॥ ९६ ॥

## अन्वयः

पावनेभ्यः, सत्-नयन-रव-रदेभ्यः, सार-वाद-स्तुतेभ्यः सह-आरवात् देव-वृन्दात् समधि-गत-नुतिभ्यः, गरीयस्-नय-नर-वरदेभ्यः तेभ्यः सकल-जिन-पतिभ्यः नमः अस्तु ।

## શબ્દાર્થ

सकलजिनपतिभ्यः=સમસ્ત જિનવરોને.
पावनेभ्यः (મૂ૦ पावन)=(૧) પવિત્ર કરનારા; (૨) નિર્મલ.
सन्नयनरवरदेभ्यः=ઉત્તમ છે નેત્ર, ધ્વનિ અને દન્ત જેના એવાને.
सार=ઉત્તમ.
वाद=વચન.
सारवाद=(૧) અર્થ-પ્રધાન વચન; (૨) સાર્થ છે વચન જેનું એવા.
स्तुत (ધા૦ स्तु)=સ્તુતિ કરાયેલ.
सारवादस्तुतेभ्यः=અર્થ-પ્રધાન વચનો વડે અથવા સાર્થ છે વચન જેનું એવાથી સ્તુતિ કરાયેલા.
समधिगत (ધા૦ गम्)=પ્રાપ્ત થયેલી.
नुति=(૧) સ્તુતિ; (૨) પ્રણામ.
समधिगतनुतिभ्यः=પ્રાપ્ત થઇ છે સ્તુતિ જેમને એવાને.
देव=સુર.
वृन्द=સમૂહ.
देववृन्दात्=સુર-સમૂહથી.
गरीयस्=શ્રેષ્ઠ.
गरीयोनयनरवरदेभ्यः=શ્રેષ્ઠ છે નીતિ જેમની એવા ઉત્તમ મનુષ્યોને તેમના મનો-વાંછિત અર્પણ કરનારા.
अस्तु (ધા૦ अस्)=થાઓ.
सारवात् (મૂ૦ स+आरव)=શબ્દાયમાન.
तेभ्यः (મૂ૦ तद्)=તેમને.

## શ્લોકાર્થ

**સકલ તીર્થંકરોને પ્રણામ—**

"પવિત્ર કરનારા [ અથવા પવિત્ર ] એવા, વળી [1]ઉત્તમ છે નેત્ર, (દેશના-સમયની) ધ્વનિ તેમજ દન્ત જેમનાં એવા, તથા વળી અર્થ-પ્રધાન વાક્યો વડે [ અથવા સાર્થ છે વચનો જેમનાં એવા વડે ] સ્તુતિ કરાયેલા, તેમજ (સ્તુતિનો આરંભ કર્યો હોવાથી) શબ્દાયમાન એવા સુર-સમૂહ દ્વારા પ્રાપ્ત થઇ છે સ્તુતિ જેમને એવા (અર્થાત્ દેવના પણ સ્તુતિ-પાત્ર) અને વળી શ્રેષ્ઠ છે નીતિ જેમની એવા ઉત્તમ જનોને તેમનાં મનોવાંછિત અર્પણ કરનારા એવા તે સમસ્ત જિને[2]શ્વરોને (મારા) પ્રણામ હોજો."—૯૬

૧ કમલની લક્ષ્મીનો તિરસ્કાર કરનારાં નેત્રો હોવાથી, સ્નિગ્ધ, ગંભીર અને યોજનગામી ધ્વનિ હોવાથી અને હીરા વિગેરેનો પરાભવ કરનારા દન્ત હોવાથી 'ઉત્તમ' શબ્દ ઘટી શકે છે.

૨ જિનેશ્વરના દેહના વર્ણન સારૂ જુઓ ચતુર્વિંશતિકા (પૃ૦ ૯૮).

सिद्धान्त-स्मरणम्—

स्मरत विगतमुद्रं जैनचन्द्रं चकासत्-
कविपदगमभङ्गं हेतुदन्तं कृतान्तम् ।
द्विरदमिव समुद्यद्दानमार्गं धुताघै-
कविपदगमभङ्गं हे तुदन्तं कृतान्तम् ॥ ६७ ॥

—मालिनी

## टीका

स्मरतेति । 'स्मरत' ध्यायत । 'विगतमुद्रं' अपर्यन्तम् । 'जैनचन्द्रं' जिनचन्द्रसंबन्धिनम् । 'चकासत्कविपदगमभङ्गं' चकासन्तः-शोभमानाः कविपदानि-कवियोग्यशब्दाः गमाः भङ्गाश्च यस्मिन् तम् । 'हेतुदन्तं' हेतव एव प्रतिपक्षभेद(क)त्वात् दन्तौ-विषाणौ यस्य तम् । 'कृतान्तं' आगमम् । 'द्विरदमिव' द्विपमिव । 'समुद्यद्दानमार्गं' समुद्यन्-समुल्लसन् दानमार्गो-ज्ञानादीनां वितरणक्रमो यत्र तम् । 'धुताघैकविपदग' अघं-पापं तदेवैका-अद्वितीया विपत् सैव दुःखफलदायकत्वात् अगो-विटपी, धुतो-निरस्तः अघैकविपदगो येन तम् । 'अभङ्गं' अजेयम् । 'हे' इत्यामन्त्रणम् । 'तुदन्तं' पीडयन्तम् । 'कृतान्तं' अन्तकम् । अत्र द्विरदेन सह श्लेषः । सोऽपि विगतमुद्रः-अपेतमर्यादः स्वच्छन्दो भवति, तस्यापि पदगमभङ्गाः-पदप्रचारक्रमाश्चकासति, दन्ताश्च भवन्ति, दानमार्गः-मदप्रवाहः समुदेति, सोऽपि अगं धुनोति अभङ्गश्च । कृतान्तं कृतमिव (?) नाशं विपक्षादिकं तुदति । तदेवं द्विरदमिव हे (भव्य-लोका !)ः जैनचन्द्रं कृतान्तं स्मरेत्यन्वयः ॥ ६७ ॥

## अवचूरिः

हे लोकाः ! जिनचन्द्रसंबन्धिनं कृतान्तं यूयं स्मरत । हस्तिनमिव । किंभूतम् ? । विगतमुद्रं-गतप्रमाणम् । चकासन्तः-शोभमानाः कविपदानि-कवियोग्याः शब्दाः गमा भङ्गाश्च यस्मिन् । हेतुदन्तं हेतव एव दन्तौ विपक्षभेदकत्वाद् विषाणौ यस्य तम् । कृतान्तं-यमम् । तुदन्तं-व्यथमानम् । समुद्यन्-समुल्लसन् दानमार्गो-ज्ञानादीनां वितरणक्रमो यस्मिन् । अघैकविपदः-पापैकविपद एवागा-वृक्षास्ते धुता येन । अभङ्गं-अजेयम् । अत्र द्विरदेन श्लेषः । सोऽप्यपेतमर्यादः । तस्यापि पदगमनभङ्गाः शोभन्ते । दानमार्गो मदप्रवाहश्च स्यात् । स च कृतविनाशं च तुदति ॥ ६७ ॥

## अन्वयः

हे (लोकाः) ! द्विरदं इव विगत-मुद्रं, चकासत्-कवि-पद-गम-भङ्गं, हेतु-दन्तं समुद्यत्-दान-मार्गं, धुत-अघ-एक-विपद्-अगं, अ-भङ्गं, कृतान्तं तुदन्तं जैनचन्द्रं कृतान्तं स्मरत ।

## શબ્દાર્થ

स्मरत ( धा० स्मृ )=તમે સ્મરણ કરો.
विगत ( धा० गम् )=વિશેષતઃ ગયેલ.
विगतमुद्रं=નષ્ટ થયું છે પરિમાણ જેનું એવા, અપરિમિત.
जैनचन्द्रं ( मू० जैनचन्द्र )=જિનચન્દ્રસંબંધી.
चकासत् ( धा० चकास् )=પ્રકાશતા.
भङ्ग=રચના.
चकासत्कविपदगमभङ्गं=(૧) પ્રકાશમાન છે કવિ-યોગ્ય પદો, આલાપકો અને રચના જેનાં એવા; (૨) શોભાયમાન તેમજ પણ્ડિતયોગ્ય છે ચરણની ચાલની રચના જેની એવા.
दन्त=દાંત.
हेतुदन्तं ( मू० हेतुदन्त )=હેતુ છે દન્ત જેના એવા.
कृतान्तं( मू० कृतान्त )=સિદ્ધાન્તને.
द्विरदं ( मू० द्विरद )=હાથીને.
इव=જેવા.
समुद्यत् ( धा० इ )=દેદીપ્યમાન.
दान=(૧) ત્યાગ; (૨) મદ-જલ.
समुद्यद्दानमार्गं=(૧) દેદીપ્યમાન છે ત્યાગ-માર્ગ જેનો એવા; (૨) શોભી રહ્યો છે મદ-જલનો માર્ગ જેનો એવા.
धुत ( धा० धु )=હલાવેલ, નષ્ટ કરેલ.
विपद्=કષ્ટ.
अग=વૃક્ષ.
धुतावैकविपदगं=(૧) નષ્ટ કર્યું છે પાપરૂપી અદ્વિતીય આપત્તિરૂપ વૃક્ષ જેણે એવા; (૨) નષ્ટ થયું છે પાપ જેનું એવાના અદ્વિતીય સ્થાન પ્રતિ ગમન કરનારા.
अभङ्गं( मू० अभङ्ग )=અજેય.
तुदन्तं ( मू० तुदत् )=પીડા કરનાર.
कृतान्तं ( मू० कृतान्त )=(૧) યમને; (૨) આણ્યો છે અન્ત જેણે એવાને.

## શ્લોકાર્થ

**સિદ્ધાન્તનું સ્મરણ—**

" અત્યંત વિશાળ એવા, તથા શોભાયમાન તેમજ કવિઓને (વર્ણન કરવા) લાયક છે ચરણની ચાલની રચના જેની એવા, વળી (શત્રુ-સમૂહનો નાશ કરવામાં) કારણભૂત છે દન્ત જેના એવા, શોભી રહ્યો છે મદ-જલ વડે માર્ગ જેનાથી એવા, તથા નષ્ટ થયું છે પાપ જેનું એવા (પુણ્યશાળી મનુષ્યો)ના અદ્વિતીય સ્થાન પ્રતિ ગમન કરનારા, તેમજ વળી કર્યો છે વિનાશ જેમણે એવાને પીડા કરનારા એવા કુંજરની જેમ અપરિમિત, વળી પ્રકાશમાન છે કવિ-યોગ્ય પદો, આલાપકો અને રચનાઓ જેનાં એવા, તથા (પર દર્શનોનું ખંડન કરવામાં) હેતુરૂપ છે દન્ત જેના એવા, વળી દેદીપ્યમાન છે (જ્ઞાન-રૂપી) દાન-માર્ગ જેનો એવા, તેમજ વળી વિનાશ કર્યો છે પાપરૂપી અસાધારણ આપત્તિરૂપ વૃક્ષનો જેણે એવા અને અજેય તથા યમને પીડા કરનારા એવા જિનચન્દ્ર-વિષયક સિદ્ધાન્તને હે (લોકો)! તમે યાદ કરો. "—૬૭

## સ્પષ્ટીકરણ

**શ્લોક-સમીક્ષા—**

આ શ્લોકમાં પણ ૬૧મા શ્લોકની માફક શ્લેષાલંકાર શોભી રહ્યો છે, એ આ શ્લોકની ચમત્કૃતિમાં વધારો કરે છે.

श्रीपुरुपदत्तायै प्रार्थना—

प्रचलदचिररोचिश्चारुगात्रे ! समुद्यत्–
सदसिफलकरामेऽभीमहासेऽरिभीते ! ।
सपदि पुरुपदत्ते ! ते भवन्तु प्रसादाः
सदसि फलकरा मेऽभीमहासेरिभीते ॥ ६८ ॥ १७ ॥

—मालिनी

## टीका

प्रचलदिति । 'प्रचलदचिररोचिश्चारुगात्रे !' प्रचलन्ती–स्फुरन्ती या अचिररोचिः–तडित् तद्वत् चारुगात्रे–रुचिराङ्गि ! । 'समुद्यत्सदसिफलकरामे !' समुद्यन्ती–प्रोल्लसन्ती ये सती–शोभने असिफलके–खड्गचर्मणी ताभ्यां रामे–रमणीये ! । 'अभीमहासे !' सौम्यहसने ! । 'अरिभीते !' अरिभ्यो भीः अरिभीः तस्या ईते–ईतिभूते ! । 'सपदि' तत्क्षणम् । 'पुरुपदत्ते !' पुरुपदत्तादेवि ! । 'ते' त्वत्सम्बन्धिनः । 'भवन्तु' सम्पद्यन्ताम् । 'प्रसादाः' अनुग्रहाः । 'सदसि' सभायाम् । 'फलकराः' कार्यसिद्धिकारिणः । 'मे' मम । 'अभीमहासेरिभीते !' अभीः–अविद्यमानभया या महासेरिभी–महामहिषी तस्यां इते–गते ! । हे पुरुपदत्ते ! सपदि ते प्रसादाः सदसि फलकरा मे भवन्तु इति योगः ॥ ६८ ॥

## अवचूरिः

हे पुरुपदत्ते ! ते–तव प्रसादाः सदसि–सभायां फलकराः–कार्यसिद्धिकारिणो भवन्तु मे–मम । प्रचलन्ती–स्फुरन्ती या विद्युत् तद्वत् चारु गात्रं यस्याः सा तस्याः संबोधनम् । विलसद्भ्यामसिफलकाभ्यां–खड्गखेटकाभ्यां रामा–रमणीया तस्याः संबोधनम् । अभीमः–अरौद्रो हासो–हसनं यस्याः । अरिभ्यो भीः–भयं तस्या ईतिभूते ! । अभीः–निर्भया या महासेरिभी–प्रौढमहिषी तामिता–गता तस्याः संबोधनम् ॥ ६८ ॥

## अन्वयः

प्रचलत्–अचिर–रोचिस्–चारु–गात्रे ! समुद्यत्–सत्–असि–फलक–रामे ! अ–भीम–हासे ! अरि–भी–ईते ! अ–भी–महत्–सेरिभी–इते ! पुरुपदत्ते ! ते प्रसादाः सदसि सपदि मे फल–कराः भवन्तु ।

## શબ્દાર્થ

प्रचलत् ( धा० चल् )=સ્ફુરાયમાન.
अचिररोचिः=સૌદામિની, વીજળી.
चिर=લાંબા સમયની.
चारु=મનોહર.
रोचिस्=પ્રકાશ.
गात्र=દેહ.




निर्वाणकलिकायाम्—

"पुरुपदत्तां कनकावदातां महिपीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्गखेटकयुतवामहस्तां चेति ।"

 नि. सा. प्रेस

प्रचलद्वाचिरोचिश्चारुगात्रे !=સ્ફુરાયમાન સૌદામિનીના જેવો મનોહર દેહ છે જેનો એવી ! (સં૦)

राम=રમણીય.

समुद्यत्सवसिफलकरामे !=હે દેદીપ્યમાન તેમજ ઉત્તમ એવા ખડ્ગ અને ખેટક વડે રમણીય !

भीम=ભયંકર.

हास=હાસ્ય.

अभीमहासे !=નથી ભયંકર હાસ્ય જેનું એવી! (સં૦)

ईति= ઈતિ, ઉપદ્રવ.

अरिभीते !=હે શત્રુઓ તરફના ભય પ્રતિ ઈતિ-સમાન !

सपदि=એકદમ.

पुरुषदत्ते ! (મૂ૦ पुरुषदत्ता)=હે પુરૂષદત્તા(દેવી)!

ते ( મૂ૦ युष्मद् )=તારા.

भवन्तु ( ધા૦ भू )=થાઓ.

प्रसादाः ( મૂ૦ प्रसाद )=પ્રસાદો.

सदसि ( મૂ૦ सदस् )=સભામાં.

कर=કરનાર.

फलकराः ( મૂ૦ फलकर )=ફલદાયક, ફળીભૂત.

सेरिभी=મહિષી, ભેંસ.

अभीमहासेरिभीते !=હે નિર્ભય તેમજ મોટી એવી મહિષીને પ્રાપ્ત થયેલી એવી !(સં૦)

## શબ્દાર્થ

**શ્રીપુરૂષદત્તા દેવીને પ્રાર્થના—**

" હે સ્ફુરાયમાન સૌદામિનીના જેવા મનોહર દેહવાળી ( દેવી ) ! હે દેદીપ્યમાન તેમજ ઉત્તમ એવા ખડ્ગ અને ખેટક વડે રમણીય ( વિદ્યા-દેવી ) ! નથી ( અન્ય જનોને ) ભયંકર હાસ્ય જેનું એવી હે ( મહાદેવી ) ! હે શત્રુઓ તરફના ભય પ્રતિ ઈતિ સમાન ( નરદત્તા ) ! હે નિર્ભય તેમજ મોટી એવી મહિષીના ઉપર આરૂઢ થયેલી ! ( પુરૂષાગ્રદત્તા ) ! હે પુરૂષદત્તા ! તારા પ્રસાદો મને સભામાં સત્વર ફલીભૂત થાઓ."—૯૮

## સ્પષ્ટીકરણ

**ઈતિ-વિચાર—**

એકંદર ઈતિની સંખ્યા છ છેઃ-(૧) અતિવૃષ્ટિ, (૨) અનાવૃષ્ટિ, (૩) ઉંદર, (૪) તીડ, (૫) પોપટ અને (૬) પરદેશી રાજાનું આક્રમણ. આ વાત નીચેના શ્લોક ઉપરથી પણ જોવાય છે.

" अतिवृष्टिरनावृष्टि-र्मूषकाः शलभाः शुकाः।
प्रत्यासन्नाश्च राजानः, षडेता ईतयः स्मृताः ॥"

**પુરૂષદત્તા દેવીનું સ્વરૂપ—**

'મનુષ્યને વરદાન આપે તે પુરૂષદત્તા' એમ પુરૂષદત્તાના નામ ઉપરથી સૂચન થાય છે. આ પણ એક વિદ્યા-દેવી છે. નરદત્તા અને પુરૂષાગ્રદત્તા એ એનાં નામાન્તરો છે. એનો વર્ણ

સુવર્ણ જેવો છે. વળી એને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને ખડ્ગથી વિભૂષિત છે, જ્યારે એના ડાબા બે હાથ તો બીજોરા અને ખેટક(ઢાલ)થી અલંકૃત છે. એને ભેંસનું વાહન છે. આ વાતની **નિર્વાણ-કલિકા** પણ સાક્ષી પૂરે છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

"तथा पुरुषदत्तां कनकावदातां महिषीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्गखेटकयुतवामहस्तां चेति."

આ સંબંધમાં **આચાર-દિનકર** શું કહે છે તે પણ જોઇ લઇએ. ત્યાં કહ્યું છે કે—

"खड्गस्फराङ्कितकरद्वयशासमाना
मेघाभसैरिभपदुस्थितिभासमाना ।
जात्यार्जुनप्रभतनुः पुरुषाग्रदत्ता
भद्रं प्रयच्छतु सतां पुरुषाग्रदत्ता ॥"



## १८ श्रीअरजिनस्तुतयः

अथ श्रीअरनाथाय प्रणिपातः—

व्यमुचच्चक्रवर्तिलक्ष्मीमिह तृणमिव यः क्षणेन तं
सन्नमदमरमानसंसारमनेकपराजितामरम् ।
द्रुतकलधौतकान्तमानमतानन्दितभूरिभक्तिभाक्-
संनमदमरमानसं सारमनेकपराजितामरम् ॥ ६९ ॥

—द्विपदी

### टीका

व्यमुचचक्रेति । ' व्यमुचत् ' त्यक्तवान् । ' चक्रवर्तिलक्ष्मीं ' चक्रधरश्रियम् । ' इह ' अत्र जगति । ' तृणमिव ' तृणं—वीरणादि तदिव । ' यः ' । ' क्षणेन ' सपदि । ' तम् ' । ' सन्नमदमरमानसंसारं ' मा( म )रः—मरणं सन्नः क्षीणो मदश्चः मरश्च मानश्च संसारश्च यस्य तम् । ' अनेकपराजितां ' अनेकपाः—करिणः तैः राजिताम् । ' अरं ' अरनामानम् । ' द्रुतकलधौतकान्तं ' द्रुतं यत् कलधौतं तद्वत् कान्तम् । ' आनमत ' प्रणिपतत । ' आनन्दितभूरिभक्तिभाक्संनमदमरमानसं ' आनन्दितं—आह्लादितं भूरिभक्तिभाजां—प्रभूतभावजुषां संनमतां अमराणां मानसं—मनो येन तम् । ' सारं ' श्रेष्ठम् । ' अनेकपराजितामरं ' अनेके पराजिताः दिग्विजयादिप्रक्रमे अमरा येन तम् । अथवा चक्रवर्तिलक्ष्मीविशेषणम् । अनेकैः परैः—शत्रुभिर्न जितां अनेकपराजिताम् । ' अरं ' शीघ्रम् । यश्चक्रवर्तिलक्ष्मीं तृणमिव व्यमुचत् तं अरं आनमतेति सम्बन्धः ॥ ६९ ॥

### अवचूरिः

यश्चक्रवर्तिलक्ष्मीं क्षणेन—वेगेन तृणवदत्याक्षीत् तं अरं—अरनामानं जिनं हे जनाः ! आनमत । किंभूतम् ? । सन्नाः—क्षीणा मदमरणमानसंसारा यस्य तम् । लक्ष्मीं किंभूताम् ? । अनेकपा—गजास्तै राजितां—शोभिताम् । जिनं किंभूतम् ? । द्रुतं—विलीनं यत् सुवर्णं तद्वत् कान्तं—कमनीयम् । आनन्दितं भूरिभक्तिभाजां संनमतां—प्रणामकारकाणाममराणां मानसं—चित्तं येन । तथा सारं—श्रेष्ठम् । दिग्विजयादिप्रक्रमेऽनेके—बहवः पराजिता—अमरा मागधादिदेवा येन तम् । यद्वा लक्ष्मीं कथंभूताम् ? । अनेकैः परैरजिताम् । अरं—शीघ्रम् ॥ ६९ ॥

### अन्वयः

यः अनेकप—राजितां ( अथवा अनेक—पर—अजितां ) चक्रवर्तिन्—लक्ष्मीं इह तृणं इव क्षणेन व्यमुचत्, तं सन्न—मद—मर—मान—संसारं, द्रुत—कलधौत—कान्तं, आनन्दित—भूरि—भक्ति—भाक्—संनमत्—अमर—मानसं, सारं अनेक—पराजित—अमरं अरं ( अरं ) आनमत ।

સુવર્ણ જેવો છે. વળી એને ચાર હાથ છે. એના જમણા બે હાથ વરદ અને ખડ્ગથી વિભૂષિત છે, જ્યારે એના ડાબા બે હાથ તો બીજોરા અને ખેટક(ઢાલ)થી અલંકૃત છે. એને ભેંસનું વાહન છે. આ વાતની **નિર્વાણ-કલિકા** પણ સાક્ષી પૂરે છે. કેમકે ત્યાં કહ્યું છે કે—

"तथा पुरुषदत्तां कनकावदातां महिषीवाहनां चतुर्भुजां वरदासियुक्तदक्षिणकरां मातुलिङ्गखेटकयुतवामहस्तां चेति."

આ સંબંધમાં **આચાર-દિનકર** શું કહે છે તે પણ જોઇ લઇએ. ત્યાં કહ્યું છે કે—

"खड्गस्फराङ्कितकरद्वयशासमाना
मेघाभसैरिभपदुस्थितिभासमाना ।
जात्यार्जुनप्रभतनुः पुरुपाग्रदत्ता
भद्रं प्रयच्छतु सतां पुरुपाग्रदत्ता ॥"



# १८ श्रीअरजिनस्तुतयः

अथ श्रीअरनाथाय प्रणिपातः—

व्यमुचच्चक्रवर्तिलक्ष्मीमिह तृणमिव यः क्षणेन तं
सन्नमदमरमानसंसारमनेकपराजितामरम् ।
द्रुतकलधौतकान्तमानमतानन्दितभूरिभक्तिभाक्-
संनमदमरमानसं सारमनेकपराजितामरम् ॥ ६९ ॥

—द्विपदी

## टीका

व्यमुचचक्रेति । 'व्यमुचत् ' त्यक्तवान् । 'चक्रवर्तिलक्ष्मीं ' चक्रधरश्रियम् । 'इह ' अत्र जगति । 'तृणमिव ' तृणं—वीरणादि तदिव । 'यः ' । 'क्षणेन ' सपदि । 'तम् ' । 'सन्नमदमरमानसंसारं ' मा( म )रः—मरणं सन्नः क्षीणो मदश्चः मरश्च मानश्च संसारश्च यस्य तम् । 'अनेकपराजितां ' अनेकपाः—करिणः तैः राजिताम् । 'अरं ' अरनामानम् । 'द्रुतकलधौतकान्तं ' द्रुतं यत् कलधौतं तद्वत् कान्तम् । 'आनमत ' प्रणिपतत । 'आनन्दितभूरिभक्तिभाक्सन्नमदमरमानसं ' आनन्दितं—आह्लादितं भूरिभक्तिभाजां—प्रभूतभावजुषां सन्नमतां अमराणां मानसं—मनो येन तम् । 'सारं ' श्रेष्ठम् । 'अनेकपराजितामरं ' अनेके पराजिताः दिग्विजयादिप्रक्रमे अमरा येन तम् । अथवा चक्रवर्तिलक्ष्मीविशेषणम् । अनेकैः परैः—शत्रुभिर्न जितां अनेकपराजिताम् । 'अरं ' शीघ्रम् । यश्चक्रवर्तिलक्ष्मीं तृणमिव व्यमुचत् तं अरं आनमतेति सम्बन्धः ॥ ६९ ॥

## अवचूरिः

यश्चक्रवर्तिलक्ष्मीं क्षणेन—वेगेन तृणवत्त्याक्षीत् तं अरं—अरनामानं जिनं हे जनाः ! आनमत । किंभूतम् ? । सन्नाः—क्षीणा मदमरणमानसंसारा यस्य तम् । लक्ष्मीं किंभूताम् ? । अनेकपा—गजास्तै राजितां—शोभिताम् । जिनं किंभूतम् ? । द्रुतं—विलीनं यत् सुवर्णं तद्वत् कान्तं—कमनीयम् । आनन्दितं भूरिभक्तिभाजां संनमतां—प्रणामकारकाणाममराणां मानसं—चित्तं येन । तथा सारं—श्रेष्ठम् । दिग्विजयादिप्रक्रमेऽनेके—बहवः पराजिता—अमरा मागधादिदेवा येन तम् । यद्वा लक्ष्मीं कथंभूताम् ? । अनेकैः परैरजिताम् । अरं—शीघ्रम् ॥ ६९ ॥

## अन्वयः

यः अनेकप—राजितां ( अथवा अनेक—पर—अजितां ) चक्रवर्तिन्—लक्ष्मीं इह तृणं इव क्षणेन व्यमुचत्, तं सन्न—मद—मर—मान—संसारं, द्रुत—कलधौत—कान्तं, आनन्दित—भूरि—भक्ति—भाज्—संनमत्—अमर—मानसं, सारं अनेक—पराजित—अमरं अरं ( अरं ) आनमत ।

## શબ્દાર્થ

व्यमुचत् ( धा० मुच् )=ત્યાગ કરતા હવા.
चक्रवर्तिन्=છ ખંડના અથવા એક વિજયના સ્વામી.
लक्ष्मी=લક્ષ્મી, સંપત્તિ, વૈભવ.
चक्रवर्तिलक्ष्मीं=ચક્રવર્તીની લક્ષ્મીને.
तृणं ( मू० तृण )=તૃણ, ઘાસ.
क्षणेन ( मू० क्षण )=ક્ષણમાં.
सन्नमदमरमानसंसारं=નષ્ટ કર્યાં છે મદ, મરણ, માન અને સંસાર જેણે એવા.
अनेकप=હાથી.
अनेकपराजितां=હાથીઓથી શોભતી.
अरं ( मू० अर )=અરનાથને, અઢારમા તીર્થંકરને.
द्रुतकलधौतकान्तं=ગાળેલા સુવર્ણના જેવા મનોહર.
आनमत ( धा० नम् )=તમે નમસ્કાર કરો.
आनन्दित ( धा० नन्द् )=આનંદ પમાડેલ.
भूरि=ઘણી, અત્યંત.
संनमत् ( धा० नम् )=પ્રણામ કરનારા.
आनन्दितभूरिभक्तिभाक्संनमदमरमानसं=મહાભક્તિવંત (હોઇ કરીને) પ્રણામ કરનારા દેવોના ચિત્તને આનંદ પમાડ્યો છે જેણે એવા.
सारं ( मू० सार )=શ્રેષ્ઠ.
पराजित ( धा० जि )=હરાવેલ.
अनेकपराजितामरं=પરાજય કર્યો છે અનેક દેવોનો જેણે એવા.
अनेकपराजितां=અનેક શત્રુઓથી અજેય એવી.

## શ્લોકાર્થ

**શ્રીઅરનાથને પ્રણામ—**

" જેઓ આ જગત્‌માં હાથીઓ વડે શોભતી એવી [ તેમજ અનેક શત્રુઓથી (પણ) અજિત એવી ] ચક્રવર્તીની લક્ષ્મીનો એક ક્ષણમાં તૃણવત્ ત્યાગ કરતા હવા, તે અરનાથને કે જેમણે મદ, મરણ, માન તેમજ (ભવ–ભ્રમણરૂપી) સંસારનો નાશ કર્યો છે, તથા વળી જેઓ ગાળેલા સુવર્ણના સમાન કાન્તિવાળા છે, તેમજ જેમણે મહાભક્તિવંત ( હોવાને લીધે) પ્રણામ કરનારા એવા અમરોના ચિત્તને આનંદ પમાડ્યો છે, તથા જેઓ શ્રેષ્ઠ છે અને વળી ( છ ખંડ સાધતી વેળાએ ) જેમણે ( માગધતીર્થકુમારાદિ ) અગણિત દેવોનો પરાજય કર્યો છે, તે ( અઢારમા તીર્થંકર )ને ( હે ભવ્યો ! તમે શીઘ્ર ) પ્રણામ કરો. "—૬૯

## સ્પષ્ટીકરણ

**અરનાથ-ચરિત્ર—**

આ અઢારમા તીર્થંકર **અરનાથ** **ગજપુર** નગરના રાજા **સુદર્શન** અને તેમની પત્ની **દેવી** રાણીના નન્દન થતા હતા. તેઓ પણ બીજા ચક્રવર્તીઓની માફક નવ નિધિ અને ચૌદ રત્નોના સ્વામી થયા હતા. તેમનું ત્રીસ (૩૦) ધનુષ્ય પ્રમાણનું શરીર સુવર્ણવર્ણી હોવા ઉપરાંત નંદાવર્ત્તના લાંછનથી યુક્ત હતું. ચોર્યાસી હજારવર્ષનું આયુષ્ય ભોગવ્યા બાદ તેઓ મુક્તિ–રમણીને વર્યા.

**નવ નિધિ—**

નવ નિધિનાં નામો સંબંધી નીચે મુજબનો ઉલ્લેખ જોવામાં આવે છે:—

"नेसप्पे १ पंडुअए २ पिंगलए ३ सव्वरयण ४ महपउमे ५।
काले ६ अ महाकाले ७ माणवगे ८ महानिही संखे ९॥ —આર્યા
—જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ, સૂ૦ ૬૬

આ સંબંધમાં ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં પ્રથમ પર્વમાં ચતુર્થ સર્ગમાં ૫૬૯ થી ૫૮૪ સુધીના શ્લોકો દ્વારા શ્રીહેમચન્દ્રસૂરિજીએ ઉલ્લેખ કર્યો છે. તે શ્લોકોમાંથી અત્ર ૫૭૦ થી ૫૭૩ સુધીના શ્લોકો આપવામાં આવે છે.

"नैसर्पः पाण्डुकश्चाथ, पिङ्गलः सर्वरत्नकः।
महापद्मः कालमहा-कालौ माणवशङ्खकौ॥
तेऽष्टचक्रप्रतिष्ठाना, उत्सेधे चाष्ट योजनाः।
नवयोजनविस्तीर्णा, दैर्घ्ये द्वादश योजनाः॥
वैडूर्यमणिकपाट-स्थगितवदनाः समाः।
काञ्चना रत्नसम्पूर्णा-श्चक्रचन्द्रार्कलाञ्छनाः॥
तेषामेवाभिधानैस्तु, तदधिष्ठायकाः सुराः।
पल्योपमायुषो नाग-कुमारास्तन्निवासिनः॥"

આ ઉપરથી જોઈ શકાય છે કે (૧) નૈસર્પ, (૨) પાણ્ડુક, (૩) પિંગલ, (૪) સર્વરત્ન, (૫) મહાપદ્મ, (૬) કાલ, (૭) મહાકાલ, (૮) માણુવક, અને (૯) શંખ એ નવ [2]નિધિ છે. વિશેષમાં આઠ યોજન ઊંચા, નવ યોજન પહોળા અને દશ યોજન લાંબા એવા આ નવ નિધિઓ આઠ ચક્રો ઉપર પ્રતિષ્ઠિત હોય છે અને તેમનાં મુખ વૈડૂર્ય મણિથી આચ્છાદિત હોય છે, તેમજ તેઓ સરખા, કનકમય, રત્નોથી ભરપૂર અને ચક્ર, ચન્દ્ર અને સૂર્યના લાંછનથી યુક્ત હોય છે. વળી એજ નામના તેમજ [3]પલ્યોપમ આયુષ્યવાળા તથા તે તે નિવાસ-સ્થાનવાળા એવા [4]નાગકુમાર દેવો તેના અધિષ્ઠાયકો છે.

---

૧ સંસ્કૃત-છાયા—

नैसर्पः पाण्डुककः पिङ्गलकः सर्वरत्नः महापद्मः।
कालश्च महाकालः माणवकः महानिधिः शङ्खः॥

૨ હિંદુશાસ્ત્ર પ્રમાણે તો (૧) મહાપદ્મ, (૨) પદ્મ, (૩) શંખ, (૪) મગર, (૫) કાચબો, (૬) મુકુન્દ, (૭) કુન્દ, (૮) નીલ અને (૯) ખર્વ એ નવ નિધિ છે. એ વાતની નીચેનો શ્લોક સાક્ષી પૂરે છે.

"महापद्मश्च पद्मश्च, शङ्खो मकरकच्छपौ।
मुकुन्दकुन्दनीलाश्च, चर्वाश्च निधयो नव॥"
—અભિધાન-ચિન્તામણિ, કા૦ ૨, શ્લો૦ ૧૦૭

૩ 'પલ્યોપમ' એ સંખ્યા-વાચક પારિભાષિક શબ્દ છે એના સ્વરૂપ સારૂ જુઓ અનુયોગદ્વાર, સૂ૦ ૧૩૮

૪ ભુવનપતિ દેવના (૧) અસુર-કુમાર, (૨) નાગ-કુમાર, (૩) વિદ્યુત્-કુમાર, (૪) સુપર્ણ-કુમાર, (૫) અગ્નિ-કુમાર, (૬) વાયુ-કુમાર, (૭) મેઘ-કુમાર, (૮) ઉદધિ-કુમાર, (૯) દ્વીપ-કુમાર અને (૧૦) દિક્-કુમાર એમ દશ પ્રકારોમાંનો આ બીજો પ્રકાર છે.

'નૈસર્પ' નિધિથી શહેર, ગામ, ખાણ, છાવણી ઇત્યાદિ સ્થાનોનું નિર્માણ થાય છે. 'પાણ્ડુક' નામના નિધિથી માન, ઉન્માન, પ્રમાણ ઇત્યાદિનું ગણિત અને ધાન્ય અને બીજનો સંભવ છે. 'પિંગલ' નિધિ નર, નારી, હાથી અને ઘોડાઓનાં આભૂષણો ઉપર પ્રકાશ પાડે છે. 'સર્વ-રત્ન' નિધિ એ ચક્રવર્તીનાં ચૌદ રત્નોનું ઉત્પત્તિ-સ્થાન છે. 'મહાપદ્મ' નિધિ શુદ્ધ અને રંગીન વસ્ત્રો પૂરાં પાડે છે. 'કાલ' નિધિથી ત્રણ કાળનું, ખેતી વિગેરે કર્મનું અને શિલ્પાદિકનું જ્ઞાન થાય છે. 'મહાકાલ' નિધિથી પરવાળા, લોઢું, રૂપું, સોનું ઇત્યાદિની ખાણો ઉત્પન્ન થાય છે. 'માણવક' નિધિથી સુભટો, આયુધો, અને કવચોની સંપત્તિ તથા સર્વે જાતની યુદ્ધ-નીતિ અને દણ્ડ-નીતિ પ્રકટ થાય છે. 'શંખ' નિધિથી [1]ચાર પ્રકારના કાવ્યની સિદ્ધિ, નાટ્યની તેમજ નાટકની વિધિ અને સર્વ પ્રકારનાં વાદિત્રો ઉત્પન્ન થાય છે.

ગંગા નદીના મુખ આગળ આવેલા માગધ તીર્થમાંથી ચક્રવર્તીને પ્રાપ્ત થતાં આ નવ નિધિઓનું સ્વરૂપ જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના ૬૬મા સૂત્રમાં આલેખવામાં આવ્યું છે એટલું નિવેદન કરી આ પ્રકરણ અત્ર પૂર્ણ કરવામાં આવે છે.

**ચૌદ રત્નોનાં નામ તથા માપ—**

ચક્રવર્તી પાસે જે ચૌદ રત્નો હોય છે, તેનાં નામોના સંબંધમાં બૃહત્-સંગ્રહિણીની ૩૦૩ મી ગાથા પ્રકાશ પાડે છે. ત્યાં કહ્યું છે કે—

"[2]सेणावइ गाहावइ, पुरोहि गय तुरय वड्ढई इत्थी।
चक्कं छत्तं चम्मं, मणि कागिणी खग्ग दंडो य ॥" —આર્યા

અર્થાત્ (૧) સેનાપતિ, (૨) ગૃહપતિ, (૩) પુરોહિત, (૪) કુંજર, (૫) અશ્વ, (૬) વાર્ધકિ, (૭) [3]સ્ત્રી, (૮) ચક્ર, (૯) છત્ર, (૧૦) ચર્મ (૧૧) મણિ, (૧૨) કાકિની, (૧૩) ખડ્ગ અને (૧૪) દંડ એ ઉપર્યુક્ત ચૌદ રત્નો છે.

આ રત્નોમાંનાં પ્રથમનાં સાત રત્નો પંચેન્દ્રિય છે, જ્યારે બાકીનાં સાત રત્નો એકેન્દ્રિય છે. આ પ્રત્યેક રત્નના નવ નિધિઓની જેમ હજાર હજાર દેવો અધિષ્ઠાયક છે. આમાંનાં સાત એકેન્દ્રિય રત્નોનું પ્રમાણ નીચે મુજબ છેઃ—

---

૧ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનું વિવરણવાળું હોવાથી, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને સંકીર્ણ એમ ચાર પ્રકારની ભાષામાં રચાયેલું હોવાથી અથવા ગદ્ય, પદ્ય, ગેય અને ચૌર્ણ સ્વરૂપવાળું હોવાથી કાવ્યના ચાર પ્રકારો સંભવે છે.

૨ સંસ્કૃત છાયા—

सेनापतिः गृहपतिः पुरोहितः गजः तुरगः वार्धकिः स्त्री।
चक्रं छत्रं चर्म मणिः काकिनी खड्गः दण्डश्च ॥

૩ સ્ત્રી-રત્નની યોનિ શંખાવર્ત હોય છે અને વળી તે ગર્ભ-વર્જિત છે અર્થાત્ સ્ત્રી-રત્નને સંતાન ઉત્પન્ન થતું નથી. આ વાતની પ્રજ્ઞાપના-સૂત્રના નવમા પદનું અંતિમ સૂત્ર સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"संखावत्ताणं जोणी इत्थिरयणस्स, संखावत्ताए जोणीए बहवे जीवा य पोग्गला य वक्कमंति विउक्कमंति चयंति उवचयंति, नो चेव णं णिप्फज्जंति॥"

" [1]चक्कं छत्तं दंडं, तिन्नि वि एयाइं वाममित्ताइं ।
चम्मं दुहत्थदीहं, बत्तीसं अंगुलाइं असि ॥
चउरंगुलो मणी पुण, तस्सद्धं चेव होइ विच्छिण्णो
चउरंगुलप्पमाणा, सुवण्णवरकागिणी नेया ॥"

—બૃહત્-સંગ્રહિણી, ગા૦ ૩૦૧–૩૦૨

અર્થાત્-ચક્ર, છત્ર અને દંડ એ ત્રણ રત્નો [2]વામમાત્ર છે, ચર્મ-રત્ન બે હાથ જેટલું અને ખડ્ગ-રત્ન બત્રીસ [3]આંગળ જેટલું લાંબુ છે. વળી મણિ-રત્ન ચાર આંગળ જેટલું લાંબું છે અને બે આંગળ પહોળું છે, જ્યારે ઉત્તમ સુવર્ણમય કાકિની રત્ન ચાર આંગળ જેટલું છે.

પંચેન્દ્રિય રત્નોના માપના સંબંધમાં તો ચક્રવર્તીના દેહ અને કાલને ઉચિત તેનું માપ હોવું જોઇએ એમ લાગે છે. શાસ્ત્રમાં એના માપના સંબંધી કોઇ ઉલ્લેખ જોવામાં આવતો નથી.

**ચૌદ રત્નોનો પૂર્વ ભવ—**

ચક્રવર્તીના પંચેન્દ્રિય રત્નો પૈકી (૧) સેનાપતિ, (૨) ગૃહપતિ, (૩) પુરોહિત, (૪) વાર્ધકિ અને (૫) સ્ત્રી એ પાંચ રત્નો પૂર્વ ભવમાં સાતમી [4]નરક, તેજસ્કાય અને વાયુકાય સિવાયની ગમે તે ગતિમાં હોય છે. આ વાતની નીચેની ગાથા સાક્ષી પૂરે છે.

"[5]मंडलिअमणुअरयणा हेसत्तमतेउवाउवज्जेहिं ।
वसुदेवमणुयरयणा, अणुत्तरविमानवज्जेहिं ॥"

—બૃહત્-સંગ્રહિણી, ગા૦ ૨૯૮

બાકીનાં અશ્વ-રત્ન અને કુંજર-રત્નના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે—

"[6]तेरिच्छमणुअसंखा-उएहिं कप्पाओ जो सहस्सारो ।
हयगयरयणुववाओ, नेरइएहिं च सव्वेहिं ॥"

—બૃહત્-સંગ્રહિણી, ગા૦ ૨૯૯

---

૧ સંસ્કૃત છાયા—

चक्रं छत्रं दण्डः त्रीण्यपि एतानि वाममात्राणि ।
चर्म द्विहस्तदीर्घं द्वात्रिंशदङ्गुलानि असिः ।
चतुरङ्गुलो मणिः पुन तस्यार्धं चैव अस्ति विस्तीर्णः ।
चतुरङ्गुलप्रमाणा सुवर्णवरकाकिनी ज्ञेया ॥

૨ બે હાથ પહોળા કરીને ઊભા રહેલા પુરુષની આંગળીઓ વચ્ચે જે અંતર રહે, તે 'વામ' કહેવાય છે.

૩ આંગળથી અત્ર 'પ્રમાણાંગુલ' સમજવું.

૪ નરક સંબંધી માહિતી માટે જુઓ ચતુર્વિંશતિજિનાનન્દસ્તુતિના ૬૬મા પદ્યનું સ્પષ્ટીકરણ.

૫-૬ સંસ્કૃત છાયા—

माण्डलिकमनुजरत्नानि अध सप्तमतेजोवायुवर्जेभ्य ।
वासुदेवमनुजरत्नानि, अनुत्तरविमानवर्जेभ्यः ॥
तिर्यङ्मनुजेभ्यः संख्यातायुष्केभ्यः कल्पाद् यावत् सहस्रारात् ।
हयगजरत्नोपपातः नैरयिकेभ्यश्च सर्वेभ्यः ॥

અર્થાત્ અશ્વ-રત્ન અને કુંજર-રત્ન પૂર્વ ભવમાં સંખ્યાત વર્ષ આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્ય તેમજ સહસ્રાર કલ્પસુધીના દેવ અને સાતે નરકો પૈકી ગમે ત્યાં હોઇ શકે.

ચક્રવર્તીનાં ચક્રાદિક એકેન્દ્રિય સાત રત્નો પૂર્વ ભવમાં દેવ-ગતિમાં હોય છે. તેમાં પણ વળી અસુરકુમારથી તે ઈશાન કલ્પસુધીજ તેનો સંભવ છે, એમ નીચેની ગાથા ઉપરથી જોઇ શકાય છે. કેમકે તેમાં કહ્યું છે કે—

"[1]एगिंदियरयणाइं, असुरकुमारेहिं जाव ईसाणो ।
उववज्जन्ति अ नियमा, सेसठाणेहिं पडिसेहो ॥"

આ ઉપરથી એમ લાગે છે કે પૂર્વ ભવમાં એકેન્દ્રિય રત્નોની ઉત્પત્તિના સંબંધમાં દેવ-ગતિ સિવાયની અન્ય ગતિઓ સંભવતી નથી.

**ચૌદ રત્નોનો ઉત્તર ભવ—**

ચક્રવર્તીનાં ચૌદ રત્નો પૈકી સ્ત્રીરત્નના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે તે મરીને છઠ્ઠી નરકમાં જાય છે બાકીનાં છ પંચેન્દ્રિય-રત્નો પૈકી કોઈ ઉલ્લેખ કે નિયમ જોવામાં આવતો નથી. સાત એકેન્દ્રિય-રત્નોના સંબંધમાં તો એ દેખીતી વાત છે કે તેમને માટે તો તેઓ એકેન્દ્રિય હોવાને લીધે દેવ-ગતિ કે નરક-ગતિ સંભવતી નથી.

**ચૌદ રત્નોનું કાર્ય—**

આપણે ચૌદ રત્નોનાં નામ, માપ ઇત્યાદિ વિચારી ગયાં. હવે તેનું સ્વરૂપ વિચારી લઇએ. તેમાં 'સેનાપતિ' રત્ન એ સૈન્યનો નાયક છે અને તે ગંગા, સિન્ધુ ઇત્યાદિ સ્થલો ઉપર વિજય મેળવવામાં પરાક્રમી છે. તે હાથમાં વિષમ અને ઉન્નત ભાગોને સરખા કરનારા તેમજ ૧૦૦૦ યોજન જેટલું જમીનમાં ઊંડું ઉતરી જનારા 'દંડ' રત્નને ધારણ કરી 'અશ્વ' રત્ન ઉપર આરૂઢ થઇ ચક્રની માફક સૈન્યની આગળ ચાલે છે. 'ગૃહપતિ' રત્ન સૈન્યને માટે દરેક મુકામે દિવ્ય ભોજન તૈયાર કરી આપે છે. 'પુરોહિત' રત્ન શાંતિક વિધિમાં ભાગ લે છે. 'કુંજર' રત્ન તેમજ 'અશ્વ' રત્ન અતિશય વેગવાળા અને મહાપરાક્રમી હોય છે. 'વાર્ધકિ' રત્ન વિશ્વકર્મની માફક પડાવ (સ્કન્ધાવાર) કરવામાં તેમજ તમિસ્રા અને ખણ્ડપ્રપાત ગુફાઓમાં ઉન્મગ્ના અને નિમગ્ના નદીઓના ઉપર [2]પૂલ બાંધવામાં કુશળ હોય છે. 'સ્ત્રી' રત્ન અદ્ભુત વૈષયિક સુખના સાધનરૂપ છે. છ ખંડ સાધવાને સારૂ જ્યારે ચક્રવર્તી પ્રયાણ કરે, ત્યારે 'ચક્ર' રત્ન સૌથી આગળ ચાલે છે અને દરરોજ એક યોજન ચાલે છે અને તે શત્રુ ઉપર જય મેળવવામાં અનન્ય સાધન છે. 'છત્ર' રત્ન તેમજ 'ચર્મ' રત્ન ચક્રવર્તીના પડાવ જેટલા વિસ્તાર પામવાની શક્તિ ધરાવે છે એટલે કે ચક્રવર્તીના હસ્તનો સ્પર્શ થતાં તે બાર યોજન જેટલાં આયામ

---

૧ સંસ્કૃત છાયા—

एकेन्द्रियरत्नानि असुरकुमारेभ्यो यावत् ऐशानात् ।
उत्पद्यन्ते च नियमात् शेषस्थानेभ्य प्रतिषेध ॥

૨ આ કાર્ય ગૃહપતિનું છે એમ બૃહત્-સંગ્રહિણીની ટીકા ઉપરથી જોઇ શકાય છે, જ્યારે આવશ્યક-ચૂર્ણિમા તો તે કાર્ય વાર્ધકિનું હોવાનો ઉલ્લેખ છે. આકારની અપેક્ષાએ પ્રથમ અને ધામોની અપેક્ષાએ દ્વિતીય પક્ષ છે.

અને વિસ્તારવાળા બને છે. તેમાં વૈતાઢ્ય પર્વતના ઉત્તર વિભાગમાં વસનારા મ્લેચ્છોએ આરાધન કરેલા મેઘકુમાર દેવોની વૃષ્ટિથી સૈન્યનો બચાવ કરવાનું કાર્ય ' છત્ર 'રત્ન કરે છે, જ્યારે સવારે વાવેલા ધાન્યને સાંજના ઉગાવી આપવાનું કાર્ય ' ચર્મ 'રત્ન કરે છે. '[1]કાકિની ' અને [2]મણિ એ બે રત્નો સૂર્ય-ચન્દ્રની જેમ અંધકારનો નાશ કરવામાં અગ્ર ભાગ ભજવે છે. 'કાકિની' રત્ન વડે ૪૯ મંડલો આલેખવામાં આવે છે અને તે બાર યોજન સુધી પ્રકાશ પાડવામાં સમર્થ છે.

**ચક્રવર્તીની છ ખંડની સાધના—**

ચક્રવર્તી છ ખંડ સાધવા નીકળે ત્યારે સૌથી આગળ ' ચક્ર 'રત્ન ચાલે છે. પ્રથમ દિવસે ચાલ્યા બાદ તે રત્ન જ્યાં અટકે તેટલા માપને એક ' યોજન ' ગણવામાં આવે છે. આવી રીતે તે રત્ન સહિત ચાલતાં ચાલતાં થોડેક દિવસે ચક્રી પૂર્વ સમુદ્રના તટ ઉપર જઇ પહોંચે છે. ત્યાં છાવણી કરી **માગધ** તીર્થના અધિપતિને લક્ષ્યમાં રાખીને તે [3]અષ્ટમ તપ કરે છે તેમજ પોષધ[4] ગ્રહણ કરે છે. આ ક્રિયા પૂર્ણ થતાં ચક્રી રથમાં બેસીને સમુદ્રમાં રથની ધરી સુધી રથને પ્રવેશ કરાવે છે. ત્યાર બાદ પોતાના નામથી અંકિત એક બાણ તે **માગધ** તીર્થના અધિપતિ ઉપર મૂકે છે. એ બાણ તેની સભામાં જઇ પડે છે. તે જોઇને, પ્રથમ તો તે અધિપતિ કોપાયમાન થાય છે, પરંતુ તેના ઉપરના દિવ્ય અક્ષરો વાંચીને તે શાંત બની જાય છે. ત્યાર પછી તે બાણ તેમજ સારભૂત વસ્તુઓ ચક્રીને અર્પણ કરે છે.

તેમ થતાં ચક્રી રથ સહિત છાવણીમાં પાછા આવે છે અને અષ્ટમનું પારણક ( પારણું ) કરે છે અને **માગધ** તીર્થપતિને ઉદ્દેશીને અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે. આ કાર્ય સમાપ્ત થતાં પાછું ચક્ર-રત્ન આકાશમાં ચાલવા માંડે છે. ચાલતું ચાલતું તે અને તેની પછવાડે ચક્રવર્તી પણ

---

૧ આ ' કાકિની ' રત્નનો આકાર અધિકરણી જેવો હોય છે. વળી તે છદલ ( પત્ર ) વાળું, બાર હાંસવાળું, સરખા તળિયાવાળું અને આઠ કર્ણિકાવાળું હોય છે. આ વાત 'ત્રિષષ્ટિ-શલાકા-પુરુષ-ચરિત્ર 'ના પ્રથમ પર્વના ચોથા સર્ગ ઉપરથી જોઇ શકાય છે.

૨ આ રત્નને હાથે અથવા માથે ધારણ કરવાથી તે સમસ્ત ઉપદ્રવ તેમજ રોગનું નિવારણ કરે છે.

૩ આગલે દિવસે એકજ વાર ભોજન કરવું અર્થાત્ એકાસણું કરવું, ત્યાર બાદ ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી છ ભોજનનો ત્યાગ કરવો અને ત્યાર પછી પાછુ એકાસણું કરવું અર્થાત્ આ પ્રમાણે આઠ વારના ભોજનનો ત્યાગ કરવો તે 'અષ્ટમ' કહેવાય છે.

૪ ' पोषं धत्ते इति पोषधः ' એ ' પોષધ ' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ છે. કહેવાની મતલબ એ છે કે જે ધર્મની પુષ્ટિ કરે તે ' પોષધ ' કહેવાય છે. આના ચાર પ્રકાર છે-(૧) આહાર-પોષધ અર્થાત્ અષ્ટમી અને ચતુર્દશી જેવા પર્વને દિવસે ઉપવાસ વિગેરે તપ કરવું તે; (૨) શરીર-સત્કાર ન કરવો તે, (૩) બ્રહ્મચર્ય-પોષધ અર્થાત્ બ્રહ્મચર્ય પાળવું તે; અને (૪) અવ્યાપાર-પોષધ અર્થાત્ સાવદ્ય વ્યાપાર ( પાપમય આચરણ )નો ત્યાગ કરવો તે.

ત્રિષષ્ટિ-શલાકા-પુરુષ-ચરિત્રમાં પણ કહ્યુ છે કે—

" चतुष्पर्व्यां चतुर्थादि-कुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्यक्रियास्नाना-दित्यागः 'पोषधं' व्रतम् ॥ "

—પ૦ ૧, સ૦ ૩, શ્લો૦ ૬૪૧.

આ પોષધ વ્રત શ્રાવકોના બાર વ્રતો પૈકી અગ્યારમું છે અને તે ટુંક સમયના ચારિત્ર (દીક્ષા)રૂપ છે.

સૈન્ય સહિત દક્ષિણ સાગર ઉપરના **વરદામ** તીર્થે આવી પહોંચે છે. માગધતીર્થના અધિપતિને સાધવાને જે કાર્ય કર્યું હતું તેવુંજ કાર્ય અત્ર પણ ચક્રવર્તી કરે છે. અર્થાત્ અષ્ટમ તેમજ પૌષધ કરી રથમાં બેસી સમુદ્રમાં પ્રયાણ કરી તે વરદામ તીર્થાધિપતિને ઉદ્દેશીને તેના ઉપર પોતાના નામથી અંકિત બાણ છોડે છે. આ બાણ બાર યોજન ઉલ્લંઘન કરી તેની સભામાં જઇ પહોંચે છે. આ જોઇને તે તીર્થાધિપતિને ઘણોજ ગુસ્સો ચડે છે, પરંતુ તે બાણ હાથમાં લઇ તેના ઉપરના અક્ષરો વાંચતાં તેનો રોષ ઉતરી જાય છે અને તે પણ તે બાણ તેમજ અન્ય ઉત્તમ વસ્તુઓ ચક્રવર્તીને ભેટ આપી ચાલ્યો જાય છે. ચક્રવર્તી અત્ર પણ રથમાં બેસી છાવણીમાં આવી પારણું કરી વરદામ પતિનો અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે.

પછીથી ચક્રી ચક્રાનુસારે પશ્ચિમ દિશામાં આવેલા **પ્રભાસ** તીર્થ તરફ પ્રયાણ કરે છે અને ઉપર જોઇ ગયા તેમ ત્યાં જઇ તે તીર્થપતિને પણ પોતાને વશ કરી લે છે. ત્યાર બાદ તે (લવણ) સમુદ્રના દક્ષિણ તટ ઉપર આવેલી **સિન્ધુ** નદીની અધિષ્ઠાયિકા દેવીને પણ અષ્ટમ તપ કરવા પૂર્વક જીતી લે છે. ત્યાર પછી ઈશાન કોણ તરફ પ્રયાણ કરતાં કરતાં ચક્રી બે **ભરતાર્ધ**ની મધ્યમાં આવેલા **વૈતાઢ્ય** પર્વતના અધિપતિને પણ એવી રીતે જીતી લે છે. ત્યાર બાદ ચક્ર-રત્નનું અનુસરણ કરતા ચક્રી [1]**તમિસ્રા** ગુફા આગળ આવી પહોંચે છે. ત્યાં તે ગુફાના અધિષ્ઠાયક **કૃતમાલ્ય**ને ઉદ્દેશી અષ્ટમ તપ કરી તેને વશ કરી લે છે. બીજે દિવસે ચક્રી પોતાના સેનાપતિને 'ચર્મ' રત્નની સહાય વડે **સિન્ધુ** નદી ઉતરી **સિન્ધુ** સમુદ્ર અને **વૈતાઢ્ય** પર્વતની મધ્યમાં આવેલા **સિન્ધુ**ના દક્ષિણ નિષ્કૂટને સાધવા મોકલે છે. તે કાર્યમાં વિજય પ્રાપ્ત કરી સેનાપતિ પાછો આવતાં ચક્રવર્તી **તમિસ્રા** ગુફાનું દ્વાર ઊઘાડવા તેને આજ્ઞા કરે છે. એ ગુફાના અધિષ્ઠાયકને ઉદ્દેશીને સેનાપતિ અષ્ટમ તપ કરવા પૂર્વક ચક્રીના 'દંડ' રત્ન વડે તે ગુફાના દ્વાર ઉપર ત્રણ વાર તાડન કરે છે. તેમ થતાં તે દ્વાર ઊઘડી જાય છે એટલે ચક્રી 'કુંજર' રત્ન ઉપર આરૂઢ થઇ, 'મણિ' રત્નને તેના દક્ષિણ કુમ્ભસ્થલ ઉપર સ્થાપન કરી 'કાકિની' રત્નથી [2]મંડલોને આલેખતા તે ગુફામાં પ્રવેશ કરે છે. **તમિસ્રા** ગુફાના મધ્ય ભાગમાં આવેલી તથા તે ગુફાની પૂર્વ ભિત્તિ ( ભીંત )-માંથી નીકળી પશ્ચિમ ભિત્તિમાં થઇને **સિન્ધુ** નદીને મળનારી એવી [3]**ઉન્મગ્ના** અને [4]**નિમગ્ના** નદી આગળ તેઓ આવી પહોંચે છે. તે નદીઓને પેલે પાર સૈન્ય સહિત જઈ શકાય તેટલા માટે ચક્રી 'વાર્ધકિ' રત્ન પાસે પૂલ બંધાવી તે દુસ્તર નદીઓ સુખેથી સૈન્ય સહિત ઉતરી જાય છે. અનુક્રમે પ્રયાણ કરતાં તેઓ **તમિસ્રા** ગુફાના ઉત્તર દ્વાર પાસે આવી પહોંચે છે એટલે તે દ્વાર આપોઆપ ઊઘડી જાય છે. એટલે ત્યાં થઈને સૈન્ય સહિત ચક્રી તે ગુફાની બહાર નીકળી જાય છે.

હવે ચક્રી ઉત્તર **ભરતાર્ધ**નો વિજય કરવાને ઉત્તર ખંડમાં પ્રવેશ કરે છે. તે ખંડમાં કિરાતો સાથે યુદ્ધ થાય છે. આ યુદ્ધમાં કિરાતો હારી જવાથી તેઓ **સિન્ધુ** નદીમાં એકઠા મળી

---

૧ આ **તમિસ્રા** ગુફા પચાસ યોજન લાંબી છે.

૨ ચક્રવર્તી જીવે ત્યાં સુધી આ મંડલો રહે છે અને તેનો પ્રકાશ સંમુખ દિશાએ બાર બારણા તરફ એક યોજન સુધી અને ઊર્ધ્વ આઠ યોજન સુધી છે.

૩-૪ ઉન્મગ્ના નદીમાં પત્થરની શિલા પણ તુમ્બિકા ( તુંબડા )ની જેમ તરે છે, જ્યારે **નિમગ્ના**માં તો તુમ્બિકા પણ શિલાની માફક ડૂબે છે.

પોતાના કુલ-દેવતા **મેઘકુમાર** તથા **નાગકુમાર**નું અષ્ટમ તપ કરવા પૂર્વક આરાધન કરે છે. તે દેવો પ્રકટ થઈ પોતાના સેવકોની વિનતિ સ્વીકારી ચક્રીને સાત દિવસ પર્યંત મૂસળધાર વૃષ્ટિ વડે હેરાન કરે છે. આ દરમ્યાન ચક્રી ચર્મ અને છત્રની સહાયથી સૈન્યનું રક્ષણ કરે છે. સાત અહોનિશ (દિવસ અને રાત) ઉપદ્રવ ચાલૂ રહેવાથી અંતમાં ચક્રી ગુસ્સે થતાં તેના સોળ હજાર અંગરક્ષક દેવો **મેઘકુમાર**ને યથાવિધ વસ્તુથી વાકેફ કરી તેમની પાસે મેઘને સંહરવાનું કાર્ય કરાવે છે. ત્યાર બાદ તે કિરાતો તેમના કુળદેવતા **નાગકુમાર**ની આજ્ઞાનુસાર ચક્રીને શરણે જાય છે. આ પ્રમાણે ચક્રી કિરાતો ઉપર વિજય મેળવે છે.

અન્યદા તે પોતાના સેનાપતિને **સિન્ધુ**ના ઉત્તર નિષ્કૂટને સાધવા મોકલે છે. તે કાર્યમાં જય મેળવી તે પાછો ફરતાં ચક્રવર્તી સૈન્ય સહિત **ક્ષુદ્ર હિમાલય** તરફ પ્રયાણ કરે છે. આ પર્વતના દક્ષિણ નિતમ્બ પાસે આવી ત્યાં પડાવ કરી એ પર્વતના અધિષ્ઠાયક દેવને ઉદ્દેશીને અષ્ટમ તપ તથા પોષધ કરી ત્રણ દિવસના પોષધને અંતે ચક્રી રથમાં બેસી પર્વતની સમીપ જઇ રથના અગ્રભાગથી તે પર્વતને ત્રણ વાર પ્રહાર કરી પોતાના નામથી અંકિત એવું બાણ છોડે છે. આ બાણ બહોતેર યોજનનું ઉલ્લંઘન કરીને તે અધિષ્ઠાયક પાસે આવી પહોંચે છે. આ દેવ પણ પ્રથમ તો ક્રોધાતુર થાય છે, પરંતુ એ બાણ ઉપરના અક્ષરો વાંચી શાંત પડી જાય છે. પછી તે દેવ પણ બાણ તથા અન્ય વસ્તુઓ ચક્રીને ભેટ કરી વિદાય થાય છે. રથને પાછો વાળી ચક્રી **ઋષભકૂટ** પાસે આવે છે. રથાગ્ર વડે ત્રણ વાર તેનું તાડન કરી તે કૂટના પૂર્વ ભાગ ઉપર પોતે ચક્રી થયાનો 'કાકિની' રત્નથી ઉલ્લેખ કરે છે. ત્યાંથી પાછા ફરી છાવણીમાં આવી તે પારણું કરે છે, તેમજ **ક્ષુદ્ર હિમાવંત** દેવનો અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે.

અનુક્રમે ત્યાંથી પ્રયાણ કરી ચક્રી ચક્રની પછવાડે પછવાડે **ગંગા** નદી પાસે આવી **સિન્ધુ** દેવીની જેમ તેની અધિષ્ઠાયક **ગંગા** દેવીને જીતી લે છે. ત્યાર બાદ દક્ષિણ દિશામાં પ્રયાણ કરતાં તેઓ **ખંડપ્રપાતા** ગુફા નજીક આવી પહોંચે છે. **તમિસ્રા** ગુફાના સંબંધમાં જે કાર્ય ચક્રીએ કર્યું હતું, તેમ તેઓ અત્ર પણ કરી આ ગુફાના **નાટ્યમાલ** નામના અધિષ્ઠાયકને વશ કરી લે છે. ત્યાર બાદ સેનાનીને અર્ધ સૈન્ય લઈને **ગંગા**નો પૂર્વ નિષ્કૂટ સાધવા મોકલે છે. તે કાર્ય પૂર્ણ કરી સેનાની પાછા ફરતાં ચક્રી તેની પાસે **તમિસ્રા**ની માફક આ ગુફાના દ્વાર ખોલાવી સૈન્યસહિત તેમાં પ્રવેશ કરી **ઉન્મગ્ના** અને **નિમગ્ના** નદીઓ ઓળંગી તેઓ તે ગુફાની બહાર આવે છે.

પછી **ગંગા**ના પશ્ચિમ કિનારા ઉપર છાવણી નાખી નવ નિધાન પ્રાપ્ત કરવાના ઇરાદાથી ચક્રી અષ્ટમ તપ કરે છે એટલે તે નવ નિધિ પ્રકટ થાય છે. તેમ થતાં તે પારણું કરી આ નવ નિધિને અંગે અષ્ટાહ્નિકા મહોત્સવ કરે છે. ત્યાર બાદ ચક્રીની આજ્ઞાથી સેનાપતિ **ગંગા** નદીના પૂર્વ દિશામાં રહેલા બીજા નિષ્કૂટ ઉપર વિજય મેળવી આવે છે.

આ પ્રમાણે ચક્રવર્તી **ગંગા** તેમજ **સિન્ધુ** નદીની બંને બાજુના મળીને ચાર નિષ્કૂટોથી અને તેના મધ્યમાં રહેલા બે ખંડથી છ ખંડવાળા કહેવાતા **ભરતક્ષેત્ર** ઉપર વિજય મેળવે છે. આવી રીતે તેનું છ ખંડ સાધવાનું કાર્ય પૂર્ણ થતાં તે ચક્ર તેમજ સૈન્ય સહિત પોતાની રાજધાનીમાં જઇ પહોંચે છે.

**ચક્રવર્તીના પૂર્વ અને ઉત્તર ભવ—**

ચક્રવર્તી પૂર્વ ભવમાં દેવ-ગતિ કે નરક-ગતિમાંજ હોય છે; એ સિવાયની બાકીની બે ગતિમાં તેનો સંભવ નથી. કહ્યું પણ છે કે—

> "[1]अरिहंतचक्कवट्टी, वलदेवा तह य वासुदेवा य।
> न मणुयतिरिएहिंतो, अणंतरं चेव जायंति ॥"
>
> —બૃહત્-સંગ્રહિણી, ગા૦ ૨૯૫.

વિશેષમાં જો ચક્રવર્તી પૂર્વ ભવમાં નરક-ગતિમાં હોય, તો તે પણ પ્રથમ નરકજ સમજવી.[2] જ્યારે દેવ-ગતિને સારૂ [3]સર્વાર્થસિદ્ધ અને [4]અનુત્તર વિમાન સિવાય ગમે તે સ્થાન સંભવી શકે છે.

જો ચક્રવર્તી રાજ્ય છોડી સંયમ ગ્રહણ કરવા પૂર્વક પંચત્વ પામે, તો તે દેવગતિ પામે અથવા તો મોક્ષે પણ જાય, પરંતુ ગૃહસ્થ તરીકેજ ચારિત્ર અંગીકાર કર્યા વિના મરણ પામે, તો તે સાતમી નરકે જાય.

**ચક્રવર્તીની સંખ્યા—**

સોળ હજાર યક્ષોથી સેવિત તથા '[5]નરદેવ' તરીકે પણ ઓળખાતા ચક્રવર્તીની સંખ્યા સંબંધી હવે વિચાર કરવામાં આવે છે. જમ્બૂદ્વીપ આશ્રીને ચક્રવર્તીની જઘન્ય સંખ્યા ચારની છે અર્થાત્ ગમે તે કાળમાં મહાવિદેહના બત્રીસ વિજયો પૈકી ચાર વિજયોમાં તો ચક્રવર્તી હોયજ (આ વાત તીર્થંકરોને પણ લાગૂ પડે છે), જ્યારે તેની ઉત્કૃષ્ટ સંખ્યા ત્રીસની છે અર્થાત્ મહાવિદેહના બત્રીસ વિજયો પૈકી અઠ્ઠાવીસ વિજયોમાં (કેમકે બાકીના ચાર વિજયોમાં વાસુદેવોનો સંભવ છે), ભરતમાં તેમજ ઐરાવતમાં એકી વખતે ૩૦ ચક્રવર્તીઓ હોઇ શકે (આ વાત તીર્થંકરના સંબંધમાં ઘટતી નથી, કેમકે તેમની સંખ્યા તો ૩૪ની છે, કેમકે તેઓનો સંભવ બત્રીસે વિજયોમાં હોઇ શકે છે).

---

૧ સંસ્કૃત છાયા—

> अर्हन्तश्चक्रवर्तिनो वलदेवास्तथा च वासुदेवाश्च।
> न मनुजतिर्यग्भ्योऽनन्तरं चैव जायन्ते ॥

૨ સરખાવો બૃહત્-સંગ્રહિણીની ૨૯૨ મી ગાથા.

૩-૪ વૈમાનિક દેવોના કલ્પાતીત નામના ભેદના નવ ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા અને વિજયાદિક વિમાનમાં ઉત્પન્ન થયેલા એમ બે ભેદો છે. તેમાં દ્વિતીય ભેદના (૧) વિજય, (૨) વૈજયન્ત, (૩) જયન્ત, (૪) અપરાજિત અને (૫) સર્વાર્થસિદ્ધ એમ પાંચ વિમાનો આશ્રીને પાંચ અવાન્તર ભેદો છે. આ પાંચે વિમાનોને 'અનુત્તર' કહેવામાં આવે છે. આ પાંચે પ્રકારના અનુત્તર વાસી દેવોમાંના પ્રથમના ચાર પ્રકારના દેવો દ્વિચરમ ભવવાળા છે એટલે કે તેઓ અહિંથી ચ્યવીને મનુષ્ય તરીકે અવતરી, ફરીથી અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થઇ મનુષ્ય થઇ સિદ્ધ થાય છે (આ સંબંધમાં મતાન્તરો છે); જ્યારે સર્વાર્થસિદ્ધ વાસી દેવો એકાવતારી છે, એટલે તેઓ ત્યાંથી ચ્યવી મનુષ્ય તરીકે ઉત્પન્ન થઇ મોક્ષે જાય છે.

૫ ભગવતીમાં દેવના ગણાવેલા દ્રવ્યદેવ, નરદેવ, ધર્મદેવ, દેવાધિદેવ અને ભાવદેવ એ પાંચ પ્રકારો પૈકી એક.

આ ઉપરથી એ પણ જોઇ શકાય છે કે જમ્બૂદ્વીપ આશ્રીને ચક્રવર્તીનાં પંચેન્દ્રિય રત્નોની જઘન્ય સંખ્યા ૨૮ની છે, જ્યારે ઉત્કૃષ્ટ સંખ્યા ૨૧૦ની છે. આ વાત એકેન્દ્રિય રત્નોને પણ લાગૂ પડે છે.[1]

**માન અને મદ સંબંધી વિચાર—**

જોકે આપણે ૫૨મા પૃષ્ઠમાં માન અને મદમાં શું ફેર છે એ વિચારી ગયા છીએ, છતાં અત્ર એ નિવેદન કરવું અનાવશ્યક નહિ ગણાય કે આ બે શબ્દોમાં પણ ફેર રહેલો છે એ વાતની શ્રીવિમલસૂરિકૃત 'સંવેગદ્રુમકન્દલી'નું દ્વિતીય પદ્ય તેમજ શ્રીહેમચન્દ્રસૂરિકૃત 'અયોગવ્યવચ્છેદિકા'નું ૨૫મું પદ્ય સાક્ષી પૂરે છે. વિશેષમાં પર્યાયવાચક શબ્દોમાં પણ કથંચિત્ (કોઇક રીતે) ભિન્નતા રહેલી છે એ વાતનું શ્રીબપ્પભટ્ટિસૂરિકૃત 'ચતુર્વિંશતિકા'ના ૮૩મા પદ્યમાં ભિન્ન અર્થમાં વાપરેલા 'ભા' અને 'પ્રભા', શ્રીમાનદેવસૂરિકૃત 'લઘુશાન્તિસ્તોત્ર'ના ૧૧મા પદ્યમાં વાપરેલા 'કીર્તિ' અને 'યશસ્' અને જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિના ૪૩મા સૂત્રમાં વાપરેલા 'જએણં' અને 'વિજએણં' શબ્દો પણ સમર્થન કરે છે.

અત્ર એ પણ ઉમેરવું વધારે પડતું નહિ ગણાય કે દશમા અને પચીસમા પદ્યોમાં તેમજ આ પદ્યમાં પણ 'મદ'નો અર્થ 'હર્ષ' પણ કરી શકાય છે અને તે અર્થ જિનેશ્વરોના સંબંધમાં ઘટી પણ શકે છે; કેમકે તેઓ સર્વજ્ઞ હોવાથી કોઇ પણ વસ્તુ તેમની જાણ બહાર નહિ હોવાથી તેમજ ઠઠ્ઠા મશ્કરીથી તેઓ સર્વથા વિમુખ હોવાથી તેમને હર્ષ સંભવી શકતો નથી. વળી 'તીર્થંકર' નામ-કર્મના વિપાકરૂપ સંપત્તિ પ્રાપ્ત થવાથી પણ તેમને હર્ષ નજ થાય એ સ્વાભાવિક છે, કેમકે તેઓ એક વિરલા નર છે.[2] કહ્યું પણ છે કે—

" सम्पदि यस्य न हर्षो, विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं, जनयति जननी सुतं विरलम् ॥ "

**પદ્ય-મીમાંસા—**

આ તેમજ ત્યાર પછીનાં પદ્યો [3]દ્વિપદી નામના છંદમાં રચાયેલાં છે. છન્દોનુશાસનમાં તેનું લક્ષણ નીચે મુજબ આપવામાં આવ્યું છે:—

" षश्चुगौ द्वितीयषष्ठौ जो लीर्वा द्विपदी."

આનું વિવરણ કરતાં શ્રીહેમચન્દ્રસૂરિ લખે છે કે—

" एकः षण्मात्रः पञ्च चतुर्मात्रा गुरुश्च । तथा द्वितीयषष्ठौ चगणौ जो लीर्वा द्विपदी. "

---

૧ સરખાવો જમ્બૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ.

૨ સરખાવો ભક્તામર-સ્તોત્રનું ૨૨મું પદ્ય.

૩ આવા છંદમાં રચાયેલું એક પદ્ય આચાર-દિનકર (પૃ૦ ૧૬૭)માં દૃષ્ટિગોચર થાય છે. તે પદ્ય નીચે મુજબ છે:—

" श्यामलाभकरुणार्जितबहुसौभाग्यसंहतिः
कुङ्कुमसवर्णवर्णनीयद्युतिमत्सिचयनिवारिताहस्तिः ।
कुसुमोद्भासचारुतरतरुवरतुम्बरुकेतुधारणो
रचयतु सर्वमिष्टमतिगुणगणगीतयशाः सुदारुणः ॥ "

કહેવાની મતલબ એ છે કે–જે છંદમાં પહેલાં એક છ માત્રાનો ગણ, પછી ચાર માત્રાવાળા પાંચ ગણો અને અન્ત્ય વર્ણ ગુરૂ હોય અર્થાત્ એકંદર એકેક પાદમાં અઠ્ઠાવીશ માત્રા હોય તે 'દ્વિપદી' છંદ કહેવાય છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું કે બીજા અંકનો ગણ યાને પહેલો ચાર માત્રાવાળો ગણ તેમજ છઠ્ઠો ગણ યાને છેલ્લો પાંચમો ચાર માત્રાનો ગણ તે જગણ યાને મધ્ય ગુરૂ અને આગળ પાછળ લઘુ એવો જોઇએ અથવા ચાર લઘુ અક્ષરવાળો જોઇએ.

આ વાત બરાબર ધ્યાનમાં આવે તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ તપાસીએ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| १ १ २ २ | ⏑ – ⏑ | २ २ | १ १ १ १ | १ १ २ | ⏑ – ⏑ | – |
| ध्य मु चच् चक् | र वर् ति | लक्ष् मी | मि ह तृण | मि व यःक् | प णे न | तं |
| | ज | | | | ज | ग |

આ ઉપરથી જોઇ શકાય છે કે આ પદ્ય 'દ્વિપદી' છંદમાં રચાયેલું છે એમ કહેવું વ્યાજબી છે.

અત્ર એ વાતનો ઉલ્લેખ કરવો આવશ્યક સમજાય છે કે આ **સ્તુતિ–ચતુર્વિંશતિકા**નાં પદ્યોનાં છંદો ઉપર ખાસ કરીને પ્રકાશ પાડનારી **શ્રીસિદ્ધિચન્દ્ર**કૃત વિવૃત્તિ તેમજ **શ્રીમાન્ સૌભાગ્યસાગર**કૃત વિવૃત્તિ અને તે સંબંધમાં કોઇ કોઇ વાર ઉલ્લેખ કરનારી **શ્રીદેવચન્દ્ર**કૃત વ્યાખ્યામાંથી ફક્ત **શ્રીસૌભાગ્યસાગરે** આ છંદ સંબંધી ઉલ્લેખ કર્યો છે. તે [1]ઉલ્લેખ દ્વારા તેમણે આ તેમજ ત્યાર પછીનાં પદ્યો વીસ વર્ણવાળા **વૈશ્વદેવી** નામના વિષમ વૃત્તમાં રચાયાં છે એમ નિવેદન કર્યું છે. આ પદ્ય તરફ દૃષ્ટિ–પાત કરતાં એ તો સહજ જોઇ શકાય છે કે પ્રત્યેક ચરણમાં વીસ વર્ણો છે અને વળી તેના ત્રણ ચરણોની રચનામાં ભિન્નતા છે. આ ઉપરથી એમ માનવાનું કારણ મળે છે કે આ પદ્ય વીસ વર્ણવાળા વિષમ વૃત્તમાં રચાયું છે.[2] પરંતુ આવા વૃત્તને 'વૈશ્વદેવી' કહેવામાં આવે છે કે કેમ તે સારૂ 'વૈશ્વદેવી' વૃત્તનું લક્ષણ જોવું જોઇએ. કેમકે નહિ તો 'વૈશ્વદેવી' એ તો બાર વર્ણના અને "पञ्चाश्वैश्छिन्ना वैश्वदेवी ममौ यौ" એવા લક્ષણવાળા 'સમવૃત્ત'નું નામ છે.

વિશેષમાં ઘણાં વર્ષ ઉપર આ કાવ્યનું સંશોધન તેમજ જર્મન ભાષાંતર કરનારા **ડૉ. યાકોબી** (Jacobi) પણ આ છંદના ઉપર પ્રકાશ પાડી શક્યા હતા નહિ. મેં પણ આ સંબંધમાં ઘણો પ્રયાસ કર્યો. અંતમાં એ સંબંધમાં **શ્રીમાન્ સાગરાનંદસૂરિ**ને પૂછાવતા તેમના તરફથી આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો 'દ્વિપદી' છંદમાં રચાયેલાં છે એવી માહિતી મળી.

**जिनवरेभ्यो वन्दना—**

स्तौति समन्ततः स्म समवसरणभूमौ यं सुरावलिः
सकलकलाकलापकलिताऽपमदाऽरुणकरमपापदम् ।
तं जिनराजविसरमुज्जासितजन्मजरं नमाम्यहं
सकलकला कलाऽपकलितापमदारुणकरमपापदम् ॥ ७० ॥

—द्विपदी

---

१ "विंशतिवर्णमयी विषमच्छन्दसा 'वैश्वदेवी' नाम्ना स्तुतिरियम् ।"

૨ બાકીનાં ત્રણ પદ્યોના દ્વિતીય ચરણમાં ૨૨ અને છેવટનાં બે પદ્યોના તૃતીય ચરણમાં ૨૧ વર્ણો છે, વાસ્તે ઉપર્યુક્ત ઉલ્લેખ ચિન્તનીય છે.

## टीका

स्तौतीति । 'स्तौति' वन्दते । 'समन्ततः' सर्वतः । 'स्म' इति अतीतार्थद्योतको निपातः । 'समवसरणभूमौ' समवसृतिक्षितौ । 'यम्' । 'सुरावलिः' त्रिदशमाला । 'सकलकलापकलिता' सकलेन-समग्रेण कलाकलापेन-विज्ञानकदम्बकेन कलिता-युक्ता । 'अपमदा' अपेतदर्पा । 'अरुणकरं' आताम्रपाणिम् । 'अपापदं' अपगतविपदम् । 'तम्' । 'जिनराजविसरं' जिनेन्द्रवृन्दम् । 'उज्जासितजन्मजरं' उज्जासितजननविस्रसम् । 'नमाम्यहं' नतोऽस्मि । 'सकलकला' सकोलाहला । 'कला' मधुरा । 'अपकलितापं' अपगतकलहसन्तापम् । 'अदारुणकरं' अदारुणं-अरौद्रं करोति यस्तम् । 'अपापदं' अपापं-पुण्यं तत्प्रदम् । यं समवसरणभूमौ सुरावलिः स्तौति स्म तं जिनराजविसरं नमाम्यहं इत्यन्वयः ॥ ७० ॥

## अवचूरिः

सुरेन्द्रश्रेणी यं जिनेन्द्रव्यूहं स्तौति । समन्ततः-सर्वतः । स्मेत्यतीतार्थकम् । समवसरणभूमौ । किंभूता ? । सकलाः-समस्ताः कला-विज्ञानानि तासां कलापेन-समूहेन कलिता-सहिता । अपमदा-अपगतमदा । सह कलकलेन-कोलाहलेन वर्तते । कला-मधुरा । तं जिनेन्द्रविसरमहं नमामि । किंविशिष्टम् ? । अरुणौ-आरक्तौ करौ-हस्तौ यस्य । अपगता आपदो यस्मात् तम् । विनाशितजन्मजरम् । अपकलितापम्-अपगतकलहसन्तापम् । अदारुणम्-अरौद्रं करोतीति तम् । अपापं-पुण्यं ददातीति तम् ॥ ७० ॥

## अन्वयः

सकल-कला-कलाप-कलिता, अप-मदा, स-कलकला, कला सुर-आवलिः यं समवसरण-भूमौ समन्ततः स्तौति स्म, तं अरुण-करं, अ-पाप-दं, उज्जासित-जन्मन्-जरं, अप-कलि-तापं, अ-दारुण-करं, अप-आपदं जिन-राजन्-विसरं अहं नमामि ।

## શબ્દાર્થ

स्तौति ( धा० स्तु )=સ્તુતિ કરે છે.
समन्ततः=સર્વ દિશામાં.
स्म=અતીતાર્થદ્યોતક અવ્યય.
समवसरण=ધર્મ-દેશનાનું સ્થલ.
भूमि=સ્થલ.
समवसरणभूमौ=સમવસરણની ભૂમિમાં.
यं ( मू० यद् )=જેને.
सुरावलिः=સુર-શ્રેણિ, દેવોની પંક્તિ.
कला=કળા.
कलाप=સમૂહ.
कलित ( धा० कल् )=પામેલા.
सकलकलाकलापकलिता=સમસ્ત કળાઓના સમૂહને પ્રાપ્ત કરેલા.
अपमदा=નિરભિમાની.
अरुण=રક્ત, રાતા.
अरुणकरं=રક્ત છે હસ્તો જેના એવા.
राजन्=રાજા.
विसर=સમૂહ.
जिनराजविसरं=જિનવરના સમૂહને, જિનેન્દ્રના સમુદાયને.

उज्जासित ( धा० जस् )=નાશ કરેલ.
उज्झासितजन्मजरं=નાશ કર્યો છે-અન્ત આણ્યો છે જન્મ અને વૃદ્ધાવસ્થાનો જેણે એવા.
नमामि ( धा० नम् )=નમું છું.
अहं ( मू० अस्मद् )=હું.
कलकल=કોલાહળ
सकलकला=કોલાહળ સહિત, શબ્દાયમાન.
कला ( मू० कल )=મધુર.
कलि=(૧) કલહ, કંકાસ; (૨) કલિ ( યુગ ).
अपकलितापं=દૂર કર્યા છે કલહ અને સંતાપ અથવા કલિનો સંતાપ જેણે એવા.
दारुण=ભયંકર.
अदारुणकरं=ભયંકર કૃત્યને નહિ કરનારા.

## શ્લોકાર્થ

**જિનવરોને વન્દન—**

" સમસ્ત ( વિજ્ઞાનાદિક ) કળાના સમૂહથી યુક્ત એવી, વળી ત્યાગ કર્યો છે અભિમાનનો જેણે એવી, તથા ( ઊંચે સ્વરે સ્તુતિ કરતી હોવાથી ) કોલાહળે કરીને યુક્ત એવી તેમજ ( મધુર સ્વરે કરીને ) મધુર એવી સુર-શ્રેણિ જે ( જિનેન્દ્ર-સમુદાય )ની [1]સમવસરણમાં ચારે દિશામાં સ્તુતિ કરતી હવી, તે [2]રક્ત હસ્તવાળા, પુણ્યને આપનારા, વળી નાશ કર્યો છે જન્મ અને જરાનો જેણે એવા, તેમજ વળી દૂર કર્યા છે કંકાસ અને સંતાપ [ અથવા [3]કલિ ( યુગ )નો સંતાપ ] જેણે એવા, વળી ભયંકર કૃત્યથી વિમુખ તેમજ નષ્ટ થઇ છે વિપત્તિઓ જેનાથી [ અથવા જેની ] એવા તે જિનેન્દ્ર-સમુદાયને હું પ્રણામ કરૂં છું."—૭૦

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

આ પદ્યના પ્રથમ ચરણમાંનાં ઘણાં ખરાં પદો સકારથી શરૂ થાય છે એ અને આનાં દ્વિતીય તેમજ ચતુર્થ ચરણમાં 'कलकलाकलापकलिता' શબ્દો ખૂબીથી વાપરવામાં આવ્યા છે એ આ શ્લોકની ચમત્કૃતિમાં વધારો કરે છે.

વિશેષમાં 'દ્વિપદી'ના લક્ષણના સંબંધમાં જે એમ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે બીજા અંકવાળો યાને પહેલ વહેલો ચાર માત્રાવાળો ગણ કયાં તો જગણ હોવો જોઇએ અથવા તો તેના ચારે અક્ષરો લઘુ હોવા જોઇએ એમાંનો દ્વિતીય વિકલ્પ આ પદ્યના તૃતીય ચરણ—

| ૨ ૧ ૧ ૨ | ⏑ ⏑ ⏑ ⏑ | ૨ ૨ | ૧ ૧ ૨ | ૧ ૧ ૨ | ⏑ — ⏑ | |
|---|---|---|---|---|---|---|
| तं जि न रा | ज वि स र | मुज् झा | सि त जन् | म ज रं | न माम् य | हं |
| | | | | | ज | ग |

—ઉપરથી જોઈ શકાય છે.[4]

---

૧ સમવસરણના સ્વરૂપ માટે ૮૪ મા શ્લોક તરફ દૃષ્ટિપાત કરો.

૨ સામુદ્રિક શાસ્ત્રમાં સત્પુરૂષોના હસ્ત અને ચરણ રક્ત વર્ણવ્યાં છે.

૩ જૈન શાસ્ત્રમા પણ કૃત, દ્વાપર, ત્રેતા અને કલિ એમ ચાર યુગો તેમજ તે કેટલાં કેટલાં વર્ષોના છે એ વિષે ઉલ્લેખ છે. જુઓ **ભગવતી.**

૪ આવી હકીકત ૭૨મા પદ્યનાં દ્વિતીય અને ચતુર્થ ચરણોને પણ લાગુ પડે છે. અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે 'દ્વિપદી'નો છઠ્ઠો ગણ ચાર લઘુ અક્ષરવાળો પણ હોઇ શકે એ વાતને ચરિતાર્થ કરનારૂં એક પણ પદ્ય આ કાવ્યમાં નથી.

जिनागमाय नमः—

भीममहाभवाब्धिभवभीतिविभेदि परास्तविस्फुरत्-
परमतमोहमानमतनूनमलं घनमघवते हितम् ।
जिनपतिमतमपारमर्त्यामरनिर्वृतिशर्मकारणं
परमतमोहमानमत नूनमलङ्घनमघवतेहितम् ॥ ७१ ॥

—द्विपदी

## टीका

भीमेति । 'भीममहाभवाब्धिभवभीतिविभेदि' भीमे महाभवाब्धौ भवन्ति भीतयो यास्तासां विभेदि-भेदनशीलम् । 'परास्तविस्फुरत्परमतमोहमानं' परास्तानि-क्षिप्तानि विस्फुरन्ति परमतानि मोहश्च मानश्च येन तम्, अथवा मोहात्-अज्ञानात् मानो मोहमानो-मिथ्याभिमानः परं-प्रकृष्टं विस्फुरत् यथा भवत्येवं अस्तः परमतानां मोहमानो येन तम् । 'अतनूनं' तनु च ऊनं च यन्न भवति । 'अलं' अत्यर्थम् । 'घनं' निबिडं प्रमेयगाढम् । 'अघवते' पापान्विताय । 'हितं' श्रेयस्कारि । 'जिनपतिमतं' सर्वज्ञप्रवचनम् । 'अपारमर्त्यामरनिर्वृतिशर्मकारणं' अपाराणि-अपर्यन्तानि यानि मर्त्यानां अमराणां निर्वृतेश्च-निर्वाणस्य सम्बन्धीनि शर्माणि-सुखानि तेषां कारणं-हेतुः । 'परमतमोहं' परमं तमो हन्ति यत् तत्, अथवा परमतमा-अतिशयेन परमा ऊहाः-तर्का यत्र तत् । 'आनमत' प्रणमत । 'नूनं' निश्चयेन । 'अलङ्घनमघवता' नास्ति लङ्घनं-अभिभवो यस्य तेन मघवता-महेन्द्रेण, सामर्थ्यादच्युतस्वर्गनाथेन । 'ईहितं' अभिलषितम् । जिनपतिमतं आनमतेति सम्बन्धः ॥ ७१ ॥

## अवचूरिः

भीषणमहासंसारसमुद्रोत्पन्नभयविदारकम् । परास्ताः-परिक्षिप्ता विस्फुरन्तः परमतमोहमाना येन । यद्वा मोहाद्-अज्ञानान्मानो-मिथ्याभिनिवेशः परमतानां मोहमानो वा । तनु-तुच्छमूनम्-अपूर्णं च न । अलम्-अत्यर्थं घनं-निबिडं प्रमेयगाढम् । अघवते-पापिने अहितं-न श्रेयस्कारि । अपाराण्यपर्यन्तानि मर्त्यानाममराणां निर्वाणस्य शर्माणि तेषां कारणम् । परमं तमो हन्ति । यद्वा परमतमा ऊहा यस्मिन् । आनमत-प्रणमत । नूनं-निश्चितम् । न लङ्घनम्-अभिभवो यस्य स चासौ मघवा च तेन सामर्थ्यादच्युतनाथेन ईहितम्-अभिलषितम् ॥ ७१ ॥

## अन्वयः

भीम-महत्-भव-अब्धि-भव-भीति-विभेदि, परास्त-विस्फुरत्-पर-मत-मोह-मानं, अ-तनु-ऊनं, अलं, घनं, अघवते हितं, अपार-मर्त्य-अमर-निर्वृति-शर्मन्-कारणं, परम-तमस्-हं ( अथवा परमतम-ऊहं ) अ-लङ्घन-मघवता ईहितं जिन-पति-मतं नूनं आनमत ।



निर्वाणकलिकायाम्—

"अप्रतिचक्रां तडिद्वर्णां गरुडवाहनां चतुर्भुजां चक्रचतुष्टय-भूषितकरां चेति ।"

नि. सा. प्रेस.

श्रीचक्रधरायाः स्तुतिः—

याऽत्र विचित्रवर्णविनतात्मजपृष्ठमधिष्ठिता हुतात्—
समतनुभागविकृतधीरसमदवैरिव धामहारिभिः।
तडिदिव भाति सान्ध्यघनमूर्धनि चक्रधराऽस्तु सा मुदे—
ऽसमतनुभा गवि कृतधीरसमदवैरिवधा महारिभिः ॥ ७२ ॥ १८ ॥

—द्विपदी

## टीका

येति। 'या'। अत्र 'अस्मिन् जगति। 'विचित्रवर्णविनतात्मजपृष्ठं' विचित्रवर्णः—शबलवर्णः "आजानु कनकगौरम्" इत्यादिवचनात् यो विनतात्मजो—गरुत्मान् तस्य पृष्ठं—गात्रोपरिभागम्। 'अधिष्ठिता' अधिरूढा। 'हुतात्समतनुभाक्' हुतं अत्तीति हुताद्—अग्निः तत्समं तनुं—मूर्तिं भजते या सा। 'अविकृतधीः' अविकृता—अविकारिणी धीर्यस्याः सा। 'असमदवैरिव' असदृशदावैरिव। 'धामहारिभिः' धाम्ना—तेजसा हारिभिः—कान्तैः। 'तडिदिव' विद्युदिव। 'भाति' शोभते। 'सान्ध्यघनमूर्धनि' सन्ध्याभवाम्भोदशिरसि। 'चक्रधरा' अप्रतिचक्रा। 'अस्तु' भवतु। 'सा'। 'मुदे' प्रीत्यै। 'असमतनुभा' समा च तनुश्च समतनुः, न समतनुः (असमतनुः) भा यस्याः सा। 'गवि' पृथिव्यां, स्वर्गे वा। 'कृतधीरसमदवैरिवधा' कृतो धीराणां समदानां वैरिणां वधो यया सा। 'महारिभिः' महद्भिश्चक्रैः। या विचित्रवर्णविनतात्मजपृष्ठं अधिष्ठिता सती सान्ध्यघनमूर्धनि तडिदिव भाति सा महारिभिः कृतधीरसमदवैरिवधा चक्रधरा मुदेऽस्त्विति सम्बन्धः ॥ ७२ ॥

## अवचूरिः

अरा एषां सन्तीत्यरीणि—चक्राणि। महान्ति च तान्यरीणि च तैर्महारिभिः—महाचक्रैः याऽत्र—जगति चक्रधरा देवी—अप्रतिचक्रा देवी भाति—शोभते। कथंभूता?। विविधवर्णगरुडपृष्ठमधिरूढा। हुतमत्तीति हुताद्—वह्निस्तत्तुल्यां तनुं भजते। अविकृता—अविकारिणी धीर्यस्याः सा। महारिभिः किंभूतैः?। असमानदवानलैरिव। धाम—तेजस्तेन हारिभिः—मनोहरैः। यथा विद्युत् सन्ध्यासमयमेघमस्तके भाति तद्वत्। सा देवी मुदेऽस्तु—भवतु। समा च तनुश्च समतनुः, न समतनुरसमतनुः, एवंविधा भा यस्याः। गवि—पृथिव्यां स्वर्गे वा। कृतो धीराणां समदानां वैरिणां वधो यया ॥ ७२ ॥

## अन्वयः

या विचित्र—वर्ण—विनतात्मज—पृष्ठं अधिष्ठिता, हुताद्—सम—तनु—भाग्, अ—विकृत—धीः, अ—सम—दवैः इव धामन्—हारिभिः महत्—अरिभिः, सान्ध्य—घन—मूर्धनि तडित् इव अत्र भाति, सा अ—सम—तनु—भा, गवि कृत—धीर—स—मद—वैरिन्—वधा चक्रधरा मुदे अस्तु।

## શબ્દાર્થ

विचित्र=વિચિત્ર, વિવિધ.
वर्ण=રંગ.
विनता=કાશ્યપની પત્ની, ગરૂડની માતા.
आत्मज=પુત્ર.
विनतात्मज=ગરૂડ.
पृष्ठ=પીઠ.
विचित्रवर्णविनतात्मजपृष्ठं=રંગબેરંગી વર્ણવાળા ગરૂડની પીઠને.
अधिष्ठिता ( मू० अधिष्ठित )=રહેલી, આરોહણ કરેલી.
हुत=હવન.
अद्=ખાવું.
हुताद्=અગ્નિ.
हुतात्समतनुभाग्=અગ્નિસમાન દેહને ધારણ કરનારી.
विकृत ( धा० कृ )=વિકારી.
अविकृत=અવિકારી.
अविकृतधीः=અવિકારી છે મતિ જેની એવી.
दव=દાવાનલ.
असमदवैः=અસાધારણ દાવાનલો વડે.
धामन्=(૧) તેજ.
धामहारिभिः=તેજ વડે મનોહર.
तडित्=વીજળી.
भाति ( धा० भा )=પ્રકાશે છે.
सान्ध्य=સંધ્યા ( સમય )ના, સંધ્યાસંબંધી.
मूर्धन्=મસ્તક.
सान्ध्यघनमूर्धनि=સંધ્યા ( સમય )ના મેઘના ઉપર.
चक्रधरा=ચક્રધરા ( દેવી ).
अस्तु ( धा० अस् )=થાઓ.
मुदे ( मू० मुद् )=હર્ષને માટે.
असमतनुभा=(૧) નિરૂપમ છે દેહની કાન્તિ જેની એવી; (૨) નિરૂપમ તેમજ અતિ-શય છે કાન્તિ જેની એવી.
गवि ( मू०गो )=(૧) પૃથ્વી ઉપર; (૨)સ્વર્ગમાં.
वैरिन्=દુશ્મન.
वध=નાશ.
कृतधीरसमदवैरिवधा=કર્યો છે પરાક્રમી તેમજ અભિમાની એવા શત્રુઓનો સંહાર જેણે એવી.
महारिभिः=મહાચક્રો વડે.

## શ્લોકાર્થ

**શ્રીચક્રધરા દેવીની સ્તુતિ—**

"[૧]રંગબેરંગી વર્ણવાળા ગરૂડની પીઠ ઉપર આરૂઢ થનારી, તથા અગ્નિના સમાન ( દેદીપ્યમાન ) દેહને ધારણ કરનારી, તેમજ અવિકારી બુદ્ધિવાળી એવી જે ( દેવી ), જાણે અનુપમ દાવાનલ હોય એવા પ્રકાશ વડે મનોહર એવાં મહાચક્રો વડે, સંધ્યા સમયના

---

૧ ગરૂડનો વર્ણ વિચિત્ર છે. કહ્યું પણ છે કે—

"आजानु कनकगौरम्, आनाभेः शङ्खकुन्दहरधवलम्, आकण्ठतो नवदिवाकरकान्तितुल्यमामूर्धतोऽञ्जननिभं गरुडस्वरूपम्।"

અર્થાત્ પગના તળીઆથી તે ઘુંટણ સુધી કનકના જેવો પીતવર્ણો, ઘુંટણથી તે નાભિ ( ડુંટી ) સુધી શંખ, કુન્દ ઇત્યાદિના જેવો શ્વેતવર્ણો અને નાભિથી તે ગળા સુધી નૂતન સૂર્યના જેવો રક્તવર્ણો અને ગળાથી તે મસ્તક સુધી કાજલના જેવો કૃષ્ણવર્ણો એવો ગરૂડ હોય છે.

( રંગબેરંગી ) મેઘ ઉપરની સૌદામિનીની જેમ આ જગત્માં શોભે છે, તે ચક્રધરા (દેવી) કે જેના દેહની કાંતિ નિરૂપમ છે [ અથવા જેની કાંતિ અનુપમ તેમજ અનલ્પ છે ] તેમજ જેણે ( ઉપર્યુક્ત ચક્રો વડે ) પૃથ્વી ઉપરના [ અથવા સ્વર્ગમાંના ] પરાક્રમી તથા મદોન્મત્ત એવા શત્રુઓનો સંહાર કર્યો છે ( અને તેમ કરીને પોતાનું ચક્રધરા એવું નામ ચરિતાર્થ કર્યું છે ), તે ચક્રધરા ( હે મોક્ષાભિલાષી જનો ! ) ( તમારા ) હર્ષને માટે થાઓ."—૭૨

## સ્પષ્ટીકરણ

**ચક્રધરા દેવીનું સ્વરૂપ—**

આ ચક્રધરા દેવી પણ એક વિદ્યા-દેવી છે. એને 'અપ્રતિચક્રા'ના નામથી પણ ઓળખવામાં આવે છે. આ સુવર્ણવર્ણી દેવીને ગરૂડનું વાહન છે અને તેના ચારે હસ્તો ચક્રથી વિભૂષિત છે. આ વાતની **આચાર-દિનકર** સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

" गरुत्मत्पृष्ठ आसीना, कार्तस्वरसमच्छविः ।
भूयादप्रतिचक्रा नः, सिद्धये चक्रधारिणी ॥ "

—પત્રાંક ૧૬૨.

નિર્વાણ-કલિકામાં પણ આવો ઉલ્લેખ છે; તે નીચે મુજબ છે:—

' तथा अप्रतिचक्रां तडिद्वर्णां गरुडवाहनां चतुर्भुजां चक्रचतुष्टयभूषितकरा चेति "



## १९ श्रीमल्लिजिनस्तुतयः

अथ श्रीमल्लिनाथस्य स्तुतिः—

नुदंस्तनुं प्रवितनु मल्लिनाथ ! मे
प्रियङ्गुरोचिररुचिरोचितां वरम् ।
विडम्बयन् वररुचिमण्डलोज्ज्वलः
प्रियं गुरोऽचिररुचिरोचिताम्बरम् ॥ ७३ ॥

—रुचिरा ( ४, ९ )

### टीका

नुदन्निति । 'नुदन्' प्रेरयन् । 'तनुं' मूर्तिम् । 'प्रवितनु' प्रकर्षेण विस्तारय । 'मल्लिनाथ !' मल्लिस्वामिन् ! । 'मे' मह्यम् । 'प्रियङ्गुरोचिः' श्यामद्युतिः । 'अरुचिरोचितां' रुचिरां च उचितां च रुचिरोचितां, न रुचिरोचिताम् । 'वरं' प्रार्थितार्थम् । 'विडम्बयन्' हसन् । 'वररुचिमण्डलोज्ज्वलः' वरं यत् रुचिमण्डलं–प्रभामण्डलं तेन उज्ज्वलः–कान्तः । 'प्रियं' प्रीतिकरम् । एतत् वरस्याम्बरस्य वा विशेषणम् । 'गुरो !' महात्मन् ! । 'अचिररुचिरोचिताम्बरम्' अचिररुच्या–विद्युता रोचितं–उद्भासितं यत् अम्बरं–आकाशं तत् । हे मल्लिनाथ ! तनुमरुचिरोचितां नुदन् वररुचिमण्डलोज्ज्वलः सन् अचिररुचिरोचिताम्बरं विडम्बयन् वरं मे प्रवितन्विति योगः ॥ ७३ ॥

### अवचूरिः

नुदन्–क्षिपन् तनुं–शरीरम्। प्रियंगुः–श्यामो वृक्षविशेषस्तद्वद् रोचिर्यस्य। तनुं कथंभूताम् ?। रुचिरां उचितां च, न एवंविधाम्। रुचिमण्डलं–भामण्डलं तेनोज्ज्वलः–कान्तः। अचिररुच्या रोचितं विद्युच्छोभितमम्बरम्–आकाशं विडम्बयन् । हे मल्ले ( मल्लिनाथ ) ! हे गुरो ! अरुचिरोचितां तनुं नुदन् प्रियंगुवर्णः भामण्डलशोभितः विद्युत्सहितमाकाशं परामवन् मम वरं प्रवितर ॥ ७३ ॥

### अन्वयः

( हे ) मल्लि–नाथ ! गुरो ! अ–रुचिर–उचितां तनुं नुदन्, प्रियङ्गु–रोचिः, वर–रुचि–मण्डल–उज्ज्वलः अचिर–रुचि–रोचित–अम्बरं विडम्बयन् (त्वं) मे प्रियं वरं प्रवितर।

---

१ 'प्रवितर' इति पाठः ।

## શબ્દાર્થ

नुदन् ( धा० नुद् )=દૂર ફેંકતા.
तनुं ( मू० तनु )=દેહને.
प्रवितनु ( मू० तन् )=તું વિસ્તાર કર.
मल्लि=મલ્લિનાથ, ઓગણીસમા તીર્થંકર.
मल्लिनाथ !=હે મલ્લિનાથ !
प्रियङ्गु=ફલિની, વૃક્ષ-વિશેષ.
प्रियङ्गुरोचिः=પ્રિયંગુના જેવી કાંતિ છે જેની એવા.
अरुचिरोचितां=નહિ મનોહર કે નહિ ઉચિત એવા.
विडम्बयन् ( धा० विडम्ब् )=તિરસ્કાર કરનારા.
वरं ( मू० वर )=વરને.
उज्ज्वल=પ્રકાશિત.
वररुचिमण्डलोज्ज्वलः=ઉત્કૃષ્ટ ભામંડલ વડે ઉજ્જવલ.
गुरो ! ( मू० गुरु[1] )=હે ગુરૂ !
अचिररुचि=વિજળી.
अम्बर=આકાશ.
अचिररुचिरोचिताम्बरं=વિજળી વડે પ્રકાશિત એવા આકાશને.

## શ્લોકાર્થ

### શ્રીમલ્લિનાથની સ્તુતિ—

" હે મલ્લિનાથ ! હે ગુરૂ ! અમનોહર તેમજ અનુચિત એવા દેહને દૂર ફેંકતો થકો પ્રિયંગુ ( નામના વૃક્ષ)ના જેવી ( નીલ ) કાંતિવાળો, તથા ઉત્કૃષ્ટ ભામંડલથી વિભૂ-ષિત અને ( એથી કરીને ) સૌદામિની( ના પ્રકાશ વડે ) પ્રકાશિત થયેલા એવા ( પ્રિય ) ગગનને વિડંબના પમાડતો થકો તું મને પ્રિય વરદાન આપ. "—૭૩

## સ્પષ્ટીકરણ

### શ્રીમલ્લિનાથ-ચરિત્ર—

મલ્લિનાથનો જન્મ મિથિલા નગરીમાં થયો હતો. કુમ્ભરાજા અને પ્રભાવતી રાણી એ તેમનાં પિતા અને માતા થતાં હતાં. તેમના કુંભના લાંછનથી અંકિત દેહનો વર્ણ નીલ હતો અને તેમની ઊંચાઇ પચીસ ધનુષ્ય-પ્રમાણ હતી.

આ ઓગણીસમા તીર્થંકરને શ્વેતામ્બરો સ્ત્રી[2] તરીકે માને છે, જ્યારે દિગમ્બરો તો તેને પુરૂષજ ગણે છે. કારણ કે દિગમ્બર મત પ્રમાણે કોઇ પણ સ્ત્રી તે ભવમાં તો મોક્ષે જઇ શકે નહિ. આથી કરીને જ્યારે તીર્થંકર તો તેજ ભવમાં મુક્તિ-રમણીને વરે છે, તો પછી તે સ્ત્રી હોવાનો સંભવજ તે મતમાં ક્યાંથી હોય ?

---

૧ गृणाति–उपदिशति धर्ममिति गुरुः ।

૨ આ ઓગણીસમા તીર્થંકર પુરૂષ હતા કે સ્ત્રી હતા તે બાબત શ્વેતામ્બર અને દિગમ્બર સંપ્રદાયો વચ્ચે મત-ભેદ છે. શ્વેતામ્બરો એમ કહે છે કે તેઓ સ્ત્રી હતા અને એ વાત અપવાદરૂપ છે, કારણ કે ભાગ્યેજ કોઇ તીર્થંકર સ્ત્રીરૂપે સંભવી શકે છે અને એથી કરીને તો આ બનાવ આ અવસર્પિણી કાલમાં થયેલા દશ આશ્ચર્યોમાંનો એક ગણાય છે. પૂર્વ ભવમાં તપસ્યામાં માયાનું સેવન કરેલું હોવાથી અને તે કર્મનો નિકાચિત બંધ થયેલો હોવાથી તીર્થંકર તરીકે ઉત્પન્ન થયા છતાં પણ તેમને સ્ત્રી થવું પડ્યું, એમ શ્વેતામ્બરો કહે છે.

આ પ્રમાણેનો આ બે ફિરકાઓ વચ્ચે મત-ભેદ હોવા છતાં એ વાત તો બન્નેને સંમત છે કે તેઓ જીવન-પર્યંત બ્રહ્મચારી રહ્યા હતા અર્થાત્ વિષય-વાસનાને તેમણે જન્મથી હમેશને માટે દેશવટો દઇ દીધો હતો. અખંડિત ચારિત્ર પાળી, અનેક જીવોના ઉપર અનુપમ ઉપકાર કરી અંતમાં પંચાવન હજાર ( ૫૫૦૦૦ ) વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી તેઓ પરમ પદને પામ્યા.

પદ્ય-વિચાર—

આ પદ્ય તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ સમવૃત્તમાંના તેર અક્ષરવાળા **રૂચિરા** વૃત્તમાં રચવામાં આવ્યાં છે. આ વૃત્તને કેટલાક **પ્રભાવતી** કહે છે.[1] એનું લક્ષણ એ છે કે—

" जभौ सजौ गिति रुचिरा चतुर्ग्रहैः "

અર્થાત્ આ છંદમાં **જ, ભ, સ** અને **જ** એમ ચાર ગણો છે અને અન્ત્યાક્ષર દીર્ઘ છે. વળી ચોથે અને પછી નવમે એટલે તેરમે અક્ષરે 'યતિ' છે. આ સંબંધમાં આ પદ્યનું પ્રથમ ચરણ વિચારી જોઇએ.

| नु दंस् त | तुंप्, र वि | त र मल् | लि ना थ | मे |
|---|---|---|---|---|
| ⏑ – ⏑ | – ⏑ ⏑ | ⏑ ⏑ – | ⏑ – ⏑ | – |
| ज | भ | स | ज | ग |

આ પદ્યમાં બીજાં પદ્યોની માફક સાધારણ ચમત્કૃતિ હોવા ઉપરાંત એટલી વિશેષતા છે કે જે **રૂચિરા** નામના વૃત્તમાં આ પદ્ય રચાયું છે, તે વૃત્તનો પણ આ પદ્યમાં સાક્ષાત્ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ પણ એક જાતનો શબ્દાલંકાર છે. આના વિશેષ જિજ્ઞાસુએ શ્રીજિન-પ્રભાચાર્યકૃત **વીર**-[2]**સ્તવ** તરફ દૃષ્ટિપાત કરવો.

---

૧ **પ્રભાવતી** એ નામાન્તર ન હોય તો આ વાત વિચારણીય છે, કેમકે શ્રુત-બોધમાં **પ્રભાવતી**નું લક્ષણ નીચે મુજબ આપ્યું છે:—

" यस्यां प्रिये ! प्रथमकमक्षरद्वयं
तुर्यं तथा गुरु नवमं दशान्तिकम् ।
सान्त्यं भवेद् यदि विरतिर्युगग्रहैः
सा लक्षिता ह्यमृतलते ! प्रभावती ॥ "

અર્થાત્-હે પ્રિયા ! જે વૃત્તમાં પહેલા બે અક્ષરો તેમજ ચોથા, નવમા, અગ્યારમા તેમજ તેરમા અક્ષરો દીર્ઘ હોય અને વળી જ્યાં ચોથા અને ત્યાર પછીના નવમા અક્ષર ઉપર 'યતિ' હોય, તે વૃત્ત હે અમૃતસમાન લતા જેવી ( લલના ) ! 'પ્રભાવતી'ના નામથી ઓળખાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે **રૂચિરા** અને **પ્રભાવતી** છંદોમાં પ્રથમ અક્ષર પરત્વેજ ફેર છે. બાકી તો બીજા અક્ષરથી બધા અક્ષરો સમાન છે.

૨ આ કાવ્ય કાવ્યમાલાના સપ્તમ ગુચ્છક ( પૃ૦ ૧૧૨-૧૧૫ )માં છપાયેલું છે.

जिनवतीना स्तुतिः—

जवाद् गतं जगदवतो वपुर्व्यथा—
कदम्बकैरवशतपत्रसं पदम् ।
जिनोत्तमान् स्तुत दधतः स्रजं स्फुरत्—
कदम्बकैरवशतपत्रसम्पदम् ॥ ७४ ॥

—रुचिरा

टीका

जवादिति । 'जवात्' वेगात् । 'गतं' यातम् । 'जगदवतः' विश्वं रक्षतः । 'वपुर्व्यथाकदम्बकैः' शरीरपीडोत्पीडैः । 'अवशतपत्रसं' अवशाः–परवशाः तपन्तः–तापं अनुभवन्तः त्रसाः–सत्त्वा यत्र तत् । 'पदं' स्थानं नरकादिकम् । 'जिनोत्तमान्' जिनवरान् । 'स्तुत' प्रणत । 'दधतः' धारयन्तः । 'स्रजं' पुष्पमालाम् । 'स्फुरत्कदम्बकैरवशतपत्रसंपदं' कैरवाणि–कुमुदानि स्फुरन्ती कदम्बानां कैरवाणां शतपत्राणां च सम्पत्–समृद्धिर्यत्र ताम् । अवशतपत्रसं पदं गतं जगज्जवादवतो जिनोत्तमान् स्तुतेति सम्बन्धः ॥ ७४ ॥

अवचूरिः

जवाद्–वेगाज्जगद्–विश्वमवतो–रक्षतो जिनोत्तमान् हे भव्यजनाः! स्तुत–नुत । जगत् किंविशिष्टम् ॥ पदं–स्थानं नरकादिलक्षणं गतं–प्राप्तम् । पदं किंभूतम् ? । वपुःपीडोत्पीडैरवशाः–परतन्त्रास्तपन्त–तापमनुभवन्तस्त्रसाः–प्राणिनो यत्र तत् । जिनोत्तमान् कथंभूतान् ? । स्रजं–पुष्पमालां दधतः । मालां कथंभूताम् ? । स्फुरन्ती कदम्बानां कैरवाणां शतपत्राणां च सम्पद् यत्र ॥ ७४ ॥

अन्वयः

वपुस्–व्यथा–कदम्बकैः अवश–तपत्–त्रसं पदं गतं जगत् जवात् अवतः, स्फुरत्–कदम्ब–कैरव–शतपत्र–सम्पदं स्रजं दधतः जिन–उत्तमान् स्तुत ।

शब्दार्थ

जवात् ( मू० जव )=वेगथी.
जगत् ( मू० जगत् )=दुनियाने.
वपुस्=देह.
व्यथा=पीडा.
वपुर्व्यथाकदम्बकैः=देहनी पीडाना समूह वडे.
अवश=परतन्त्र.
तपत् ( धा० तप् )=संताप पामतो.
त्रस=जीव.
अवशतपत्त्रसं=परतन्त्र तेमज संताप पामता छे जीवो जेने विषे एवा.
जिनोत्तमान्=जिनेश्वरोने.
दधतः ( मू० दधत् )=धारण करनारा.
स्रजं ( मू० स्रज् )=मालाने.
स्फुरत् ( धा० स्फुर् )=स्फुरायमान, विकस्वर.

कदम्ब=કદમ્બ.
कैरव=શ્વેત કમલ, ચંદ્રવિકાસિ કમલ.
शतपत्र=સો પાંખડીવાળું કમલ, શેવંતી.

स्फुरत्कदम्बकैरवशतपत्रसम्पदं=સ્ફુરાયમાન છે કદમ્બ, કૈરવ અને શતપત્રની સંપત્તિ જેને વિષે એવી.

## શ્લોકાર્થ

### જિન-પતિઓની સ્તુતિ—

" શરીરની પીડાના સમુદાય વડે પરતન્ત્ર તેમજ (અત્યન્ત) સંતાપનો અનુભવ કરનારા એવા જીવો છે જેને વિષે એવા (નરકાદિક ચાર ગતિઓ વડે લક્ષિત) પદને પ્રાપ્ત થયેલા વિશ્વનું વેગ વડે રક્ષણ કરનારા એવા, તેમજ વિકસ્વર છે કદમ્બ, કૈરવ અને શતપત્રની સંપત્તિઓ જેને વિષે એવી (પુષ્પની) માલાને ધારણ કરનારા એવા જિનેશ્વરોની (હે ભવ્યો!) તમે સ્તુતિ કરો."—૭૪

## સ્પષ્ટીકરણ

### જીવ-વિચાર—

જોકે અત્ર 'ત્રસ' શબ્દનો દુઃખથી ઉદ્વેગ પામનાર અર્થ ગણીને બધા જીવો ભયસંજ્ઞાવાળા હોવાથી સામાન્ય જીવ અર્થમાં પ્રયોગ કરવામાં આવ્યો છે, છતાં તેનો વિશેષ અર્થ જોઇ લઇએ. જૈન શાસ્ત્રમાં પ્રથમ તો જીવના 'મુક્ત' (સિદ્ધ) અને 'સંસારી' એમ બે ભેદો પાડવામાં આવ્યા છે. તેમાં વળી સંસારી જીવના 'સ્થાવર' અને 'ત્રસ' એમ બે અવાંતર ભેદો પાડેલા છે. [1]પૃથ્વીકાયાદિક જીવો કે જેમને ફક્ત ત્વચા (ચામડી) રૂપી એકજ ઇન્દ્રિય[2] છે તે જીવોને અર્થાત્ એકેન્દ્રિય જીવોને '[3]સ્થાવર' કહેવામાં આવે છે, જ્યારે અનેક (બેથી પાંચ સુધીની) ઇન્દ્રિયવાળા જીવોને '[4]ત્રસ કહેવામાં આવે છે. આ પ્રમાણેનાં સ્થાવર અને ત્રસનાં લક્ષણોથી અન્ય લક્ષણો તત્ત્વાર્થાધિગમસૂત્ર, જીવાજીવાભિગમ અને આચારાંગ-નિર્યુક્તિ-વૃત્તિમાં દૃષ્ટિ-ગોચર થાય છે (જો કે આ પણ અપેક્ષાનુસાર ઘટી શકે છે), પરંતુ ગ્રન્થ-ગૌરવના ભયથી તે અત્ર વિચારવામાં આવતાં નથી.

---

૧ 'આદિ' શબ્દથી અપ્ (જલ)-કાય, અગ્નિ-કાય, વાયુ-કાય અને વનસ્પતિ-કાય સમજવા.

૨ આ વાત દ્રવ્યેન્દ્રિયની અપેક્ષાએ વિચારવામાં આવી છે.

૩ 'સ્થાવર' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ 'સ્થિર રહેનાર' થાય છે, પરંતુ તે અર્થ અગ્નિ અને વાયુમાં નહિ ઘટી શકતો હોવાને લીધે 'સ્થાવર' શબ્દથી એકેન્દ્રિય જીવોનુ પારિભાષિક નામ સમજવું.

૪ 'ત્રસ' શબ્દનો અર્થ હાલનાર, ચાલનાર થાય છે. વાયુ-કાય અને અગ્નિ-કાય જીવોમાં ચલન-ક્રિયા રહેલી હોવાથી 'ત્રસ' શબ્દથી બેથી પાંચ ઇન્દ્રિયવાળા જીવોનું પારિભાષિક નામ સમજવું.

सिद्धान्त-श्लाघनम्—

स सम्पदं दिशतु जिनोत्तमागमः
शमावहन्नतनुतमोहरोऽदिते ।
स चित्तभूः क्षतरिह येन यस्तपः-
शमावहन्नतनुत मोहरोदिते ॥ ७५ ॥

—रुचिरा

## टीका

स सम्पदमिति । 'सः' । 'सम्पदं' श्रियम् । 'दिशतु' ददातु । 'जिनोत्तमागमः' अर्हत्सिद्धान्तः । 'शं' सुखम् । 'आवहन्' कुर्वन् । 'अतनुतमोहरः' अतनु-प्रभूतं तमो हरति यः सः, यद्वा अतनुतमान् ऊहान् राति यः सः । 'अदिते' अखण्डिते । 'सः' । 'चित्तभूः' मनोभवः । 'क्षतः' ध्वस्तः । 'इह' अत्र जगति । 'येन' आगमेन । 'यः' । 'तपःशमौ' तपश्च शमश्च (तौ) । 'अहन्' हतवान् । 'अतनुत' अप्रथत ? । 'मोहरोदिते' मोहं च रोदितं च । स जिनोत्तमागमः सम्पदं दिशतु येन चित्तभूः क्षतः स यस्तपशमावहन् अदिते मोहरोदिते अतनुतेति योगः ॥ ७५ ॥

## अवचूरिः

स जिनेन्द्रागमः सम्पदं दद्यात् । कथंभूतः ? । शं-सुखमावहन्-कुर्वन् । अतनु-प्रौढं तमो हरतीति । यद्वा अतनुतमानूहान् राति-ददातीति । स चित्तभूः-कामो येन क्षतो-हतः । यः कन्दर्पस्तपःशमौ अहन्-जघान । अदिते-अखण्डिते मोहश्च रोदितं च मोहरोदिते च योऽतनुत-अप्रथयत् ॥ ७५ ॥

## अन्वयः

यः तपस्-शमौ अहन्, अ-दिते मोह-रोदिते (च) अतनुत, स चित्त-भूः येन इह क्षतः, स शं आवहन् अ-तनु-तमस्-हरः (अथवा अतनुतम-ऊह-रः) जिन-उत्तम-आगमः सम्पदं दिशतु ।

## શબ્દાર્થ

सम्पदं (मू० सम्पद्)=વૈભવને.
जिनोत्तमागमः=(૧) જિનેશ્વરનો આગમ; (૨) જિનોનો ઉત્તમ સિદ્ધાન્ત.
आवहन् (धा० वह्)=કરનારો.
हर=હરનાર.
अतनुतमोहरः=(૧)અનલ્પ અંધકારને હરનારો; (૨) પ્રબલ યુક્તિઓ આપનારો.
अदिते (मू० अदित)=અખણ્ડિત.
चित्तभूः=મદન.
क्षतः (मू० क्षत)=નષ્ટ કરેલ.
शम=ઉપશમ.
तपःशमौ=તપ અને ઉપશમને.
अहन् (धा० हन्)=નાશ કર્યો.
अतनुत (धा० तन्)=વિસ્તાર કર્યો, વિસ્તાર્યો.
रोदित=રુદન.
मोहरोदिते=અજ્ઞાન અને રુદનને.

## શ્લોકાર્થ

**સિદ્ધાન્તની પ્રશંસા—**

" જે ( બાહ્ય તેમજ અભ્યન્તર ) તપ અને ઉપશમનો નાશ કરતો હવો તેમજ જે અખણ્ડિત અજ્ઞાન અને રૂદનનો વિસ્તાર કરતો હવો તે કંદર્પ જેનાથી અત્ર નાશ પામ્યો, તે, સુખને અર્પણ કરનારો તેમજ અનલ્પ અજ્ઞાનનો અંત આણનારો [ અથવા સૌથી પ્રબલ તર્કને રજુ કરનારો ] એવો જિનેશ્વરનો સિદ્ધાન્ત ( હે ભવ્યો ! તમને ) સંપત્તિ અર્પો. "—૭૫

## સ્પષ્ટીકરણ

**જૈન સિદ્ધાન્તમાં તર્કનું સ્થાન—**

જૈન સિદ્ધાન્તમાં જેટલે અંશે ' તર્ક ' પ્રમાણને સ્થાન આપવામાં આવ્યું છે તેટલે અંશે અન્ય સિદ્ધાન્તમાં તેને સ્થાન આપવામાં આવ્યું હોય એમ જોવામાં આવતું નથી. કેટલાક દર્શનકારોએ તો ' આગમ ' પ્રમાણને અત્યંત વજન આપ્યું છે અને તેથી કરીને ' बाबावाक्यं प्रमाणं ' એ સૂત્ર લજ્જાસ્પદ બની ગયું છે. જૈન સિદ્ધાન્ત કંઇ ' આગમ ' પ્રમાણનો તિરસ્કાર કરતો નથી ( કેમકે આ દર્શનમાં પણ તર્ક–ગમ્ય અને આગમ–ગમ્ય એમ બંને પ્રકારના પદાર્થો માનેલા છે ), પરંતુ તે તેનું અનુચિત મહત્ત્વ વધારવા તૈયાર નથી, જોકે કેટલીક વાર એમ જોવામાં આવે છે કે ' તર્ક ' પ્રમાણથી કેટલીક[2] અતીન્દ્રિય બાબતો સિદ્ધ કરવામાં આવી હોય પરંતુ તે ' આગમ ' પ્રમાણથી બાધિત થતી હોય, તો તે બાબતોનો સ્વીકાર કરવા સૈદ્ધાન્તિકના નામથી ઓળખાતો પક્ષ તૈયાર નથી.

श्रीकपर्दि-स्मरणम्—

द्विपं गतो हृदि रमतां दमश्रिया
प्रभाति मे चकितहरिद्विपं नगे ।
वटाह्वये कृतवसतिश्च यक्षराट्
प्रभातिमेचकितहरिद् विपन्नगे ॥ ७६ ॥

—रुचिरा

---

૧ બૌદ્ધ દર્શનમાં ' પ્રત્યભિજ્ઞાન ' અને ' તર્ક ' ને પ્રમાણ તરીકે ગણવામાં આવ્યાં નથી.

૨ તાર્કિક શિરોમણિ શ્રીસિદ્ધસેન દિવાકરે પ્રરૂપેલ કેવલજ્ઞાન અને કેવલ દર્શનના ઉપયોગના સમયોની અભિન્નતા, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનની એકતા, સાત નયોને બદલે ૭ નયોનું અસ્તિત્વ ઇત્યાદિ વાતો કેટલાકને માન્ય નથી.

## टीका

द्विपमिति । 'द्विपं गतः' गजमारूढः । 'हृदि रमता' मनसि क्रीडतु । 'दमश्रिया' शमसम्पदा । 'प्रभाति' शोभमाने । 'मे' मम । 'चकितहरिद्विपं' चकितः–त्रस्तो हरिद्विपः–सुरेन्द्रहस्ती यस्य तम् । 'नगे' विटपिनि । 'वटाह्वये' न्यग्रोधनाम्नि । 'कृतवसतिश्च' विहितालयश्च । 'यक्षराट्' यक्षराजः कपर्दिनामा । 'प्रभातिमेचकितहरित्' प्रभया अतिशयेन मेचकिताः–श्यामीकृताः हरितः–ककुभो मेचकस्वरूपा एव येन सः । 'विपन्नगे' विगतसर्पे । द्विपं गतो नगे कृतवसतिश्च यक्षराट् मे हृदि रमतामित्यन्वयः ॥ ७६ ॥

## अवचूरिः

यक्षराट् कपर्दिनामा मम मनसि रमतां–परिक्रीडताम् । हृदि कथंभूते ? । उपशमलक्ष्म्या प्रभाति–प्रकर्षेण शोभमाने । यक्षराट् किंविशिष्ट ? । चकितः–त्रस्तो हरिद्विप–ऐरावणो यस्मात् तं द्विपं–वारणं गतः–प्राप्तः । विपन्नगे–विगतसर्पे नगे–वृक्षे वटाभिधाने कृता वसतिः–आलयो येन । प्रभया–कान्त्या अतिमेचकिता–श्यामलीकृता हरितो–दिशो येन सः ॥ ७६ ॥

## अन्वयः

चकित–हरि–द्विपं द्विपं गतः वि–पन्नगे वट–आह्वये नगे च कृत–वसतिः, प्रभा–अति–मेचकित–हरित् यक्ष–राट् मे दम–श्रिया प्रभाति हृदि रमताम् ।

## શબ્દાર્થ

द्विपं ( मू० द्विप )=હાથીને.
गतः ( मू० गत )=પ્રાપ્ત થયેલો.
रमताम् ( मू० रम् )=રમો, રમણ કરો.
दमश्रिया=ઉપશમની લક્ષ્મી વડે.
प्रभाति ( मू० प्रभात् )=પ્રકાશમાન.
चकित=ભય પામેલ
हरि=ઇન્દ્ર
हरिद्विप=ઇન્દ્રનો હાથી, ઐરાવત, ઐરાવણ.
चकितहरिद्विप=વિસ્મય પમાડ્યો છે ઐરાવતને જેણે એવા.
नगे ( मू० नग )=વૃક્ષને વિષે.
वट=વડ.
आह्वय=અભિધાન, નામ.
वटाह्वये=વડ છે નામ જેનું એવા.
वसति=વાસ, રહેઠાણ.
कृतवसति =કર્યો છે નિવાસ જેણે એવા.
यक्ष=એક જાતનો દેવ.
यक्षराट्=( [1]કપર્દી ) યક્ષરાજ.
मेचकित=કૃષ્ણવર્ણી.
हरित्=દિશા.
प्रभातिमेचकितहरित्=પ્રભા વડે કરી નાખી છે અત્યંત શ્યામવર્ણી દિશા જેણે એવા.
पन्नग=સર્પ, સાપ.
विपन्नगे=સર્પથી મુક્ત.

---

૧ 'કપર્દી' એ મહાદેવનું પણ નામ છે.

## શ્લોકાર્થ

**શ્રીયક્ષરાજ ( કપર્દી )નું સ્મરણ—**

" ( પોતાની સ્થૂલતા, સમર્થતા, સુન્દરતા ઇત્યાદિ ગુણોએ કરીને ) ભય પમાડ્યો છે ઐરાવતને જેણે એવા ગજરાજ ઉપર આરૂઢ થયેલો એવો, વળી સર્પથી મુક્ત એવા વડ નામના વૃક્ષ ઉપર નિવાસ કર્યો છે જેણે એવો, તેમજ વળી તેજ વડે અત્યંત શ્યામવર્ણી કરી નાખી છે દિશાઓ જેણે એવો ( કપર્દી નામનો ) યક્ષરાજ ઉપશમરૂપી લક્ષ્મી વડે પ્રકાશમાન ( એવા ) મારા અંતઃકરણમાં રમણ કરો."—૭૬

## સ્પષ્ટીકરણ

**યક્ષ-વિચાર—**

દ્વિતીય દેવ-નિકાયના વ્યંતર જાતિના (૧) કિન્નર, (૨) કિંપુરુષ, (૩) મહોરગ, (૪) ગાન્ધર્વ, (૫) યક્ષ, (૬) રાક્ષસ, (૭) ભૂત અને (૮) પિશાચ એમ આઠ ભેદો પૈકી યક્ષ પણ એક ભેદ છે એ સહજ સમજી શકાય છે. યક્ષના સંબંધમાં તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ૦ ૪, સૂ૦ ૧૨ )ના ભાષ્યમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" यक्षाः श्यामावदाता गम्भीराः तुन्दिला वृन्दारकाः प्रियदर्शना मानोन्मानप्रमाणयुक्ता रक्तपाणिपादतल-नखतालुजिह्वौष्ठा भास्वरमुकुटधरा नानारत्नविभूषणा वटवृक्षध्वजाः "

અર્થાત્ યક્ષો શ્યામ પરંતુ કાન્તિવાળા, ગંભીર, ઊંચી નાભિવાળા, પ્રતિષ્ઠિત, મનોહર દર્શનવાળા, માન અને ઉન્માનરૂપ પ્રમાણથી યુક્ત દેહવાળા, તથા હસ્ત અને ચરણનાં તળીઆં, નખ, તાલુ, જીભ અને ઓઠ રાતાં છે જેમનાં એવા, વળી દેદીપ્યમાન મુકુટને ધારણ કરનારા, વિવિધ રત્નોનાં વિભૂષણોવાળા અને વડ વૃક્ષરૂપી ધ્વજવાળા છે.

વિશેષમાં આ ભાષ્યમાં નિવેદન કર્યા મુજબ યક્ષોના તેર ભેદો છે—(૧) પૂર્ણભદ્ર, (૨) માણિભદ્ર, (૩) શ્વેતભદ્ર, (૪) હરિભદ્ર, (૫) સુમનોભદ્ર, (૬) વ્યતિપાતિકભદ્ર, (૭) સુભદ્ર, (૮) સર્વતોભદ્ર, (૯) મનુષ્ય-યક્ષ, (૧૦) વનાધિપતિ, (૧૧) વનાહાર, (૧૨) રૂપ-યક્ષ અને (૧૩) યક્ષોત્તમ. આ તેર અવાન્તર કોટિમાંથી કઇ કોટિમાં ૬૪મા પદ્યમાં સ્તુતિ કરાયેલા બ્રહ્મશાન્તિ યક્ષનો તેમજ આ પદ્યમાંના કપર્દી યક્ષનો અંતર્ભાવ થાય છે તે સમજી શકાતું નથી.

**કપર્દી યક્ષરાજની સ્તુતિ—**

આ યક્ષરાજની [1]એક સ્થલે નીચે મુજબ સ્તુતિ કરવામાં આવી છેઃ—

"यः पूर्वं तन्तुवायः कृतसुकृतलवैः दूरितैः पूरितोऽपि
प्रत्याख्यानप्रभावादमरमृगदृशामातिथेयं प्रपेदे ।
सेवाहेवाकशाली प्रथमजिनपदाम्भोजयोस्तीर्थरक्षा-
दक्षः श्रीयक्षराजः स भवतु भविनां विघ्नमर्दी कपर्दी ॥"

---

૧ આ શત્રુંજય-મણ્ડન શ્રીઋષભદેવના સ્તુતિ-કદમ્બકમાંની છેલ્લી સ્તુતિ છે. પ્રથમની ત્રણ સ્તુતિઓ પણ ચમત્કૃતિથી ભરપૂર હોવાથી તેનો અત્ર ઉલ્લેખ કરવામાં આવે છે.

"आनन्दानम्रकम्रत्रिदशपतिशिरःस्फारकोटीरकोटी-
भ्राजन्माणिक्यमालाशुचिरुचिलहरीधौतपादारविन्दम् ।
आद्यं तीर्थाधिराजं भुवनभरभृतां कर्ममर्मापहारं
वन्दे शत्रुञ्जयाख्यक्षितिधरकमलाकण्ठशृङ्गारहारम् ॥ १ ॥

माद्यन्मोहद्विपेन्द्रस्फुटकरटतटीपाटने पाटवं ये
बिभ्राणाः शौर्यसारा रुचिरतररुचां भूषणायोचितानाम् ।
संवृत्तानां शुभानां प्रकटनपटवो मौक्तिकानां फ र्नां
तेऽमी कण्ठीरवाभा जगति जिनवरा विश्ववन्द्या जयन्ति ॥ २ ॥

सद्बोधावन्ध्यबीजं सुगतिपथरथः श्रीसमाकृष्टिविद्या
रागद्वेषाहिमन्त्रः स्मरदवथुः प्रावृषेण्याम्बुवाहः ।
जीयाज्जैनागमोऽयं निबिडतमतमःस्तोमतिग्मांशुबिम्बः
द्वीपः संसारसिन्धौ त्रिभुवनभवने ज्ञेयवस्तुप्रदीपः ॥ ३ ॥"

આ ઉપર્યુક્ત ત્રણ સ્તુતિઓનો અનુવાદ અત્ર આપવો અસ્થાને નહિ ગણાય એમ માની તે નીચે મુજબ આપવામાં આવે છેઃ—

હર્ષ વડે વિશેષે કરીને નમ્ર બનેલા એવા મનોહર દેવેન્દ્રોના મસ્તક (ઉપર)ના વિશાળ મુકુટોની શ્રેણીને સ્પર્શ કરતાં માણેકની માળાની પવિત્ર તેમજ રુચિકર લહરી વડે પ્રક્ષાલિત થયાં છે ચરણ-કમલો જેના એવા, તથા સંસારી જીવોનાં કર્મના મર્મને દૂર કરનારા તેમજ શત્રુંજય નામના પર્વતરૂપી લક્ષ્મીના કણ્ઠને વિષે શૃંગાર-હારના સમાન એવા પ્રથમ તીર્થેશ્વર (શ્રીઋષભદેવ)ને હું વન્દું છું.—૧

જે જિનેશ્વરો મદોન્મત્ત મોહરૂપી ગજેન્દ્રના સ્પષ્ટ ગણ્ડ-સ્થલના તટનું વિદારણ કરવામાં કુશલતાને ધારણ કરનારા છે તેમજ પરાક્રમ વડે શ્રેષ્ઠ છે તથા વળી જેઓ અતિશય મનોહર કાન્તિવાળા, બરાબર ગોળાકૃતિવાળા તેમજ અલંકારોને માટે યોગ્ય એવા શુભ મુક્તા-ફલોને પ્રકટ કરવામાં સિંહ જેવા ચતુર છે, તે આ જગત્-પૂજ્ય જિનેશ્વરો જગત્‌માં જયવંતા વર્તે છે.—૨

સમ્યગ્જ્ઞાનના અવન્ધ્ય (ફલદાયક) બીજરૂપ, સુગતિ (મોક્ષ)ના માર્ગે (લઈ જવામાં) રથસમાન, લક્ષ્મીનું આકર્ષણ કરનારી વિદ્યારૂપ, રાગ અને દ્વેષરૂપી સર્પને (વશ કરવામા) (નાગ-દમની) મન્ત્રના જેવો, કંદર્પ-રૂપી દાવાનલની પીડાને (દૂર કરવામાં) વર્ષા-ઋતુના મેઘસમાન, અત્યંત ગાઢ એવા અંધકારના સમૂહને (નષ્ટ કરવામાં) સૂર્ય-મંડલના સમાન, સંસાર-સમુદ્રમા દ્વીપ (બેટ) સમાન અને ત્રિભુવનરૂપી ગૃહમા જાણવા લાયક પદાર્થોને (પ્રકાશિત કરવામાં) પ્રદીપસમાન એવો આ જૈન સિદ્ધાન્ત સર્વોત્કૃષ્ટપણે વર્તો.—૩

અર્થાત્—પૂર્વાવસ્થામાં પાપોથી ભરપૂર (અર્થાત્ અત્યંત પાપી) એવા જે વણકરે [1]પ્રત્યાખ્યાનના પ્રભાવથી પુણ્યાંશ ઉપાર્જન કરી અપ્સરાઓનું અતિથિપણું પ્રાપ્ત કર્યું, તે યક્ષરાજ કપર્દી કે જે પ્રથમ જિનેશ્વર (શ્રીઋષભ પ્રભુ)નાં ચરણ-કમલોની સેવા કરવાના સ્વભાવવાળો છે તેમજ જે તીર્થના રક્ષણને વિષે ચતુર છે, તે ( હે ભવ્યો ! ) તમારા વિઘ્નનો નાશ કરનારો થાઓ.

કપર્દી યક્ષરાજનું જીવન-વૃત્તાન્ત—

સોરઠ દેશમાં મધુમતિ નગરમાં કપર્દી નામે એક વણકર વસતો હતો. તેને આડિ અને કુહાડિ નામે બે પત્નીઓ હતી. આ વણકરને અભક્ષ્ય તેમજ અપેય વસ્તુ ઉપર અત્યાસક્તિ હતી. એક વેળા આ અનાચારથી તેને મુક્ત કરવાને માટે તેની સ્ત્રીઓ તેને પ્રહાર મારી શિક્ષા આપતી હતી. તેવામાં ચૌદમા પટ્ટધર શ્રીવજ્રસેનસૂરિ બહિર્ભૂમિ જતા હતા તેમણે એને જોયો અને પોતાની પાસે બોલાવ્યો. આ વણકર તેમની સમીપ ગયો અને હાથ જોડીને ઊભો રહ્યો. આગમ-જ્ઞાને આને સુલભબોધિ જાણીને તેમજ તેનું આયુષ્ય ફક્ત બે ઘડીનું બાકી છે એમ જાણીને તે સૂરિજીએ તેને કહ્યું કે તને ઘણું કષ્ટ વેઠવું પડે છે તો આ કષ્ટમાંથી મુક્ત થવાને માટે તું ધર્મ-ધ્યાન કર અને પ્રત્યાખ્યાન અંગીકાર કર. આ વાત તે વણકરે સ્વીકારી અને જમવા બેસવા પૂર્વે નવકાર મંત્ર કહી જવો, કેડે બાંધેલા દોરાની ગાંઠ છોડવી અને ત્યાર બાદ ભોજન કરવું અને ભોજન કરી રહ્યા પછી દોરાની ગાંઠ બાંધી દેવી આ પ્રમાણેનો તેણે નિયમ લીધો. આ નિયમપૂર્વક તે ભોજન કરવા બેઠો. ભોજનમાં સર્પના વિષથી વ્યાપ્ત માંસ હતું તેની એને ખબર ન હોવાથી એ તો તે ખાઇ ગયો. આથી કરીને તેના રામ રમી ગયા, પરંતુ પ્રત્યાખ્યાનના પ્રભાવથી તે પ્રજ્ઞાહીન હોવા છતાં પણ વિબુધપણે ઉત્પન્ન થયો. આ પ્રમાણે ફક્ત એકજ વાર નિયમનું પાલન કરવાથી તે દેવ થયો.

સૂરિજીએ પ્રત્યાખ્યાનનો નિયમ લેવડાવ્યો હતો એ વાત આ વણકરની બે સ્ત્રીઓ જાણતી ન હતી. તેઓ તો એમ માનતી હતી કે આ મહાત્માએ તેમના પતિને કંઇક શીખવ્યું છે. પરંતુ જ્યારે તેમનો પતિ બે ઘડીમાં મરી ગયો, ત્યારે તેનું મરણ આ મહાત્માને લીધે થયું છે એવી ફરિયાદ તેમણે રાજાને કરી. આ સાંભળીને રાજાએ વજ્રસેનસૂરિજીને પકડી મંગાવી કહ્યું કે આ બે સ્ત્રીના સ્વામીને તમે કેમ મારી નાખ્યો ? સૂરિજી મૌન રહ્યા એટલે તેમને ચોકીમાં બેસાડ્યા.

આ સમયે કપર્દીએ દેવલોકમાં બેઠા બેઠા અવધિજ્ઞાન વડે જોયું કે પોતાના ઉપર ઉપકાર કરનારા સૂરિજીને માથે કષ્ટ આવી પડ્યું છે. આથી કરીને તેણે દેવ-શક્તિ વડે તે ગામનું જાણે એક ઢાંકણ ન હોય તેવી મોટી એક શિલા વિકુર્વી અને આકાશમાં રહીને તેણે લોકોને કહ્યું કે— "વજ્રસેનસૂરિજી મારા ગુરૂ છે અને તેમણે મારા ઉપર ઉપકાર કર્યો છે; વાસ્તે તેમને કષ્ટ ન

---

૧ પ્રત્યાખ્યાન ( पच्चक्खाण ) શબ્દના ત્યાગ કરવો અને પાલન કરવું એમ બે અર્થો થાય છે. અવિરતિપણાના સ્વરૂપ પ્રત્યે प्रति પ્રતિકૂલપણે आ મર્યાદાપૂર્વક आख्यान કથન છે જેને વિષે તે 'પ્રત્યાખ્યાન,' અથવા આત્મ-સ્વરૂપ प्रति પ્રત્યે आ અભિવ્યાપીને આશંસારહિત ગુણના કરણનું आख्यान કથન છે જેને વિષે તે; અથવા પરલોક प्रति પ્રત્યે आ ક્રિયા-યોગાર્થે શુભાશુભ ફળનું आख्यान કથન છે જેને વિષે તે.

હેતાં તેમની ક્ષમા માંગો અને તેમને પ્રણામ કરો, નહિ તો આ શિલા વડે આખા ગામનો નાશ કરીશ." મરણના ભયથી બીધેલા રાજાએ સૂરિજીને વન્દન કર્યું, તેમની ક્ષમા માંગી અને તેમને મુક્ત કર્યા; એટલે કપર્દી યક્ષે શિલા સંહરી લીધી અને તેણે પ્રસન્ન વદને રાજાદિક સાંભળે તેમ નીચે મુજબની ગાથા બોલવી શરૂ કરી.

" मंसासी मज्झरओ इक्केणं, चेव गंठिसाहिएण ।
सोहं तु तंतुवाओ, सुसाहुवाओ सुरो जाओ ॥ "[1]

અર્થાત્—માંસ ખાનારો તેમજ મદ્ય (-પાન)માં આસક્ત એવો તે હું વણકર ( સુસાધુના વચનપૂર્વક ) ફક્ત એકજ ગાંઠ સહિત ( ભોજન કરીને) યશસ્વી દેવ થયો છું.

આ પ્રમાણે બોલી રહ્યા બાદ તેણે સૂરિજીને નમન કર્યું અને પૂછ્યું કે હે ભગવન્! મેં કેવાં કર્મ કર્યાં છે? સૂરિજીએ ઉત્તર આપ્યો કે પૂર્વ ભવમાં તેં પ્રૌઢ પાપો કર્યાં છે, પરંતુ હવે પવિત્ર થવાને વાસ્તે તારે સકલ કર્મ-સૈન્યનો સંહાર કરનારા એવા શ્રી[2]શત્રુંજય તીર્થે જઇ શ્રીઋષભ પ્રભુની ભક્તિ કરવી. આ સાંભળી કપર્દી યક્ષ ખુશી થયો અને ગુરૂના વચનાનુસાર વર્તન કરતો પોતાને કૃતાર્થ માનવા લાગ્યો.



---

૧ સંસ્કૃત છાયા—

मांसाशी मद्यरत एकेन चैव ग्रन्थिसहितेन ।
सोऽहं तु तन्तुवायः सुसाधुवादः सुरो जातः ॥

૨ શત્રુંજય તીર્થનું અનુપમ માહાત્મ્ય છે એમ જૈનો માને છે. આ વાત શ્રીધનેશ્વરસૂરિકૃત શત્રુંજય-માહાત્મ્યનામક કાવ્ય ઉપરથી જોઇ શકાય છે.

# २० श्रीमुनिसुव्रतजिनस्तुतयः

अथ श्रीमुनिसुव्रतनाथस्य संस्तवनम्—

जिनमुनिसुव्रतः समवताज्जनतावनतः
संमुदितमानवा धनमलोभवतो भवतः ।
अवनिविकीर्णमादिपत यस्य निरस्तमनः-
समुदितमानबाधनमलो भवतो भवतः ॥ ७७ ॥

—नर्कुटकम् ( ७,१० )

## टीका

जिनमुनीति । 'जिनमुनिसुव्रतः' मुनिसुव्रतनामा जिनः । 'समवतात्' संरक्षतु । 'जनतावनतः' जनतया–जनसमूहेन अवनतः–प्रणतः । 'समुदितमानवाः' हृष्टाः पुमांसः । 'धनं' द्रव्यम् । 'अलोभवतो भवतः' लोभेनायुक्तस्य सतः । 'अवनिविकीर्णं' भूमौ राशीकृतम् । 'आदिपत' गृहीतवन्तः । 'यस्य' भगवतः । 'निरस्तमनःसमुदितमानबाधनमलः' बाधनं–बाधा निरस्ता–अपकीर्णा मनःसमुदिता–हृदि समुद्गताः संहता वा मानश्च बाधनं च मलाश्च येन सः । 'भवतः' युष्मान् । 'भवतः' संसारात् । स जिनमुनिसुव्रतो भवतो भवतः समवतात् यस्य धनं समुदितमानवा आदिपतेति सम्बन्धः ॥ ७७ ॥

## अवचूरिः

जिनमुनिसुव्रतो भवतो–युष्मान् भवतः–संसारात् समवतात्–संरक्षतु । कथंभूतः ? । जनतया–जनसमूहेनावनतः । समुदिताः–सहर्षा ये मानवा–मनुष्या अवनिविकीर्णं–भूमौ राशीकृतं धनं–कनकादिकं यस्यालोभवतः–अलोभिनो भवतः–सतः । दीक्षां ग्रहीतुकामस्येत्यर्थः । आदिपत–आददत । जिनः कथंभूतः ? । निरस्ता–अपकीर्णा मनःसमुदिता–हृदि समुत्पन्ना संहता वा मानो बाधनं–पीडा मलः–कर्म च येन ॥ ७७ ॥

## अन्वयः

मुदित–मानवाः यस्य अ–लोभवतः भवतः अवनि–विकीर्णं धनं आदिपत, सः जनता–अवनतः, निरस्त–मनस–समुदित–मान–बाधन–मलः जिन–मुनिसुव्रतः भवतः भवतः समवतात् ।

---

१ 'स मुदित०' इत्यपि पदच्छेदः समीचीनः । २ 'धृष्टतिका' इति सौभाग्यसागराः ।

## શબ્દાર્થ

जिन=તીર્થંકર.
मुनिसुव्रत=મુનિસુવ્રત (સ્વામી), વીસમા તીર્થંકર.
जिनमुनिसुव्रतः=તીર્થંકર મુનિસુવ્રત.
समवतात् ( धा० अव् )=રક્ષણ કરો.
जनता=જન-સમાજ, લોક.
अवनत ( धा० नम् )=નમન કરાયેલા.
जनतावनतः=જન-સમાજ વડે નમન કરાયેલા.
मुदितमानवाः=હર્ષિત મનુષ્યો.
धनं ( मू० धन )=લક્ષ્મીને.
अलोभवतः=લોભરહિત.
भवतः ( मू० भवत् )=સતા.
अवनि=પૃથ્વી.
विकीर्ण ( धा० कृ )=વિખેરેલું.
अवनिविकीर्ण=પૃથ્વી ઉપર વિખેરેલું.
आदिषत( धा० दा )=ગ્રહણ કરતા હવા.
यस्य ( मू० यद् )=જેના.
निरस्त ( धा० अस् )=નિરાસ કરેલ.
समुदित( धा० इ )=(૧) ઉદ્‌ભવેલ; (૨) એકત્રિત થયેલ.
बाधन=પીડા.
निरस्तमनःसमुदितमानबाधनमलः=નિરાસ કર્યો છે મનમાં ઉદ્‌ભવેલા અથવા એકત્રિત થયેલા એવા અભિમાનનો, પીડાનો અને મલનો જેણે એવા.

## શ્લોકાર્થ

### શ્રીમુનિસુવ્રતનાથની સ્તુતિ—

"( દીક્ષા-ગ્રહણની તીવ્ર અભિલાષા રાખતા હોવાથી ) લોભરહિત બનેલા એવા જેના પૃથ્વી ઉપર ઢગલા કરેલા ધનને હર્ષિત મનુષ્યો ( એક વર્ષ પર્યંત ) ગ્રહણ કરતા હવા, તે તીર્થંકર મુનિસુવ્રત (સ્વામી) કે જેમને જન-સમાજે નમન કર્યું છે તેમજ વળી જેમણે મનમાં ઉદ્‌ભવેલા [ અથવા એકત્રિત થયેલા ] એવા અહંકારનો, પીડાનો અને ( કર્મરૂપી ) મલનો નિરાસ કર્યો છે, તે ( વીસમા તીર્થંકર ) ( હે ભવિક જનો ! ) તમારૂં સંસારથી રક્ષણ કરો. "—૭૭

## સ્પષ્ટીકરણ

### મુનિસુવ્રત સ્વામીનું ચરિત્ર—

સુમિત્ર રાજા અને પદ્મા રાણીના પુત્ર મુનિસુવ્રત સ્વામીનો જન્મ રાજગૃહ નગરમાં થયો હતો. તેમની પૂર્વે થઇ ગયેલા ૧૯ તીર્થંકરોની જેમ તેઓ કાશ્યપ ગોત્રીય હતા નહિ, પરંતુ તેઓ ગૌતમ ગોત્રીય હતા. [1]કૂર્મના લાંછનથી અંકિત તેમજ કૃષ્ણવર્ણી એવો તેમનો દેહ વીસ ધનુષ્ય-પ્રમાણ હતો. ત્રીસ હજાર વર્ષનું આયુષ્ય પરિપૂર્ણ કરી તેઓ અનુપમ પદને પામ્યા.

---

૧ કાચબો.

**પદ્ય-મીમાંસા—**

'भवतः' શબ્દના વિવિધ અર્થોથી અલંકૃત આ પદ્ય તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ સમવૃત્તમાંના સત્તર અક્ષરવાળા નર્કુટક નામના વૃત્તમાં રચાયેલાં છે. આ વૃત્તને અવિતથ તેમજ કોકિલક એવાં નામોથી પણ ઓળખાવવામાં આવે છે. આ વૃત્તનું લક્ષણ એ છે કે—

"यदि भवती नजौ भजजला गुरुर्नर्कुटकं ।
मुनिगुहकार्णवैः कृतयतिं वद कोकिलकम् ॥"

અર્થાત્ આ વૃત્તમાં ન, જ, ભ, જ અને જ એમ પાંચ ગણો છે અને છેવટના બે અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ છે. વળી સાતમે અક્ષરે તેમજ સત્તરમે અક્ષરે વિશ્રામ-સ્થાન યાને 'યતિ' છે. આ વાતના ઉપર વિશેષ પ્રકાશ પડે તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| जि न मु | नि सुव्र र | तः, स म | व ताज् ज | न ता व | न तः |
| ⏑ ⏑ ⏑ | ⏑ – ⏑ | – ⏑. ⏑ | ⏑ – ⏑ | ⏑ – ⏑ | |
| न | ज | भ | ज | ज | ल ग |

जिनसमुदायप्रणामः—

प्रणमत तं जिनव्रजमपारविसारिरजो-
दलकमलानना महिमधाम भयासमरुक् ।
यमतितरां सुरेन्द्रवरयोषिदिलामिलनो-
दलकमला ननाम हिमधामभया समरुक् ॥ ७८ ॥
—नर्कु०

## टीका

प्रणमतेति । 'प्रणमत' नमत । 'तम्' । 'जिनव्रजं' अर्हत्सन्दोहम् । 'अपारविसारिरजोदलकमलानना' अपाराणि—अपर्यन्तानि विसारीणि—प्रसरणशीलानि रजोदलानि यस्य तद् अपारविसारिरजोदलं तच्च तत् कमलं च तद्वत् आननं—मुखं यस्याः सा । 'महिमधाम' महत्त्वस्य स्थानम् । 'भयासं' भयमस्यति यस्तम् । 'अरुक्' नीरोगः । 'यम्' । 'अतितरां' अत्यर्थम् । 'सुरेन्द्रवरयोषित्' सुरेन्द्रस्य वरा—प्रधानभूता योषित्—अङ्गना शची । 'इलामिलनोदलकमला' इलामिलनेन—क्षितिघट्टनेन उद्गतः अलकेषु—कुरलेषु मलो—रजो यस्याः सा । 'ननाम' प्रणतवती । 'हिमधामभया' हिमधामा—मृगाङ्कस्तस्य भया—दीप्त्या । 'समरुक्' सदृशरुचिः । तं जिनव्रजं प्रणमत यं सुरेन्द्रवरयोषित् ननामेति योगः ॥ ७८ ॥

## अवचूरिः

प्रणमत-नमत तं जिनव्रजम्-अर्हत्सन्दोहम्। कथंभूतम्?। भयासं-भयक्षयकारकम्। सुरेन्द्रवरयोषित्-इन्द्राणी यं ननाम-अनंसीत्। कथंभूता?। अपाराणि-अपर्यन्तानि प्रसरणशीलानि रजांसि दलानि च यस्य तच्च तत् कमलं च तद्वत् सुगन्धमाननं-मुखं यस्याः। महिम्नो धाम-गृहम्। जिनव्रजाविशेषणमेतत्। हिमधामा-चन्द्रस्तस्य भया-कान्त्या समाना रुग्-रुचिर्यस्याः सा। इलामिलनेन-क्षितिघट्टनेन उद्गतोऽलकेषु-केशेषु मलो यस्याः सा॥ ७८॥

## अन्वयः

अपार-विसारिन्-रजस्-दल-कमल-आनना, अ-रुक् इला-मिलन-उद्-अलक-मला, हिम-धामन्-भया सम-रुक् सुर-इन्द्र-वर-योषित् यं अतितरां ननाम, तं महिमन्-धाम भय-असं जिन-व्रजं प्रणमत।

## શબ્દાર્થ

प्रणमत ( धा० नम् )=તમે નમન કરો.
जिनव्रजं=જિન-સમુદાયને.
विसारिन्=પ્રસરણશીલ.
कमल=કમળ.
अपारविसारिरजोदलकमलानना=અપાર તેમજ પ્રસરણશીલ એવાં રજ અને પત્રો છે જેનાં એવા કમલના સમાન (સુગંધી) મુખ છે જેનું એવી.
महिमन्=મહિમા.
महिमधाम=મહિમાના ગૃહ.
अस्=ફેંકવું, નાશ કરવો.
भयासं=ભયનો નાશ કરનારા.
अरुक्=રોગ-રહિત.
अतितराम्=અત્યન્ત.
योषित्=સ્ત્રી.
सुरेन्द्रवरयोषित्=અમરેન્દ્રની મુખ્ય સ્ત્રી,શચી.
इला=પૃથ્વી.
मिलन=સંયોગ.
अलक=કેશ.
इलामिलनोद्दलकमला=પૃથ્વીનો સંયોગ થવાથી ઉત્પન્ન થઇ છે મલિનતા કેશોમાં જેના એવી.
ननाम ( धा० नम् )=નમસ્કાર કર્યો.
हिम=શીતલ.
हिमधामन्=શીતલ છે પ્રકાશ જેનો તે, ચન્દ્ર.
हिमधामभया=ચન્દ્રની કાન્તિથી.
रुच्=કાન્તિ.
समरुक्=સમાન કાન્તિ છે જેની એવી.

## શ્લોકાર્થ

**જિન-સમુદાયને પ્રણામ—**

"અપાર તેમજ પ્રસરણશીલ ( અર્થાત્ દૂર દેશ પર્યંત પ્રસાર પામવાના સ્વભાવવાળાં ) એવાં રજ તેમજ પત્રો છે જેનાં એવા કમલના સમાન ( સુગંધી ) મુખ છે જેનું એવી, વળી રોગ-રહિત એવી, તથા પૃથ્વીને વિષે ( નમનાર્થે ) આળોટવાથી પ્રાપ્ત થઇ છે મલિનતા કેશોમાં જેના એવી, તેમજ ચન્દ્રની કાન્તિના સમાન કાન્તિ છે જેની એવી શચી (ઇન્દ્રાણી)એ જે જિન-સમૂહને અત્યંત ( ભક્તિ-પૂર્વક ) નમસ્કાર કર્યો, તે મહિમાના ધામરૂપ તેમજ ભયનો ક્ષય કરનારા એવા જિન-સમૂહને ( હે મોક્ષાભિલાષી જીવો! ) તમે પ્રણામ કરો."—૭૮

सिद्धान्त-स्तवनम्—

त्वमवनताञ्जिनोत्तमकृतान्त ! भवाद् विदुषो-
ऽव सदनुमानसङ्गमन ! याततमोदयितः ।
शिवसुखसाधकं स्वभिदधत् सुधियां चरणं
वसदनुमानसं गमनयातत ! मोदयितः ! ॥ ७९ ॥

—नर्कु०

## टीका

त्वमिति । 'त्वम्' । अवनतान्' प्रणतान् । 'जिनोत्तमकृतान्त !' तीर्थकृत्सिद्धान्त ! । 'भवात्' संसारात् । 'विदुषः' सम्यग्ज्ञानवतः । 'अव' रक्ष । 'सदनुमानसङ्गमन !' सत्-विद्यमानं शोभनं वा अनुमानसङ्ग-मनं-अनुमानसङ्गतिर्यस्य स आमन्त्र्यते । 'याततमोदयितः' यातं-अपगतं तमो येषां ते याततमसो-मुनयस्तेषां दयितः-इष्टः । 'शिवसुखसाधकं' मुक्तिसौख्यावर्जकम् । 'स्वभिदधत्' सम्यक् अभिदधानम् । 'सुधियां' धीमताम् । 'चरणं' अनुष्ठानम् । 'वसत्' तिष्ठत् । 'अनुमानसं' मानसं लक्ष्यीकृत्य । 'गमनयातत !' गमाश्च नयाश्च गमनयास्तैः आतत-विस्तीर्ण ! । 'मोदयितः !' प्रमोदजनक ! । हे जिनोत्तमकृतान्त ! त्वं याततमोदयितः सुधियां अनुमानसं वसत् चरणं स्वभिदधत् भवात् अवनतानवेत्यन्वयः ॥ ७९ ॥

## अवचूरिः

हे जिनोत्तमसमय ! त्वमवनतान्-प्रणमतो विदुषोऽव-रक्ष भवात्-संसारात् । सत्-शोभमानं विद्यमानं वा अनुमानस्य प्रमाणस्य संगमनं-संगतिर्यस्य तस्य संबोधनम् । त्वं किंविशिष्टः ? । यातं तमो येभ्यस्ते याततमसो-मुनयस्तेषां दयितः-अभीष्टः । मोक्षसुखप्रापकं चरणं-चारित्रं स्वभिदधत्-स्वाख्यन् । किंभूतम् ? । सुधियां मानसमनु-लक्ष्यीकृत्य वसत्-तिष्ठत् । हे गमनयातत ! गमाः-सदृशपाठाः नयाश्च-नैगमादयस्तैरातत-विस्तीर्ण ! । हे मोदयितः !-प्रमोदकारक ! ॥ ७९ ॥

## अन्वयः

( हे ) जिन-उत्तम-कृतान्त ! सत्-अनुमान-सङ्गमन ! गम-नय-आतत ! मोदयितः ! यात-तमस्-दयितः, सुधियां अनु-मानसं वसत्, शिव-सुख-साधकं चरणं सु-अभिदधत् त्वं अवनतान् विदुषः भवात् अव ।

## શબ્દાર્થ

अवनतान् ( मू० अवनत )=પ્રણામ કરેલાને.
कृतान्त=સિદ્ધાન્ત.
जिनोत्तमकृतान्त ! =હે જિનેશ્વરના સિદ્ધાન્ત !
भवात् ( मू० भव )=સંસારથી.
विदुषः ( मू० विद्वस् )=પંડિતોને.
अव ( धा० अव् )=તું રક્ષણ કર.

अनुमान=અનુમાન.
सङ्गमन=સંગતિ.
सदनुमानसङ्गमन !=હે ઉત્તમ છે અથવા વિદ્યમાન છે અનુમાનની સંગતિ જેને વિષે એવા ! (સં૦)
यात ( ધા૦ या )=ગયેલ, નષ્ટ થયેલ.
दयित=પ્રિય.
याततमोदयितः=નષ્ટ થયો છે મોહ જેનો એવા ( મુનિઓ )ને પ્રિય.
सुख=સુખ.
साधक=સાધનારા.
शिवसुखसाधकं=મુક્તિના સુખને સાધનારા.
स्वभिदधत् ( ધા૦ धा )=રૂડી રીતે કહેનારો, સારો પ્રકાશ પાડનારો.
सुधियां ( મૂ૦ सुधी )=બુદ્ધિમાનોના.
चरणं ( મૂ૦ चरण )=ચારિત્રને.
वसत् ( ધા૦ वस् )=નિવાસ કરનારા.
अनु=અભિમુખ્યાર્થક અવ્યય.
अनुमानसं ( મૂ૦ मानस )=મનને ઉદ્દેશીને.
आतत ( ધા૦ तन् )=વિસ્તીર્ણ.
गमनयातत !=હે ગમ અને નયથી વિસ્તીર્ણ એવા ! (સં૦)
मोदयितः ! ( મૂ૦ मोदयितृ )=હે ખુશ કરનાર !

## શ્લોકાર્થ

### સિદ્ધાન્તની સ્તુતિ—

" હે જિનેશ્વરના સિદ્ધાન્ત ! ઉત્તમ [ અથવા વિદ્યમાન ] છે અનુમાનની ( અને ઉપલક્ષણથી અન્ય પ્રમાણોની પણ ) સંગતિ જેને વિષે એવા હે ( જૈન શાસન ) ! હે આલાપક અને નયથી વિસ્તીર્ણ ( આગમ ) ! હે પ્રમોદકારી ( શાસ્ત્ર ) ! ગયો છે ( મોહરૂપી યાને અજ્ઞાનરૂપી ) અંધકાર જેનો એવા ( મુનિવરોને ) પ્રિય, તથા [1]પણ્ડિતોના મનને લક્ષ્ય કરીને વસનારા તેમજ શિવ–સુખના સાધક એવા ચારિત્રનો પ્રકાશ કરનારો તું ( જિન–પ્રરૂપિત સિદ્ધાન્ત ), અત્યંત નમ્ર એવા વિદ્વાનોનું ( ચોર્યાસી લાખ યોનિઓમાં પારભ્રમણરૂપ ) સંસારથી રક્ષણ કર. "—૭૯

## સ્પષ્ટીકરણ

### અનુમાન—

[2]સાધન દ્વારા જે [3]સાધ્યનું જ્ઞાન થાય છે તે '[4]અનુમાન' કહેવાય છે. એ ધ્યાનમાં રાખવું કે સાધનનો નિશ્ચય અને વ્યાપ્તિનું સ્મરણ એ બંને અનુમાનના આવશ્યક અંગો છે. કહેવાની મતલબ એ છે કે ધારો કે કોઇક સ્થલે [5]ધૂમ જોવામાં આવ્યો. એનું દર્શન થતાંજ ' જ્યાં જ્યાં ધૂમ

---

૧ ખરેખરો પણ્ડિત કોણ કહેવાય તે વિચારવું આવશ્યક છે. આ વાતના ઉપર નિમ્ન–લિખિત શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છેઃ—

" मातृवत् परदारेषु, परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत् सर्वभूतेषु, यः पश्यति स पण्डितः ॥ "

૨–૩ पर्वतो वह्निमान् धूमवत्त्वात् અર્થાત્ પર્વત ધૂમવાળો હોવાને લીધે અગ્નિમાન્ છે. આમાં અગ્નિમાન્ એ 'સાધ્ય' છે અને 'ધૂમવાન્ હોવાપણું' અર્થાત્ 'ધૂમવત્ત્વ' એ સાધન છે.

૪ परामृश्यमानं लिङ्गमनुमानमित्युदयनाचार्याः, मणिकृतस्तु लिङ्गपरामर्शोऽनुमानमिति ।

૫ ધૂમાડો.

सिद्धान्त-स्तवनम्—

त्वमवनताञ्जिनोत्तमकृतान्त ! भवाद् विदुषो-
ऽव सदनुमानसङ्गमन ! याततमोदयितः ।
शिवसुखसाधकं स्वभिदधत् सुधियां चरणं
वसदनुमानसं गमनयातत ! मोदयितः ! ॥ ७९ ॥

—नर्कु०

## टीका

त्वमिति । 'त्वम्' । अवनतान्' प्रणतान् । 'जिनोत्तमकृतान्त !' तीर्थकृत्सिद्धान्त ! । 'भवात्' संसारात् । 'विदुषः' सम्यग्ज्ञानवतः । 'अव' रक्ष । 'सदनुमानसङ्गमन !' सत्-विद्यमानं शोभनं वा अनुमानसङ्ग-मनं-अनुमानसङ्गतिर्यस्य स आमन्त्र्यते । 'याततमोदयितः' यातं-अपगतं तमो येषां ते यातमसो-मुनयस्तेषां दयितः-इष्टः । 'शिवसुखसाधकं' मुक्तिसौख्यावर्जकम् । 'स्वभिदधत्' सम्यक् अभिदधानम् । 'सुधियां' धीमताम् । 'चरणं' अनुष्ठानम् । 'वसत्' तिष्ठत् । 'अनुमानसं' मानसं लक्ष्यीकृत्य । 'गमनयातत !' गमाश्च नयाश्च गमनयास्तैः आतत-विस्तीर्ण ! । 'मोदयितः !' प्रमोदजनक ! । हे जिनोत्तमकृतान्त ! त्वं याततमोदयितः सुधियां अनुमानसं वसत् चरणं स्वभिदधत् भवात् अवनतानवेत्यन्वयः ॥ ७९ ॥

## अवचूरिः

हे जिनोत्तमसमय ! त्वमवनतान्-प्रणमतो विदुषोऽव-रक्ष भवाद्-संसारात् । सत्-शोभमानं विद्यमानं वा अनुमानस्य प्रमाणस्य संगमनं-संगतिर्यस्य तस्य संबोधनम् । त्वं किंविशिष्टः ? । यातं तमो येभ्यस्ते याततमसो-मुनयस्तेषां दयितः-अभीष्टः । मोक्षसुखप्रापकं चरणं-चारित्रं स्वभिदधत्-स्वाख्यन् । किंभूतम् ? । सुधियां मानसमनु-लक्ष्यीकृत्य वसत्-तिष्ठत् । हे गमनयातत ! गमाः-सदृशपाठाः नयाश्च-नैगमादयस्तैरातत-विस्तीर्ण ! । हे मोदयितः !-प्रमोदकारक ! ॥ ७९ ॥

## अन्वयः

( हे ) जिन-उत्तम-कृतान्त ! सत्-अनुमान-सङ्गमन ! गम-नय-आतत ! मोदयितः ! यात-तमस्-दयितः, सुधियां अनु-मानसं वसत्, शिव-सुख-साधकं चरणं सु-अभिदधत् त्वं अवनतान् विदुषः भवात् अव ।

## શબ્દાર્થ

| | |
|---|---|
| अवनतान् ( मू० अवनत )=પ્રણામ કરેલાને. | भवात् ( मू० भव )=સંસારથી. |
| कृतान्त=સિદ્ધાન્ત. | विदुषः ( मू० विद्वस् )=પણ્ડિતોને. |
| जिनोत्तमकृतान्त ! =હે જિનેશ્વરના સિદ્ધાન્ત ! | अव ( धा० अव् )=તું રક્ષણ કર. |

अनुमान=અનુમાન.
सङ्गमन=સંગતિ.
सदनुमानसङ्गमन !=હે ઉત્તમ છે અથવા વિદ્યમાન છે અનુમાનની સંગતિ જેને વિષે એવા ! (સં૦)
यात ( धा० या )=ગયેલ, નષ્ટ થયેલ.
दयित=પ્રિય.
याततमोदयितः=નષ્ટ થયો છે મોહ જેનો એવા ( મુનિઓ )ને પ્રિય.
सुख=સુખ.
साधक=સાધનારા.
शिवसुखसाधकं=મુક્તિના સુખને સાધનારા.
स्वमिदधत् ( धा० धा )=રૂડી રીતે કહેનારો, સારો પ્રકાશ પાડનારો.
सुधियां ( मू० सुधी )=બુદ્ધિમાનોના.
चरणं ( मू० चरण )=ચારિત્રને.
वसत् ( धा० वस् )=નિવાસ કરનારા.
अनु=અભિમુખ્યાર્થક અવ્યય.
अनुमानसं ( मू० मानस )=મનને ઉદ્દેશીને.
आतत ( धा० तन् )=વિસ્તીર્ણ.
गमनयातत !=હે ગમ અને નયથી વિસ્તીર્ણ એવા ! (સં૦)
मोदयितः ! ( मू० मोदयितृ )=હે ખુશ કરનાર !

## શ્લોકાર્થ

### સિદ્ધાન્તની સ્તુતિ—

" હે જિનેશ્વરના સિદ્ધાન્ત ! ઉત્તમ [ અથવા વિદ્યમાન ] છે અનુમાનની ( અને ઉપલક્ષણથી અન્ય પ્રમાણોની પણ ) સંગતિ જેને વિષે એવા હે ( જૈન શાસન ) ! હે આલાપક અને નયથી વિસ્તીર્ણ ( આગમ ) ! હે પ્રમોદકારી ( શાસ્ત્ર ) ! ગયો છે ( મોહરૂપી યાને અજ્ઞાનરૂપી ) અંધકાર જેનો એવા ( મુનિવરોને ) પ્રિય, તથા [1]પણ્ડિતોના મનને લક્ષ્ય કરીને વસનારા તેમજ શિવ–સુખના સાધક એવા ચારિત્રનો પ્રકાશ કરનારો તું ( જિન–પ્રરૂપિત સિદ્ધાન્ત ) અત્યંત નમ્ર એવા વિદ્વાનોનું ( ચોરાસી લાખ યોનિઓમાં પારભ્રમણરૂપ ) સંસારથી રક્ષણ કર. "—૭૯

## સ્પષ્ટીકરણ

**અનુમાન—**

[2]સાધન દ્વારા જે [3]સાધ્યનું જ્ઞાન થાય છે તે '[4]અનુમાન' કહેવાય છે. એ ધ્યાનમાં રાખવું કે સાધનનો નિશ્ચય અને વ્યાપ્તિનું સ્મરણ એ બંને અનુમાનના આવશ્યક અંગો છે. કહેવાની મતલબ એ છે કે ધારો કે કોઇક સ્થલે [5]ધૂમ જેવામાં આવ્યો. એનું દર્શન થતાંજ ' જ્યાં જ્યાં ધૂમ

---

૧ ખરેખરો પણ્ડિત કોણ કહેવાય તે વિચારવું આવશ્યક છે. આ વાતના ઉપર નિમ્ન–લિખિત શ્લોક દિવ્ય પ્રકાશ પાડે છેઃ—

" मातृवत् परदारेषु, परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत् सर्वभूतेषु, यः पश्यति स पण्डितः ॥ "

૨–૩ पर्वतो वह्निमान् धूमवत्त्वात् અર્થાત્ પર્વત ધૂમવાળો હોવાને લીધે અગ્નિમાન્ છે. આમાં અગ્નિમાન્ એ 'સાધ્ય' છે અને 'ધૂમવાન્ હોવાપણું' અર્થાત્ 'ધૂમવત્ત્વ' એ સાધન છે.

૪ परामृश्यमानं लिङ्गमनुमानमित्युदयनाचार्याः, मणिकृतस्तु लिङ्गपरामर्शोऽनुमानमिति ।

૫ ધૂમાડો.

હોય છે, ત્યાં ત્યાં અગ્નિ હોય છે' એ વાતનું અર્થાત્ ધૂમમાં અગ્નિની વ્યાપ્તિ હોવાનું સ્મરણ થયું. આમ થયા બાદ આ સ્થળે અગ્નિ હોવો જોઇએ એવું અનુમાન થઇ શકે છે. આ ઉપરથી જોઇ શકાય છે કે સાધનનું દર્શન અને સાધનમાં સાધ્યની વ્યાપ્તિ હોવાનું સ્મરણ એ બંનેથીજ અનુમાન થઇ શકે છે.

આ અનુમાનના પણ પ્રત્યક્ષની માફક સ્વાર્થાનુમાન અને પરાર્થાનુમાન એમ બે પ્રકારો પડે છે. બીજાના સમજાવ્યા વિના પોતાનીજ મતિપૂર્વક સાધન યાને હેતુ દ્વારા જે અનુમાન કરાય છે તે 'સ્વાર્થાનુમાન' છે, જ્યારે બીજાને સમજાવવાની ખાતર પંચાવયવી કે દશાવયવી હેતુ–પ્રયોગપૂર્વક જે રજુ કરવામાં આવે છે તે 'પરાર્થાનુમાન' છે. ઉપચારથી આ હેતુ–પ્રયોગને પણ 'અનુમાન' કહેવામાં આવે છે.

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે **ચાર્વાક** દર્શન અનુમાન પ્રમાણ સ્વીકારતું નથી, કેમકે તે તો ફક્ત પ્રત્યક્ષ પ્રમાણનેજ પ્રમાણભૂત ગણે છે ( જુઓ **ન્યાયકુસુમાંજલિ**, તૃતીય સ્તબક, શ્લો૦ ૧,૧૦ ).

श्रीगौरी-संस्तवः—

अधिगतगोधिका कनकरुक् तव गौर्युचिता–
ङ्कमलकराजि तामरसभास्यतुलोपकृतम् ।
मृगमदपत्रभङ्गतिलकैर्वदनं दधती
कमलकरा जितामरसभाऽस्यतु लोपकृतम् ॥ ८० ॥ २० ॥

—नर्कु०

### टीका

अधिगतेति । 'अधिगतगोधिका' अधिगता–प्राप्ता गोधा–देववाहनविशेषो यया सा । अत्र स्वार्थे कन् । 'कनकरुक्' सुवर्णच्छविः । 'तव' भवतः । 'गौरी' गौर्याख्या देवता । 'उचिताङ्कं' उचिता–योग्या अङ्का–लाञ्छनानि यस्य तत् । 'अलकराजि' कुरुलोल्लासि । 'तामरसभासि' पद्मद्युति । 'अतुलोपकृतं' स्वकान्तिसंविभागप्रदानादिना अतुलं-असदृशं उपकृतं–उपकारो यस्य तत्, अथवा अतुलं यथा भवत्येवं उपकृतं–उपकारे स्थितम् । 'मृगमदपत्रभङ्गतिलकैः' मृगमदेन( दस्य )–कस्तूरिकाया ये पत्रभङ्गतिलकाः–पत्रच्छेदोपलक्षितविशेषकाः तैः । 'वदनं' आस्यम् । 'दधती' बिभ्राणा । 'कमलकरा' कमलं करे यस्याः सा, अथवा कमलवत् करावस्याः इति । 'जितामरसभा' जिता-निष्प्रभीकृता रूपनेपथ्यप्रागल्भ्यादिभिः अमराणां सभा यया सा । 'अस्यतु' क्षिपतु, अथवा अस्यतु–विनाशयतु । 'लोपकृतं' लोपो–विनाशस्तं करोतीति लोपकृत् प्रतिपक्षादिस्तम् । मृगमदपत्रभङ्गतिलकैः कृत्वा उचिताङ्कं वदनं दधती गौरी तव लोपकृतं अस्यतु इति सम्बन्धः ॥ ८० ॥

(ભ્રુકુટી, વાંકડિયા ) કેશ ( ઇત્યાદિ ) વડે શોભાયમાન એવા તથા (ઈ) કમલના જેવી કાન્તિવાળા અને (ઉ) વળી કર્યો છે (સ્વકાન્તિના સંવિભાગાદિકે કરીને) અનુપમ ઉપકાર જેણે એવા [ અથવા અનુપમ છે ( હીરા, મોતી, વિગેરેના ) અલંકારો જેને વિષે એવા ] ( અકારાદિ પંચ વિશેષણોથી વિશિષ્ટ ) મુખને ધારણ કરનારી, તથા વળી (૪) કમલ છે હસ્તમાં જેના એવી [ અથવા કમલના સમાન હસ્ત છે જેના એવી ], અને વળી (૫) પરાસ્ત કરી છે (અર્થાત્ નિષ્પ્રભ બનાવી છે પોતાના નેપથ્ય, સૌન્દર્ય ઇત્યાદિ વડે) સુરની સભાને જેણે એવી ( પાંચ વિશેષણોથી વિશિષ્ટ ) ગૌરી (દેવી) (હે મુમુક્ષુ જન!) તારા વિનાશ કરનારા ( અભ્યન્તર શત્રુઓ )નો નાશ કરો. "—૮૦

## સ્પષ્ટીકરણ

### ગૌરી દેવીનું સ્વરૂપ—

'ગૌરવર્ણી હોય તે ગૌરી' એમ 'ગૌરી' શબ્દ સૂચવે છે. આ ગૌરી દેવી પણ એક વિદ્યા-દેવી છે. એ ગૌરવર્ણી છે અને ગોધિકા એ એનું વાહન છે. વિશેષમાં એ હસ્તમાં સહસ્રપત્રી કમલ રાખે છે. એના સંબંધમાં કહ્યું પણ છે કે—

"गोधासनसमासीना, कुन्दकर्पूरनिर्मला ।
सहस्रपत्रसंयुक्त-पाणिर्गौरी श्रियेऽस्तु नः ॥ "
—આચાર૦ પત્રાંક ૧૬૨.

આ દેવીના સ્વરૂપ ઉપર વિશિષ્ટ પ્રકાશ તો નિર્વાણ-કલિકા પાડે છે. ત્યાં કહ્યું છે કે—

"तथा गौरीदेवीं कनकगौरीं गोधावाहनां चतुर्भुजां वरदमुशलयुतदक्षिणकरामक्षमालाकुवलयालङ्कृतवामहस्तां चेति" અર્થાત્ ગૌરી દેવીને ચાર હાથ છે. તેના જમણા બે હાથ વરદ અને મુશલથી વિભૂષિત છે, જ્યારે તેના ડાબા બે હાથ તો જપ-માલા અને કમલથી અલંકૃત છે.



## २१ श्रीनमिजिनस्तुतयः

अथ श्रीनमिनाथस्य संकीर्तनम्—

स्फुरद्विद्युत्कान्ते ! प्रविकिर वितन्वन्ति सततं
ममायासं चारो ! दितमद ! नमेऽघानि लपितः ! ।
नमद्भव्यश्रेणीभवभयभिदां हृद्यवचसाम्
अमायासञ्चारोदितमदनमेघानिल ! पितः ! ॥ ८१ ॥

—शिखरिणी ( ६,११ )

### टीका

स्फुरदिति । 'स्फुरद्विद्युत्कान्ते !' चञ्चत्तडित्प्रभ ! । 'प्रविकिर' निरस्य । 'वितन्वन्ति' विस्तारयमाणानि । 'सततं' सर्वदा । 'मम' मे । 'आयासं' श्रमम् । 'चारो !' दर्शनीय ! । 'दितमद !' खण्डितदर्प ! । 'नमे !' नमिजिन ! । 'अघानि' पापानि । 'लपितः !' लपनशील ! । 'नमद्भव्यश्रेणीभवभयभिदां' नमन्त्याः भव्यश्रेण्याः भवभयं भिन्दन्ति यानि तेषाम् । 'हृद्यवचसां' हृदयंगमवचनानाम् । 'अमायासंचार !' न विद्यते मायासंचारः–शाठ्यस्य प्रचारो यस्मिन् स सम्बोध्यते । 'उदितमदनमेघानिल !' मदनो मेघ इव मदनमेघः, उदितः—उद्गतो यो मदनमेघस्तस्य विघट्टनहेतुत्वात् अनिल–नभस्वन् ! । 'पितः !' जनकभूत ! । हे नमे ! हृद्यवचसां लपितः ! आयासं वितन्वन्ति अघानि मम प्रविकिरेति योगः ॥ ८१ ॥

### अवचूरिः

हे नमे !–नमिजिन ! ममायासं वितन्वन्ति अघानि–पापानि प्रविकिर–निरस्य । स्फुरन्ती या विद्युत् तद्वत् कान्तिर्यस्य तस्य संबोधनम् । हे चारो !–दर्शनीय ! । हे दितमद !–छिन्नमद ! । हे लपितः !–वादक ! । केषाम् ? । हृद्यवचसाम् । कथंभूतानाम् ? । नमद्भव्यश्रेणीभवभयभिदाम् । मायाया–दम्भस्य संचारो यस्य स नैवंविधस्तस्य संबोधनम् । उदितः–उदयं प्राप्तो मदनः–कामः स एव मेघो–जीमूतस्तस्य संहारकत्वादनिलो–वात इव तस्य संबोधनम् । हे पितः !–जनक इव हितकारक ! ॥ ८१ ॥

### अन्वयः

(हे) *स्फुरत्–विद्युत्–कान्ते* ! चारो ! *दित–मद* ! *नमत्–भव्य–श्रेणी–भव–भय–भिदां हृद्य–वचसां* लपितः ! *अ–माया–सञ्चार* ! *उदित–मदन–मेघ–अनिल* ! पितः ! नमे ! मम आयासं वितन्वन्ति अघानि सततं प्रविकिर ।

## શબ્દાર્થ.

स्फुरत् ( धा० स्फुर् )=સ્ફુરાયમાન.
विद्युत्=સૌદામિની, વિજળી.
स्फुरद्विद्युत्कान्ते !=હે સ્ફુરાયમાન સૌદામિનીના જેવી કાન્તિ છે જેની એવા ! (સં૦)
प्रविकिर ( धा० कृ )=તું વિખેરી નાખ.
वितन्वन्ति ( मू० वितन्वत् )=વિસ્તાર કરનારા.
चारो ! ( मू० चारु )=હે દર્શનીય, હે મનોહર !
दितमद !=છેદી નાખ્યો છે અભિમાન જેણે એવા ! ( સં૦ )
नमे ! ( मू० नमि )=હે નમિ(નાથ) !
अघानि ( मू० अघ )=પાપોને.
लपितः ! ( मू० लपितृ )=હે વદનારા !
श्रेणी=પંક્તિ.
भिद्=ભેદનાર.
नमद्भव्यश्रेणीभवभयभिदां=પ્રણામ કરતી ભવ્ય-શ્રેણિના સંસારરૂપી ભયને ભેદનારી.
वचस्=વચન.
हृद्यवचसां=મનોહર વચનોના.
सञ्चार=(૧) પ્રચાર; (૨) સંબંધ.
अमायासञ्चार !=અવિદ્યમાન છે માયાનો સંચાર જેને વિષે એવા ! ( સં૦ )
उदित ( धा० इ )=ઉદય પામેલા.
मेघ=વાદળ.
अनिल=પવન.
उदितमदनमेघानिल !=ઉદય પામેલા કામદેવ-રૂપી મેઘ પ્રતિ પવનસમાન !
पितः ! ( मू० पितृ )=હે જનક !

## શ્લોકાર્થ

**શ્રીનમિનાથનું સંકીર્તન—**

" ( સુવર્ણવર્ણી હોવાને લીધે ) સ્ફુરાયમાન સૌદામિનીના સમાન પ્રભા છે જેની એવા હે ( નાથ ) ! હે દર્શનીય ( દેવાધિદેવ ) ! નાશ કર્યો છે અભિમાનનો જેણે એવા હે ( ઈશ ) ! ( ભક્તિપૂર્વક ) વન્દન કરનારી એવી ભવ્ય ( પ્રાણીઓ )ની પંક્તિના સંસારરૂપી ભયને ભેદનારાં એવાં મનોહર વચનોના વદનારા ( અર્થાત્ હે અમૃતમય ઉપદેશ આપનારા એકવીસમા તીર્થંકર ) ! નથી માયાનો ( અલ્પતઃ પણ ) સંચાર જેને વિષે એવા હે (જિનેશ્વર)! હે ઉદય પામેલા મદનરૂપી મેઘને (વિખેરી નાંખવામાં) પવનસમાન (પ્રભો)! હે જનક ( સમાન હિતકારી જગદીશ ) ! હે નમિ (નાથ) ! તું મારા (સંસાર-ભ્રમણરૂપ) પ્રયાસનો નિરન્તર વિસ્તાર કરનારાં પાપોને વિખેરી નાખ. "—૮૧

## સ્પષ્ટીકરણ

**શ્રીનમિનાથ-ચરિત્ર—**

**વિજય** રાજાની **વપ્રા** રાણીની કુક્ષિમાં ઉત્પન્ન થયેલા **નમિનાથે** પોતાના જન્મ દ્વારા **મિથિલા** નગરીને પાવન કરી હતી. આ તીર્થંકર **કાશ્યપ** ગોત્રના હતા. નીલ કમલના લાંછનથી યુક્ત એવો તેમનો કનકના સમાન દેહ પંદર ધનુષ્યપ્રમાણ ઊંચો હતો. દશ હજાર (૧૦,૦૦૦) વર્ષનું આયુષ્ય ભોગવી રહેતાં અષ્ટ કર્મનો ક્ષય થતાં તેઓ નિરાબાધ એવા નિર્વાણને પામ્યા.

પદ્ય-વિચાર—

આ તેમજ ત્યાર પછીનાં ત્રણે પદ્યો સમવૃત્તમાંના સત્તર અક્ષરોવાળા શિખરિણીનામક વૃત્તમાં રચાયેલાં છે. આ વૃત્તનું લક્ષણ એ છે કે—

"रसै रुद्रैश्छिन्ना यमनसभला गः शिखरिणी"

અર્થાત્-આ વૃત્તમાં ય, મ, ન, સ અને ભ એમ પાંચ ગણો છે અને છેવટના બે અક્ષરો અનુક્રમે હ્રસ્વ અને દીર્ઘ છે. વિશેષમાં દરેક ચરણના છઠ્ઠે અને ત્યાર બાદ અગ્યારમે એટલે સત્તરમે અક્ષરે વિશ્રામ-સ્થાન યાને યતિ છે.[1] આ વાત બરાબર ધ્યાનમાં ઉતરે તેટલા માટે આ પદ્યનું પ્રથમ ચરણ વિચારીએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्फु रद् विद् | द्युत् कान् तेप् | र वि कि | र वि तन् | वन् ति स | त त |
| ⏑ – – | – – – | ⏑ ⏑ ⏑ | ⏑ ⏑ – | – ⏑ ⏑ | ⏑ – |
| य | म | न | स | भ | ल ग |

जिनेश्वराणां जयः—

नखांशुश्रेणीभिः कपिशितनमन्नाकिमुकुटः
सदा नोदी नानामयमलमदारेरिततमः ।
प्रचक्रे विश्वं यः स जयति जिनाधीशनिवहः
सदानो दीनानामयमलमदारेरिततमः ॥ ८२ ॥

—शिख०

टीका

नखांशुश्रेणीभिरिति । 'नखांशुश्रेणीभिः' नखमयूखसन्ततिभिः । 'कपिशितनमन्ना-किमुकुटः' कपिलितनमत्सुरकिरीटः । 'सदा' शश्वत् । 'नोदी' प्रेरणशीलः । 'नानामय-

---

૧ સરખાવો શ્રુતબોધમા આપેલુ 'શિખરિણી'નુ નીચે મુજબનુ લક્ષણ—

"यदा प्राच्यो ह्रस्वः कमलनयने ! पञ्च गुरव-
स्ततो वर्णाः पञ्च प्रकृतिसुकुमाराङ्गि ! लघवः ।
त्रयोऽन्ये चोपान्त्याः सुतनु ! जघनाभोगसुभगे !
रसैरीशैर्यस्यां भवति विरतिः सा 'शिखरिणी' ॥"

અર્થાત્-હે કમલના જેવા નયનવાળી (નારી)! જો પદ્યમા પહેલો અક્ષર હ્રસ્વ હોય અને ત્યાર બાદ બીજાથી છઠ્ઠા સુધીના પાચ અક્ષરો દીર્ઘ હોય, અને વળી ત્યાર પછીના પાચ (એટલે કે સાતથી અગ્યાર સુધીના) અક્ષરો તેમજ ચૌદમા, પદરમા અને સોળમા અક્ષરો હ્રસ્વ હોય, તથા વળી હે સ્વભાવથી સુકુમાર દેહવાળી (દયિતા)! હે સુન્દરી! જેમા 'રસ' અને 'ઇશ' વડે એટલે કે છઠ્ઠા અને ત્યાર પછીના અગ્યારમા એટલે સત્તરમા અક્ષર ઉપર વિરામ હોય, તો હે જઘનના વિસ્તાર વડે સૌભાગ્યવાળી (રમા)! તે પદ્ય 'શિખરિણી' છે.

मलमदारेः ' नाना–अनेकरूपा ये आमयाश्च मलाश्च मदाश्च त एवारिस्तस्य । 'इततमः' गतमोहम् । 'प्रचक्रे' कृतवान् । 'विश्वं' जगत् । 'सः' । 'जयति' सर्वमतिशेते । 'जिनाधीशनिवहः' जिनेन्द्रविसरः । 'सदानः' दानसमेतः । 'दीनानां' कृपणानाम् । 'अयं' एषः । 'अलं' अतिमात्रम् । 'अदारेरिततमः' अतिशयेन दारैः–कलत्रैरीरितो–धैर्याचालितो दारेरिततमः स यो न भवति । य इततमो विश्वं प्रचक्रे स जिनाधीशनिवहो जयतीति सम्बन्धः ॥ ८२ ॥

## अवचूरिः

यो विश्वं इततमो-गतमोहं प्रचक्रे स जिनेन्द्रसमूहो जयति । कथंभूतः ? । नखांशुश्रेणीभिः-नखमयूखसंततिभिः कपिशितनमन्नाकिमुकुटः-पीतीकृतनमद्देवकिरीटः । सदा-शश्वत् नोदी-प्रेरणशीलः । कस्य ? । नाना–अनेकरूपा आमयाश्च मलाश्च मदाश्च समाहारद्वन्द्वः, तदेवारिस्तस्य । सदानो-दानसहितः । दीनानां-कृपणानाम् । अयम्-एषः । अलम्–अतिमात्रम् । अतिशयेन दारैः-कलत्रैरीरितो–धैर्याच्चालितो दारेरिततमः, न एवंविधः अदारेरिततमः ॥ ८२ ॥

## अन्वयः

यः विश्वं इत–तमः प्रचक्रे, स नख–अंशु–श्रेणीभिः कपिशित–नमत्–नाकि–मुकुटः, नाना–आमय–मल–मद–अरेः ( सदा ) नोदी, दीनानां स–दानः, ( अलं ) अ–दार–ईरित–तमः अयं जिन–अधीश–निवहः सदा अलं जयति ।

## શબ્દાર્થ

नख=નખ.
नखांशुश्रेणीभिः=નખનાં કિરણોની પંક્તિઓ વડે.
कपिशित=કપિલવર્ણી, પીતવર્ણી.
नाकिन्=દેવતા.
मुकुट=મુગટ.
कपिशितनमन्नाकिमुकुटः=કપિલવર્ણી કર્યા છે નમન કરનારા દેવોના મુગટને જેણે એવા.
नोदी ( मू० नोदिन् )=પ્રેરક, નાશ કરનાર.
नानामयमलमदारेः=વિવિધ જાતના રોગો, મલ અને અભિમાનરૂપી શત્રુના.
इततमः=(૧) ગયું છે અજ્ઞાન જેનું એવા; (૨) ગયો છે શોક જેનો એવા.
प्रचक्रे ( धा० कृ )=કર્યું.
विश्वं ( मू० विश्व )=બ્રહ્માણ્ડને.
अधीश=સ્વામી.
जिनाधीशनिवहः=જિનેશ્વરોનો સમુદાય.
सदानः=દાન-સહિત.
दीनानां ( मू० दीन )=કૃપણોના.
अयं ( मू० इदम् )=આ.
दार=સ્ત્રી.
ईरित ( धा० ईर् )=ચલિત.
ईरिततम=અતિશય ચલિત.
अदारेरिततमः=સ્ત્રી દ્વારા જરા પણ ચલાયમાન નહિ થયેલા.

શ્લોકાર્થ

જિનેશ્વરોનો જય—

" જેણે બ્રહ્માણ્ડને અજ્ઞાનથી [ અથવા શોકથી ] મુક્ત કર્યું, તે જિનવરોનો સમૂહ કે જેણે ( પોતાનાં ચરણના ] નખનાં કિરણોની પંક્તિઓ વડે નમન કરનારા દેવોના મુકુટોને કપિલવર્ણી કર્યા છે, તથા વળી વિવિધ પ્રકારના રોગો, ( અષ્ટ કર્મરૂપી ] મલ તેમજ અભિમાનરૂપી શત્રુનો જે ( નિરંતર ]નાશ કરનારા છે, તેમજ જે દીન જીવોને [ સાંવત્સરિક ] દાન દે છે [ અથવા દુઃખી (પ્રાણીઓ )ને ( [1]અભય)દાન દે છે ] અને વળી જે તદ્દભાન પણ તરૂણીઓ વડે ચલાયમાન થયા નથી, તે આ જિનેશ્વર-સમુદાય સર્વદા જય પામે છે. "—૮૨

सिद्धान्त-परिचयः—

जलव्यालव्याघ्रज्वलनगजरुग्बन्धनयुधो
गुरुर्वाहोऽपातापदघनगरीयानसुमतः ।
कृतान्तस्त्रासीष्ट स्फुटविकटहेतुप्रमितिभाग्
उरुर्वोऽहो ! पाता पदघनगरीयानसुमतः ॥ ८३ ॥

—शिख०

टीका

जलेति । ' जलव्यालव्याघ्रज्वलनगजरुग्बन्धनयुधः ' व्यालः—पन्नगः रुक्—रोगः जलोदरादिः बन्धनं—कारादिनिरोधः युध्—संग्रामः जलादेरुपसर्गात् सकाशात् । ' गुरुः ' महान् । ' वाहः ' अश्वः । ' अपातापदघनगरीयानसुमतः ' पातः—च्यवनं, न विद्यन्ते पातश्च आपच्च अघं च यस्याः सा अपातापदघा, सा चासौ नगरी च अपातापदघनगरी, युक्त्या मुक्तिरेव, तस्यां यानं—गमनं तत्र सुमतः—सुष्ठु सम्मतः । ' कृतान्तः ' राद्धान्तः । ' त्रासीष्ट ' रक्ष्यात् । ' स्फुटविकटहेतुप्रमितिभाक् ' प्रमितयः—प्रमाणानि हेतूंश्च प्रमितीश्च हेतुप्रमितीः स्फुटा—अविसंवादिनी विकटा—अक्लिष्टा हेतुप्रमितीर्भजते यः सः । ' उरुः ' विशालः । ' वा ' शब्दश्चकारार्थे । 'अहो' इत्यामन्त्रणे । ' पाता ' त्रायकः । ' पदघनगरीयान् ' घनः—अर्थनिबिडः गरीयान्—महत्त्वातिरेकयुक्तः पदेषु—वाक्यावयवेषु घनश्च गरीयांश्च । ' असुमतः ' प्राणिनः । अहो कृतान्तो जलादेरसुमतः त्रासीष्टेति सम्बन्धः ॥ ८३ ॥

1 જૈન શાસ્ત્રમાં દાનના પાંચ પ્રકારો બતાવ્યા છે.-(૧) અભય-દાન,(૨) સુપાત્ર-દાન, (૩) અનુકમ્પા-દાન, (૪) કીર્તિ-દાન અને (૫) ઉચિત-દાન. આ સૌમાં અભય-દાન શ્રેષ્ઠ છે. આ પાંચે પ્રકારના દાનોનું જે સુંદર સ્વરૂપ શ્રીરત્નમંદિરગણિએ ઉપદેશ-તરંગિણી ( પૃ૦ ૧૫-૮૦)માં આલેખ્યુ છે, તે મનન કરવા જેવું છે. જ્ઞાન-દાન, અભય-દાન અને ધર્મોપગ્રહ-દાનના સંબંધમાં ત્રિષષ્ટીય આદિનાથ-ચરિત્ર અને પુષ્પમાલા પણ જોવાં.

## अवचूरिः

कृतान्तः-सिद्धान्तोऽसुमतः-प्राणिनस्त्रासीष्ट-रक्षताद्। कस्माद्?। जलव्यालव्याघ्रज्वलनगज-रुग्बन्धयुध। व्याल-सर्पः। रुजो-जलोदरादिरोगाः। बन्धनं-कारानिरोधादि। युध्-सङ्ग्रामः। जलादीनां सकाशादित्यर्थः। किंभूतः?। गुरुः-महान्। वाहः-अश्वः। न विद्यते पातः-च्यवनं आपद्-विपद् अघं-पापं च यस्यां सा चासौ नगरी च, युक्त्या मुक्तिरेव, तस्या याने-गमने सुष्ठु मतः-अभिप्रेतः। स्फुटा-अविसंवादिन्यो विकटा-विस्तृता हेतुप्रमितयः हेतवः प्रमाणानि च (ताः) भजते यः (स) स्फुटविकटहेतुप्रमितिभाक्। उरुः-विशालः। वाशब्दश्चकारार्थे। अहो इत्यामन्त्रणे। पाता-त्रायकः। पदघनगरीयान् पदघनः-अर्थनिबिडः गरीयांश्च महत्त्वयुक्तः। यद्वा पदेषु वाक्यावयवेषु घनश्च गरीयांश्च ॥ ८३ ॥

## अन्वयः

अहो (भव्याः)! अ-पात-आपद्-अघ-नगरी-यान-सुमतः गुरुः वाहः, स्फुट-विकट-हेतु-प्रमिति-भाग्, उरुः, पाता, पद-घन-गरीयान् वा कृतान्तः असुमतः जल-व्याल-व्याघ्र-ज्वलन-गज-रुज्-बन्धन-युधः त्रासीष्ट।

## શબ્દાર્થ

व्याल=સર્પ.
व्याघ्र=વાઘ.
ज्वलन=વહ્નિ, આગ.
गज=કુંજર, હાથી.
बन्धन=કારાગૃહ, કેદખાનું.
युध्=વિગ્રહ, સંગ્રામ, લડાઇ.
जलव्यालव्याघ्रज्वलनगजरुग्बन्धनयुधः=જલ, સાપ, વાઘ, આગ, હાથી, રોગ, કેદખાનું તેમજ લડાઇથી.
गुरुः ( मू० गुरु )=(૧) વિશાળ; (૨) ઉપદેશક.
वाहः ( मू० वाह )=અશ્વ, ઘોડો.
पात=પતન, પડવું તે.
नगरी=પુરી.
अपातापदघनगरीयानसुमतः=નથી પતન, વિપત્તિ અને પાપ જ્યાં એવી (મુક્તિ) નગરી પ્રતિ ગમન કરવામાં અત્યંત માન્ય.
कृतान्तः ( मू० कृतान्त )=સિદ્ધાન્ત.
त्रासीष्ट ( धा० त्रा )=રક્ષણ કરો.
स्फुट=સ્પષ્ટ, અવિસંવાદી.
विकट=(૧) વિસ્તૃત; (૨) અક્લિષ્ટ; (૩) દુર્ગમ.
प्रमिति=(૧) પ્રમાણ; (૨) જ્ઞાન.
स्फुटविकटहेतुप्रमितिभाग्=સ્પષ્ટ અને વિકટ એવા હેતુઓ અને પ્રમાણોને ભજનારો.
उरुः ( मू० उरु )=વિશાળ.
पाता ( मू० पातृ )=રક્ષક.
पदघनगरीयान्=(૧) પદોમાં ગહન અને મહત્ત્વશાળી; (૨) અર્થ વડે ગંભીર અને મહત્ત્વયુક્ત પદવાળો.
असुमतः ( मू० असुमत् )=પ્રાણીઓને.

## શ્લોકાર્થ

**સિદ્ધાન્તનો પરિચય—**

" અહો ( ભવ્યો ) ! અવિદ્યમાન છે ( અધઃ—) પતન, આપત્તિ અને પાપ જ્યાં એવી ( મુક્તિરૂપી ) પુરી તરફ ગમન કરવામાં અત્યંત અભિપ્રેત તથા મહાન્ તેમજ ( ઇચ્છિત સ્થલે લઇ જવામાં ) અશ્વ ( સમાન ), વળી સ્પષ્ટ તથા વિસ્તૃત હેતુઓ તેમજ

પ્રમાણોને ભજનારો [ અથવા ( શબ્દથી ) :૨૫૯ અને ( અર્થથી ) વિકટ એવા હેતુઓના જ્ઞાનને ભજનારો ], તથા વિશાળ તેમજ રક્ષણ કરનારો અને વળી પદોને વિષે ગહન અને મહત્ત્વશાળી [ અથવા અર્થ વડે ગંભીર અને મહત્ત્વ-યુક્ત પદવાળો ] એવો ( જૈન ) સિદ્ધાન્ત પ્રાણીને જલ, સર્પ, વ્યાઘ્ર, વહ્નિ, કુંજર, રોગ, કારાગૃહ તેમજ સંગ્રામ ( એ [1]આઠ ભય )થી બચાવો."—૮૩

कालीदेव्याः स्तुतिः—

विपक्षव्यूहं वो दलयतु गदाक्षावलिधरा-
ऽसमा नालीकालीविशदचलना नालीकवरम् ।
समध्यासीनाऽम्भोभृतघननिभाऽम्भोधितनया-
समानाली काली विशदचलनानालिकवरम् ॥ ८४ ॥ २१ ॥

—शिख०

## टीका

विपक्षेति । 'विपक्षव्यूहं' शत्रुसन्दोहम् । 'वः' युष्माकम् । 'दलयतु' पिनष्टु । 'गदाक्षावलिधरा' गदां अक्षावलिं धारयति या सा । 'असमा' असदृशी । 'नालीकालीविशदचलना' नालीकाली-पद्मपङ्क्तिः तद्वद् विशदौ-उज्ज्वलौ चलनौ यस्याः सा । 'नालिकवरं' प्रधानपद्मम् । 'समध्यासीना' सम्यग् अधिरोहन्ती । 'अम्भोभृतघननिभा' जलभरितमेघप्रभाश्यामेत्यर्थः । 'अम्भोधितनयासमानाली' अम्भोधितनया-लक्ष्मीः तस्याः असमाना-अनन्यसमा आली-सखी या सा । 'काली' कालीसंज्ञिता । 'विशदचलनानालिकवरं' विशद्भिः-निलीयमानैः अचलैः-स्थिरैर्नानालिभिः-विचित्रमधुकरैः कवरं-कर्बुरं यत् तत् । नालिकवरं समध्यासीना काली विपक्षव्यूहं वो दलयतु इति योगः ॥ ८४ ॥

## अवचूरिः

काली देवी वो-युष्माकं विपक्षव्यूहं-प्रतीपपटलं दलयतु-पिनष्टु । किंविशिष्टा ? । गदा-आयुधविशेषः अक्षावलिः-अक्षमाला च ते धरतीति । असमा-रूपैश्वर्यादिना अनन्यसदृक् । नालीकानां-कमलानामाली-श्रेणी तद्वद् विशदौ-निर्मलौ चलनौ-पादौ यस्याः सा । नालिकवरं-प्रधानकमलं समध्यासीना-अधिरोहन्ती अधिरूढा वा । अम्भोभृतः-पयःपूर्णो यो घनो-मेघस्तस्य निभा-कृष्णवर्णत्वात् समा । अम्भोधितनयासमाना-लक्ष्मीतुल्या आल्यः-सख्यो यस्याः ( सा ) । विशन्तो-लीयमाना अचलाः-स्थिरा नाना-बहुविधा येऽलयो-भ्रमरास्तैः कबरं-मिश्रम् । खचितमित्यर्थः । इदं नालिकवरस्य विशेषणम् ॥ ८४ ॥

---

1 સરખાવો ભક્તામર-સ્તોત્રનું ૪૩મું પદ્ય.

### अन्वयः

गदा-अक्ष-आवलि-धरा, अ-समा, नालीक-आली-विशद-चलना, विशत्-अचल-नाना-अलि-कबरं नालीक-वरं समध्यासीना, अम्भस्-भृत-घन-निभा, अम्भोधि-तनया-समान-आली काली वः विपक्ष-व्यूहं दलयतु ।

### શબ્દાર્થ

विपक्ष=શત્રુ, દુશ્મન.
व्यूह=સમૂહ, સમુદાય.
विपक्षव्यूहं=શત્રુ-સમુદાયને.
दलयतु ( धा० दल् )=દળી નાખો, નષ્ટ કરો.
धृ=ધારણ કરવું.
गदाक्षावलिधरा=ગદા તેમજ જપ-માલાને ધારણ કરનારી.
असमा=નિરૂપમ.
नालीक=કમળ.
विशद=નિર્મલ.
नालीकालीविशदचलना=કમલની શ્રેણિના સમાન નિર્મલ છે ચરણો જેનાં એવી.
नालीकवरं=ઉત્તમ કમલને.
समध्यासीना ( धा० आस् )=(૧) આરૂઢ થયેલી; (૨) આરોહણ કરનારી.
अम्भस्=જલ.
भृत ( धा० भृ )=ભરેલ.
अम्भोभृतघननिभा=જલથી ભરેલા મેઘ સમાન.
अम्भोधि=સમુદ્ર.
तनया=પુત્રી.
अम्भोधितनया=[1]સમુદ્ર-પુત્રી, લક્ષ્મી.
आली=સખી, બેનપણી.
अम्भोधितनयासमानाली=લક્ષ્મી જેવી સખીઓ છે જેને એવી.
विशत् ( धा० विश् )=પ્રવેશ કરનારા.
अचल=સ્થિર, નિશ્ચલ.
अलि=ભ્રમર, ભ્રમરો.
कबर=મિશ્રિત, વ્યાપ્ત.
विशदचलनानालिकबरं=લીન થનારા તેમજ નિશ્ચલ એવા વિવિધ ભ્રમરોથી વ્યાપ્ત.

### શ્લોકાર્થ

**કાલી દેવીની સ્તુતિ—**

" ગદા તેમજ જપ-માલાને ધારણ કરનારી, વળી ( સૌન્દર્યાદિકમાં ) નિરૂપમ, તથા કમલોની પંક્તિના સમાન નિર્મલ છે ચરણો જેનાં એવી, વળી લીન થનારા તેમજ નિશ્ચલ

---

૧ સમુદ્રનું મંથન કરતી વેળાએ તેમાંથી ઉત્પન્ન થયેલાં નિમ્નલિખિત પદ્યમાં ગણાવેલાં—

लक्ष्मीः कौस्तुभपारिजातकसुरा धन्वन्तरिश्चन्द्रमा
गावः कामदुघाः सुरेश्वरगजो रम्भादिदेवाङ्गनाः ।
अश्वः सप्तमुखो विषं हरिधनुः शङ्खोऽमृतं चाम्बुधे
रत्नानीह चतुर्दश प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥

—ચૌદ રત્ન પૈકી એક રત્ન હોવાને લીધે લક્ષ્મીને ' સમુદ્ર-પુત્રી ' કહેવામાં આવે છે. આ હિન્દુશાસ્ત્રની માન્યતા છે અને એ લોક-રૂઢિ પ્રમાણે અત્ર વર્ણન કરવામાં આવ્યું છે.

એવા વિધ વિધ તરેહના ભ્રમરોથી મિશ્રિત એવા ઉત્તમ કમલના ઉપર બેસનારી [ અથવા બેઠેલી ] એવી, તેમજ જલથી પરિપૂર્ણ એવા મેઘના જેવી ( શ્યામવર્ણી ) તથા લક્ષ્મી જેવી સખીઓ છે જેને એવી કાલી (દેવી) ( હે ભવ્યો ) તમારા શત્રુ–સમૂહને દળી નાંખો."–૮૪

## સ્પષ્ટીકરણ

### કાલી–દેવીનું સ્વરૂપ—

જેમ બાવનમા શ્લોકમાં રોહિણી દેવીની ફરીથી સ્તુતિ કરવામાં આવી છે, તેમ અત્ર કાલી દેવીની ફરીથી સ્તુતિ કરવામાં આવી છે. આ વિદ્યા–દેવીની સ્થૂલ રૂપરેખા તો આપણે વીસમા શ્લોકમાં જોઈ ગયા છીએ, એટલે હવે અહિં કંઈ વિશેષ કહેવાનું રહેતું નથી. પરંતુ આ પ્રમાણે એકજ દેવીની બીજી વાર કવીશ્વરે શા સારૂ સ્તુતિ કરી તે જાણવું બાકી રહે છે.



## २२ श्रीनेमिजिनस्तुतयः

अथ श्रीनेमिनाथाय नमस्कारः—

चिक्षेपोर्जितराजकं रणमुखे यो लक्षसंख्यं क्षणाद्
अक्षामं जन ! भासमानमहसं राजीमतीतापदम् ।
तं नेमिं नम नम्रनिर्वृतिकरं चक्रे यदूनां च यो
दक्षामञ्जनभासमानमहसं राजीमतीतापदम् ॥ ८५ ॥

—शार्दूल०

### टीका

चिक्षेपेति । 'चिक्षेप' निरस्तवान् । 'ऊर्जितराजकं' बलवद्राजसमूहम् । 'रणमुखे' समरारम्भे । 'यः' । 'लक्षसङ्ख्यं' लक्षाः संख्या यस्य तत्, अथवा अलक्षसंख्यं–अविभाव्यपरिमाणम् । 'क्षणात्' अक्षेपेण । 'अक्षामं' समर्थम् । 'जन !' इति लोकस्यामन्त्रणम् । 'भासमानं' विराजमानम् । अथवा जनैर्भासमानं जनभासमानम् । 'अहसं' अविद्यमानहासम् । 'राजीमतीतापदं' राजीमती–उग्रसेनराजपुत्री तस्या मनोरथविफलीकरणात् तापदं–सन्तापदायिनम् । 'तम्' । 'नेमिं' नेमिनामधेयम् । 'नम' प्रणिपत । 'नम्रनिर्वृतिकरं' नम्राणां निर्वृतिं–सौख्यं करोतीति । 'चक्रे' कृतवान् । 'यदूनां' यादवानाम् । 'च' । 'यः' । 'दक्षां' असंमूढाम् । 'अञ्जनभासमानमहसं' अञ्जनभया–कज्जलच्छायया समानं–समं महः–तेजो यस्य तम् । 'राजीं' सन्ततिम् । 'अतीतापदं' अतिक्रान्तविपदम् । य ऊर्जितराजकं चिक्षेप यश्च यदूनां राजीं अतीतापदं चक्रे तं नेमिं नमति सम्बन्धः ॥ ८५ ॥

### अवचूरिः

यो नेमिजिनो लक्षसंख्यं–लक्षप्रमाणमूर्जितराजकं–बलवद्राजवृन्दं रणमुखे चिक्षेप–बभञ्ज । क्षणाद्–वेगेन । राजकं किंभूतम् ? । अक्षामं–उपचितम् । हे जन ! तं नेमिं नम । किंभूतम् ? । भासमानं–कान्तिकदम्बेन दीप्यमानं जनैर्भासमानं वा । अहसं–हास्यमुक्तम् । राजीमत्या–राजकन्यायाः प्रव्रज्याग्रहणेन मनोरथविफलीकरणात् तापदं पश्चात् तु मुक्तिसुखप्रदम् । नम्राणां निर्वृतिं–मुक्तिं सुखं वा करोतीति । यश्च स्वामी यदूनां–यादवानां दक्षां राजीं–श्रेणिं अतीता–अतिक्रान्ता आपदो यया सा तामतीतापदं चक्रे–कृतवान् । नेमिं किंभूतम् ? । अञ्जनस्य भया–कान्त्या समानं–तुल्यं महः–तेजो यस्य ॥८५॥

---

१ 'योऽलक्षसंख्यं' इति पाठोऽपि न्याय्यः । २ 'जनभासमान.' इति पाठोऽपि समीचीनः ।

अन्वयः

यः अ-क्षामं लक्ष-संख्यं ऊर्जित-राजकं रण-मुखे क्षणात् चिक्षेप, यः च यदूनां दक्षां राजीं अतीत-आपदं चक्रे, तं (हे) जन ! भासमानं [ अथवा जन-भासमानं ] अ-हसं [ अथवा जन-भासमान-महसं ] राजीमती-तापदं, नम्र-निर्वृति-करं, अञ्जन-भा-समान-महसं नेमिं नम ।

## શબ્દાર્થ

चिक्षेप ( धा० क्षिप् )=ભાંગી નાખ્યું, વિખેરી નાખ્યું.
ऊर्जित ( धा० ऊर्ज् )=પરાક્રમી.
राजक=રાજાઓનો સમૂહ.
ऊर्जितराजकं=પરાક્રમી રાજાઓના સમૂહને.
मुख=આગલો ભાગ.
रणमुखे=રણને મોખરે.
लक्ष=લાખ.
संख्या=સંખ્યા.
लक्षसंख्यं=લાખની છે સંખ્યા જેની એવા.
अलक्ष=અચિન્ત્ય.
अलक्षसंख्यं=અચિન્ત્ય છે સંખ્યા જેની એવા.
क्षणात्=પળમાં.
अक्षामं ( मू० अक्षाम )=(૧) અક્ષીણ; (૨) એકત્રિત થયેલા.
जन ! ( मू० जन )=હે લોક !
भासमानं ( मू० भासमान )=પ્રકાશમાનને.
भासमान (धा० भास्)=દેદીપ્યમાન, પ્રકાશમાન.
जनभासमानं=મનુષ્યો વડે શોભતા.
हस=હાસ્ય.
अहसं=હાસ્ય-રહિતને.
जनभासमानमहसं=લોકને વિષે દેદીપ્યમાન તેજ છે જેનું એવા.
राजीमती=રાજીમતી, ઉગ્રસેનની પુત્રી.
राजीमतीतापदं=રાજીમતીને સંતાપ કરનારા.
नेमिं ( मू० नेमि )=નેમિ(નાથ)ને.
नम ( धा० नम् )=તું નમસ્કાર કર.
नम्र=નમનશીલ.
नम्रनिर्वृतिकरं=(૧) પ્રણામ કરનારાઓને મુક્તિ આપનારા; (૨) નમન કરેલાને સુખી કરનારા.
चक्रे ( धा० कृ )=કરી.
यदूनां ( मू० यदु )=યાદવોની.
दक्षां ( मू० दक्षा )=ચતુર.
अञ्जन=કાજળ.
अञ्जनभासमानमहसं=કાજળની કાંતિ જેવી પ્રભા છે જેની એવાને.
राजीं ( मू० राजी )=શ્રેણિને.
अतीत ( धा० इ )=અતિક્રાન્ત થયેલ.
अतीतापदं=અતિક્રાન્ત થઈ છે આપત્તિ જેની એવી.

## શ્લોકાર્થ

**શ્રીનેમિનાથને નમસ્કાર—**

" જેણે અક્ષીણ [ અથવા એકત્રિત થયેલ ] પરાક્રમી નૃપતિઓના એક લાખની [અથવા અચિન્ત્ય ] સંખ્યા જેટલા સમૂહ ( સૈન્ય )ને રણને મોખરે એક ક્ષણમાં ભાંગી નાખ્યું, તેમજ વળી જેણે યાદવોની ચતુર શ્રેણિ ( સેના )ને આપત્તિથી સર્વથા મુક્ત કરી, તે, ( મનુષ્યો વડે ) શોભતા, [1]હાસ્ય-રહિત, રાજીમતીને ( તેના સંયોગાદિક મનોરથોનો નાશ કરનારા હોવાથી )

---

૧ હાસ્ય એ અજ્ઞાનસૂચક ચિન્હ છે અને તેમ હોવાથી સર્વજ્ઞમાં તેનો અભાવ હોય તે ઇષ્ટ તેમજ ન્યાય-સંગત છે.

સંતાપ કરનારા, નમન કરનારા જીવોને મુક્તિ [ અથવા સુખ ] અર્પણ કરનારા તેમજ (શ્યામ હોવાને લીધે ) કાજલની કાન્તિસમાન પ્રભાવાળા નેમિ(નાથ)ને હે જન! તું નમસ્કાર કર."—૮૫

## સ્પષ્ટીકરણ

### નેમિનાથ-ચરિત્ર—

**નેમિનાથ** એ જૈનોના બાવીસમા તીર્થંકર છે. આ **ગૌતમ**ગોત્રીય તીર્થંકરને **અરિષ્ટ-નેમિ**ના નામથી પણ ઓળખવામાં આવે છે. તેઓ શ્રીકૃષ્ણના સમકાલીન હતા એટલુંજ નહિ, પરંતુ તેઓ બન્ને કાકા કાકાના પુત્ર થતા હતા. **નેમિનાથ**નો જન્મ **સૌરીપુર** નગરમાં થયો હતો. **વસુદેવ**ના બંધુ **સમુદ્રવિજય** રાજા અને **શિવા** રાણીના તેઓ પુત્ર થતા હતા. તેમનો દેહ શ્યામવર્ણી હતો તેમજ તેઓને શંખનું લાંછન હતું. તેમના શરીરનું માન દશ ધનુષ્ય જેટલું હતું. **રાજીમતી** જેવી વલ્લભા સાથે વિવાહ ( સગાઇ ) કર્યા પછી પણ તેની સાથે લગ્ન-ગાંઠથી ન બંધાતાં તેમણે ચારિત્ર અંગીકાર કર્યું હતું. વિશેષમાં તેમણે **રાજીમતી**ને પોતાની શિષ્યા બનાવી હતી અને અંતમાં તેનો પણ સંસાર-સમુદ્રમાંથી ઉદ્ધાર કર્યો હતો. બધું મળીને એક હજાર વર્ષનું આયુષ્ય અખંડિત બ્રહ્મચર્યપૂર્વક ભોગવ્યા બાદ તેઓ નિર્વાણ-પદને પામ્યા. ધન્ય છે એવા **નેમિનાથને**.

### મહાસતી રાજીમતી—

**રાજીમતી** એ **ઉગ્રસેન** રાજા અને **ધારિણી** રાણીની પુત્રી થતી હતી. તેના ભાઇનું નામ **કંસ** હતું અને તેની બેનનું નામ **સત્યભામા** હતું. શ્રીકૃષ્ણે કંસને મારી નાંખ્યો અને ત્યાર બાદ ઉગ્રસેનને તેના પુત્ર કંસે નાંખેલા બંદીખાનામાંથી મુક્ત કરી તે તેની પુત્રી **સત્યભામાને** પરણ્યા, તેમજ તેમણે ઉગ્રસેનને **મથુરા**ની રાજગાદી ઉપર બેસાડ્યો.

એક વખત **નેમિનાથ** પ્રભુ બાલ-ક્રીડા કરતા કરતા કૃષ્ણની આયુધ-શાળામાં જઇ ચડ્યા અને ત્યાં જઈને તેમણે લીલામાત્રમાં તેનો **પાંચજન્ય** શંખ હાથમાં લઇ લીધો અને અધર ઉપર જાણે દંતનો પ્રકાશ ન પાડતા હોય તેમ તે શંખને મુખમાં રાખીને પૂર્યો. આના નાદથી આખું બ્રહ્માણ્ડ ગાજી ઊઠ્યું. કૃષ્ણને તેમજ તેના ભાઇ **બલરામ**ને પણ ક્ષણ વાર ક્ષોભ થયો. **નેમિનાથ** પ્રભુનું આવું અપૂર્વ પરાક્રમ જોઇને કૃષ્ણને શંકા થઇ કે રખે ને તેઓ સમસ્ત રાજ્યના અધિપતિ થઈ બેસે, પરંતુ તેમની તે શંકાનું **બલરામે** તેમજ દેવતાઓએ આકાશ-વાણી વડે નિવારણ કર્યું અને ઉલટું સૂચન કર્યું કે 'નેમનાથ તો બાલબ્રહ્મચારી રહેશે અને તીર્થ પ્રવર્તાવશે.' તેમ છતાં પણ કૃષ્ણે પોતાની **સત્યભામા**દિક પત્નીઓને તેમને સંસાર-વાસનાથી લિપ્ત કરવાનું સૂચવ્યું. વિવિધ પ્રયત્નો કરી આખરે **સત્યભામા**એ પોતાની નાની બેન **રાજીમતી** સાથે વિવાહ કરવાનું તેમની પાસે તેમની ઈચ્છા વિરૂદ્ધ નક્કી કરાવ્યું. આ પ્રમાણે બધું નક્કી થતાં મોટી ધામધૂમપૂર્વક લગ્નની તૈયારી કરીને અનેક યાદવોથી પરિવૃત **નેમનાથ** પ્રભુ **રાજીમતી**ના ગૃહ તરફ આવી પહોંચ્યા, ત્યાં આવતાંજ તેમણે પશુઓનો કરૂણાત્મક પોકાર સાંભળ્યો. સારથિના મુખથી એ પશુઓને મારીને આ જાનમાં આવેલાઓને તેનુ ભોજન કરાવવામાં આવનાર છે એમ સાંભળતાંજ તેઓએ પોતાનો રથ સારથિ પાસે તે પશુઓને રાખવામાં આવેલા સ્થલ તરફ લેવડાવ્યો અને તત્કાલ તે

જીવોને છોડાવી મૂકાવ્યા અને માતૃકા-ગૃહ તરફ ન જતાં પિતૃ-ગૃહ તરફ પાછા વળ્યા. આ બનાવથી જીત પર આવેલી બાજી હારી જનારને જેવું અસહ્ય દુઃખ થાય તેવું દુઃખ **રાજીમતીને** થયું અને જેમ વૃક્ષ ખેંચાતાં તેને વળગીને રહેલી વેલ હોય ઉપર તૂટી પડે તેમ તે મૂર્છા ખાઈને પૃથ્વી ઉપર પડી ગઈ. આથી કઈ નવાઈ પામવા જેવુ નથી, કેમકે **ધન** અને **ધન વતીના** ભવથી માંડીને આઠ આઠ ભવ થયા **નેમિનાથ** અને **રાજીમતી** વચ્ચે દંપતી-વ્યવહાર ચાલુ હતો. અનેક ઉપચારો કર્યા બાદ **રાજીમતીને** કંઇક શાંતિ થઈ અને તે શોકગ્રસ્ત જીવન ગુજારવા લાગી. અંતમાં **નેમિનાથ** પ્રભુ ટુંક સમયમા દીક્ષા લેનાર છે એમ ખબર મળતાં તેને શાંતિ થઈ અને તેનું મન વિષય-વાસનાથી વિરક્ત થઈ ગયુ. **નેમિનાથ** પ્રભુનુંજ ધ્યાન ધરતી તે કાલક્ષેપ કરવા લાગી. આખરે જ્યારે **નેમિનાથ** પ્રભુએ ચારિત્ર અંગીકાર કર્યું, ત્યારે જાણે લગ્ન સમયે તો ફક્ત હસ્તથી મારા હસ્તને સ્પર્શ કરવો પડે તેમ હતું તે ન કર્યું તો ઠીક, પણ હવે તો મારા મસ્તક ઉપર વાસક્ષેપ કરવા વડે હસ્ત-પ્રક્ષેપ કરાવું[1] તોજ મારૂં નામ **રાજીમતી** ખરૂં એમ પોતાનોજ કક્કો ખરો કરાવતી ન હોય તેમ તેણે પણ ઉત્સાહપૂર્વક પોતાના વચનથી વરાયેલ પતિ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. આ પ્રમાણે આ [2]મહાસતીએ યૌવન વયમાં પણ કંદર્પ ઉપર જીત મેળવી પોતાનો વિજય-ધ્વજ ફરકાવ્યો એટલુંજ નહિ, પરંતુ એક વર્ષનું ચારિત્ર પાળી તેણે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. પાંચસો વર્ષ પર્યંત આ અવસ્થામાં રહ્યા બાદ તેનુ ૯૦૧ વર્ષનુ આયુષ્ય પરિપૂર્ણ થતાં તે અવ્યાબાધ પદને પામી. આવી મહાસતીઓનાં ચારિત્રથી તો આજકાલ પણ આ આર્ય-દેશ પૂજાય છે આવી સતીઓને અનેકવાર પ્રણામ હોજો.

**નેમિનાથે યુદ્ધમાં લીધેલો ભાગ—**

જ્યારે કૃષ્ણે **કંસને** મારી નાંખ્યો, ત્યારે તેની પત્ની **જીવયશા** પતિનું વેર લેવાની બુદ્ધિથી પોતાના પિતા **જરાસંધ** પાસે ગઈ અને તે દ્વારા કૃષ્ણ સાથે યુદ્ધનો આરભ કરાવ્યો. આ વાસુદેવ (કૃષ્ણ) અને પ્રતિવાસુદેવ (**જરાસંધ**) વચ્ચેના ઘોર સંગ્રામમાં **નેમિનાથે** પણ ભાગ લીધો હતો અને તે સમયે **શક્રે** અનેક અપૂર્વ અસ્ત્ર-શસ્ત્રથી શોભતો એવો પોતાનો રથ **માતલિ સારથિ** સાથે મોકલાવ્યો હતો. આ રથમાં બેસીને **નેમિનાથ** રણભૂમિમાં આવી પહોંચ્યા હતા.

ઘોર યુદ્ધ ચાલતા ચાલતાં એક એવો પ્રસંગ આવ્યો કે **જરાસંધે** યાદવ-સેનાને છિન્ન-ભિન્ન કરી નાખી અને **બલરામને** પણ એક ગદાનો એવો પ્રહાર લગાવ્યો કે તેને રૂધિરનું વમન થયુ. આથી **જરાસંધે** એમ વિચાર્યું કે આ તો આપો આપ મરી જશે, વાસ્તે હવે હુ કૃષ્ણનેજ મારી નાખુ એમ વિચારી તે તેની તરફ દોડ્યો આ સમયે યાદવ-સૈન્ય ખળભળી ઊઠયું અને 'કૃષ્ણ મરાયા, કૃષ્ણ મરાયા' એવો સર્વત્ર ધ્વનિ પ્રસરી ગયો. તે સાંભળી

---

૧ સરખાવો શ્રીયશોવિજયકૃત **નેમિનાથ**-સ્તવનની નીચે લખેલી પાંચમી કડી —

જે વિવાહ અવસરે દીધો રે હા, હાથ ઉપર નવિ હાથ,
દીક્ષા અવસર દીજીએ રે હા, શિર ઉપર જગનાથ-મેરે વાલમ

૨ **રાજીમતી** એ મહાસતીઓમાની એક છે જુઓ ભરહેસરની સજઝાય

માતલિ સારથિએ પોતાના કુળનો સંહાર થતી વેળાએ પણ ઉપેક્ષા કરવી તે યુક્ત નથી એમ પ્રભુને કહ્યું. તેથી પ્રભુએ ક્રોધ વિના પૌરંદર નામનો શંખ ફુંક્યો અને તેમ કરીને જરાસંધના સૈનિકોનાં હાંજાં ગગડાવી નાખ્યાં. વિશેષમાં તેમણે માતલિ સારથિને પોતાનો રથ રણભૂમિમાં ભમાડવાનો હુકમ કર્યો અને તે વખતે તેમણે બાણ-વૃષ્ટિ કરીને કોઈકનાં ધનુષ્યો કાપ્યાં તો કોઇકની ધ્વજા છેદી, તો કોઈકના રથ ભાંગ્યા, તો કોઇના મુકુટ તોડ્યા. આ પ્રમાણે પ્રભુએ એકલાએજ એક લાખ મુકુટધારી રાજાઓને ભગ્ન કરી દીધા.[1] પરંતુ પ્રતિવાસુદેવનો વધ તો વાસુદેવને હાથેજ થાય છે એવી મર્યાદા હોવાથી એનો તેમણે વધ કર્યો નહિ. અંતમાં આ કાર્ય [2]કૃષ્ણે કર્યું, એ કહેવાની કંઇ હવે જરૂર રહેતી નથી.

जिनश्रेण्याः स्तुतिः —

प्राव्राजीज्जितराजका रज इव ज्यायोऽपि राज्यं जवाद्
या संसारमहोदधावपि हिता शास्त्री विहायोदितम् ।
यस्याः सर्वत एव सा हरतु नो राजी जिनानां भवा-
यासं सारमहो दधाव पिहिताशास्त्रीविहायोऽदितम् ॥ ८६ ॥

—शार्दूल०

## टीका

प्राव्राजीदिति । 'प्राव्राजीत्' प्रव्रज्यां अग्रहीत् । 'जितराजका' वशीकृतराजसमूहा । 'रज इव' रेणुमिव । 'ज्यायोऽपि' प्रशस्यमपि । 'राज्यं' राजव्यापारम् । 'जवात्' वेगात् । 'या' । 'संसारमहोदधावपि' भवमहार्णवेऽपि । 'हिता' श्रेयस्करी । 'शास्त्री' शिक्षयित्री । 'विहाय' त्यक्त्वा । 'उदितं' प्राप्तोदयम् । 'यस्याः' । सर्वत एव' समन्तादेव । 'सा' । 'हरतु' अपनयतु । 'नः' अस्माकम् । 'राजी' परिपाटिः । 'जिनानां' अर्हताम् । 'भवायासं' संसारखेदम् । 'सारमहः' महार्हत् तेजः । 'दधाव' वेगात् प्रससार । 'पिहिताशास्त्रीविहायः' पिहिताः-स्थगिताः आशास्त्रियो-दिग्वनिताः विहायो-व्योम च येन तत् । 'अदितं' अखण्डितम् । या राज्यं विहाय प्राव्राजीत् यस्याः सारमहः सर्वत एव दधाव, सा जिनानां राजी भवायास हरतु नः इत्यन्वयः ॥ ८६ ॥

---

१ આ પ્રમાણે તીર્થંકર પણ રણ-સંગ્રામમાં ભાગ લઈ શકે છે, તો પછી તેને પ્રવર્તાવેલો જૈન ધર્મ યાને અહિંસાનું શિક્ષણ તો જગત્‌ને બાયલા બનાવે છે એમ કહેવું તે ક્યાં સુધી ન્યાય્ય ગણાય વારુ!

૨ શ્રીકૃષ્ણ હવે પછી બારમા તીર્થંકર થનાર છે, જો કે હાલમાં તો તેઓ ત્રીજી પાતાલમાં યાને ત્રીજી નરકમાં છે એમ જૈનો માને છે.

## अवचूरिः

या उदितम्-उदयं प्राप्तं ज्यायोऽपि-अतिप्रौढमपि राज्यं रज इव विहाय प्राव्राजीत्-प्रव्रज्यामग्रहीत्। किंभूता ?। जितं राजकं-राजसमूहो यया सा। संसारमहोदधौ-भवमहार्णवेऽपि हिता-सुखकारिणी। शास्त्री-शिक्षयित्री। यस्माच्च सर्वतः-सर्वासु दिक्षु सारमहो-सारतेजो दधाव-प्रससार। किंभूतम् ?। पिहिता-आच्छादिता आशास्त्रियो-दिग्वनिता विहायः-आकाशं च येन तत्। अदितम्-अखण्डितम्। सा जिनानां राजी भवायासं-संसारक्लेशं नः-अस्माकं हरतु ॥ ८६ ॥

## अन्वयः

या जित-राजिका संसार-महत्-उदधौ अपि हिता, शास्त्री उदितं ज्यायः अपि राज्यं रजः इव जवात् विहाय प्राव्राजीत्, यस्याः (च) पिहित-आशा-स्त्री-विहायः अदितं सार-महः सर्वतः एव दधाव, सा जिनानां राजी नः भव-आयासं हरतु।

## શબ્દાર્થ

प्राव्राजीत् ( धा० व्रज् )=પ્રવ્રજ્યા ગ્રહણ કરી, દીક્ષા લીધી.
जितराजका=જીત્યા છે મહીપાલોને જેણે એવી.
ज्यायः ( मू० ज्यायस् )=મોટા.
राज्यं ( मू० राज्य )રાજ્યને.
उदधि=સમુદ્ર.
संसारमहोदधौ=સંસારરૂપી મહાસાગરમાં.
हिता ( मू० हित )=હિતકારિણી.
शास्त्री=શિક્ષા આપનારી, ઉપદેશ દેનારી.
विहाय ( धा० हा )મૂકીને, ત્યજી દઇને.
उदितं ( मू० उदित )=ઉદય પામેલ.
सर्वतः=સર્વત્ર.
हरतु ( धा० ह )=હરો.
नः ( मू० अस्मद् )=અમારા.
भवायासं=સંસાર-પ્રયત્નને.
सारमहः=સારભૂત તેજ.
दधाव ( धा० धाव् )=પ્રસરી ગયું.
पिहित ( धा० धा )=આચ્છાદિત કરેલ, ઢાંકી દીધેલ.
स्त्री=દયિતા, નારી.
विहायस्=આકાશ.
पिहिताशास्त्रीविहायः=આચ્છાદિત કર્યાં છે દિશારૂપી દયિતા તેમજ આકાશ જેણે એવું.
अदितं ( मू० अदित )=અખણ્ડિત.

## શ્લોકાર્થ

### જિન-શ્રેણિની સ્તુતિ—

"પરાજિત કર્યા છે પૃથ્વી-પતિઓને જેણે એવી જે ( જિનોની પંક્તિ ) ઉદયમાં આવેલા ( અર્થાત્ પ્રાપ્ત થયેલા ) મહારાજ્યને પણ ધૂળની માફક સત્વર ત્યાગ કરીને દીક્ષા-ગ્રહણ કરતી હવી, વળી જે સંસારરૂપી મહાસાગરમાં પણ હિતકારી થતી હવી, તેમજ જે ( અજ્ઞાનરૂપી અંધકારમાં ગોથાં ખાતાં મનુષ્યાદિકને દેશના દ્વારા ) શિક્ષા આપતી હવી, તથા વળી આચ્છાદન કર્યું છે દિશારૂપી દયિતાઓનું અને આકાશનું જેણે એવું તથા અખણ્ડિત તેમજ સારભૂત એવું જેનું તેજ સર્વત્રજ પ્રસરી ગયું, તે જિનોની શ્રેણિ સંસાર( ને વિષે રખડપટ્ટી કરવા ) રૂપી આપણા પ્રયાસને હરો."—૮૬

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

આ શ્લોક ઉપરથી જોઇ શકાય છે કે દરેક તીર્થંકરનો જન્મ રાજ-કુલમાંજ થાય છે અને તેઓ મહાસામ્રાજ્યનો પણ તૃણવત્ ત્યાગ કરી આત્મ-સંયમ તરફ વલણ રાખે છે. વિશેષમાં આ શ્લોકનું પ્રથમ ચરણ વાંચતાં જે જકારો જણાય છે, તે આ શ્લોકની ખૂબીમાં વિશેષતા પ્રદર્શિત કરે છે.

**जिनवाणी-गौरवम्—**

कुर्वाणाऽणुपदार्थदर्शनवशाद् भास्वत्प्रभायास्त्रपा-
मानत्या जनकृत्तमोहरत ! मे शस्ताऽदरिद्रोहिका ।
अक्षोभ्या तव भारती जिनपते ! प्रोन्मादिनां वादिनां
मानत्याजनकृत् तमोहरतमेश ! स्तादरिद्रोहिका ॥ ८७ ॥

—शार्दूल०

### टीका

कुर्वाणेति । 'कुर्वाणा' जनयन्ती । 'अणुपदार्थदर्शनवशात्' अणवः–सूक्ष्माः ये पदार्थास्तेषां यद् दर्शनं–व्यक्तीकरणं तद्वशात्–तदायत्तभावत्वात् । 'भास्वत्प्रभायाः' भानुदीप्तेः । 'त्रपां' लज्जाम् । इयमणूनपि पदार्थान् दर्शयति न त्वहं, अतो जितोऽस्मीत्येवंनिमित्तम् । 'आनत्या' प्रणामेन हेतुना । 'जनकृत्तमोहरत !' जनानां कृत्तः–छिन्नो मोहश्च रतं च येन असौ सम्बोध्यते । 'मे' मम । 'शस्ता' प्रशस्ता । 'अदरिद्रोहिका' न दरिद्राः–तुच्छरूपाः ऊहा यस्याः सा । अत्र स्वार्थे कन् । 'अक्षोभ्या' अचालनीया । 'तव' भवतः । 'भारती' वाक् । 'जिनपते !' जिननाथ ! । 'प्रोन्मादिनां' प्रकर्षेण उन्मादवताम्, दर्पासमञ्जसचेष्टानामित्यर्थः । 'वादिनां' परतीर्थिकानाम् । 'मानत्याजनकृत्' मानस्य–स्तब्धतायाः त्याजनं–मोक्षणं करोति या सा । 'तमोहरतमा' अतिशयेन तमोहरा । 'ईश !' स्वामिन् ! । 'स्तात्' भवतु । 'अरिद्रोहिका' अरीणां द्रोहकारिका । हे जिनपते ! तव भारती मे अरिद्रोहिका स्तादित्यादि योगः ॥ ८७ ॥

---

१ न चायं मेशब्दो युष्मच्छब्दविशेषादेशत्वात् सम्बोधनपदाग्रे कथं प्रयुक्तः ? 'सम्बोधनपदादग्रे न भवन्ति मशादयः' इत्याशङ्कनीयम् । मे इत्यस्य षष्ठ्यन्तप्रतिरूपाव्ययत्वात् निपातत्वेन युष्मच्छब्दविशेषादेशत्वाभावादिति श्रीजयविजयाः । तत्त्वस्तु संबोधनमसत् इति तस्यासत्त्वेऽपि प्राचीनपदात् मे आदेशभावे न विरोधः ।

## अवचूरिः

हे जिनपते ! तव भारती-वाणी मे-मम अरिद्रोहिका-बाह्याभ्यन्तरशत्रुजयकारिणी स्ताद्-भूयात्। किंविशिष्टा ? । अणवः-सूक्ष्माः पदार्था-जीवाजीवादयस्तेषां दर्शनवशात्-प्रकाशनात् भास्वत्प्रभायाः-सूर्यकान्तेस्त्रपां-लज्जां कुर्वाणा । आनत्या-प्रणामेन हेतुभूतया जनानां कृत्तः-छिन्नो मोहो रतं च येन तस्य संबोधनम् । शस्ता-प्रकृष्टा । अदरिद्रा-आढ्या ऊहाः-तर्का यस्याः सा अदरिद्रोहिका । अक्षोभ्या-अपराभवनीया । प्रोन्मादिनां-दर्पवतां परवादिनां मानस्य-अहंकारस्य त्याजनं-मोक्षणं करोतीति । अतिशयेन तमो हरतीति तमोहरतमा । हे ईश !-नेतः ! ॥ ८७ ॥

## अन्वयः

आनत्या जन-कृत्त-मोह-रत ! ( तमस-हर-तम ! ) ( आनत्या ) ईश ! जिन-पते ! अणु-पदार्थ-दर्शन-वशात् भास्वत्-प्रभायाः त्रपां कुर्वाणा, शस्ता, अ-दरिद्र-ऊहिका ( अथवा शस्त-अदरिद्र-ऊहिका ), प्रोन्मादिनां वादिनां अ-क्षोभ्या आनत्या मान-त्याजन-कृत् तमस्-हरतमा तव भारती मे अरि-द्रोहिका स्तात् ।

## શબ્દાર્થ

कुर्वाणा ( मू० कुर्वाण )=કરનારી.
अणु=સૂક્ષ્મ.
पदार्थ=પદાર્થ, તત્ત્વ, દ્રવ્ય.
दर्शन=અવલોકન, જોવું તે.
अणुपदार्थदर्शनवशात्=સૂક્ષ્મ પદાર્થના દર્શન દ્વારા.
भास्वत्प्रभायाः=સૂર્યની પ્રભાના.
त्रपां ( मू० त्रपा )=લજ્જાને.
आनत्या ( मू० आनति )=પ્રણામ દ્વારા.
कृत्त ( धा० कृत् )=કાપી નાખેલ.
जनकृत्तमोहरत !=નાશ કર્યો છે મનુષ્યના મોહ અને મૈથુનનો અથવા અજ્ઞાનમૂલક સુખનો જેણે એવા ! ( સં० )
शस्ता ( मू० शस्त )=પ્રશંસનીય.
दरिद्र=મામૂલી, નજીવી.
अदरिद्र=પ્રૌઢ.
ऊहिका=તર્ક.
अदरिद्रोहिका=પ્રૌઢ છે તર્કો જેને વિષે એવી.
अक्षोभ्या (मू०अक्षोभ्य)=ક્ષોભ નહિ પામનારી.
जिनपते !=હે તીર્થંકર.
प्रोन्मादिनां ( मू० प्रोन्मादिन् )=અત્યંત ઉન્મત્ત, મહોન્મત્ત.
वादिनां ( मू० वादिन् )=વાદીઓના.
त्याजन=ત્યાગ.
कृत्=કરનારી
मानत्याजनकृत्=માનનો ત્યાગ કરાવનારી.
तमोहरतमा=અજ્ઞાનને સર્વથા દૂર કરનારી.
स्तात् ( धा० अस् )=થાઓ.
द्रोहिका=દ્રોહ કરનારી.
अरिद्रोहिका=શત્રુનો દ્રોહ કરનારી.

## શ્લોકાર્થ

જિન-વાણીનું ગૌરવ—

" નમસ્કાર દ્વારા નાશ કર્યો છે મનુષ્યોના મોહ અને મૈથુનનો [ અથવા અજ્ઞાનમૂલક સુખનો ] જેણે એવા હે (જિનરાજ) ! હે પરમેશ્વર ! હે જિનેશ્વર ! અતિસૂક્ષ્મ પદાર્થોનું દર્શન




निर्वाणकलिकायाम्—

"तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्माण्डीं (अम्बिकां) देवीं कनकवर्णां सिंहवाहनां चतुर्भुजां मातुलिङ्गपाशयुक्तदक्षिणकरां पुत्राङ्कुशान्वितवामकरां चेति।"

नि सा प्रेस

## टीका

हस्तेति । 'हस्तालम्बितचूतलुम्बिलतिका' हस्तात् ( हस्ते ? ) आलम्बिता चूतलुम्बिरेव लतिका यस्याः सा । 'यस्याः' । 'जनः' लोकः । 'अभ्यागमत्' आगतवान् । 'विश्वासेविततात्रपादपरतां' विश्वेन-जगता आसेवितयोस्ताम्रयोः पादयोः परतां-तदेकशरणताम् । 'वाचा' गिरा । 'रिपुत्रासकृत्' रिपूणां त्रासकारिणी । 'सा' । 'भूतिं' संपत्तिम् । 'वितनोतु' विस्तारयतु । 'नः' अस्माकम् । 'अर्जुनरुचिः' चामीकरच्छविः । 'सिंहे' केसरिणि । 'अधिरूढा' आसीना । 'उल्लसद्विश्वासे' उल्लसद्विश्वासो-विश्रम्भो यस्य तस्मिन् । 'विततात्रपादपरता' विततो-विस्तीर्णो यः आम्रपादपः-चूतवृक्षः तत्र रता-आसक्तचित्ता । 'अम्बा' अम्बिकादेवी । 'चारिपुत्रा' चारिणौ-विहरणशीलौ पुत्रौ यस्याः सा । 'असकृत्' अनारतम् । यस्या विश्वासेविततात्रपादपरतां जनोऽभ्यागमत् सा अम्बा भूतिं वितनोतु इति सम्बन्धः ॥ ८८ ॥

## अवचूरिः

यस्या अम्बाया जनो-लोको विश्वेन-जगता सेवितयोस्ताम्रयो-रक्तयोः पादयोः-चरणयोः परतां-तदेकशरणतामभ्यागमत्-जगाम साऽम्बा नः-अस्माकं भूतिं-संपदं वितनोतु । किंभूता ?। हस्ते आलम्बिता चूतलुम्बिरेव लतिका यया सा । वाचा-वाण्या रिपूणां त्रासं करोतीति । अर्जुनं-काञ्चनं तद्वद् रुचि-कान्तिर्यस्याः सा । सिंहे-कण्ठीरवेऽधिरूढा-आसीना । उल्लसन्-प्रसरन् विश्वासो यस्माद् यस्य वा । विततो-विपुलो य आम्रपादपः- चूतवृक्षस्तत्र रता । चारिणो-विहरणशीलौ पुत्रौ यस्याः सा । असकृत्-निरन्तरम् ॥ ८८ ॥

## अन्वयः

यस्याः (अम्बायाः ) जनः विश्व-आसेवित-ताम्र-पाद-परतां ( अ-सकृत् ) अभ्यागमत्, सा हस्त-आलम्बित-चूत-लुम्बि-लतिका, वाचा रिपु-त्रास-कृत्, अर्जुन-रुचिः, उल्लसत्-विश्वासे सिंहे अधिरूढा, वितत-आम्र-पादप-रता, चारि-पुत्रा अम्बा नः भूतिं अ-सकृत् वितनोतु ।

## શબ્દાર્થ

हस्त=હાથ.
आलम्बित (धा० लम्ब्)=ધારણ કરેલ, ગ્રહણ કરેલ.
चूत=આંબો.
लुम्बि=કેરીનો ઝુમખો.
लतिका=કાળ.
हस्तालम्बितचूतलुम्बिलतिका=હાથમાં ગ્રહણ કરી છે આંબાની કેરીના ઝુમખાવાળી કાળને જેણે એવી.

जनः ( मू० जन )=લોક.
अभ्यागमत् ( धा० गम् )=પ્રાપ્ત થતા હવા.
आसेवित ( धा० सेव् )=અત્યંત સેવા કરાયેલા.
ताम्र=રક્ત.
परता=શરણતા.
विश्वासेविततात्रपादपरतां=જગતવડે અત્યંત સેવેલાં એવાં રક્ત ચરણોની શરણતાને.
वाचा ( मू० वाच् )=વાણી વડે.

रिपु=शत्रु.
रिपुत्रासकृत्=दुश्मनोने त्रास पमाडनारी, शत्रुओने तोबा पोकरावनारी.
भूतिं ( मू० भूति )=संपत्तिने.
वितनोतु ( धा० तन् )=विस्तारो.
अर्जुन=सुवर्ण.
अर्जुनरुचिः=सुवर्णना जेवी कांति छे जेनी एवी.
सिंहे ( मू० सिंह )=सिंह उपर.
अधिरूढा (मू०अधिरूढ)=आरूढ थयेली बेठेली.
उल्लसत् ( धा० लस् )=प्रसरतो.
विश्वास=विश्वास, भरोसो.
उल्लसद्विश्वासे=प्रसरतो छे विश्वास जेने विषे एवा.
आम्र=आंबो.
पादप=वृक्ष, झाड.
विततास्रपादपरता=विशाळ आंबाना झाडने विषे आसक्त.
अम्बा=अम्बा ( देवी ).
चारिन्=विहरणशील.
पुत्र=पुत्र, छोकरो.
चारिपुत्रा=विहरणशील छे पुत्रो जेना एवी.
सकृत्=एक वार.
असकृत्=अनेक वार, वारंवार.

## श्लोकार्थ

**अम्बा देवीनी स्तुति—**

" ब्रह्माण्डे अत्यंत सेवन करेलां एवां तथा रक्त एवां जे ( देवी )नां चरणोनी शरणताने लोक प्राप्त थता हवा ( अर्थात् लोक जेने शरणे जता हवा ), ते अम्बा (देवी) के जेणे हस्तमां लुमखावाळी आम्रनी शाखा ग्रहण करी छे, तथा जे वाणी वडे शत्रुने त्रास पमाडे छे ( अर्थात् जेनी वीर-हाक सांभळीने दुश्मनोनां हाजां गगडी जाय छे ), वळी जे कनकना समान कान्तिवाळी छे, तथा वळी जे प्रसरता विश्वास-युक्त (अर्थात् आ सिंह क्रूर नथी, अचंचळ छे इत्यादि भरोसो पडतो जाय छे जेना संबंधमां) एवा सिंह उपर बेठेली छे, तेमज वळी जे विस्तीर्ण आम्र-वृक्षनी रागी छे, तेमज जेना पुत्रो संचार करवाना स्वभावशील छे, ते ( अम्बा देवी ) अमारी संपत्तिनो वारंवार विस्तार करो. "—८८

## स्पष्टीकरण

**अम्बा देवीनुं स्वरूप—**

अम्बा ए बावीसमा तीर्थंकर श्रीनेमिनाथनी शासन-देवीनुं नाम छे. आ देवीना संबंधमां घणे स्थले उल्लेख मळी आवे छे. उज्जयन्त-स्तवमां एना संबंधमां कह्युं छे के—

" सिंहयाना हेमवर्णा, सिद्धबुद्धसुतान्विता ।
कम्राम्रलुम्बिभृत्पाणि-रत्राम्बा सङ्घविघ्नहृत् ॥ "

આચાર-દિનકરમાં નીચે મુજબ ઉલ્લેખ છેઃ—

" सिंहारूढा कनकतनुरुग् वेदबाहुश्च वामे
हस्तद्वन्द्वेऽङ्कुशतनुभुवौ बिभ्रती दक्षिणेऽत्र ।
पाशाम्राली सकलजगतां रक्षणैकाग्रचित्ता
देव्यम्बा नः प्रदिशतु समस्तापविध्वंसमाशु ॥ "

નિર્વાણ-કલિકામાંથી પણ આ દેવીના સંબંધી માહિતી મળી શકે છે, પરંતુ ત્યાં આ દેવીનું નામ '[1]કૂષ્માણ્ડી ' હોવાનો ઉલ્લેખ છે. આ રહ્યો તે ઉલ્લેખઃ—

" तस्मिन्नेव तीर्थे समुत्पन्नां कूष्माण्डीं देवीं कनकवर्णां सिंहवाहनां मातुलिङ्गपाशयुक्तदक्षिणकरां पुत्राङ्कुशान्वितवामकरां चेति. "

અર્થાત્ તેજ (બાવીસમા તીર્થંકરના) તીર્થને વિષે ઉત્પન્ન થયેલી કૂષ્માણ્ડી દેવીનો વર્ણ સુવર્ણના સમાન છે અને સિંહ એ એનું વાહન છે. એને ચાર હાથ છે. એના જમણા બે હાથ બીજોરા અને પાશથી અલંકૃત છે, જ્યારે એના ડાબા બે હાથ પુત્રો અને અંકુશ વડે વિભૂષિત છે.

આ દેવીના પૂર્વ ભવની માહિતી અમ્બિકાદેવીકલ્પમાંથી મળી શકે છે. આ કલ્પ તેમજ તેના ભાષાન્તર સારૂ જુઓ ચતુર્વિંશતિકા ( પૃ૦ ૧૪૫-૧૪૯ ).



૧ આ અમ્બા દેવીનું નામાન્તર છે.

## २३ श्रीपार्श्वजिनस्तुतयः

अथ श्रीपार्श्वनाथाय प्रार्थना—

मालामालानबाहुर्दधददधदरं यामुदारा मुदाऽऽरात्<br>
लीनाऽलीनामिहाली मधुरमधुरसां सूचितोमाचितो मा ।<br>
पातात् पातात् स पार्श्वः रुचिररुचिरदो देवराजीवराजी-<br>
पत्राऽऽपत्त्रा यदीया तनुरतनुरवो नन्दको नोदको नो ॥ ८९ ॥

—स्रग्०

### टीका

मालामिति । 'मालां' स्रजम् । 'आलानबाहुः' आलानाविव बाहू यस्यासौ । 'दधत्' धारयत् । 'अदधत्' पीतवती । 'अरं' शीघ्रम् । 'याम्' । 'उदारां' प्रचुराम् । 'मुदा' हर्षेण । 'आरात्' अन्तिके । 'लीना' श्लिष्टा । 'अलीनां' भृङ्गाणाम् । 'इह' अत्र । 'आली' श्रेणिः । 'मधुरमधुरसां' मधुरो मधुरसो–मकरन्दद्रव्यो यत्र ताम् । 'सूचितोमाचितः' सूचिता–सुष्ठु उचिता या उमा–कीर्तिः तया चितः–संयुक्तः । माशब्दो मामित्यस्यार्थे । 'पातात्' भ्रंशात् । 'पातात्' रक्षतु । 'सः' । 'पार्श्वः' जिनः । 'रुचिररुचिरदः' रुचिररुचयः–कान्तद्युतयो रदा–दन्ता यस्य सः । 'देवराजीवराजीपत्रा' देवानां सम्बन्धिनी या राजीवराजी–सरोजपङ्क्तिः सैव पत्रं–वाहनं यस्याः सा । 'आपत्त्रा' आपदः सकाशात् त्रायते या सा । 'यदीया' यस्य सम्बन्धिनी । 'तनुः' मूर्तिः । 'अतनुरवः' अनल्पध्वनिः । 'नन्दकः' आनन्दयिता । 'नोदको नो' क्षेपको न भवति । यां अलीनामाली लीना अदधत् तां मालां दधत् स पातात् यदीया तनुरापत्त्रा इति सम्बन्धः ॥ ८९ ॥

### अवचूरिः

मा–मां पातात्–नरकादिपतनात् पाताद्–रक्षतात् । स पार्श्वः–त्रयोविंशो जिनः । किंविशिष्टः ? । मालां–स्रजं दधत्–दधानः । यां मालामलीनां–भ्रमराणामाली–पटली उदारा–प्रचुरा मुदा–हर्षेण आरात्–अन्तिके अरम्–अत्यर्थं लीना–श्लिष्टा सती अदधत्–पीतवती । किंभूताम् ? । मधुरो मधुः–मकरन्दरसो यस्याः सा ताम् । पार्श्वः किंभूतः ? । आलानवद् बाहू यस्य सः । सुष्ठु उचिता या उमा–कीर्तिस्तया चितो–व्याप्तः । रुचिररुचयो–रम्यकान्तयो रदा–दन्ता यस्य सः । तथा यस्येयं यदीया तनुः–शरीरं आपत्त्रा–विपदो रक्षिका । किंभूता ? । देवानां संबन्धिनी या राजीवराजी–स्वर्णाम्बुजश्रेणी सैव पत्रं–वाहनं यस्याः सा । पार्श्वः किंभूतः ? । अतनुर्योजनप्रमाणभूमौ श्रूयमाणत्वात् प्रौढो रवो–देशनाध्वनिर्यस्य सः । नन्दकः–समृद्धिजनकः नन्दयिता वा । नोदको नो–प्रेरको न भवतीत्यर्थः ॥ ८९ ॥

## अन्वयः

यदीया तनुः देव-राजीव-राजी-पत्रा, आपत्-त्रा, स आलान-बाहुः, यां मधुर-मधु-रसां मालां अलीनां उदारा मुदा आरात् अरं इह लीना आली अधयत्, ( तां मालां ) दधत्, सु-उचित-उमा-[ आ ] चितः रुचिर-रुचि-रदः, अ-तनु-रवः, नन्दकः, नो नोदकः पार्श्वः मा पातात् पातात् ।

## શબ્દાર્થ

आलानबाहुः=ગજ-સ્તંભ જેવા હસ્ત છે જેના એવા.
दधत् ( धा० धा )=ધારણ કરનારા.
अरं=અત્યન્ત.
यां ( मू० यद् )=જેને.
उदारा ( मू० उदार )=પ્રચુર, મોટી.
मुदा ( मू० मुद् )=હર્ષથી.
लीना (मू० लीन)=લીન થયેલી, આસક્ત બનેલી.
अलीनां ( मू० अलि )=ભ્રમરોની.
मधुर=સ્વાદિષ્ટ, મધુર.
मधुरस=પુષ્પનો રસ.
मधुरमधुरसां=મધુર મકરન્દનો રસ છે જેમાં એવી.
सूचित=અત્યંત યોગ્ય.
उमा=કીર્તિ.
सूचितोमाचितः=સુયોગ્ય એવી કીર્તિ વડે વ્યાપ્ત.
मा ( मू० अस्मद् )=મને.
पातात् (मू० पात )પતનથી.
पार्श्वः ( मू० पार्श्व )=પાર્શ્વ (નાથ), ત્રેવીસમા તીર્થંકર.
रुचिररुचिरदः=મનોહર કાન્તિ છે દાંતની જેની એવા.
पत्र=વાહન.
देवराजीवराजीपत्रा=દેવના સંબંધી કમલોની શ્રેણિ છે વાહન જેનું એવી.
आपत्त्रा=આપત્તિમાંથી રક્ષણ કરનારી.
यदीया ( मू० यदीय )=જેની.
तनुः ( मू० तनु )=મૂર્તિ.
अतनुरवः =પ્રૌઢ છે ધ્વનિ જેનો એવા.
नन्दकः ( मू० नन्दक )=(१) આનન્દદાયક; (२) સમૃદ્ધિ-જનક.
नोदकः ( मू० नोदक )=પ્રેરક.
नो=નહિ.

## શ્લોકાર્થ

**શ્રીપાર્શ્વનાથને પ્રાર્થના—**

"જેની મૂર્તિ દેવોએ રચેલાં કમલોની શ્રેણિરૂપી વાહનવાળી છે તેમજ વળી જે આપત્તિમાંથી રક્ષણ કરનારી છે, તે ગજ-સ્તંભના સમાન હસ્તવાળા, વળી મધુર છે મકરન્દનો રસ જેમાં એવી જે (પુષ્પ-)માલાનું, ભ્રમરોની પ્રચુર તેમજ હર્ષભેર પાસે અત્યંત લીન થયેલી એવી શ્રેણિ પાન કરતી હવી, તે માલાને ધારણ કરનારા એવા, તથા વળી અત્યંત યોગ્ય એવી કીર્તિ વડે વ્યાપ્ત, તેમજ જેના દાંતની કાન્તિ મનોહર છે એવા, વળી (યોજન પર્યંત શ્રવણ-ગોચર તેમજ મેઘના જેવી ગંભીર હોવાને લીધે) પ્રૌઢ છે ધ્વનિ જેનો એવા, તથા આનન્દદાયક [ અથવા સમૃદ્ધિ દેનારા ] તેમજ વળી અક્લિષ્ટકારી એવા પાર્શ્વનાથ મને ( નરકાદિરૂપી અધઃ-) પતનથી બચાવો."—૮૯

## સ્પષ્ટીકરણ

**શ્રીપાર્શ્વનાથનું ચરિત્ર—**

આ ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનો જન્મ વાણારસી નગરીમાં થયો હતો. તેઓ કાશ્યપ-ગોત્રીય હતા. અશ્વસેન રાજા તેમના પિતા અને વામા રાણી તેમના માતા થતાં હતાં. તેમનો નવ હસ્તપ્રમાણ તેમજ નીલવર્ણી દેહ સર્પના લાંછનથી શોભતો હતો. સો વર્ષનું આયુષ્ય ભોગવ્યા બાદ તેઓ અક્ષય ગતિને પામ્યા.

**પદ્ય-વિચાર—**

અત્યાર સુધી જે ચમત્કૃતિ ચતુરોના ચિત્તને ચોરી રહી હતી, તેને પણ પરાસ્ત કરનારી અલૌકિક વિચિત્ર યમકાલંકારથી અલંકૃત ચમત્કૃતિ આ તેમજ ત્યાર પછીનાં સ્રગ્ધરા વૃત્તમાં રચાયેલાં ત્રણ પદ્યોમાં દૃષ્ટિગોચર થાય છે. વિચાર કરતાં સહજ જણાશે કે અમુક અક્ષરો બબ્બે વાર એકજ ચરણમાં વાપરવામાં આવ્યા છે. જેમકે—

माला । माला । न बाहुर् । वृषद । वृषद । रं या । मुदारा । मुदारा ।

અર્થાત્ આ ચાર ચરણાત્મક પદ્યના એકવીસ અક્ષરોવાળા દરેક ચરણમાંના પ્રથમના બે અક્ષરો લાગલાગટ બેવાર, આઠમા, નવમા અને દશમા એમ ત્રણ અક્ષરો બેવાર અને તેવીજ રીતે સોળમા, સત્તરમા અને અઢારમા એમ ત્રણ અક્ષરો બેવાર વાપરવામાં આવ્યા છે. આ એક પ્રકારનો [1]પદ-યમક છે. વિશેષમાં 'पातात्' શબ્દના બે જૂદા જૂદા અર્થો થાય છે એ પણ ધ્યાનમાં રાખવા જેવી હકીકત છે. આના આજ યમકથી યુક્ત એવાં બીજાં ત્રણ પદ્યો રચીને કવિરાજે પોતાનો વિજય-વાવટો ફરકાવ્યો છે. ગમે તેમ કહો પણ આ કવીશ્વરની પ્રતિભા કંઇ ઓરજ છે.

जिनेश्वराणां स्तुतिः—

राजी राजीववक्त्रा तरलतरलसत्केतुरङ्गत्तुरङ्ग-
व्यालव्यालग्नयोधाचितरचितरणे भीतिहृद् याऽतिहृद्या ।
सारा साऽऽराज्जिनानामलममलमतेर्बोधिका माऽधिकामाद्
अव्यादव्याधिकालाननजननजरात्रासमानाऽसमाना ॥ ९०॥
—स्रग्०

### टीका

राजीति । 'राजी' परम्परा । 'राजीववक्त्रा' कमलानना । 'तरलतरलसत्केतुरङ्गत्तुरङ्गव्यालव्यालग्नयोधाचितरचितरणे' तरलतरलसत्केतवः—कम्प्रतरविलसच्चिह्नका रङ्गतां—चलतां

[1] આવા યમકના દર્શન કરવાની વધારે ઉત્કણ્ઠા થતી હોય, તો વિચારો ચતુર્વિંશતિકાનાં ૯૩-૯૬ પદ્યો.

तुरङ्गाणां व्यालानां च–दुष्टदन्तिनां व्यालग्ना–भिटिताः कृताधिरोहणा वा ये योधाः–सुभटास्तैराचित–आकीर्णो रचितः–कृतो यो रणः–सङ्ग्रामः तत्र । 'भीतिहृत्' भयहरा । 'या' । 'अतिहृद्या' अतीव हृदयङ्गमा । 'सारा' उत्कृष्टा । 'सा' । 'आरात्' दूरात् अन्तिकाद् वा । 'जिनानां' तीर्थकृताम् । 'अलं' अत्यर्थम् । 'अमलमतेः' निर्मलधियः । 'बोधिका' बोधिजनका । 'मा 'शब्दो मामित्यस्यार्थे । 'अधिकामात्' अधिकः–उत्कटो य आमो–रोगस्तस्मात्, अथवा आधिश्च कामश्च आधिकामं तस्मात् । 'अव्यात्' पायात् । 'अव्याधिकालाननजननजरात्रासमाना' कालाननं–यममुखं मरणमित्यर्थः, न विद्यते व्याधिश्च कालाननं च जननं च जरा च त्रासश्च मानश्च यस्याः सा । 'असमाना' असदृशी । या इत्थंभूते रणे भीतिहृत् सा जिनानां राजी मा अधिकामादव्यादित्यन्वयः ॥ ९० ॥

## अवचूरिः

राजी–श्रेणी राजीववत्–कमलवद्वक्त्रं यस्याः सा । तथा तरलतरलसत्केतवः–कम्प्रविराजमानध्वजा रङ्गतां–चलतां तुरङ्गाणां व्यालानां–दुष्टदन्तिनां व्यालग्ना–अभिघटिताः कृताधिरोहणा वा ये योधाः–सुभटास्तैराचित–आकीर्णो रचितः–कृतश्च यो रणः–सङ्ग्रामस्तत्र या भीतिर्भयं तां हरतीति सा । या अतिहृद्या–अत्यन्तहृदयंगमा । सारा–उत्कृष्टा । सा यच्छब्दनिर्दिष्टा । आराद्–दूरादन्तिकाद् वा । जिनानां–सर्वज्ञानाम् । अलम्–अत्यर्थम् । अमला मतिर्यस्य तस्य । बोधिका–बोधजनका । मा–माम् अधिको यो आमो–रोगस्तस्मात् यद्वा आधिश्च कामश्च तस्मात् । व्याधिश्च कालाननं–यममुखं मरणं च जननं च जरा च त्रासश्च, मानश्च न विद्यन्ते व्याध्यादयो यस्यां सा । असमाना–गुणैरसदृशा या जिनानां राजी रणे भीतिहृत् सा अव्यादिति संबन्धः ॥ ९० ॥

## अन्वयः

या जिनानां राजी राजीव–वक्त्रा, तरलतर–लसत्–(अथवा तरल–तरल–सत्) केतु–रङ्गत्–तुरङ्ग–व्याल–व्यालग्न–योध–आचित–रचित–रणे भीति–हृत्, अति–हृद्या, सारा (अस्ति), सा अमल–मतेः अलं बोधिका, अ–व्याधि–काल–आनन–जनन–जरा–त्रास–माना, अ–समाना, अधिक–आमात् [अथवा आधि–कामात्] मा आरात् (अलं) अव्यात् ।

## શબ્દાર્થ

वक्त्र=વદન, મુખ.
राजीववक्त्रा=કમલ જેવું વદન છે જેનું એવી.
तरलतर (मू० तरल)=અત્યંત ચંચલ.
लसत् (धा० लस्)=શોભાયમાન.
तरलतरल=ઘણા ચંચલ.
सत्=શ્રેષ્ઠ, પ્રશંસનીય.
केतु=ધ્વજા.
रङ्गत् (धा० रङ्ग्)=ચાલતા.
तुरङ्ग=અશ્વ.
व्याल=દુષ્ટ હાથી.
व्यालग्न=(१) આરૂઢ થયેલા; (२) હણનારા.
योध=યોદ્ધો, લડવૈયો.
आचित (धा० चि)=વ્યાપ્ત.
रचित (धा० रच्)=રચેલ.
तरलतरलसत्केतुरङ्गत्तुरङ्गव्यालव्यालग्नयोधाचितरचितरणे=અત્યંત ચંચલ તેમજ સુશો-

ભિત અથવા અતિશય ચંચળ તેમજ પ્રશંસનીય એવી ધ્વજાઓ વડે તેમજ ચાલતા અશ્વો અને દુષ્ટ હાથીઓ ઉપર આરૂઢ થયેલા [ અથવા તેમને હણનારા એવા ] યોદ્ધાઓ વડે વ્યાપ્ત તેમજ તેમના દ્વારા રચાયેલા સંગ્રામમાં.

हृत्=હરનારી.

भीतिहृत्=ભયને હરનારી.

अतिहृद्या=અતિશય મનોહર.

सारा ( મૂ૦ सार )=સારભૂત, ઉત્કૃષ્ટ.

अमलमतेः=નિર્મલ છે બુદ્ધિ જેની એવાની.

बोधिका=બોધ દેનારી.

अधिक=વિશેષ.

अधिकामात्=વિશેષ રોગથી.

आधिकामात्=માનસિક પીડા અને વિષય-વાસનાથી.

अव्यात् ( ધા૦ अव् )=રક્ષણ કરો.

व्याधि=રોગ.

काल=યમરાજ.

आनन=મુખ.

अव्याधिकालाननजननजरात्रासमाना=અવિદ્યમાન છે રોગ, યમરાજનું મુખ (મરણ) જન્મ, વૃદ્ધાવસ્થા, ત્રાસ અને અભિમાન જેને વિષે એવી.

असमाना ( મૂ૦ असमान )=નિરૂપમ.

## શ્લોકાર્થ

### જિનેશ્વરોની સ્તુતિ—

"જે જિનોની શ્રેણિ કમલના જેવા વદનવાળી છે તેમજ વળી જે અત્યંત ચંચળ તેમજ સુશોભિત એવી [ અથવા અતિશય અસ્થિર તેમજ પ્રશંસનીય એવી ] ધ્વજાઓ વડે તથા નાચતા કૂદતા ઘોડાઓ અને દુષ્ટ હાથીઓ ઉપર આરૂઢ થયેલા એવા યોદ્ધાઓ વડે વિશેષતઃ વ્યાપ્ત એવા તેમજ તેમના દ્વારા રચાયેલા એવા રણ-સંગ્રામમાંના ભયને હરનારી છે, તથા વળી જે અતિશય મનોહર તેમજ સારભૂત છે, તે, નિર્મલ મતિવાળાને અત્યંત બોધ દેનારી, વળી રોગ, મરણ, જન્મ, જરા, ત્રાસ અને માનથી રહિત એવી તેમજ (ગુણોએ કરીને) નિરૂપમ એવી તે જિન-શ્રેણિ વૃદ્ધિ પામેલા રોગથી [ અથવા માનસિક પીડા અને વિષય-વાસનાથી ] મને દૂરથી [ અથવા પાસે રહીને ] બચાવો."—૯૦

## સ્પષ્ટીકરણ

કહ્યું છે કે—

"न सा जाई न सा जोणी, न तं ठाण न तं कुलं ।
न जाया न मुआ जत्थ, सव्वे जीवा अणतसो ॥ —અનુષ્ટુપ્
तं किंपि नत्थि ठाणं, लोए वालग्गकोडिमित्तपि ।
जत्थ न जीवा बहुसो, सुहदुक्खपरपरा पत्ता ॥" —આર્યા

—વૈરાગ્ય-શતક, શ્લો૦ ૨૩-૨૪

અર્થાત્ એવી કોઇ જાતિ નથી કે એવી કોઈ યોનિ નથી કે એવું કોઇ સ્થાન કે કુલ નથી કે જ્યાં સર્વ જીવો અનંત વાર જન્મ્યા કે મર્યા નહિ હોય. લોકમા વાળની ટોચના ખૂણા જેટલું પણ એવું કોઈ સ્થાન નથી કે જ્યા જીવોએ બહુ વાર સુખ-દુઃખની પરંપરા પ્રાપ્ત કરી નથી.

આ ઉપરથી પણ જન્મ-મરણની ભયંકરતા જોઇ શકાય છે, કેમકે ઉચ્ચ કુળ, જાતિ કે યોનિમાંજ જન્મ-મરણનો સંભવ હોત, તો તો એવા જન્મ-મરણથી બહુ કંટાળો આવત નહિ.

जिन-वाण्या विचारः—

स्द्योऽसद्योगभिद् वागमलगमलया जैनराजीनराजी—
नूता नूतार्थधात्रीह ततहततमःपातकाऽपातकामा ।
शास्त्री शास्त्री नराणां हृदयहृदयशोरोधिकाऽबाधिका वा—
ऽऽदेया देयान्मुदं ते मनुजमनु जरां त्याजयन्ती जयन्ती ॥ ९१ ॥

—स्रग्०

टीका

सद्य इति । 'सद्यः' तत्क्षणम् । 'असद्योगभित्' असन्तं-अशोभनं योगं-कायादि-व्यापारं, असद्भिर्वा-असाधुभिर्योगं-सम्बन्धं भिनत्ति या सा । 'वाक्' वाणी । 'अमलगम-लया' अमलो गमानां लयः-श्लिष्टता यत्र सा । 'जैनराजी' जिनराजसम्बन्धिनी । 'इन-राजीनूता' इना-ईश्वरा आदित्या वा तेषां राज्या-पङ्क्त्या नूता-स्तुता । 'नूतार्थधात्री'

---

१ संस्कृत छाया—

न सा जातिर्न सा योनिर्न तत् स्थानं न तत् कुलम् ।
न जाता न मृता यत्र सर्वे जीवा अनन्तश ॥
तत् किमपि नास्ति स्थान, लोके वालाग्रकोटीमात्रमपि ।
यत्र जीवा न बहुश. सुखदुःखपरम्परां प्राप्ता ॥

२ 'शास्त्रीशा स्त्रीनराणां' इत्यपि पाठ ।

नूता-नवा ये अर्थाः तेषां धात्री-धरणशीला । 'इह' अत्र । 'ततहततमःपातकापातकामा' ततः-प्रसृता हताः तमश्च पातकं च अपातः-पतनरहितः कामश्च यया सा । अपातकामेति पृथग् वा विशेषणम् । नास्ति पातश्च कामश्च यस्यामिति । 'शास्त्री' शास्त्रसम्बन्धिनी । 'शास्त्री' शासिका । 'नराणाम्' । अथवा 'शास्त्रीशा' शास्त्रिणां ईशा-स्वामिनी । 'स्त्रीनराणां' च (स्त्रीणां नराणां) 'हृदयहृत्' मनोहारिणी । 'अयशोरोधिका' अयशसां रोधिका-प्रचारविघातकारिका । 'अबाधिका' अबाधाजनिका । 'वा'शब्दश्चार्थे । 'आदेया' ग्राह्या । 'देयात्' वितीर्यात् । 'मुदं' प्रमोदम् । 'ते' तुभ्यम् । 'मनुजमनु जरां' पुमांसं लक्षणीकृत्य जरां-वयोहानिम् । 'त्याजयन्ती' मोचयन्ती । 'जयन्ती' जयमासादयन्ती । या असद्योगभित् सा जैनराजी वाक् मुदं ते देयात् इति सम्बन्धः ॥ ९१ ॥

## अवचूरिः

जिनराजानां संबन्धिनी जैनराजी वाग्-वाणी ते-तुभ्यं मुदं देयात् । किंविशिष्टा ? । सद्यः-शीघ्रं असन्तो ये योगा-मनोवाक्कायव्यापारास्तान् भिनत्तीति सा । अमलानां गमानां लयो यत्र सा । इना-इभ्याः सूर्या वा तेषां राज्या नूता-स्तुता । नूतान्-नवीनानर्थान् दधातीति सा । इह-पृथिव्याम् । ततं-विपुलं हतं-ध्वस्तं तमः-अज्ञानं पातकं-पाप्मा । अपातः-पतनरहितः कामश्च यया । यद्वा पृथग् विशेषणम् । न विद्यते पातकामौ यस्याः सा । शास्त्री-शास्त्रसंबन्धिनी । नराणां शास्त्री-शासिका । यद्वा शास्त्रीणामीशा-स्वामिनी । स्त्रियो-नार्यो नरा-मर्त्यास्तेषां हृदयं हरतीति । अयशो रुणद्धीति । न बाधते इत्यबाधिका । वा समुच्चये । आदेया-ग्राह्या । मनुजं-मानवमनु-लक्ष्यीकृत्य जरां-विस्रसां त्याजयन्ती-विनाशयन्ती । जयन्ती केनाप्यपरिभूतत्वात् ॥ ९१ ॥

## अन्वयः

सद्यः अ-सत्-योग-भिद्, अमल-गम-लया, इन-राजी-नूता, नूत-अर्थ-धात्री, इह तत-हत-तमस्-पातका, अ-पात-कामा [ अथवा तत-हत-तमस्-पातक-अपात-कामा ], नराणां शास्त्री शास्त्री, ( नराणां ) हृदय-हृत् [ अथवा शास्त्रिन्-ईशा, स्त्री-नराणां हृदय-हृत् ], अ-यशस्-रोधिका, अ-बाधिका, आदेया, मनुजं अनु जरां त्याजयन्ती जयन्ती वा जैन-राजी वाग् ते मुदं ( सद्यः इह ) देयात् ।

## શબ્દાર્થ

सद्यस्=સત્વર, એકદમ.
असत्=અશુભ, અનિષ્ટ, દુષ્ટ.
योग=(૧) વ્યાપાર; (૨) સંસર્ગ.
भिद्=ભેદનારી.
असद्योगभिद्=(૧) અશુભ વ્યાપારોનો નાશ કરનારી; (૨) દુષ્ટ સાથેના સંસર્ગનો નાશ કરનારી.
वाग् ( મૂ० वाच् )=વાણી.
लय=લય, ધ્યાન, એકતાન.
अमलगमलया=નિર્મલ આલાપકોનો લય છે જેમાં એવી.
जैनराजी=જિનરાજને લગતી.
इन=(૧) ધનિક; (૨) સૂર્ય.
राजी=શ્રેણિ.

इनराजीनूता=(૧) ધનિકોની શ્રેણિ વડે સ્તુતિ કરાયેલી; (૨) સૂર્યોની શ્રેણિ વડે સ્તુતિ કરાયેલી.
नूत=(૧) નવીન, નૂતન; (૨) સ્તુતિ કરાયેલ.
अर्थ=(૧)ભાવ; (૨) પદાર્થ.
धात्री=ધારણ કરનારી.
नूतार्थधात्री=(૧)નૂતન ભાવને ધારણ કરનારી; (૨)સ્તુતિ કરાયેલા પદાર્થોને ધારણ કરનારી.
हत ( ધા० हन् )=નાશ કરેલ.
पातक=પાપ.
ततहततमःपातका=નષ્ટ કર્યાં છે વિપુલ અજ્ઞાનને તેમજ પાપોને જેણે એવી.
काम=(૧) કામદેવ; (૨) ઇચ્છા.
अपातकामा=(૧) પતન અને કંદર્પથી રહિત; (૨) અવિદ્યમાન છે પતનની ઇચ્છા જેને વિષે એવી.
ततहततम-पातकापातकामा=નાશ કર્યો છે વિશાળ અજ્ઞાન, પાપ અને પતન-રહિત કામનો જેણે એવી.
शास्त्री=શાસ્ત્ર-વિષયક.
शास्त्रिन्=શાસ્ત્રી.
शास्त्रीशा=શાસ્ત્રીઓની સ્વામિની.
स्त्रीनराणां=સ્ત્રી અને પુરૂષોનાં.
हृदय=અંતઃકરણ.
हृत्=હરનારી.
हृदयहृत=હૃદયને હરનારી, ચિત્તને ચોરનારી
रोधिका=રોધ કરનારી.
यशस्=કીર્તિ.
अयशोरोधिका=અપકીર્તિનો રોધ કરનારી.
अबाधिका=(૧) પીડા નહિ કરનારી; (૨) બાધા-રહિત.
आदेया ( મૂ० आदेय )=ગ્રહણ કરવા યોગ્ય.
देयात् ( ધા० दा )=અર્પો.
मनुजं ( મૂ० मनुज )=મનુષ્યને.
जरां ( મૂ० जरा )=ઘડપણને.
त्याजयन्ती=મુક્ત કરાવનારી, ત્યાગ કરાવનારી.
जयन्ती=જયવંતી.

## શ્લોકાર્થ

### જિન-વાણી પરત્વે વિચાર—

"( માનસિક, વાચિક અને કાયિક ) અશુભ વ્યાપારોનો [ અથવા દુષ્ટ ( જનો ) સાથેના સંસર્ગનો ] એકદમ નાશ કરનારી, વળી નિર્મલ આલાપકનો લય છે જેમાં એવી, ધનિકોની પંક્તિ વડે સ્તવાયેલી [ અથવા સૂર્યોની શ્રેણિ વડે સ્તુતિ કરાયેલી ], નૂતન [ અથવા સ્તુતિ કરાયેલા ] અર્થને ધારણ કરનારી, આ પૃથ્વીને વિષે નષ્ટ કર્યાં છે વિસ્તીર્ણ અજ્ઞાન તેમજ પાપોને જેણે એવી, તથા વળી પતન અને કંદર્પથી રહિત એવી [ અથવા અવિદ્યમાન છે અધઃપતનની અભિલાષા જેને વિષે એવી અથવા નષ્ટ કર્યો છે પ્રસાર પામેલાં અજ્ઞાન, પાપ તથા પતનથી રહિત એવા કામદેવને જેણે એવી ], મનુષ્યોને શાસ્ત્ર-વિષયક બોધ આપનારી તેમજ માનવોનાં ચિત્તને ચોરનારી એવી [ અથવા શાસ્ત્રીઓની સ્વામિની તેમજ સ્ત્રી અને પુરૂષોનાં હૃદયને હરનારી એવી ], અપકીર્તિને અટકાવનારી, ઉપદ્રવ નહિ કરનારી [ અથવા બાધા-રહિત ], ( સર્વ જનોને ) ગ્રહણ કરવા યોગ્ય, તેમજ વળી મનુષ્ય પરત્વેની વૃદ્ધાવસ્થાનો ત્યાગ કરાવનારી ( અર્થાત્ માનવોને નૂતન યૌવન આપનારી ) તથા




निर्वाणकलिकायाम—

"वैरोट्यां श्यामवर्णां अजगरवाहनां चतुर्भुजां खड्गोरगालङ्कृतदक्षिण-करां खेटकाहियुतवामकरां चेति ।"

 

## अवचूरिः

याता-प्राप्ता देवी । तारम्-उज्ज्वलं तेजो यस्याः सा। सदसि-समायाम् । सन्तं-शोभनमसिं बिभर्ति सा। कालाः-कृष्णाः कान्ता-रुचिरा अलकानामन्ताः-प्रान्ता यस्याः सा । अपगता अरयो यस्मात् तमपारिम् । पारिन्द्रराजम्-अजगरेन्द्रम् । सुरवाः-सुशब्दा या सुरवध्वो-देवकान्तास्ताभिः पूजिता । अरं-शीघ्रं जितमारम्-अरिसमूहो येन । सा यच्छब्दादिष्टा त्रासाद्-भयात् त्रायतां-रक्षताम्। त्वां-भवन्तम् । अविषमाः-सौम्या विषभृतः-सर्पा भूषण यस्याः सा । तथा अभीषणा-अरौद्राकारा । भिया-भयेन हीना-त्यक्ता । अहीनो-नागपतिस्तस्याघ्या-प्रधाना पत्नी अग्र्यमहिषी । वैरोट्येत्यर्थः । कुवलयानां वलयं-समूहस्तद्वच्छ्यामो देहो यस्याः सा । अमदा-मदरहिता ईहा-चेष्टा यस्याः सा । या सदसि पारिन्द्रराजं ( याता-) प्राप्ता सा अहीनाढ्यपत्नी त्रासात् त्रायतामिति संबन्धः॥ ९७ ॥

### अन्वयः

या सदसि तार-तेजाः, सद्-असि-भृत्, काल-कान्त-अलक-अन्ता, जित-आरं (अत एव) अप-अरिं पारिन्द्र-राजं याता, (अरं) सु-रव-सुर-वधू-पूजिता, सा अ-विषम-विष-भृत्-भूषणा, अ-भीषणा, भी-हीना, कुवलय-वलय-श्याम-देहा, अ-मद-ईहा, अहि-इन-अढ्य-पत्नी त्वां त्रासात् त्रायताम् ।

### શબ્દાર્થ

तेजस्=તેજ, પ્રકાશ.
तारतेजाः=ઉજ્જ્વલ છે પ્રકાશ જેનો એવી.
सदसिभृत्=ઉત્તમ ખડ્ગને ધારણ કરનારી.
काल=શ્યામ, કૃષ્ણ.
कालकान्तालकान्ता=શ્યામ તેમજ મનોહર છે કેશના પ્રાન્ત ભાગો જેના એવી.
अपारिं=દૂર કર્યો છે દુશ્મનોનો સમૂહ જેણે એવા.
पारिन्द्र=અજગર.
पारिन्द्रराजं=અજગરરાજને.
पूजिता ( मू० पूजित )=પૂજન કરાયેલી.
सुरवसुरवधूपूजिता=સુન્દર સાદવાળી સુરની સ્ત્રીઓ વડે પૂજાયેલી.
जित ( धा० जि )=જીતેલ.
आरं ( मू० आर )=શત્રુ-સમૂહને.
जितारं ( मू० जितार )=જીત્યો છે શત્રુનો સમૂહ જેણે એવા.
त्रासात् ( मू० त्रास )=ત્રાસમાંથી, ભયથી.
त्रायतां ( धा० त्रै )=બચાવો.
त्वां ( मू० युष्मद् )=તને.
विषम=ભયંકર.
विष=ઝેર.
विषभृत्=ઝેરને ધારણ કરનારો, સર્પ.
भूषण=અલંકાર, ઘરેણું.
अविषमविषभृद्भूषणा=સૌમ્ય સર્પ છે અલંકાર જેનું એવી.
अभीषणा=ભયંકરતાથી રહિત.
हीन=રહિત.
भीहीना=નિર્ભય, ભયથી રહિત.
अहि=સાપ.
अढ्य=મુખ્ય.
पत्नी=પોતાની સ્ત્રી.
श्याम=કાળા.
अहीनाढ्यपत्नी=સર્પરાજની મુખ્ય પત્ની.
कुवलयवलयश्यामदेहा=કમળોના સમૂહના સમાન શ્યામ છે શરીર જેનું એવી.
ईहा=ચેષ્ટા; (૨) ઇચ્છા.
अमदेहा=(૧) અવિદ્યમાન છે અભિમાનની ચેષ્ટા જેને વિષે એવી; (૨) ગર્વની અભિલાષાથી રહિત.

## શ્લોકાર્થ

**વૈરોટ્યા દેવીની સ્તુતિ—**

" જે ( વૈરોટ્યા દેવી ) સભામાં ઉજ્જ્વલ પ્રકાશવાળી છે તેમજ ઉત્તમ ખડ્ગને ધારણ કરનારી છે, તથા વળી જેના કેશના પ્રાન્ત ભાગો શ્યામ તેમજ સુન્દર છે, તથા વળી પરાજિત કર્યો છે શત્રુ-સમૂહને જેણે એવા ( અને એથીજ કરીને ) વૈરિ-રહિત એવા અજગર-રાજને જે પ્રાપ્ત થયેલી છે ( અર્થાત્ જે તેના ઉપર આરૂઢ થયેલી છે ), તેમજ વળી જે દિવ્ય ધ્વનિવાળી દિવ્યાંગનાઓ વડે અર્ચન કરાયેલી છે, તે નાગેન્દ્રની મુખ્ય પત્ની ( અર્થાત્ ધરણેન્દ્રની પટ્ટરાણી ) કે જેનું સૌમ્ય સર્પ ભૂષણ છે, વળી જે ભયંકરતાથી રહિત છે ( અર્થાત્ જેની આકૃતિ ભયાનક નથી ) તેમજ જે નિર્ભય છે, તથા વળી જેનું શરીર કુમુદના સમૂહના સમાન શ્યામ છે, તથા જે ગર્વની ઇચ્છા રાખતી નથી ( અથવા જેની ચેષ્ટા અભિમાનથી અંકિત નથી ) એવી તે ( વૈરોટ્યા નામની દેવી ) તને ( હે ભવ્ય ! ) ત્રાસમાંથી સત્વર બચાવો. "—૯૨

## સ્પષ્ટીકરણ

**ધરણેન્દ્ર-વિચાર—**

ભવનપતિના દશ અવાંતર ભેદોમાંના [1]નાગકુમાર દેવોના ધરણ અને ભૂતાનંદ એમ બે સ્વામીઓ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે **નાગકુમાર** નિકાયના બે ઇન્દ્રોમાંના એકનું નામ ધરણ છે. અધોલોકમાં આવેલી અને એક લાખ અને એંસી હજાર યોજન જેટલી જાડી એવી રત્નપ્રભા નામની પૃથ્વીના એક હજાર યોજન ઊંચે અને એક હજાર યોજન નીચે એટલા ભાગને છોડી દેતાં બાકી રહેલા ભાગમાં ભવનપતિઓના દશે પ્રકારના દેવોનાં ભવનો છે. આમાંના દક્ષિણ દિશામાં વસતા **નાગકુમારોનો** ધરણ સ્વામી છે, જ્યારે ઉત્તર દિશામાં વસતા નાગકુમારોનો ભૂતાનન્દ સ્વામી છે.

છ હજાર સામાનિક દેવતાઓ અને ચોવીસ હજાર આત્મરક્ષક દેવતાઓથી અલંકૃત ધરણેન્દ્રને છ છ હજાર દેવીઓથી પરિવૃત એવી છ અગ્ર-મહિષીઓ ( ઇન્દ્રાણીઓ ) છે. આ વાતની ભગવતી નામનું પાંચમું અંગ ( શ૦ ૧૦, ઉ૦ ૫, સૂ૦ ૪૦૬ ) સાક્ષી પૂરે છે. કેમકે

---

૧ નાગકુમાર દેવોના સંબંધમાં તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ૦ ૪, સૂ૦ ૧૧ )ના ભાષ્યમાં નીચે મુજબનો ઉલ્લેખ છે:—

" शिरोमुखेष्वधिकप्रतिरूपाः कृष्णश्यामा मृदुललितगतयः शिरस्सु फणिचिह्ना नागकुमाराः "

અર્થાત્ મસ્તક અને વદનને વિષે અધિક સ્વરૂપી, કૃષ્ણવર્ણા, મૃદુ તેમજ મનોહર ગતિવાળા અને સર્પના ચિહ્નવાળા નાગકુમારો છે.

ત્યાં કહ્યું છે કે—

"[1]धरणस्स णं भंते ! नागकुमारिंदस्स नागकुमाररन्नो कति अग्गमहिसीओ पन्नत्ताओ ? । अज्जो ! छ अग्गमहिसीओ पन्नत्ताओ, तंजहा-[2]इला सुक्का सदारा सोदामणी इंदा घणविज्जुया, तत्थ णं एगमेगाए देवीए छ छ देवीसहस्सा परिवारो पन्नत्तो."

આ ઉપરથી જોઇ શકાય છે કે ઇલા, શુક્રા, સદારા, સૌદામિની, ઇન્દ્રા અને ઘનવિદ્યુતા એ ધરણેન્દ્રની છ અગ્ર-મહિષીઓ છે. આમાંથી એક અગ્ર-મહિષીની અત્ર કવિરાજે સ્તુતિ કરી હોવી જોઇએ, પરંતુ ટીકાકાર તો ધરણેન્દ્રની અગ્ર-મહિષીથી વૈરોટ્યા દેવી સમજવાનું સૂચવે છે. તો શું વૈરોટ્યા આ છ અગ્ર-મહિષીઓમાંથી કોઇનું નામાન્તર છે અને તેમ હોય તો તે કોનું છેએ પ્રશ્ન ઉદ્ભવે છે. સાથે સાથે એ પણ પ્રશ્ન વિચારવાની આવશ્યકતા છે કે કેટલાક સ્તુતિ-સ્તોત્રોમાં અને ખાસ કરીને સેનપ્રશ્ન ( ઉ૦ ૨, પ્ર૦ ૧૧૨ )માં પદ્માવતીનો ધરણેન્દ્રની મુખ્ય પત્ની તરીકે ઉલ્લેખ છે તેનું કેમ ? શું [3]પદ્માવતી એ પણ કોઇક અગ્ર-મહિષીનું નામાન્તર છે ? આ પ્રશ્નોના ઉત્તર સાધનના અભાવે હું આપી શકતો નથી.

### વૈરોટ્યા દેવીનું સ્વરૂપ—

આ શોભન-સ્તુતિના શ્રીમાન્ ધનપાલ પ્રમુખ વિવિધ ટીકાકારો અત્ર વૈરોટ્યા દેવીની સ્તુતિ કર્યાનું સૂચવે છે, તેથી આ વાત માન્ય કરીને તેમજ પદ્માવતીનું સ્વરૂપ આ પદ્યમાં આપેલા વર્ણન સાથે નહિ મળતું આવતું હોવાથી વૈરોટ્યા દેવીનું આચાર-દિનકરના ૧૬૩મા પત્રાંકમાં આપેલું સ્વરૂપ અત્ર વિચારવામાં આવે છે. ત્યાં કહ્યું છે કે—

"खड्गस्फुरत्स्फुरितवीर्यवदूर्ध्वहस्ता
सद्दन्दशूकवरदापरहस्तयुग्मा ।
सिंहासनाऽब्जमुदतारतुषारगौरा
वैरोट्ययाऽप्यभिधयाऽस्तु शिवाय देवी ॥" —વસન્ત૦

---

૧ સંસ્કૃત છાયા—धरणस्य भदन्त ! नागकुमारेन्द्रस्य नागकुमारराजस्य कत्यः अग्रमहिष्यः प्रज्ञप्ताः ? । आर्य ! षड् अग्रमहिष्यः प्रज्ञप्ताः, तद्यथा-इला शुक्रा सदारा सौदामिनी इन्द्रा घनविद्युता, तत्र एकैकाया देव्याः षड् षड् देवीसहस्राणि परिकराः प्रज्ञप्ताः ।

૨ સ્થાનાંગ-સૂત્રના ૩૬૧મા પત્રાંકમાં આપેલાં નામોમાં ભિન્નતા છે.

૩ પદ્માવતીનું બીજું નામ વૈરોટ્યા હોય એમ કહી શકાય તેમ નથી, કેમકે નીચે મુજબનો ઉલ્લેખ મળી આવે છેઃ—

"ॐ श्रीपार्श्वनाथाय विश्वचिन्तामणीयते ह्रीँ धरणेन्द्रवैरोट्यापद्मावतीदेवीयुताय ते ।"

અર્થાત્ વૈરોટ્યા દેવીને ચાર હાથ છે. તેમાં તે એક હાથમાં ખડ્ગ રાખે છે અને બીજો હાથ ઊંચો રાખે છે, જ્યારે બાકીના બે હાથો સર્પ અને વરદથી વિભૂષિત છે. વળી તેને સિંહનું વાહન છે અને તે ગૌરવર્ણી છે. આ સ્વરૂપ તો આ પદ્યમાં વર્ણવેલા વૈરોટ્યા દેવીના સ્વરૂપથી ભિન્ન છે. ત્યારે શું આ પદ્યમાં આપેલું સ્વરૂપ અસત્ય છે એવો પ્રશ્ન ઉદ્દ્ભવે છે. આના સમાધાનમાં સમજવું કે આચાર-દિનકરમાં તો દેવ-દેવીઓની સ્તુતિ કરતી વેળાએ એક સ્થલે ( પત્રાંક ૧૫૦-૧૫૧ ) તો શોભન-સ્તુતિના ૫૯મા પદ્યનું ટાંચણ કરેલું જોવામાં આવે છે, તો પછી અત્ર ભિન્નતા દૃષ્ટિ-ગોચર થાય તેથી કંઇ અત્ર વર્ણવેલું સ્વરૂપ અસત્ય સિદ્ધ થતું નથી. વિશેષમાં પ્રમાણભૂત ગ્રન્થ તરીકે લેખાતો અને વળી પ્રાચીન એવો નિર્વાણ-કલિકા નામનો ગ્રન્થ આ વાતની સાક્ષી પૂરે છે કેમકે ત્યાં કહ્યું છે કે—

"तथा वैरोट्यां श्यामवर्णामजगरवाहनां चतुर्भुजां खड्गोरगालङ्कृतदक्षिणकरां खेटकाहियुतवामकरां चेति"

અર્થાત્ ( સોળ વિદ્યા-દેવીઓ પૈકી એક ) વૈરોટ્યા દેવીનો શ્યામ વર્ણ છે અને તેને અજગરનું વાહન છે. વળી તેને ચાર હાથ છે. તેના જમણા બે હાથ ખડ્ગ અને સર્પથી અલંકૃત છે, જ્યારે તેના ડાબા બે હાથ તો ઢાલ અને સર્પથી વિભૂષિત છે.



## २४ श्रीवीरजिनस्तुतयः

अथ श्रीवीरनाथाय विज्ञप्तिः—

नमदमरशिरोरुहस्रस्तसामोदनिर्निद्रमन्दारमालारजोरञ्जितांह्रे ! धरित्रीकृता-
वन ! वरतमसङ्गमोदारतारोदितानङ्गनार्यावलीलापदेहेक्षितामोहिताक्षो भवान् ।
मम वितरतु वीर ! निर्वाणशर्माणि जातावतारो धराधीशसिद्धार्थधाम्नि क्षमालङ्कृता-
वनवरतमसङ्गमोदारतारोदितानङ्गनार्याव ! लीलापदे हे क्षितामो हिताक्षोभवान् ९३

—अर्णवदण्डकः

### टीका

नमदिति । 'नमदमरशिरोरुहस्रस्तसामोदनिर्निद्रमन्दारमालारजोरञ्जितांह्रे !' नमतां अमराणां शिरोरुहेभ्यः—केशेभ्यः स्रस्ताः सामोदा निर्निद्राणां—विकसितानां मन्दाराणां या मालाः—स्रजस्तासां रजसा रञ्जितांह्रे—पादललितचरण ! । 'धरित्रीकृतावन !' धरित्र्याः—भुवः कृतावन—विहितरक्ष ! । 'वरतमसङ्गमोदारतारोदितानङ्गनार्यावलीलापदेहेक्षितामोहिताक्षः' वरतमा—प्रधानतमा सङ्गमस्य—सङ्गमकनाम्नो वैमानिकस्य सम्बन्धिनी उदारा च तारा च, अथवा वरतमः सङ्गमः—समागमो यस्याः सा वरतमसङ्गमा उदारतारा—अदीनलोचनकनीनिका उदितानङ्ग—उद्गतस्मरा या नार्यावली—नारीणां आवली—पङ्क्तिस्तस्या लापेन—जल्पितेन देहेन ईक्षितेन च अमोहितानि अक्षाणि—इन्द्रियाणि यस्य सः । 'भवान्' त्वम् । 'मम' मे । 'वितरतु' प्रयच्छतु । 'वीर !' हे वीरजिन ! । 'निर्वाणशर्माणि' मोक्षसुखानि । 'जातावतारः' अवतीर्णः, उत्पन्न इत्यर्थः । 'धराधीशसिद्धार्थधाम्नि' धराधीशः—क्षितिपतिः यः सिद्धार्थाभिधानस्तस्य धाम्नि—गृहे । 'क्षमालङ्कृतौ' क्षमायाः—भुवोऽलङ्कारभूते । 'अनवरतं' अजस्रम् । 'असङ्गमोद !' सङ्गमोदाभ्यां रहित ! । यदिवा सङ्गाद् यो मोदः स नास्ति यस्य असौ असङ्गमोदः—स्वतन्त्रसुखस्तस्यामन्त्रणम् । 'अरत !' असक्त ! । 'अरोदित !' रोदितहीन ! । 'अनङ्गन !' अङ्गनावर्जित ! । 'आर्याव !' आर्यानवति यस्तदामन्त्रणम् । 'लीलापदे' विलासानां स्थाने । 'हे' इत्यामन्त्रणं पदम् । 'क्षिताम !' क्षपितरोग ! । 'हित !' हितकारिन् ! । 'अक्षोभवान्' न क्षोभवान्, न भयान्वितः । हे वीर ! भवान् मम निर्वाणशर्माणि वितरत्विति सम्बन्धः ॥ ९३ ॥

---

१ 'वरतम ! सङ्गमो०' इत्यपि पाठः ।

## अवचूरिः

नमताममराणां शिरोरुहेभ्यः-केशेभ्यः स्रस्ताः सामोदानां निर्निद्राणां-विकसितानां मन्दाराणां या मालास्तासां रजसा-परागेण रञ्जितांह्रे !-पाटलितचरण ! । धरित्र्या-भुवः कृतावन !-विहितरक्षण ! । वरतम !-प्रधानतम ! । संगमनाम्नो देवस्य संबन्धिनी उदारा तारा उदितानङ्गा-उद्गतस्मरा अथवा वरतमः संगमः-समागमो यस्याः सा वरतमसंगमा उदारतारा-अदीनकनीनिका उदितानङ्गा-उद्गतस्मरा या नार्यावली-नारीणां पङ्क्तिस्तस्या लापेन-जल्पितेन देहेन ईक्षितेन च न मोहितानि अक्षाणि-इन्द्रियाणि यस्य स भवान्-त्वं मम वितरतु हे वीरजिन ! निर्वाणशर्माणि-मोक्षसुखानि । जातावतारः-अवतीर्णः, उत्पन्न इत्यर्थः । धराधीशः-क्षितिपतिर्यः सिद्धार्थस्तस्य धाम्नि-गृहे । कथंभूते ? । क्षमालंकृतौ-भुवोऽलंकारभूते । अनवरतम्-अजस्रम् । हे असङ्गमोद !-सङ्गमोदाभ्यां रहित ! । यद्वा सङ्गाद् यो मोदः स नास्ति यस्यासौ असङ्गमोदः । स्वतन्त्रसुख इत्यर्थः । हे अरत !-अनासक्त ! । हे अरोदित !-रोदनहीन ! । शोकरहितेत्यर्थः । हे अनङ्गन !-अङ्गनारहित ! । हे आर्याव ! आर्यानवति यस्तदामन्त्रणम् । धाम्नि कथंभूते ? । लीलानां-विलासानां पदे-स्थाने । हे इत्यामन्त्रणे । भवान् कथंभूतः ? । क्षितामः-क्षपितरोगः । हे हित !-हितकारिन् ! । पुनः कथंभूतः ? । अक्षोभवान्-न भयान्वितः । हे वीर ! भवान् मम निर्वाणशर्माणि वितरत्विति संबन्धः ॥ ९२ ॥

## अन्वयः

हे नमत्-अमर-शिरस्-रुह-स्रस्त-सामोद-निर्निद्र-मन्दार-माला-रजस्-रञ्जित-अंह्रे ! धरित्री-कृत-अवन ! अ-सङ्ग-मोद ! (अथवा अ-सङ्ग ! मस्-द !) अ-रत ! अ-रोदित ! (अनवरतं) अन्-अङ्गन ! आर्य-अव ! हित ! (हे) वीर ! वरतम ! सङ्गम-उदार-तार-उदित-अनङ्ग-नारी-आवली-लाप-देह-ईक्षित-अ-मोहित-अक्षः (अथवा वर-तम-सङ्गम ! उदार-तारा-उदित-अनङ्ग-नारी..............अक्षः अथवा वरतम-सङ्गम-उदार-तारा.........अ-मोहित-अक्षः) क्षमा-अलङ्कृतौ लीला-पदे धरा-अधीश-सिद्धार्थ-धाम्नि जात-अवतारः, क्षित-आमः, अ-क्षोभ-वान्, भवान् मम निर्वाण-शर्माणि अनवरतं वितरतु ।

## શબ્દાર્થ

शिरस्=મસ્તક.
शिरोरुह=કેશ, વાળ.
स्रस्त (धा० स्रंस्)=પડેલ.
आमोद=સુગંધ, સુવાસ.
सामोद=સુગંધી.
निर्निद्र=વિકસિત.
रञ्जित (धा० रञ्ज्)=રંગાયેલા.
अंह्रि=ચરણ.
नमदमरशिरोरुहस्रस्तसामोदनिर्निद्रमन्दारमालारजोरञ्जितांह्रे !=નમન કરનારા સુરોના કેશ ઉપરથી પડેલી સુગંધી તેમજ વિકસિત મન્દારની માલાની પરાગ વડે રંગાયેલાં છે ચરણો જેનાં એવા ! (સં૦)
धरित्री=પૃથ્વી.
धरित्रीकृतावन !=પૃથ્વીનું રક્ષણ કર્યું છે જેણે એવા ! (સં૦)
वरतम ! (મૂ૦ वरतम)=હે ઉત્કૃષ્ટ !
सङ्गम=(૧) સંગમ (નામનો દેવ); (૨) સોબત.
उदार=ઉદાર.
अनङ्ग=કામદેવ.
नारी=સ્ત્રી.
लाप=પરસ્પર પ્રીતિથી બોલવું તે.

ईक्षित=અવલોકન, દર્શન.
अमोहित=નહિ મુગ્ધ બનેલ.
अक्ष=(૧) ઇન્દ્રિય; (૨) આત્મા.
सङ्गमोदारतारोदितानङ्गनार्यावलीलापदेहेक्षितामोहिताक्षः=સંગમે (વિકુર્વેલી એવી) ઉદાર, તેજસ્વી તથા કામોદ્દીપક એવી લલનાઓની શ્રેણિના આલાપ તથા શરીરના અવલોકનથી નહિ મુગ્ધ બની છે ઇન્દ્રિયો જેની એવા.
वरतमसङ्गम !=ઉત્તમ છે સંગતિ જેની એવા ! (સં૦)
उदार=અદીન, બલવાન્.
तार=કીકી, આંખની પૂતળી.
उदारतारोदितानङ्गनार्यावलीलापदेहाक्षतामोहिताक्षः=અદીન છે આંખની કીકી જેની એવી તેમજ ઉદય થયો છે કામદેવનો જેને વિષે એવી નારીઓની પંક્તિના આલાપ, દેહ અને અવલોકન વડે મુગ્ધ નથી બની ઇન્દ્રિયો જેની એવા.
तम=અંધકાર.
वरतम=(૧) શ્રેષ્ઠ; (૨) શ્રેષ્ઠ હોઇ કરીને (પણ) અંધકારરૂપ.
उदित=કથન.
वरतमसङ्गमोदारतारोदितानङ्गनार्यावलीलापदेहेक्षितामोहिताक्षः=( વૈમાનિક દેવ હોવાને લીધે ) ઉત્તમ એવા સંગમની અથવા ઉત્તમ ( હોવા છતાં પણ વીર પ્રભુને ઉપસર્ગકારી હોવાથી ) અંધકારરૂપ એવા સંગમની (અથવા ઉત્તમ છે સંગતિ જેની એવી ) ઉદાર તેમજ ઉચ્ચ કથન અને કામદેવવાળી સ્ત્રીઓની શ્રેણિના આલાપ, શરીર અને અવલોકન વડે મોહિત બન્યો નથી આત્મા જેનો એવા.
वितरतु ( ધા૦ तृ )=આપો.
भवान् ( મૂ૦ भवत् )=આપ.
वीर ! ( મૂ૦ वीर )=હે મહાવીર, ચોવીસમા તીર્થંકર !
निर्वाणशर्माणि=મોક્ષનાં સુખોને.
अवतार=જન્મ, અવતાર.
जातावतारः=થયો છે જન્મ જેનો એવા.
धरा=પૃથ્વી.
धराधीश=પૃથ્વીપતિ, નૃપતિ.
सिद्धार्थ=સિદ્ધાર્થ, મહાવીર પ્રભુના પિતા.
धामन्=ગૃહ, મહેલ.
धराधीशसिद्धार्थधाम्नि=પૃથ્વીપતિ સિદ્ધાર્થના મહેલમાં.
अलङ्कृति=અલંકાર, શૃંગાર.
क्षमालङ्कृतौ=પૃથ્વીના શૃંગારને વિષે.
अनवरतं=નિરંતર.
सङ्ग=( સંસાર-) સંગ, સોબત.
असङ्गमोद !=(૧) હે સંસાર-સંગ અને હર્ષથી રહિત; (૨) અવિદ્યમાન છે સંસાર-સંગનો હર્ષ જેને વિષે એવા ! (સં૦)
असङ्ग !=હે સંગરહિત !
मस्=હર્ષ.
मोद ! ( મૂ૦ मोद )=હે હર્ષદાયક ![1]
अरत ! ( મૂ૦ अरत )=હે અનાસક્ત !
रोदित=રુદન, શોક.
अरोदित !=હે રુદન-રહિત !
अङ्गना=લલના, નારી.
अनङ्गन !=અવિદ્યમાન છે લલના જેને એવા ! (સં૦)
आर्य=[2]આર્ય.

---

१ 'मासृ हर्षविधौ मासे' इत्यनेकार्थवचनात् मासं-हर्षं ददातीति मोदः ।

૨ આર્યના અનેક પ્રકારો છે. આનું સ્થૂલ સ્વરૂપ દ્રવ્ય-લોકપ્રકાશ ( સ૦ ૭, શ્લો૦ ૨૫-૩૭ )માં આપવામાં આવ્યું છે, જ્યારે એનું વિશિષ્ટ સ્વરૂપ તો પ્રજ્ઞાપના ( સૂ૦ ૩૭ )માં દૃષ્ટિ-ગોચર થાય છે.

आर्याव !=હે આર્યોના રક્ષક !
पद्=સ્થાન.
लीलापदे=ક્રીડાના સ્થાન ( ૩૫ ).
क्षित ( ધા૦ क्षि )=નાશ કરેલ.
क्षितामः=ક્ષીણ થયો છે રોગ જેનો એવા.
हित ! ( મૂ૦ हित )=હે કલ્યાણકારી !
क्षोभ=ઉદ્વેગ.
अक्षोभवान्=ઉદ્વેગરહિત, ભયરહિત.

## શ્લોકાર્થ

**વીર પ્રભુને વિનંતિ—**

"નમન કરનારા અમરોના કેશ ઉપરથી પડેલી એવી સુવાસિત તેમજ વિકસિત એવી મન્દારની ( અર્થાત્ કલ્પવૃક્ષનાં કુસુમોની ) માલાઓની રજ વડે રંગાયેલાં છે ચરણો જેનાં એવા હે ( નાથ ) ! પૃથ્વી( વાસી પ્રાણીઓ )નું રક્ષણ કર્યું છે જેણે એવા હે ( પ્રભો )! ( સ્ત્રી–) સંગ અને ( ઇષ્ટની પ્રાપ્તિથી થતા ) હર્ષથી રહિત [ અથવા અવિદ્યમાન છે ( સંસાર–) સંગનો હર્ષ જેને વિષે એવા, અથવા સંગતિથી ઉત્પન્ન થતા હર્ષથી રહિત ( અર્થાત્ સ્વતંત્ર સુખનો અનુભવ કરનારા) એવા અથવા હે અનિષ્ટ સંગથી રહિત ! હે હર્ષદાયક ( સ્વામિન્ ) ] ! હે ( વિષયથી ) અનાસક્ત ( ભગવન્ ) ! હે રૂદન ( અર્થાત્ શોક–) રહિત ( ઈશ્વર ) ! હે વનિતાથી વિમુખ (પરમેશ્વર) ! હે આર્ય (જનો)ના રક્ષક ! હે હિતકારી (હરિ) ! હે વીર ( જિનેશ્વર ) ! હે ઉત્તમ ( જગદીશ ) ! સંગમ ( નામના દેવે અનુકૂલ ઉપસર્ગ કરવાની ખાતર વિકુર્વેલી એવી ) ઉદાર, તેજસ્વી તેમજ કામોદ્દીપક કામિનીઓની શ્રેણિના સંભાષણ તથા દેહના અવલોકનથી અમોહિત છે ઇન્દ્રિયો જેની એવા [ અથવા અત્યંત અભીષ્ટ છે સંગતિ જેની એવી તથા વિશાળ છે નેત્રની કીકી જેની એવી તેમજ ઉદય થયો છે મદનનો જેને વિષે એવી મહિલાઓની પંક્તિના આલાપ તથા દેહ તેમજ અવલોકન વડે ( અલ્પાંશે પણ ) મુગ્ધ નથી બની ગઇ ઇન્દ્રિયો જેની એવા, અથવા અતિ શ્રેષ્ઠ છે સંગતિ જેની એવા હે ( ત્રૈલોક્ય–પતિ ) ! અદીન છે નેત્રની કીકીઓ જેની એવી તેમજ કામાતુર તરૂણીઓની પંક્તિના સંલાપ તથા દેહ–દર્શન વડે (પણ) મોહ નથી પામ્યો આત્મા જેનો એવા], વળી ભૂમંડલના ભૂષણરૂપ અને ક્રીડાના સ્થાનરૂપ એવા સિદ્ધાર્થ પૃથ્વીપતિના ભવનમાં જન્મ થયો છે જેનો એવા તેમજ નષ્ટ થયો છે રોગ જેનો એવા તથા વળી ક્ષોભ–રહિત એવા આપ મને નિરંતર નિર્વાણનાં સુખો સમર્પો."

અથવા

"પ્રણામ કરનારા દેવોના કેશ ઉપરથી પડેલી એવી સુગંધી તેમજ વિકસિત મન્દાર ( નામના દેવ–વૃક્ષ )ની માલાઓની રજે વડે રંગાયેલાં છે ચરણો જેનાં એવા હે ( સિદ્ધાર્થ–સુત ) ! વિશ્વ( માં વસનારા પ્રાણીઓ )નું રક્ષણ કર્યું છે જેણે એવા હે ( ત્રિશલા–નન્દન ) ! હે ( અનિષ્ટ ) સંગથી રહિત ( યશોદા–પતિ ) ! હે હર્ષદાયક ( પ્રિયદર્શનાના પિતા ) ! હે

સર્વદા વિષયથી અનાસક્ત ( નંદિવર્ધનના લઘુ બાંધવ )! હે રૂદનરહિત ( દેવાધિદેવ )! હે વનિતાથી વિમુખ ( વિશ્વેશ્વર )! હે આર્ય ( જનો )ના રક્ષક ! હે કલ્યાણકારી ( જિનેશ્વર ) ! હે વીર ( પરમાત્મા ) ! હે ઉત્તમ ( અરિહંત ) ! (વૈમાનિક દેવ હોવાને લીધે ) ઉત્તમ એવા [ અથવા ઉત્તમ ( હોવા છતાં પણ વીર પ્રભુને ઉપસર્ગ કરનારા હોવાથી ) અંધકારરૂપ એવા ] સંગમની ઉદાર છે નેત્રની કીકીઓ, ધ્વનિ તેમજ કામદેવ જેનાં એવી અબલાની આવલિના આલાપ, અંગ અને ( કટાક્ષપૂર્વકનાં ) અવલોકન વડે મોહિત બની ગઇ નથી ઇન્દ્રિયો જેની એવા, અને વળી સૃષ્ટિના શૃંગારરૂપ અને વિલાસના વાસરૂપ એવા સિદ્ધાર્થ નૃપતિના મહેલમાં અવતર્યા છે જેઓ એવા તેમજ નાશ કર્યો છે ( અન્ય પ્રાણીઓ )ના રોગોનો જેમણે એવા તથા વળી ક્ષોભથી રહિત એવા આપ મને મોક્ષનાં સુખો અર્પો."—૯૩

## સ્પષ્ટીકરણ

### વીર પ્રભુનું ચરિત્ર—

આ ચોવીસમા યાને આ અવસર્પિણીમાં થયેલા અન્તિમ તીર્થંકર **વીર** પ્રભુનો જન્મ **સિદ્ધાર્થ** નૃપતિના **ક્ષત્રિયકુંડ** નગરમાં થયો હતો. એમના પિતાનું નામ **સિદ્ધાર્થ** હતું અને એમની માતાનું નામ **ત્રિશલા** હતું. આ અવસર્પિણીમાં થઇ ગયેલા **મુનિસુવ્રત** સ્વામી અને **અરિષ્ટનેમિ** સિવાયના અન્ય તીર્થંકરોની જેમ તેઓ **કાશ્યપ** ગોત્રના (**જ્ઞાત** વંશના) હતા. તેમનો સુવર્ણવર્ણી દેહ સિંહના લાંછનથી વિશેષ શોભતો હતો. એમની ઊંચાઈ સાત હાથ જેટલી હતી. બહોતર (૭૨) વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ દીવાળીની પાછલી રાત્રિએ પરમ પદને પામ્યા.[1]

હાલમાં આજ જિનેશ્વરનું શાસન પ્રવર્તે છે અને જે જૈન ધર્મ અત્યારે પ્રવર્તે છે, તે તેમનોજ પ્રભાવ છે. વિશેષમાં અત્યારના સમસ્ત સાધુઓ તેમના **ગૌતમાદિ** અગ્યાર ગણધરોમાંના **સુધર્મા** સ્વામીની ઓલાદના છે.

### વીર શબ્દના સંબંધી વિચાર—

'વીર' શબ્દ માટે નિરૂક્ત કરતાં **અનુયોગદ્વાર-વૃત્તિ**, **યોગશાસ્ત્ર** અને **ધર્મ-સંગ્રહ**મા પણ કહ્યું છે કે—

"विदारयति यत्कर्म, तपसा च विराजते।
तपोवीर्येण युक्तश्च, तस्माद् वीर इति स्मृत. ॥"

અર્થાત્ જે કર્મનું વિદારણ કરે છે તથા તપશ્ચર્યાથી વિરાજમાન છે તેમજ તપ-શક્તિથી યુક્ત છે, તે 'વીર' કહેવાય છે.

---

૧ આ વાતને ઉદ્દેશીને શ્રીજિનપ્રભસૂરિએ ૧૯ શ્લોક-પ્રમાણક શ્રીવીર-નિર્વાણ-કલ્યાણક-સ્તવ એ નામનું એક મનોરંજક કાવ્ય રચ્યું છે.

'વીર' શબ્દનો વ્યુત્પત્તિ-અર્થ પણ ઉપર્યુક્ત વાતની સાક્ષી પૂરે છે, કેમકે "विशेषेण ईरयति-प्रेरयति कर्माणि इति वीरः" અર્થાત્ જે વિશેષે કરીને કર્મોને પ્રેરે છે, ધક્કા મારે છે, આત્માથી અલગા પાડી તેને દેશવટો દે છે, તે 'વીર' છે. આ 'વીર' શબ્દની વ્યુત્પત્તિ છે.

વિશેષમાં 'વીર' શબ્દની વ્યુત્પત્તિ અન્ય રીતે પણ વિચારી શકાય તેમ છે. જેમકે "विशिष्टा ई:-लक्ष्मीः तपोरूपा तीर्थंकरनामकर्मरूपा वा तया राजते इति वीरः" અર્થાત્ તપશ્ચર્યારૂપ અથવા તીર્થંકર-નામકર્મરૂપ વિશિષ્ટ લક્ષ્મી વડે જે શોભે છે તે 'વીર' છે; અથવા "विशिष्ट ईरो-ज्ञानमस्य स वीरः" અર્થાત્ વિશિષ્ટ છે જ્ઞાન જેનું તે 'વીર' કહેવાય; અથવા "विशिष्टा पञ्चत्रिंशद्वाग्गुणोपेता इरा-वाणी यस्य इति वीरः" અર્થાત્ પાંત્રીસ વાણીના ગુણે કરીને યુક્ત હોવાને લીધે વિશિષ્ટ વાણી છે જેની તે 'વીર' કહેવાય.

### વીર પ્રભુની વીરતા—

વીર પ્રભુની વીરતા તો તેમનો જન્મસિદ્ધ હક હોય એમ લાગે છે. એ સંબંધમાં નિવેદન કરવાનું કે દરેક તીર્થંકરનો જન્મ થતાં તેમનો જલાભિષેક મેરૂ પર્વત ઉપર કરવામાં આવે છે, એ નિયમાનુસાર વીર પ્રભુનો પણ તથાવિધ જલાભિષેક કરતી વેળાએ સૌધર્મેન્દ્રને શંકા થઇ કે આ નાનું બાલક આવો [1]પ્રબલ જલનો ધોધ કેમ સહન કરશે ? આથી તે ઇન્દ્ર જલાભિષેક કરતાં અચકાયો. આ વાત અવધિજ્ઞાનથી ત્રિજ્ઞાની પ્રભુએ જાણી અને પોતાના ડાબા પગના અંગુઠાથી મેરૂ પર્વતને ચાંપ્યો એટલે તે તરતજ કમ્પી ઉઠ્યો. આથી આખી આલમમાં ખળભળાટ થઇ રહ્યો. આ પ્રકારનું પ્રભુનું અનુપમ બળ જોઇને ઇન્દ્ર તેનું 'મહાવીર' એવું નામ પાડયું. વિશેષમાં આમલકી ક્રીડા કરતાં પણ તેમણે દેવને હરાવ્યો ( આ સંબંધમાં જુઓ વીર-ભક્તામરનું પૃ૦ ૧૦ ).

આ ઉપરાંત કર્મ-કટક ઉપર વિજય મેળવવાને તો તેમણે અનાર્ય દેશમાં પણ વિહાર કર્યો હતો એટલુંજ નહિ, પરંતુ તેમણે [2]ઘોર તપશ્ચર્યા પણ કરી હતી.

આ ઉપરથી વીરમાં વીરતા હોવાનું સિદ્ધ થાય છે. અને તેમની અપૂર્વ વીરતા વિચારતાં તેમને 'મહાવીર' કહેવામાં આવે તો તે પણ કંઇ ખોટું નથી. આ વાતની કલ્પસૂત્ર (સૂ૦ ૧૦૮)નો

---

૧ આ સંબંધમાં જુઓ વીર-ભક્તામર ( પૃ૦ ૬૯ ).

૨ મહાવીર સ્વામીએ દીક્ષા ગ્રહણ કરી ત્યારથી માંડીને સાડા બાર વર્ષ અને એક પખવાડીયામાં નીચે મુજબની તપશ્ચર્યા કરેલી હોવાથી 'ઘોર' શબ્દ ન્યાય્ય છે એમ સિદ્ધ થાય છેઃ—

એક ૭ માસિક, નવ ચતુર્માસક્ષપણ, ૭ દ્વિમાસિક, બાર માસિક, બોત્તેર અર્ધમાસિક, બે ત્રિમાસિક, બે દોઢમાસિક, બે અઢીમાસિક, ભદ્ર, મહાભદ્ર અને સર્વતોભદ્ર એ નામની બે, ચાર અને દશ દિવસની પ્રતિમાઓ, કૌશામ્બી નગરીમાં ૭ માસમાં પાંચ દિવસ ઓછા સુધી અભિગ્રહપૂર્વક ઉપવાસ, બાર અષ્ટમભક્ત, છેલ્લી રાત્રે કાયોત્સર્ગયુક્ત એક રાત્રિની બાર પ્રતિમાઓ અને બસે ઓગણત્રીસ છઠ્ઠ, અર્થાત્ સાડા બાર વર્ષ અને એક પખવાડિયામાં તેમણે ફક્ત ત્રણસોને ઓગણપચાસ પારણક ( પારણા ) કર્યાં હતાં. તેમણે નિત્ય-ભક્ત કે ચતુર્થ-ભક્ત ( ઉપવાસ ) તો કદી કર્યો જ નથી, વિશેષમાં તેમણે કરેલ છઠ્ઠ વિગેરે તપસ્યા નિર્જલ હતી.

નિમ્ન-લિખિત પાઠ સાક્ષી પૂરે છેઃ—

" अयले[1] भयभेरवाणं परीसहोवसग्गाणं खन्तिखमे पडिमाणं पालए धीमं अरतिरतिसहे दविए वीरियसंपन्ने देवेहि से णाम कयं समणे भगवं महावीरे । "

અર્થાત્ (વીજળી પ્રમુખના અકસ્માત્) ભય અને (સિંહાદિક) ભૈરવને વિષે અચળ, (ક્ષુધાદિક બાવીસ) પરીષહ અને (દિવ્યાદિક સોળ) ઉપસર્ગોને (છતી શક્તિએ) ક્ષમાપૂર્વક સહન કરનારા, (ભદ્રાદિક) પ્રતિમાઓના પાલક, અરતિ અને રતિમાં સમાન, રાગ-દ્વેષથી રહિત તેમજ વીર્ય-યુક્ત પ્રભુ હોવાથી દેવોએ તેમનું 'શ્રમણ ભગવાન્ મહાવીર' એવું નામ પાડ્યું.

**વીર પ્રભુનાં અન્ય નામો—**

**વીર** પ્રભુનાં **મહાવીર, વર્ધમાન, દેવાર્ય** અને **જ્ઞાત-નન્દન** એ નામાન્તરો છે. વિશેષમાં આ નામો સાર્થક છે. 'મહાવીર' નામની સાર્થકતા તો ઉપર્યુક્ત હકીકત ઉપરથી જોઈ શકાતી હોવાથી બાકીનાં નામોના સંબંધી વિચાર કરવો બાકી રહે છે. જન્મથી માંડીને જ્ઞાનાદિકમાં ઉત્તરોત્તર વૃદ્ધિ પ્રાપ્ત કરી તે માટે અથવા પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યારથી તેમના પિતાના **જ્ઞાત** કુલમાં ધન, ધાન્ય પ્રમુખ ઋદ્ધિની વૃદ્ધિ થઈ તેટલા માટે પ્રભુનું **વર્ધમાન** નામ સાર્થક થાય છે. **દેવાર્યના** સંબંધમાં (૧) ઇન્દ્રાદિક દેવોના સ્વામી તરીકે, (૨) દેવો વડે પૂજિત કે પ્રાપ્ય તરીકે તેમજ (૩) દિવ્ય આર્ય તરીકે એમ ત્રણ રીતે વિચાર થઈ શકે છે. **જ્ઞાત** કુલમાં ઉત્પન્ન થવાથી **સિદ્ધાર્થને** 'જ્ઞાત' કહેવામાં આવે છે, આથી કરીને તેમના પુત્ર **મહાવીર** પ્રભુને **જ્ઞાત-નન્દન** કહેવા એ વાસ્તવિક છે.

**પદ્ય-વિચાર—**

આ તેમજ ત્યાર પછીનાં ત્રણ પદ્યો પણ કવિવર ભવભૂતિકૃત **માલતી-માધવ** નામના નાટકના પંચમ અંકમાં રચાયેલા એક સંગ્રામનામક મહાશ્લોકની જેમ દંડક વૃત્તમાં રચાયેલાં છે. આ દંડક નામના સમવૃત્તના અનેક પ્રકારો છે. એ વૃત્તના પ્રત્યેક ચરણમાં ૨૭ અક્ષરો કે તેથી વધારે છેક ૯૯૯ સુધી અક્ષરો હોય છે. પરંતુ આ દરેક પ્રકારના 'દણ્ડક'માં પ્રથમના છ અક્ષરો હ્રસ્વ હોય છે અર્થાત્ એ નગણ હોય છે, જ્યારે બાકીના અક્ષરો રગણ, યગણ કે સગણના હોય છે. અત્ર તો આ ચારે પદ્યો ૩૩ અક્ષરવાળાં ચાર ચરણોથી યુક્ત છે અને તેમાંના પ્રથમના છ અક્ષરો નિયમાનુસાર હ્રસ્વ યાને લઘુ છે, જ્યારે બાકીના ૨૭ અક્ષરો રગણમાં રચેલા છે. આ વાત આ પદ્યના પ્રથમ ચરણ તરફ દૃષ્ટિપાત કરવાથી જોઈ શકાય છે. જેમકે—

न म द् | म र शि | रो रु हस् | रस्र त सा | मो द निर् | निद् र मन् | द्रा र मा |
⏑ ⏑ ⏑ | ⏑ ⏑ ⏑ | – ⏑ – |
न न र र र र र

ला र जो । रञ् जि ताह् । रे ध रित् । री कु ता ।
र र र र

---

१ छाया—अचलो भयभैरवयोः परीषहोपसर्गाणां क्षान्तिक्षमः प्रतिमानां पालको धीमान् अरतिरतिसहो द्रव्यो वीर्यसम्पन्नो देवैस्तस्य नाम कृतं श्रमणो भगवान् महावीर ।

આ ઉપર્યુક્ત દણ્ડકને 'અર્ણવ–દણ્ડક' એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ વાતની વૃત્ત-રત્નાકર સાક્ષી પૂરે છે, કેમકે ત્યાં કહ્યું છે કે—

"यदिह नयुगलं ततः सप्तरेफास्तदा चण्डवृष्टिप्रपातो भवेद् दण्डकः ।
प्रतिचरणविवृद्धरेफाः स्युरर्णार्णवव्यालजीमूतलीलाकरोद्दामशङ्खोदयः ॥"

અર્થાત્ જે પદ્યમાં પ્રથમતઃ બે નગણ હોય અને ત્યાર પછી સાત વખત રગણ હોય, તો તે દણ્ડક 'ચણ્ડવૃષ્ટિ–પ્રપાત'ના નામથી ઓળખાય છે અને એ ૨૭ અક્ષરોનો દણ્ડક છે. હવે જો સાત વખત રગણને બદલે એક વખત વધારે રગણ હોય તો તેને અર્થાત્ ૩૦ અક્ષરોના દણ્ડકને 'અર્ણ' કહેવામાં આવે છે. એ પ્રમાણે બે નગણ અને ત્યાર બાદ નવ વાર રગણ હોય, તો તે દણ્ડક 'અર્ણવ' કહેવાય છે અને આમાં ૩૩ અક્ષરો છે. એ પ્રમાણે એક એક વધારે રગણવાળા દણ્ડકોને અનુક્રમે 'વ્યાલ', 'જીમૂત', 'લીલાકર', 'ઉદ્દામ', 'શંખ' ઇત્યાદિ નામથી ઓળખાવવામાં આવે છે.

जिनसमूहस्य स्तुतिः—

समवसरणमत्र यस्याः स्फुरत्केतुचक्रानकानेकपद्मेन्दुरुक्चामरोत्सर्पिसालत्रयी-
सदवनमदशोकपृथ्वीक्षणप्रायशोभातपत्रप्रभागुर्वराराट् परेताहितारोचितम् ।
प्रवितरतु समीहितं साऽर्हतां संहतिर्भक्तिभाजां भवाम्भोधिसम्भ्रान्तभव्यावलीसेविता-
ऽसदवनमदशोकपृथ्वीक्षणप्रा यशोभातपत्रप्रभागुर्वराराट् परेताहितारोचितम् ॥९४॥

—अर्णव०

टीका

समवसरणमिति । 'समवसरणं' सुरकृतं तीर्थकृतां धर्मदेशनास्थानम् । 'अत्र' अस्मिन् । 'यस्याः' । 'स्फुरत्केतुचक्रानकानेकपद्मेन्दुरुक्चामरोत्सर्पिसालत्रयीसदवनमदशोकपृथ्वीक्षणप्रायशोभातपत्रप्रभागुरु' केतुः–धर्मध्वजः चक्रं–धर्मचक्रं आनको–देवदुन्दुभिः अनेकपद्मानि–सुरकृतकमलानि इन्दुरुक्चामराणि–चन्द्रावदातप्रकीर्णानि उत्सर्पिसालत्रयी–प्रवृद्धप्राकारत्रयी सदवनमदशोकः–प्रधानावनमदशोकद्रुमः पृथ्वीक्षणप्रायशोभा–मेदिन्युत्सवभूतच्छाया आतपत्राणि–छत्रत्रयं प्रभा–कान्तिः स्फुरन्–विराजमानः केतुश्च चक्रं च आनकश्च अनेकानि पद्मानि इन्दुरुक्चामराणि च उत्सर्पिणी सालत्रयी च सन्–शोभनः अवनमन्–पल्लवादिप्राग्भारेण खर्वीभवन् अशोकश्च पृथ्वीक्षणप्रायशोभा–पृथ्व्या–भुवः क्षणप्रायशोभा–उत्सवकल्पशोभा आतपत्राणि प्रभा च ताभिर्गुरु–महार्हम् । 'अराराट्' अत्यर्थमराजत् । 'परेताहितारोचितं' परेताः–अपगताः अहिताः–शत्रवो येषां तैरारोचितं–उपशोभितम् । अथवा परा–प्रधाना, इताहिता–गतशत्रुरिति । अर्हत्संहतेर्विशेषणे । 'रोचितं' शोभितम् । 'प्रवितरतु' प्रयच्छतु ।

'समीहितं' वाञ्छितम् । 'सा' । 'अर्हतां' जिनानाम् । 'संहतिः' सङ्घातः । 'भक्तिभाजां' अनुरागजुषाम् । 'भवाम्भोधिसम्भ्रान्तभव्यावलीसेविता' भवाम्भोधौ सम्भ्रान्ता-आकुलीभूता या भव्यावली तया सेविता । 'असदवनमदशोकपृथ्वी' सदवना च-सोपतापा च मदशोकाभ्यां पृथ्वी च-वितता च या न भवति सा । 'ईक्षणप्रा' ईक्षणानि-चक्षूंषि ज्ञानानि वा प्राति-पूरयति-आप्याययति या सा । 'यशोभातपत्रप्रभागुर्वराराट्परेताहितारोचितं' यशोभातानि-(कीर्त्या) शोभना(भिता)नि पत्राणि-वाहनानि प्रभजन्ते ये उर्वराराजः-पृथ्वीपतयः परेताः-पिशाचाः अहयो-नागाः ताराः-ज्योतिष्काः तेषां उचितं-योग्यम् । यस्याः समवसरणं अत्र अराराद् सा अर्हतां संहतिः समीहितं भक्तिभाजां प्रवितरतु इति सम्बन्धः ॥ ९४ ॥

## अवचूरिः

समवसरणं-धर्मदेशनास्थानं यस्याः अत्र-अस्मिन् अराराद्-भृशमराजत सा अर्हतां ततिर्भक्तिभाजां समीहितं वितरतु । समवसरणं कथंभूतम् ? । स्फुरत्केतुः-धर्मध्वजश्चक्रं-धर्मचक्रं आनको-देवदुन्दुभिः अनेकपद्मानि-सुरकृतकमलानि इन्दुरुक्चामराणि-चन्द्रावदातप्रकीर्णकानि उत्सर्पिणी सालत्रयी-प्राकारत्रयं प्रधानावनमदशोकद्रुमः पृथिव्युत्सवभूतच्छायातपत्रत्रयं तस्य प्रभा-कान्तिस्तया गुरु-महार्हम् । पुनः किंभूतम् ? । परेता-अपगता अहिताः-शत्रवो येषां तैरारोचितं-शोभितम् । अथवा परा-प्रधाना इताहिता-गतशत्रुरित्यर्हतां संहतेर्विशेषणे । आरोचितं-शोभितम् । संहतिः कथंभूता ? । भवाम्भोधौ-संसारसमुद्रे संभ्रान्ता-आकुलीभूता या भव्यावली तया सेविता । पुनः कथंभूता ? । सदवना-सोपतापा च मदशोकाभ्यां पृथ्वी-वितता च या न भवति । ईक्षणानि-चक्षूंषि ज्ञानानि वा प्राति-पूरयति सा । यशसा भातानि-शोभितानि पत्राणि-वाहनानि प्रभजन्ते ये उर्वराराजः-पृथ्वीपतयः परेताः-पिशाचा अहयो-नागास्तारा-ज्योतिष्कास्तेषामुचितं-योग्यम् । समवसरणविशेषणमिदम् ॥९४॥

## अन्वयः

यस्याः स्फुरत्-केतु-चक्र-आनक-अनेक-पद्म-इन्दु-रुच्-चामर-उत्सर्पिन्-साल-त्रयी-सत्-अवनमत्-अशोक-पृथ्वी-क्षण-प्राय-शोभा-आतपत्र-प्रभा-गुरु, परेत-अहित-आ-रोचितं [ अथवा आर-उचितं ] ( अ-स-अवन-मद-शोक-पृथ्वि ), यशस्-भात-पत्र-प्रभाज्-उर्वरा-राज्-परेत-अहि-तारा-उचितं ( रोचितं ) समवसरणं अत्र अराराद्, सा ( परा, इत-अहिता ) भव-अम्भोधि-संभ्रान्त-भव्य-आवली-सेविता, अ-स-अवन-मद-शोक-पृथ्वी, ईक्षण-प्रा अर्हतां संहतिः भक्तिभाजां समीहितं प्रवितरतु ।

## શબ્દાર્થ

समवसरणं (मू० समवसरण)=ધર્મ-દેશનાનું સ્થાન.
चक्र=(ધર્મ-) ચક્ર.
आनक=દુંદુભિ.
इन्दु=ચન્દ્ર.
चामर=ચામર.
उत्सर्पिन्=ચઢતા, પ્રસરતા, એક એકથી આગળ વધતા.
साल=ગઢ.
अवनमत् (धा० नम्)=નમતું, નમન કરતું.

अशोक=અશોક, આસોપાલવનું ઝાડ.
पृथ्वी=પૃથ્વી, ભૂમંડળ.
प्राय=સદૃશ, સરખું.
शोभा=શોભા.
आतप=તાપ.
आतपत्र=તાપથી રક્ષણ કરનાર, છત્ર.
गुरु=શ્રેષ્ઠ, ઉત્તમ.
स्फुरत्केतुचक्रानकानेकपद्मेन्दुरुक्चामरोत्सपिसालत्रयीसद्वनमद्शोकपृथ्वीक्षणप्रायशोभातपत्रप्रभागुरु=સ્ફુરાયમાન ધ્વજ, ધર્મ-ચક્ર, દુંદુભિ, અનેક કમલો, ચન્દ્ર જેવી કાંતિવાળાં ચામરો, પ્રસાર પામતા ત્રણ ગઢો તેમજ ઉત્તમ તથા નમતા અશોક તથા પૃથ્વીને વિષે ઉત્સવરૂપ છે શોભા જેની એવાં ત્રણ છત્રોની પ્રભા વડે શ્રેષ્ઠ.
अराराट् ( धा० राज् )=અતિશય શોભતું હતું.
परेत ( धा० इ )=જતો રહેલ.
अहित=(૧) શત્રુ; (૨) ઉપદ્રવ.
परेताहिता=નષ્ટ થયા છે ઉપદ્રવો જે દ્વારા એવી.
आर=(૧) ઋષિઓનો સમુદાય; (૨) [1]મુનિ.
आरोचितं=ઋષિઓના સમુદાયને અથવા મુનિઓને યોગ્ય.
परा ( मू० पर )=ઉત્કૃષ્ટ.
इताहिता=જતા રહેલા છે દુશ્મનો જેના એવી.
आरोचितं ( मू० आरोचित )=સુશોભિત.
आरोचित=શોભાયમાન.
परेताहितारोचितं=નષ્ટ થયા છે દુશ્મનો જેના એવા વડે શોભાયમાન.
प्रवितरतु ( धा० तृ )=અર્પો.
समीहितं ( मू० समीहित )=મનોવાંછિતને.
अर्हतां ( मू० अर्हत् )=અરિહંતોની, તીર્થંકરોની.
संहतिः ( मू० संहति )=સમુદાય, ટોળું.
भक्तिभाजां ( मू० भक्तिभाज् )=ભક્તોની.
संभ्रान्त ( धा० भ्रम् )=ભ્રાંતિ પામેલા.
भवाम्भोधिसंभ्रान्तभव्यावलीसेविता=સંસાર-સમુદ્રમાં સંભ્રાન્ત થયેલા ભવ્યોની શ્રેણિ વડે સેવાયેલા.
दवन=સંતાપ.
शोक=દિલગીરી.
असद्दवनमद्शोकपृथ्वि=અવિદ્યમાન છે સંતાપ, અભિમાન અને શોક જેની ભૂમિને વિષે એવી.
पृथ्वी ( मू० पृथु )=વિસ્તીર્ણ.
असद्दवनमदशोकपृथ्वी=સંતાપ, ગર્વ તેમજ શોકથી વ્યાપ્ત નથી એવી.
ईक्षण=(૧) આંખ; (૨) જ્ઞાન.
प्रा=(૧) ભરવું, પૂરવું; (૨) આપવું.
ईक्षणप्रा=(૧) આંખ પૂરનારી; (૨) જ્ઞાન આપનારી.
भात ( धा० भा )=પ્રકાશિત.
पत्र=વાહન.
भाज्=ભોગવનાર.
उर्वरा=પૃથ્વી.
उर्वराराट्=પૃથ્વીપતિ.
परेत=પિશાચ.
तारा=જ્યોતિષ્ક દેવ.
यशोभातपत्रप्रभागुर्वराराट्परेताहितारोचितं=કીર્તિ વડે સુશોભિત એવાં વાહનોને ભજનારા પૃથ્વીપતિઓને, પિશાચોને, નાગ ( દેવો )ને, તેમજ જ્યોતિષ્ક ( દેવો )ને યોગ્ય.

[1] अरन्ति-संसारपारं गच्छन्तीति आरा-मुनयः ।

## શ્લોકાર્થ

**જિન-સમૂહની સ્તુતિ—**

"સ્ફુરાયમાન (ધર્મ-) ધ્વજ, (ધર્મ-) ચક્ર, (દેવ-) દુન્દુભિ, અનેક (સુર-રચિત સુવર્ણનાં) કમલ, ચન્દ્ર જેવી કાન્તિવાળાં ચામર, પ્રસાર પામતા (રત્ન સુવર્ણ અને રૂપાના) ત્રણ ગઢો તેમજ ઉત્તમ તથા (પુષ્પ, પત્ર, ફલ આદિના ભારથી) નમન કરતા અશોક (વૃક્ષ) અને પૃથ્વીને વિષે ઉત્સવરૂપ છે શોભા જેની એવાં (ત્રણ) છત્રોની કાંતિ વડે અમૂલ્ય એવું, તથા વળી નષ્ટ થયા છે શત્રુઓ જેના એવા (પ્રાણીઓ) વડે અત્યંત શોભાયમાન એવું, (તેમજ સંતાપ, ગર્વ અને શોકથી રહિત છે ભૂમિ જેની એવું), તથા કીર્તિ વડે સુશોભિત એવા (ગજ, અશ્વ પ્રમુખ) વાહનોને ભજનારા (અર્થાત્ એવાં વાહનોવાળા) પૃથ્વીપતિઓને, (ભૂત, પ્રેત અને) પિશાચોને, નાગ (દેવો)ને તેમજ જ્યોતિષ્ક (દેવો)ને યોગ્ય એવું જે (જિન-પંક્તિ)નું સમવસરણ અત્ર વારંવાર શોભતું હતું, તે જિનેશ્વરોનો સમુદાય કે જે સંસારરૂપી સાગરમાં સંભ્રાન્ત થયેલા ભવ્ય (જીવો)ની શ્રેણિ વડે અત્યંત સેવિત છે, તથા વળી જે ઉત્કૃષ્ટ છે તેમજ જેના શત્રુઓ નષ્ટ થયેલા છે તથા વળી જે સંતાપ, અભિમાન અને શોકથી લિપ્ત નથી, તેમજ વળી જે જ્ઞાન યાને દર્શનને દેનારા છે, તે તીર્થંકરોનો સમૂહ ભક્ત (જનો)ના મનોરથને પૂર્ણ કરો."—૯૪

## સ્પષ્ટીકરણ

**સમવસરણનું સ્વરૂપ—**

જે સ્થલમાં તીર્થંકરને કેવલ-જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે સ્થલમાં દેવતાઓ સમવસરણ રચે છે. તેમાં પ્રથમ તો [1]વાયુકુમાર દેવતાઓ સમવસરણને માટે એક યોજન પર્યંતની પૃથ્વીનું માર્જન કરે છે. ત્યાર પછી [2]મેઘકુમાર દેવતાઓ સુગંધી જલની વૃષ્ટિ કરી તે પૃથ્વીનું સિંચન કરે છે. પછીથી [3]વાણ-વ્યંતર દેવો સુવર્ણ, માણિક્ય (માણેક) અને રત્નો વડે ભૂમિ-તલ (પીઠ-બંધ) બાંધે છે અને તેના ઉપર વ્યંતર દેવતાઓ અધોમુખ ડીંટવાળાં (સવળાં) પંચરંગી અને સુવાસિત પુષ્પો વેરે છે અને ચારે દિશામાં રત્ન, સુવર્ણ અને માણિક્યનાં તોરણો બાંધે છે.

**પુષ્પ-વૃષ્ટિ—**

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે આ સુરોએ કરેલી પુષ્પ-વૃષ્ટિમાંનાં પુષ્પો સચેતન છે. આ સંબંધમાં કેટલાકો એવી દલીલ કરે છે કે જ્યારે વિકસ્વર અને મનોહર એવાં સચિત્ત કુસુમોની વૃષ્ટિ સમવસરણમાં થાય તો પછી જીવ-દયાથી વ્યાપ્ત હૃદયવાળા એવા મુનિવરોનું ત્યાં કેવી રીતે ગમન-આગમન થઇ શકે ? કેમકે શું તેમ કરવાથી તે પુષ્પોનો વિઘાત નહિ થાય વારુ ? આના ઉત્તર તરીકે કેટલાકો એમ નિવેદન કરે છે કે આ પુષ્પો દેવોએ વિકુ-

---

૧-૨ જુઓ ભવનપતિના દશ ભેદો (પૃ૦ ૨૦૮)

૩ આ દેવોને વાનમન્તરના નામથી પણ ઓળખવામાં આવે છે અને તે વ્યન્તર જાતના દેવોનો એક વિભાગ છે.

વેલાં હોવાથી સચિત્ત નથી, પરંતુ અચિત્ત છે. કિન્તુ આ વાત યુક્તિ-યુક્ત નથી, કેમકે જલજ અને સ્થલજ એમ બંને પ્રકારનાં પુષ્પોની દેવો સમવસરણમાં સર્વત્ર વૃષ્ટિ કરે છે એવો નીચે મુજબનો પાઠ મળી આવે છે,

" [1]विंटट्ठाइं सुरभिं, जलथलयं दिव्वकुसुमनीहारिं ।
पयरिंति समंतेणं, दसद्धवणं कुसुमवुट्ठिं ॥ "

આવી પરિસ્થિતિમાં કેટલાકો એમ કહે છે કે આ પુષ્પો તો સચિત્ત છે, પરંતુ જ્યાં મુનિવરો અવસ્થિત હોય છે, ત્યાં દેવો પુષ્પની વૃષ્ટિ કરતા નથી. પરંતુ આ ઉત્તર પણ ઠીક નથી, કેમકે શું કાષ્ઠની માફક મુનિઓ એકજ સ્થાનમાં સ્થિર રહે છે અને પ્રયોજન હોય તો પણ શું તેઓ ગમનાગમનાદિક ક્રિયાઓ કરે નહિ ?

આ પ્રશ્નનો વાસ્તવિક ઉત્તર તો એમ લાગે છે કે જેમ એક યોજન પ્રમાણવાળી સમવસરણ-ભૂમિમાં અપરિમિત દેવ, દાનવ અને માનવનો સંમર્દ ( ભીડ ) થવા છતાં પણ કોઇને કંઇ બાધા થતી નથી, તેમ મકરન્દની સંપત્તિવાળાં મન્દાર, મચકુન્દ, કુન્દ, કુમુદ, કમલ, દલ, મુકુલ, માલતી ઈત્યાદિ વિવિધ જાતનાં તેમજ જાનુ પર્યંત સમૂહવાળાં એવાં પુષ્પો ઉપર મુનિવરો તેમજ અન્ય લોકોનો સંચાર કે સ્થિતિ થતાં તે પુષ્પોને તીર્થંકરના અસાધારણ અતિશયને લઇને જરા પણ કિલામણ ( બાધા ) થતી નથી, પરંતુ ઉલટું અમૃતની વૃષ્ટિના સિંચનની જેમ તે પુષ્પો વધારે પ્રફુલ્લિત બને છે.

ત્રણ ગઢો—

ઉપર્યુક્ત ભૂમિ-તલ ઉપર ત્રણ વર્તુલાકાર વપ્રો યાને ગઢો બનાવવામાં આવે છે. તેમાં સૌથી બહારનો ગઢ રૂપ્યમય ( રૂપાનો ) બનાવવામાં આવે છે. વળી તેના ઉપર સુવર્ણના વિશાળ કપિશીર્ષક ( કાંગરા ) બનાવવામાં આવે છે અને તે દેવતાઓની વાપી ( વાવ )માંના જલમાંનાં સુવર્ણનાં કમલોનું ભાન કરાવે છે. આ ભવનપતિઓનુ કાર્ય છે. સમવસરણમાં આવતા નરેશ્વરોનાં વાહનો આ ગઢમાં રહે છે.

જેમ જમીનથી પીઠ-બંધ ( ભૂમિ-તલ ) ઉપર આવવાને માટે દશ હજાર ( ૧૦૦૦૦ ) [2]પગથિયાં ચડવાં પડે છે અને ત્યાર બાદ ૫૦ [3]ધનુષ્ય જેટલું સમભૂતલા પૃથ્વી ઉપર ચાલવું પડે છે, તેમ આ ગઢથી આ પછીના ગઢ ઉપર જવાને માટે પણ પાંચ હજાર ( ૫૦૦૦ ) પગથિયાં ચડવાં પડે છે, તેમજ ૫૦ ધનુષ્ય પ્રમાણ જેટલું અંતર કાપવું પડે છે.

---

૧ સંસ્કૃત છાયા—

वृत्तस्थायिनीं सुरभिं, जलस्थलजां दिव्यकुसुमनिर्हारिणीम् ।
प्रकिरन्ति समन्ततो, दशार्धवर्णां कुसुमवृष्टिम् ॥

૨ દરેક પગથિયું એક હાથ પહોળું અને દરવાજા જેટલું લાંબું અને એક એકથી એકેક હાથ ઊંચું છે.

૩ ૨૪ આંગળ=૧ હાથ; ૪ હાથ=૧ ધનુષ્ય; ૨૦૦૦ ધનુષ્ય=૧ કોશ ( ગાઉ ); ૪ કોશ=૧ યોજન.

આ બીજા યાને મધ્ય ગઢની રચના જ્યોતિષ્કો કરે છે અને તે સુવર્ણમય હોય છે અને તેના ઉપર રત્નના કાંગરાઓ હોય છે. આ જાણે અસુરોની અબલાઓને પોતાનું મુખ જોવાને માટે રત્નમય આદર્શો હોય તેમ શોભે છે. વિશેષમાં આ ગઢના ઈશાન કોણમાં દેવચ્છંદ રચવામાં આવે છે અને તીર્થંકર પ્રથમ દેશના આપ્યા બાદ ત્યાં વિશ્રામ લે છે. વળી તીર્થંકરની દેશનાનું શ્રવણ કરવા આવેલા તિર્યંચો આ ગઢમાં બેસે છે.

આ ગઢ પછી તદ્દન અંદરનો યાને ત્રીજો રત્નમય ગઢ આવે છે ત્યાં જવાને સારૂ ૫૦૦૦ પગથિયાં ચઢવાં પડે છે તેમજ ૫૦ ધનુષ્ય જેટલું સમભૂતલા પૃથ્વી ઉપર ચાલવું પડે છે. આ રત્નમય ગઢ વિમાનપતિઓની કૃતિ છે અને તેણે વિવિધ જાતનાં મણિઓના કાંગરાઓથી વિભૂષિત કરવામાં આવે છે. આથી કરીને તો ગગન-મંડલ જાણે રંગબેરંગી વસ્ત્રોવાળું હોય તેવો દેખાવ થઇ રહે છે. વિશેષમાં આ ગોળાકાર સમવસરણના અથવા આ અભ્યન્તર ગઢના મધ્ય બિન્દુથી આ ગઢની અંદરની દીવાલનું અંતર ૧૩૦૦ ધનુષ્ય પ્રમાણ છે. આ પ્રમાણે દરેક ગઢ એક એકથી ઊંચો છે અને એકંદર રીતે ત્રીજા ગઢની ભૂમિ તો જમીનથી ૧૦૦૦૦+૫૦૦૦+૫૦૦૦=૨૦૦૦૦ હાથ જેટલી એટલે કે [1]અઢી ક્રોશ ઊંચી છે. આ ગઢની કેટલી ઊંચાઇ છે તે મારા જાણવામાં આવ્યું નથી, પરંતુ બીજા બે ગઢોની જેમ ૫૦૦૦ હાથ જેટલી તો તેની ઊંચાઈ હશે એમ લાગે છે. આ અભ્યન્તર ગઢમાંના મધ્ય ભાગમાં રચેલા સિંહાસન ઉપર બેસીને તીર્થંકર દેશના દે છે અને મનુષ્યો અને દેવો ત્યાં રહીને તેનું શ્રવણ કરે છે.

## વર્તુલાકાર સમવસરણનો વિષ્કમ્ભ—

આ વર્તુલાકાર સમવસરણનો વિષ્કમ્ભ એક યોજન છે, કેમકે અભ્યન્તર ગઢની અંદરની દીવાલ સમવસરણના મધ્ય બિન્દુથી ૧૩૦૦ ધનુષ્ય જેટલી દૂર છે. આ દીવાલ ૩૩ ધનુષ્ય અને ૩૨ આંગળ અર્થાત્ ૩૩⅓ ધનુષ્ય જેટલી જાડી છે. આ દીવાલથી બીજા ગઢની અંદરની દીવાલ વચ્ચે ૧૩૦૦ ધનુષ્યોનું અંતર છે.[2] વળી આ ગઢની દીવાલ પણ ૩૩⅓ ધનુષ્ય જેટલી જાડી છે આ દીવાલને અને સૌથી બહારના ગઢની અંદરની દીવાલ વચ્ચે ૧૩૦૦ ધનુષ્યનું અંતર છે. આ છેવટના ગઢની દીવાલ પણ ૩૩⅓ ધનુષ્ય જાડી છે. એટલે સમવસણના મધ્યબિન્દુથી સૌથી બહારના ગઢની બહારની દીવાલનું અંતર ૧૩૦૦+૩૩⅓+૧૩૦૦+૩૩⅓+૧૩૦૦+૩૩⅓=૪૦૦૦ ધનુષ્ય જેટલુ છે, એટલે કે ગોળ સમવસરણની ત્રિજ્યા અડધા યોજનની છે. એથી કરીને તેનો વિષ્કમ્ભ એક યોજનનો કહેવો વ્યાજબી છે.

---

૧ આ સબધમા મત-ભેદ જોવામા આવે છે, કેમકે ઉપાધ્યાય શ્રીવિનયવિજયકૃત લોક-પ્રકાશમા સવા ક્રોશ હોવાનો નીચે મુજબનો ઉલ્લેખ છે:—

" रचयन्ति ततः पीठं, व्यन्तरास्तत्र भूतले ।
भूमे सपादक्रोशोच्च, स्वर्णरत्नमणीमयम् ॥ "

પરંતુ આથી પીઠ-બધ અને ઉપરના ગઢનો ભાગ લેવામા આવ્યો હોય તો વાંધા જેવુ નથી.

૨ આમ કહેવાનું કારણ એ છે કે એક ગઢથી બીજા ગઢ ઉપર એક એક હાથ પહોળા એવા પાચ હજાર પગથિયા ચઢ્યા બાદ ૫૦ ધનુષ્ય ચાલ્યા પછી જઇ શકાય છે વળી પાચ હજાર પગથિયાંના ૫૦૦૦ હાથ યાને ૧૨૫૦ ધનુષ્ય છે. આથી તેમા ૫૦ ધનુષ્ય ઉમેરતાં ૧૩૦૦ ધનુષ્ય થાય છે.

**ચતુષ્કોણાકાર સમવસરણ—**

અત્ર એ ઉમેરવું અનાવશ્યક નહિ ગણાય કે વર્તુલાકાર સમવસરણની જેમ ચતુરસ્ર સમવસરણ પણ હોય છે. આવા સમવસરણના દરેક ગઢની દીવાલ ૧૦૦ ધનુષ્ય પ્રમાણ જાડી હોય છે. સૌથી બહારના ગઢની અંદરની દીવાલ અને મધ્યમ ગઢની બહારની દીવાલ વચ્ચે ૧૦૦૦ ધનુષ્યનું અંતર છે, જ્યારે મધ્યમ ગઢની અંદરની દીવાલ અને અભ્યંતર ગઢની બહારની દીવાલ વચ્ચે ૧૫૦૦ ધનુષ્યોનું અંતર છે. અંદરના ગઢની ચારે દિવાલો સમવસરણના મધ્યબિંદુથી ૧૩૦૦ ધનુષ્યને અંતરે આવેલી છે. આથી કરીને આ સમવસરણ એક યોજન લાંબું તેમજ એક યોજન પહોળું છે, પરંતુ એ ધ્યાનમાં રાખવું કે આ ગણત્રીમાં સૌથી બહારના ગઢની દીવાલની જાડાઇ ગણવામાં આવી નથી. ૧૦૦૦+૧૦૦+૧૫૦૦+૧૦૦+૧૩૦૦+૧૩૦૦+૧૦૦+૧૫૦૦+૧૦૦+૧૦૦૦=૮૦૦૦ ધનુષ્યો=૧ યોજન. વિશેષમાં આ ચતુષ્કોણાકાર સમવસરણમાં દરેક ખૂણે બબ્બે વાપીઓ હોય છે, જ્યારે વર્તુલાકાર સમવસરણમાં તો એક એક હોય છે.

**ગઢનાં દ્વારો—**

દરેક ગઢને એક એક દિશામાં એકેક એમ ચાર દ્વારો (દરવાજા) હોય છે. તે જાણે ચતુર્વિધ ધર્મને ક્રીડા કરવાના ગોખ ન હોય તેમ ભાસે છે. દરેક દ્વારે ચાર ચાર દ્વારવાળી તેમજ સુવર્ણનાં કમલવાળી વાપિકાઓ (વાવો) હોય છે. આ ઉપરાંત દરેક દ્વાર તોરણો અને વાવટાઓથી વિભૂષિત કરવામાં આવે છે અને તેની નીચે સ્વસ્તિકાદિક [1]અષ્ટ મંગલો આલેખવામાં આવે છે. વિશેષમાં વ્યંતરો ત્યાં ધૂપનાં પાત્રો પણ મૂકે છે. આ ઉપરાંત દરેક દ્વાર ઉપર અનુપમ કાન્તિવાળું સ્ફટિક મણિમય એક એક ધર્મ-ચક્ર સુવર્ણના કમલમાં રાખવામાં આવે છે.

સૌથી અંદરના ગઢના દરેક દ્વારમાં બબ્બે દ્વારપાલો હોય છે. જેમકે પૂર્વ દ્વારમાં બે વૈમાનિક દેવો, દક્ષિણ દ્વારમાં બે વ્યંતરો, પશ્ચિમ દ્વારમાં બે જ્યોતિષ્કો અને ઉત્તર દ્વારમાં બે ભવનપતિઓ હોય છે. એ પ્રમાણે મધ્ય ગઢના દ્વાર આગળ અનુક્રમે અભય, પાશ, અંકુશ અને મુદ્દગરને ધારણ કરનારી ચારે નિકાયની **જયા, વિજયા, અજિતા** અને **અપરાજિતા** એ નામની બે બે દેવીઓ પ્રતિહાર તરીકે ઊભી રહે છે. બહારના ગઢના દ્વાર આગળ દરેક દ્વારે એક એક **તુંબરૂ, ખટ્વાંગધારી, મનુષ્યમસ્તકમાલાધારી** અને **જટામુકુટમંડિત** એ નામના ચાર દેવતાઓ દ્વારપાલ તરીકે હાજર રહે છે.

આ સંબંધમાં નીચે પ્રમાણેના મતાંતરો હોવાનું **સેન-પ્રશ્ન** (ઉ૦ ૧, પ્ર૦ ૩૦) ઉપરથી જોઇ શકાય છે:—

**તેમાં વૃદ્ધશ્રીશત્રુંજય-માહાત્મ્યમાં કહ્યું છે કે—**

"प्रतिवप्र प्रतिद्वारं, तुम्बरुप्रमुखाः सुराः ।
दण्डिनो हि प्रतीहाराः, स्फारशृंगारिणोऽभवन् ॥"

---

[1] (૧) સ્વસ્તિક, (૨) નન્દ્યાવર્ત, (૩) દર્પણ, (૪) મત્સ્ય-યુગલ (માછલાંનું જોડું) (૫) શ્રીવત્સ (૬) ભદ્રાસન, (૭) કુમ્ભ અને (૮) સંપુટ એ 'અષ્ટ મંગલ' કહેવાય છે.

શ્રીશાન્તિનાથ-ચરિત્રમાં નીચે મુજબનો ઉલ્લેખ છેઃ—

" द्वारेषु रौप्यवप्रस्य, प्रत्येकं तुम्बरुः स्थितः ।
नृमुण्डमाली खट्वाङ्गी, जटामुकुटभूषितः ॥ "

શ્રીહૈમવીરચરિત્રમાં નીચે મુજબ નિવેદન કરવામાં આવ્યું છેઃ—

" अन्यवप्रे प्रतिद्वारं, तस्थौ द्वास्थस्तु तुम्बरुः ।
खट्वाङ्गी नृशिरःस्रग्वी, जटामुकुटमण्डितः ॥ "

**અશોક વૃક્ષ—**

૨૦૦ ધનુષ્ય જેટલી લંબાઇ તેમજ પહોળાઇવાળાં અને તીર્થંકરના દેહના જેટલી ઊંચાઇ-વાળાં એવાં ત્રણ ત્રણ પગથિયાવાળાં ચાર દ્વારવાળા તેમજ સમવસરણની બરાબર મધ્યમાં વ્યંતરોએ રચેલા મણિ-પીઠના ઉપર અશોક વૃક્ષ રચવામાં આવે છે. આ વૃક્ષની ઊંચાઇ તીર્થંકરના દેહ માન કરતાં બારગણી હોય છે અને તેનો ઉપરનો ઘેરાવો એક યોજનથી કંઇક અધિક હોય છે. વિશેષમાં આ વૃક્ષ એ આઠ [1]પ્રાતિહાર્ય પૈકી એક છે. કહ્યું પણ છે કે—

" अशोकवृक्षः सुरपुष्पवृष्टि-र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ "

અર્થાત્ (૧) અશોક વૃક્ષ, (૨) દેવકૃત પુષ્પ-વૃષ્ટિ, (૩) દિવ્ય ધ્વનિ, (૪) ચામર, (૫) સિંહા-સન, (૬) ભામંડલ, (૭) દુંદુભિ અને (૮) છત્ર એ જિનેશ્વરોનાં [2]વિદ્યમાન પ્રાતિહાર્યો છે.[3]

વળી આ અશોક વૃક્ષના ઉપરે [4]ચૈત્ય-વૃક્ષ હોય છે. સમવસરણના પૂર્વ દ્વારથી પ્રવેશ કરી તીર્થંકર આ ચૈત્ય-વૃક્ષની પ્રદક્ષિણા કરે છે અને તીર્થને નમસ્કાર કરી પૂર્વાભિમુખ સિંહાસન ઉપર આરૂઢ થાય છે.

**સિંહાસન, ચામર, છત્ર ઇત્યાદિ—**

આ અશોક વૃક્ષની નીચે છંદકની મધ્યમાં પાદ-પીઠ યુક્ત અને પૂર્વાભિમુખ એવું [5]રત્નમય

---

૧ પ્રતિહાર (પહેરેગીર)ની માફક જે વસ્તુઓને દેવતાઓ તીર્થંકર પાસે નિયમિત રીતે રજુ કરે તે 'પ્રાતિહાર્ય' કહેવાય છે.

૨ 'વિદ્યમાન' શબ્દથી એમ સમજવું કે કેવલજ્ઞાનધારી તીર્થંકરનું કોઇક સ્થલે સમવસરણ નહિ રચ-વામાં આવે તો તેવે સ્થલે પણ તેઓ દેશના આપે તે સમયે આ આઠ પ્રાતિહાર્યો હોય છેજ, કેમકે દેશનાના સમય સિવાય અન્ય સમયમાં પણ પ્રાતિહાર્યો તો આઠે પહોર હોય છે.

૩ આ આઠ પ્રાતિહાર્યો અને અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય અને વચનાતિશય એ ચાર મૂલ અતિશયો મળી તીર્થંકરના બાર ગુણો થાય છે.

૪ જે વૃક્ષ નીચે તીર્થંકરને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય તે 'ચૈત્ય-વૃક્ષ' કહેવાય છે.

૫ આવા રત્ન-મય સિંહાસન ઉપર બેસવાથી પ્રભુમાં સરાગપણું સંભવતું નથી, કેમકે સંપૂર્ણ વીતરાગતા-પૂર્વક તો સર્વજ્ઞતા છે અને તીર્થંકર સર્વજ્ઞ થયા બાદ દેશના આપે છે એ જાણીતી વાત છે આથી કરીને આવા સિંહાસન ઉપર બેસવાથી તેમની વીતરાગ-દશા કે ત્યાગ-અવસ્થામાં જરા પણ ન્યૂનતા આવતી નથી, પરંતુ દેવતાઓએ પોતાના સ્વામી પ્રત્યેની ભક્તિને વશ થઇને તેવું કાર્ય કરેલું હોવાથી તીર્થંકર તેનો અનાદર કરતા નથી.

સિંહાસન રચવામાં આવે છે. આ સિંહાસન ઉપર ત્રૈલોક્યનું સ્વામિત્વ જાણે પ્રકટ ન કરતાં હોય તેમ શરદ્ ઋતુના ચન્દ્ર તુલ્ય ઉજ્જવલ અને મૌક્તિકની હારો વડે સુશોભિત એવાં એકના ઉપર એક એમ ત્રણ છત્રો હોય છે. આ સિંહાસનની બન્ને બાજુએ અન્ય કોઇ ન જોઇ શકે તેમ બે યક્ષો રત્ન-જડિત સુવર્ણની દાંડીવાળાં ચામરો લઇને ઊભા રહે છે. આ બધું કાર્ય વ્યન્તરો કરે છે.

વિશેષમાં દેવતાઓએ રચેલાં એવાં સહસ્ર પત્રવાળાં સુવર્ણનાં નવ કમલોમાંનાં બે બે કમલો ઉપર પાદ-ન્યાસ કરતાં થકા જ્યારે તીર્થંકર સમવસરણમાં પ્રવેશ કરે છે અને ત્યાર બાદ સિંહાસન ઉપર વિરાજમાન થાય છે, ત્યારે વ્યંતરો પૂર્વ સિવાયની બાકીની દિશાઓમાં રત્નનાં ત્રણ સિંહાસનો રચે છે, તેમજ તેના ઉપર પ્રભુનાં આબેહુબ ત્રણ પ્રતિબિંબો વિકુર્વે છે. આથી કરીને પ્રભુ ચતુર્મુખ-અરે ચતુર્દેહી હોય એમ લાગે છે. આ દરેક સિંહાસન ચામર, છત્ર તેમજ [1]ધર્મ-ચક્રથી અલંકૃત હોય છે. અર્થાત્ સમવસરણમાં આઠ ચામરો, બાર છત્રો તેમજ ચાર ધર્મ-ચક્રો શોભી રહે છે. વળી પ્રભુના મસ્તકની પાછળ તેમના દેહની કાંતિનું મંડલ જાણે ન હોય તેમ દેવતાઓ ભામંડલ રચે છે. આને લીધે તો પ્રભુના મુખ સામું જોઇ શકાય છે, કેમકે પ્રભુનું સર્વ તેજ તે પોતાના તેજમાં સંહરી લે છે. આ સમયે પ્રતિશબ્દથી ચારે દિશાઓને શબ્દાયમાન કરતી મેઘના જેવા ગંભીર નાદવાળી દુંદુભિ આકાશમાં વાગી રહે છે અને તીર્થંકરની સમીપ એક રત્નમય ધ્વજ, જાણે પ્રભુ એજ અદ્વિતીય ધર્મ છે એમ કહેવાને હાથ ઊંચો કર્યો હોય તેમ શોભી રહે છે.

આ પ્રમાણે પૂર્વ દિશામાં રહેલા ધર્મ-ધ્વજ ઉપરાંત દક્ષિણ દિશામાં મીન-ધ્વજ, પશ્ચિમ દિશામાં ગજ-ધ્વજ અને ઉત્તર દિશામાં સિંહ-ધ્વજ હોય છે. આ પ્રત્યેક ધ્વજનો દંડ એક હજાર (?) યોજન ઊંચો હોય છે.

**સમવસરણની રચના—**

જ્યારે કોઇ પણ તીર્થંકરને કેવલ-જ્ઞાન પ્રાપ્ત થાય, ત્યારે ત્યાં તો દેવો સમવસરણ રચે છેજ. તેમજ વળી જ્યારે મહર્દ્ધિક દેવ કે ઇન્દ્ર તેને વન્દન કરવા આવે, ત્યારે પણ તેની રચના જરૂર કરવામાં આવે છે. આ ઉપરાંત તીર્થંકર વિહાર કરતા કરતા એવા કોઇ સ્થલમાં જઇ પહોંચે કે જ્યાં ભૂતકાલમાં તે પ્રભુ માટે કદી પણ સમવસરણની રચના થઇ ન હોય, તો ત્યાં પણ સમવસરણ રચાય છેજ.

વિશેષમાં જે કોઇ સાધુ આ સમવસરણથી બાર યોજનથી ઓછે અંતરે હોય અને વળી જેણે કદી પણ સમવસરણના દર્શન ન કર્યા હોય, તેને તો જરૂર આ સમવસરણમાં હાજર થવું પડે છે.

---

૧ આ ધર્મ-ચક્ર સ્ફટિક મણિનું બનાવવામાં આવે છે અને તેને સુવર્ણના કમલમાં સ્થાપન કરવામાં આવે છે.

## સમવસરણમાં તીર્થંકરનું સ્વરૂપ—

સમવસરણમાં શું તીર્થંકર ગૃહસ્થ-વેષમાં હોય છે કે સાધુ-વેષમાં હોય છે? જો તેઓ સાધુના વેષમાં હોય છે, તો તે જૈન સાધુના વેષમાં હોય છે કે અન્ય સાધુના વેષમાં હોય છે? આના સંબંધમાં હીર-પ્રશ્નમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ છે કે તેઓ ગૃહસ્થ-વેષમાં કે સાધુ-વેષમાં, સ્વ-લિંગમાં કે પર-લિંગમાં હોતા નથી, પરંતુ તેઓ લોકોત્તર રૂપે હોય છે.

વિશેષમાં તીર્થંકર દેશના દે છે, ત્યારે કંઇ તેઓ ઊભા થઇને દેશના દેતા નથી; અથવા તો હાલમાં મુનિરાજો પાટ ઉપર અર્ધપદ્માસને [1]બેસીને વ્યાખ્યાન વાંચે છે, તેવી રીતે પણ તેઓ દેશના આપતા નથી. પરંતુ જેમ કેટલીક પાઠશાલાઓમાં કેટલાક અધ્યાપકો ખુરસી ઉપર બેસીને ભાષણ આપે છે, તેવી રીતે તીર્થંકર સિંહાસન ઉપર બેસીને પાદ-પીઠના ઉપર પગ સ્થાપીને દેશના આપે છે. પરંતુ તેઓના હાથ યોગ-મુદ્રાએ હોય છે અને તેજ મુદ્રાપૂર્વક સૂરીશ્વરો દેશના આપે છે એવો ચૈત્યવન્દન-બૃહદ્-ભાષ્યમાં ઉલ્લેખ છે.

## તીર્થંકરની દેશના—

જ્યારે તીર્થંકર દેશના આપે છે, ત્યારે તેઓ **અર્ધમાગધી** ભાષા બોલે છે, પરંતુ એ દેશનામૃતનું પાન કરવાને સમવસરણમાં આવેલા જીવોને એમ લાગે છે કે તેઓ અમારી ભાષામાં બોલે છે. કહેવાની મતલબ એ છે કે જેમ જલધર (મેઘ)નું જલ આશ્રય-વિશેષથી વિવિધ રસરૂપે પરિણમે છે, તેમ પ્રભુની વાણી પણ શ્રવણ કરનારની ભાષારૂપે પરિણમે છે.

વિશેષમાં જેટલા સંસ્કૃત વાક્યના અર્થો થઇ શકે તેના કરતાં પણ અર્ધમાગધી ભાષામાં બોલાયેલા વાક્યના વધારે અર્થો સંભવી શકે છે[2]; કેમકે તેમાં **શ**, **ષ** અને **સ** એ ત્રણ જૂદા જૂદા સુષમાક્ષરો ને બદલે ફક્ત એકલો સકારજ છે. આ સંબંધમાં 'સરો નત્થિ'નું ઉદાહરણ વિચારી લેવું. વળી સંયુક્ત વ્યંજનો પણ સસ્થાનીયજ છે અર્થાત્ કંઠ્ય, તાલવ્ય, મૂર્ધન્ય, દન્ત્ય અને ઔષ્ઠ્ય વ્યંજનોમાંથી અરસ્પરસ સંયુક્તતા સંભવતી નથી. (કર્મ, પુદ્ગલ, એવા શબ્દોને બદલે કમ્મ, પુગ્ગલ એવા શબ્દોજ પ્રાકૃત ભાષામાં છે).

એ તો આપણે જોઇ ગયા તેમ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ પ્રભુ માલકોશાદિક રાગમાં દેશના આપે છે. દેવતાઓ એના સ્વરની દુદુંભિના નાદ વડે પૂરવણી કરે છે. આ દેશના સમવસરણના પ્રાંત ભાગ-એક યોજન સુધી સંભળાય છે. વળી તેઓ પ્રતિદિન બે વાર દેશના આપે છે. એક તો સૂર્યોદય થતાં એક પૌરૂષી સુધી તેઓ દેશના આપે છે (ત્યારબાદ એક પૌરૂષી પર્યંત ગણધર દેશના આપે છે, ત્રીજી પૌરૂષી આહાર-વિહારને લગતી છે) અને વળી ફરીથી તેજ દિવસે દિવસનો ચોથો ભાગ અવશેષ રહેતાં તેટલા કાલ સુધી અર્થાત્ એક પૌરૂષી પર્યંત તેઓ દેશના આપે છે. આ દેશના દ્વારા તેઓ અનેક જનોના મનોગત સંદેહનું પણ સમકાલે નિવારણ કરે છે.

---

૧ શું ગણધરો કોઇક વાર તીર્થંકરના પાદ-પીઠ ઉપર બેસીને દેશના આપે છે તેનું આ અનુકરણ છે?

૨ આ સબંધમાં એટલુંજ ઉમેરવું બસ થશે કે 'પરવાયા' એ માગધી પદના ૫૧ અર્થો થાય છે. આ વાતની શ્રીરત્નશેખરસૂરિકૃત અર્થદીપિકા (પત્રાંક ૧૨૭-૧૨૮) સાક્ષી પૂરે છે.

તરફથી આવી વાયવ્ય કોણમાં અને ઇન્દ્ર પ્રમુખ વૈમાનિક દેવો, નૃપતિ પ્રમુખ મનુષ્યો અને તેમનો સ્ત્રી-વર્ગ ઉત્તર દિશાથી આવીને ઈશાન કોણમાં ઉપસ્થિત થાય છે. એકેકી દિશામાં ત્રણ ત્રણ સંનિવિષ્ટ હોય છે, પ્રથમ અને અંતિમ દિશામાં સ્ત્રી અને પુરૂષો બંને હોય છે, જ્યારે બાકીની બે દિશાઓમાં અનુક્રમે સ્ત્રી-વર્ગ અને પુરૂષ-વર્ગ હોય છે.

ઉપર્યુક્ત બાર પર્ષદાઓમાંથી સાધુઓ ઉત્કટિક આસને રહીને તીર્થંકરની દેશનાનું શ્રવણ કરે છે, જ્યારે સાધ્વીઓ અને વૈમાનિક દેવીઓ [1] ઊભી રહીને અને બાકીની નવ પર્ષદાઓ તો બેઠા બેઠા પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે, એમ આવશ્યક-ચૂર્ણિમાં કહેલું છે; જ્યારે સમવસરણ-પ્રકરણ અને આવશ્યક-વૃત્તિમાં તો ચારે નિકાયની દેવીઓ અને સાધ્વીઓ એ પાંચ પર્ષદાઓ ઊભી રહીને પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે અને બાકીની સાત પર્ષદાઓ બેસીને તેનું શ્રવણ કરે છે, એવો ઉલ્લેખ છે.

## જૈન દર્શનમાં વિનયનું સ્થાન—

સમવસરણની વ્યવસ્થા તરફ દૃષ્ટિપાત કરતાં એ જોઇ શકાય છે કે જૈન દર્શનમાં વિનયને યથાયોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે. ખુદ તીર્થંકર પણ વિનય-કર્મની ખાતર તીર્થને પ્રણામ કરે છે. કહ્યુ પણ છે કે—

" तप्पुव्विया अरहया पूइयपूया उ विणयकम्मं च ।
कयकिच्चोऽवि जह कहं कहए णमए तहा तित्थं ॥ "

—આવશ્યક-નિર્યુક્તિ, ગા૦ ૫૬૭

અર્થાત્ તીર્થપૂર્વક તીર્થંકરપણું હોય છે, તેથી કૃતકૃત્ય હોવા છતાં પણ અરિહંતો (તીર્થંકરો) દેશના આપે છે તેમજ તેઓ પૂજિત વડે પૂજા અને વિનય-કર્મ થાય તેટલા માટે તીર્થને પ્રણામ કરે છે.

વિશેષમાં કેવલીઓ તીર્થને પ્રણામ કરે છે એટલુંજ નહિ, પરંતુ જ્ઞાનની અપેક્ષાએ તો તેમનાથી અલ્પાંશે પણ ચડિયાતા નહિ એવા તીર્થંકરને પણ તેઓ પ્રણામ કરે છે. આ ઉપરથી 'विद्या ददाति विनयम्' એ વાક્ય પૂર્ણતઃ ચરિતાર્થ થાય છે એમ જોઇ શકાય છે. વળી તીર્થંકર સમવસરણમાં દેવ-રચિત સિંહાસનરૂપી ઉચ્ચ આસને બેસી દેશના આપે છે, ત્યારે કેવલીએ તેમનાથી નીચે બેસીને તીર્થ તરફની પોતાની ફરજ બજાવે છે.

આ ઉપરાંત દેવોમાં પણ અલ્પ ઋદ્ધિવાળા દેવો પાછળથી આવતા મહર્દ્ધિક દેવોને વન્દન કરે છે અને વળી પૂર્વે બેઠેલા મહર્દ્ધિક દેવોને પાછળથી આવતા દેવો પ્રણામ કરી આગળ જાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે વિનય એ જૈન પ્રાસાદનો મુખ્ય સ્તમ્ભ છે. એને જૈન દર્શનનું મૂળ કહેવામાં આવે તો પણ ખોટું નથી.

---

૧ ભવનપતિની દેવીઓની પાછળ જ્યોતિષની દેવીઓ અને તેની પાછળ વ્યન્તરની દેવીઓ ઊભી રહે છે, દેવોના સંબંધમા આગળ પાછળ કઇ નિકાયના દેવો હોય તેનો પણ આવો નિયમ હશે.

૨ સંસ્કૃત છાયા—

तत्पूर्विका अर्हत्ता पूजितपूजा च विनयकर्म च ।
कृतकृत्योऽपि यथा कथां कथयति नमति तथा तीर्थम् ॥

વિશેષમાં આ દેશનાનું માહાત્મ્ય કંઇ ઓરજ છે, કેમકે પ્રથમ તો સર્વ સાધારણ અને અદ્વિતીયપણાથી ગ્રાહક-ગિરામાં ઉપયુક્ત શ્રોતાઓ આ દેશનાથી નિર્વેદ પામતા નથી. બીજું તેઓને પીડા, વિકથા, મત્સર કે ભય નથી. વિશેષમાં તીર્થંકર કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ જે પ્રથમ દેશના આપે, ત્યારે કોઈ નહિ ને કોઈ મનુષ્ય તો અવશ્ય ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી દીક્ષા-ગ્રહણ કરે છેજ, અર્થાત્ તેમની દેશનાની સચોટ અસર થયા વિના રહેતીજ નથી (મહાવીરસ્વામીની પ્રથમ દેશના ખાલી ગઇ એ તો આ અવસર્પિણી કાલમાં બનેલા [1]દશ આશ્ચર્યો પૈકી એક હોવાથી તેની અત્ર ગણના કરવી નિરર્થક છે).

## તીર્થંકરની પર્ષદા—

સમવસરણમાં જે માનવો અને દેવો તીર્થંકરની દેશનાનું શ્રવણ કરવા આવે છે તેના બાર વિભાગો કલ્પવામાં આવ્યા છે.[2] આ પ્રત્યેક વિભાગને 'પર્ષદા' કહેવામાં આવે છે. (૧) ગણધરો પ્રમુખ સાધુઓની, (૨) વૈમાનિક દેવીઓની, (૩) સાધ્વીઓની, (૪) જ્યોતિષ્ક દેવીઓની, (૫) વ્યંતર દેવીઓની, (૬) ભુવનપતિ દેવીઓની, (૭) જ્યોતિષ્ક દેવોની, (૮) વ્યંતર દેવોની, (૯) ભુવનપતિ દેવોની, (૧૦) વૈમાનિક દેવોની, (૧૧) મનુષ્યોમાં પુરૂષોની અને (૧૨) મનુષ્ય-સ્ત્રીઓની એમ બાર પર્ષદા હોય છે. આમાંની કઇ પર્ષદા ક્યાં ઊભી રહે છે અથવા બેસે છે તે જોઇ લઇએ.

[3]ગણધર પ્રમુખ સાધુઓ, વૈમાનિક દેવીઓ અને સાધ્વીઓ એ ત્રણ પર્ષદાઓ પૂર્વ બાજુથી પ્રવેશ કરી અગ્નિ કોણમાં, ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક એ ત્રણ નિકાયની દેવીઓ દક્ષિણ બાજુથી દાખલ થઇ નૈઋત્ય કોણમાં, ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક દેવો પશ્ચિમ

---

૧ દશ આશ્ચર્યોના સંબંધમાં નીચે મુજબનો સ્થાનાંગ (સ્થા૦ ૧૦)માં ઉલ્લેખ છે:—

"उवसग्ग १ गब्भहरणं २ इत्थीतित्थं ३ अभाविया परिसा ४ ।
कण्हस्स अवरकंका ५ उत्तरणं चंदसूराणं ६ ॥ १ ॥
हरिवंसकुलुप्पत्ती ७ चमरुप्पातो ८ य अट्ठसयसिद्धा ९ ।
अस्संजतेसु पूआ १० दसवि अणंतेण कालेण ॥ २ ॥"

૨ દેશના શ્રવણ કરવા તો તિર્યંચો પણ આવે છે, પરંતુ તેઓ બહારના ગઢમાં બેસતા હોવાથી તેમની બાર પર્ષદામાં ગણના નહિ કરાતી હોવાથી અત્ર તેનો ઉલ્લેખ કર્યો નથી.

૩ તીર્થંકર ચૈત્ય-વૃક્ષને પ્રદક્ષિણા કરી પૂર્વાભિમુખે સિંહાસન ઉપર બેસે છે. ત્યાર બાદ ગણધરો તેને ત્રણ પ્રદક્ષિણા કરીને સ્વસ્થાને બેસે છે. ત્યાર પછી કેવલીઓ તીર્થંકરની અને ચૈત્ય-વૃક્ષની ત્રણ વાર પ્રદક્ષિણા કરીને ગણધરોની પાછળ બેસે છે. તીર્થંકરાદિકને નમસ્કાર કરીને મનઃપર્યય જ્ઞાનીઓ કેવલીઓની પાછળ બેસે છે. એવી રીતે નિરતિશય સંયમીઓ મનઃપર્યાય જ્ઞાનીઓને પણ નમસ્કાર કરવા પૂર્વક તેમની પાછળ બેસે છે. આ બધાની પાછળ વૈમાનિક દેવીઓ તીર્થંકરાદિકને નમસ્કાર કરી ઊભી રહે છે અને તેમની પાછળ તીર્થંકર તેમજ સાધુ-વર્ગને પ્રણામ કરી સાધ્વીઓ ઊભી રહે છે. શું ઊભા રહેવાથી મર્યાદાનું વિશિષ્ટ રક્ષણ થવાનો અને વિનયની અધિકતાનું સૂચન થવાનો સંભવ હોવાથી આ પર્ષદાઓ ઊભી રહે છે વારૂ !

તરફથી આવી વાયવ્ય કોણમાં અને ઇન્દ્ર પ્રમુખ વૈમાનિક દેવો, નૃપતિ પ્રમુખ મનુષ્યો અને તેમનો સ્ત્રી-વર્ગ ઉત્તર દિશાથી આવીને ઈશાન કોણમાં ઉપસ્થિત થાય છે. એકેકી દિશામાં ત્રણ ત્રણ સંનિવિષ્ટ હોય છે, પ્રથમ અને અંતિમ દિશામાં સ્ત્રી અને પુરૂષો બંને હોય છે, જ્યારે બાકીની બે દિશાઓમાં અનુક્રમે સ્ત્રી-વર્ગ અને પુરૂષ-વર્ગ હોય છે.

ઉપર્યુક્ત બાર પર્ષદાઓમાંથી સાધુઓ ઉત્કટિક આસને રહીને તીર્થંકરની દેશનાનું શ્રવણ કરે છે, જ્યારે સાધ્વીઓ અને વૈમાનિક દેવીઓ [1] ઊભી રહીને અને બાકીની નવ પર્ષદાઓ તો બેઠા બેઠા પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે, એમ આવશ્યક-ચૂર્ણિમાં કહેલું છે; જ્યારે સમવસરણ-પ્રકરણ અને આવશ્યક-વૃત્તિમાં તો ચારે નિકાયની દેવીઓ અને સાધ્વીઓ એ પાંચ પર્ષદાઓ ઊભી રહીને પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે અને બાકીની સાત પર્ષદાઓ બેસીને તેનું શ્રવણ કરે છે, એવો ઉલ્લેખ છે.

### જૈન દર્શનમાં વિનયનું સ્થાન—

સમવસરણની વ્યવસ્થા તરફ દૃષ્ટિપાત કરતાં એ જોઇ શકાય છે કે જૈન દર્શનમાં વિનયને યથાયોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે. ખુદ તીર્થંકર પણ વિનય-કર્મની ખાતર તીર્થને પ્રણામ કરે છે. કહ્યું પણ છે કે—

" तप्पुव्विया अरहया पूइयपूया उ विणयकम्मं च ।
कयकिच्चोऽवि जह कहं कहए णमए तहा तित्थं ॥ "

—આવશ્યક-નિર્યુક્તિ, ગા૦ ૫૬૭

અર્થાત્ તીર્થપૂર્વક તીર્થંકરપણું હોય છે, તેથી કૃતકૃત્ય હોવા છતાં પણ અરિહંતો (તીર્થંકરો) દેશના આપે છે તેમજ તેઓ પૂજિત વડે પૂજા અને વિનય-કર્મ થાય તેટલા માટે તીર્થને પ્રણામ કરે છે.

વિશેષમાં કેવલીઓ તીર્થને પ્રણામ કરે છે એટલુંજ નહિ, પરંતુ જ્ઞાનની અપેક્ષાએ તો તેમનાથી અલ્પાંશે પણ ચઢિયાતા નહિ એવા તીર્થંકરને પણ તેઓ પ્રણામ કરે છે. આ ઉપરથી ' विद्या ददाति विनयम् ' એ વાક્ય પૂર્ણતઃ ચરિતાર્થ થાય છે એમ જોઇ શકાય છે. વળી તીર્થંકર સમવસરણમાં દેવ-રચિત સિંહાસનરૂપી ઉચ્ચ આસને બેસી દેશના આપે છે, ત્યારે કેવલીઓ તેમનાથી નીચે બેસીને તીર્થ તરફની પોતાની ફરજ બજાવે છે.

આ ઉપરાંત દેવોમાં પણ અલ્પ ઋદ્ધિવાળા દેવો પાછળથી આવતા મહર્દ્ધિક દેવોને વન્દન કરે છે અને વળી પૂર્વે બેઠેલા મહર્દ્ધિક દેવોને પાછળથી આવતા દેવો પ્રણામ કરી આગળ જાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે વિનય એ જૈન પ્રાસાદનો મુખ્ય સ્તમ્ભ છે. એને જૈન દર્શનનું મૂળ કહેવામાં આવે તો પણ ખોટું નથી.

---

૧ ભવનપતિની દેવીઓની પાછળ જ્યોતિષની દેવીઓ અને તેની પાછળ વ્યન્તરની દેવીઓ ઊભી રહે છે, દેવોના સંબંધમાં આગળ પાછળ કયા નિકાયના દેવો હોય તેનો પણ આવો નિયમ હશે.

૨ સંસ્કૃત છાયા—

तत्पूर्विका अर्हत्ता पूजितपूजा च विनयकर्म च ।
कृतकृत्योऽपि यथा कथां कथयति नमति तथा तीर्थम् ॥

વિશેષમાં આ દેશનાનું માહાત્મ્ય કંઇ ઓરજ છે, કેમકે પ્રથમ તો સર્વ સાધારણ અને અદ્વિતીયપણાથી ગ્રાહક-ગિરામાં ઉપયુક્ત શ્રોતાઓ આ દેશનાથી નિર્વેદ પામતા નથી. બીજું તેઓને પીડા, વિકથા, મત્સર કે ભય નથી. વિશેષમાં તીર્થંકર કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યા બાદ જે પ્રથમ દેશના આપે, ત્યારે કોઈ નહિ ને કોઈ મનુષ્ય તો અવશ્ય ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી દીક્ષા-ગ્રહણ કરે છેજ, અર્થાત્ તેમની દેશનાની સચોટ અસર થયા વિના રહેતીજ નથી (મહાવીરસ્વામીની પ્રથમ દેશના ખાલી ગઇ એ તો આ અવસર્પિણી કાલમાં બનેલા [1]દશ આશ્ચર્યો પૈકી એક હોવાથી તેની અત્ર ગણના કરવી નિરર્થક છે).

### તીર્થંકરની પર્ષદા—

સમવસરણમાં જે માનવો અને દેવો તીર્થંકરની દેશનાનું શ્રવણ કરવા આવે છે તેના બાર વિભાગો કલ્પવામાં આવ્યા છે.[2] આ પ્રત્યેક વિભાગને 'પર્ષદા' કહેવામાં આવે છે. (૧) ગણધરો પ્રમુખ સાધુઓની, (૨) વૈમાનિક દેવીઓની, (૩) સાધ્વીઓની, (૪) જ્યોતિષ્ક દેવીઓની, (૫) વ્યંતર દેવીઓની, (૬) ભુવનપતિ દેવીઓની, (૭) જ્યોતિષ્ક દેવોની, (૮) વ્યંતર દેવોની, (૯) ભુવનપતિ દેવોની, (૧૦) વૈમાનિક દેવોની, (૧૧) મનુષ્યોમાં પુરૂષોની અને (૧૨) મનુષ્ય-સ્ત્રીઓની એમ બાર પર્ષદા હોય છે. આમાંની કઈ પર્ષદા ક્યાં ઊભી રહે છે અથવા બેસે છે તે જોઇ લઇએ.

[3]ગણધર પ્રમુખ સાધુઓ, વૈમાનિક દેવીઓ અને સાધ્વીઓ એ ત્રણ પર્ષદાઓ પૂર્વ બાજુથી પ્રવેશ કરી અગ્નિ કોણમાં, ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક એ ત્રણ નિકાયની દેવીઓ દક્ષિણ બાજુથી દાખલ થઇ નૈઋત્ય કોણમાં, ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્ક દેવો પશ્ચિમ

---

૧ દશ આશ્ચર્યોના સંબંધમાં નીચે મુજબનો સ્થાનાંગ (સ્થા૦ ૧૦)માં ઉલ્લેખ છેઃ—

" उवसग्ग १ गब्भहरणं २ इत्थीतित्थं ३ अभाविया परिसा ४।
कण्हस्स अवरकंका ५ उत्तरणं चंदसूराणं ६ ॥ १ ॥
हरिवंसकुलुप्पत्ती ७ चमरुप्पातो ८ य अट्ठसयसिद्धा ९।
अस्संजतेसु पूआ १० दसवि अणंतेण कालेण ॥ २ ॥ "

૨ દેશના શ્રવણ કરવા તો તિર્યંચો પણ આવે છે, પરંતુ તેઓ બહારના ગઢમાં બેસતા હોવાથી તેમની બાર પર્ષદામાં ગણના નહિ કરાતી હોવાથી અત્ર તેનો ઉલ્લેખ કર્યો નથી.

૩ તીર્થંકર ચૈત્ય-વૃક્ષને પ્રદક્ષિણા કરી પૂર્વાભિમુખે સિંહાસન ઉપર બેસે છે. ત્યાર બાદ ગણધરો તેને ત્રણ પ્રદક્ષિણા કરીને સ્વસ્થાને બેસે છે. ત્યાર પછી કેવલીઓ તીર્થંકરની અને ચૈત્ય-વૃક્ષની ત્રણ વાર પ્રદક્ષિણા કરીને ગણધરોની પાછળ બેસે છે. તીર્થંકરાદિકને નમસ્કાર કરીને મનઃપર્યય જ્ઞાનીઓ કેવલીઓની પાછળ બેસે છે. એવી રીતે નિરતિશય સંયમીઓ મનઃપર્યાય જ્ઞાનીઓને પણ નમસ્કાર કરવા પૂર્વક તેમની પાછળ બેસે છે. આ બધાની પાછળ વૈમાનિક દેવીઓ તીર્થંકરાદિકને નમસ્કાર કરી ઊભી રહે છે અને તેમની પાછળ તીર્થંકર તેમજ સાધુ-વર્ગને પ્રણામ કરી સાધ્વીઓ ઊભી રહે છે. શું ઊભા રહેવાથી મર્યાદાનું વિશિષ્ટ રક્ષણ થવાનો અને વિનયની અધિકતાનું સૂચન થવાનો સંભવ હોવાથી આ પર્ષદાઓ ઊભી રહે છે વારૂ?

તરફથી આવી વાયવ્ય કોણમાં અને ઇન્દ્ર પ્રમુખ વૈમાનિક દેવો, નૃપતિ પ્રમુખ મનુષ્યો અને તેમનો સ્ત્રી-વર્ગ ઉત્તર દિશાથી આવીને ઈશાન કોણમાં ઉપસ્થિત થાય છે. એકેકી દિશામાં ત્રણ ત્રણ સંનિવિષ્ટ હોય છે, પ્રથમ અને અંતિમ દિશામાં સ્ત્રી અને પુરૂષો બંને હોય છે, જ્યારે બાકીની બે દિશાઓમાં અનુક્રમે સ્ત્રી-વર્ગ અને પુરુષ-વર્ગ હોય છે.

ઉપર્યુક્ત બાર પર્ષદાઓમાંથી સાધુઓ ઉત્કટિક આસને રહીને તીર્થંકરની દેશનાનું શ્રવણ કરે છે, જ્યારે સાધ્વીઓ અને વૈમાનિક દેવીઓ [1] ઊભી રહીને અને બાકીની નવ પર્ષદાઓ તો બેઠા બેઠા પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે, એમ આવશ્યક-ચૂર્ણિમાં કહેલું છે; જ્યારે સમવસરણ-પ્રકરણ અને આવશ્યક-વૃત્તિમાં તો ચારે નિકાયની દેવીઓ અને સાધ્વીઓ એ પાંચ પર્ષદાઓ ઊભી રહીને પ્રભુની દેશનાનું શ્રવણ કરે છે અને બાકીની સાત પર્ષદાઓ બેસીને તેનું શ્રવણ કરે છે, એવો ઉલ્લેખ છે.

### જૈન દર્શનમાં વિનયનું સ્થાન—

સમવસરણની વ્યવસ્થા તરફ દૃષ્ટિપાત કરતાં એ જોઈ શકાય છે કે જૈન દર્શનમાં વિનયને યથાયોગ્ય સ્થાન આપવામાં આવ્યું છે. ખુદ તીર્થંકર પણ વિનય-કર્મની ખાતર તીર્થને પ્રણામ કરે છે. કહ્યું પણ છે કે—

" तप्पुव्विया अरहया पूइयपूया उ विणयकम्मं च ।
कयकिच्चोऽवि जह कहं कहए णमए तहा तित्थं ॥ "

—આવશ્યક-નિર્યુક્તિ, ગા૦ ૫૬૭

અર્થાત્ તીર્થપૂર્વક તીર્થંકરપણું હોય છે, તેથી કૃતકૃત્ય હોવા છતાં પણ અરિહંતો (તીર્થંકરો) દેશના આપે છે તેમજ તેઓ પૂજિત વડે પૂજા અને વિનય-કર્મ થાય તેટલા માટે તીર્થને પ્રણામ કરે છે.

વિશેષમાં કેવલીઓ તીર્થને પ્રણામ કરે છે એટલુંજ નહિ, પરંતુ જ્ઞાનની અપેક્ષાએ તો તેમનાથી અલ્પાંશે પણ ચડિયાતા નહિ એવા તીર્થંકરને પણ તેઓ પ્રણામ કરે છે. આ ઉપરથી 'विद्या ददाति विनयम्' એ વાક્ય પૂર્ણતઃ ચરિતાર્થ થાય છે એમ જોઈ શકાય છે. વળી તીર્થંકર સમવસરણમાં દેવ-રચિત સિંહાસનરૂપી ઉચ્ચ આસને બેસી દેશના આપે છે, ત્યારે કેવલીએ તેમનાથી નીચે બેસીને તીર્થ તરફની પોતાની ફરજ બજાવે છે.

આ ઉપરાંત દેવોમાં પણ અલ્પ ઋદ્ધિવાળા દેવો પાછળથી આવતા મહર્દ્ધિક દેવોને વન્દન કરે છે અને વળી પૂર્વે બેઠેલા મહર્દ્ધિક દેવોને પાછળથી આવતા દેવો પ્રણામ કરી આગળ જાય છે. આ ઉપરથી જોઇ શકાય છે કે વિનય એ જૈન પ્રાસાદનો મુખ્ય સ્તમ્ભ છે. એને જૈન દર્શનનું મૂળ કહેવામાં આવે તો પણ ખોટું નથી.

---

૧ ભવનપતિની દેવીઓની પાછળ જ્યોતિષની દેવીઓ અને તેની પાછળ વ્યન્તરની દેવીઓ ઊભી રહે છે. દેવોના સંબંધમાં આગળ પાછળ કઇ નિકાયના દેવો હોય તેનો પણ આવો નિયમ હશે.

૨ સંસ્કૃત છાયા—

तत्पूर्विका अर्हत्ता पूजितपूजा च विनयकर्म च ।
कृतकृत्योऽपि यथा कथां कथयति नमति तथा तीर्थम् ॥

આચારાંગની શીલાંકસૂરિકૃત વૃત્તિમાં કહ્યું પણ છે કે—

"[1]विणया णाणं णाणाओ दंसणं दंसणाहिं चरणं च ।
चरणाहिं तो मोक्खो मोक्खे सोक्खं अणाबाहं ॥"

અર્થાત્ વિનયથી જ્ઞાન, જ્ઞાનથી દર્શન, દર્શનથી ચારિત્ર અને ચારિત્રથી મોક્ષ મળે છે અને અંતમાં મોક્ષમાં અવ્યાબાધ સુખ મળે છે.

અંતમાં, સમવસરણના સંબંધમાં જ્યાં જ્યાં ધનુષ્ય, કોશ ઇત્યાદિનો ઉલ્લેખ કર્યો છે, ત્યાં તેનું માપ વિનયથી વિભૂષિત, સર્વજ્ઞતાથી સુશોભિત અને અતિશયોથી અલંકૃત એવા અરિહંતના [2]આત્માંગુલથી અને અરિહંતના દેહનું માપ [3]ઉત્સેધાંગુલથી જાણવું એટલું નિવેદન કરી આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવે છે.

---

૧ સંસ્કૃત છાયા—

विनयात् ज्ञानं ज्ञानाद् दर्शनं दर्शनात् ( ज्ञानदर्शनाभ्यां ) चरणं च ।
चरणात् ( ज्ञानदर्शनचारित्रेभ्यः ) मोक्षो मोक्षे सौख्यमनाबाधम् ॥

૨ જૈન શાસ્ત્રમાં 'અંગુલ'ના ( ૧ ) આત્માંગુલ, ( ૨ ) ઉત્સેધાંગુલ અને ( ૩ ) પ્રમાણાંગુલ એમ ત્રણ પ્રકારો પાડેલા છે (આ પ્રત્યેકના સૂચી-અંગુલ, પ્રતર-અંગુલ અને ઘન-અંગુલ એમ ત્રણ પ્રકારો પાડેલા છે). તેમાં જે કાળે જે મનુષ્યો પોતાના અંગુલથી એકસો આઠ ગણા ઊંચા હોય ( એકસો આઠગણું કહેવાનું કારણ એ છે કે મુખ બાર આંગળ જેટલું ઊંચું હોય છે અને મનુષ્ય નવ મુખ જેટલો ઊંચો હોય છે ), તેમનું અંગુલ તે 'આત્માંગુલ' કહેવાય. આ ઉપરથી કાલની ભિન્નતને લઇને આત્માંગુલની ભિન્નતા સમજી શકાય છે. પરંતુ પ્રજ્ઞાપના સૂત્રની વૃત્તિમાં તો જે કાલમાં જે મનુષ્યો હોય તેની ઊંચાઇનો એકસો આઠમો ભાગ તે 'આત્માંગુલ' કહેવાય અને તે અનિયમિત છે એમ જે સૂચવ્યું છે તે ઉપરથી 'આત્માંગુલ'ની વ્યાખ્યાના સંબંધમાં મત-ભેદ હોય એમ લાગે છે. ( ભરત ચક્રવર્તીનો આત્માંગુલ તે 'પ્રમાણાંગુલ' કહેવાય. ચારસો ઉત્સેધાંગુલનો એક 'સૂચી-પ્રમાણાંગુલ' થાય. ) વાવ, કુવા, તળાવ, નગર, દુર્ગ, ઘર, વસ્ત્ર, પાત્ર, આભૂષણ, શય્યા, શસ્ત્ર, ઇત્યાદિ કૃત્રિમ પદાર્થો આત્માંગુલ વડે મપાય છે, જ્યારે પર્વત, પૃથ્વી ઇત્યાદિ શાશ્વત પદાર્થો પ્રમાણાંગુલ વડે મપાય છે અને જીવોનાં શરીરો ઉત્સેધાંગુલથી મપાય છે.

૩ ઉત્સેધાંગુલના સંબંધમાં નીચે મુજબનું સ્વરૂપ મળી આવે છે:—

શાસ્ત્રકારે પરમાણુના ( ૧ ) સૂક્ષ્મ ( નૈશ્ચયિક ) અને ( ૨ ) વ્યાવહારિક એમ બે પ્રકારો પાડેલા છે. વ્યાવહારિક પરમાણુ નિશ્ચય-નય પ્રમાણે પરમાણુ કહેવાય નહિ, કેમકે તે અનંત નૈશ્ચયિક ( સૂક્ષ્મ ) પરમાણુ મળવાથી બનેલો છે, એટલે તેને 'સ્કંધ' કહેવો યોગ્ય છે. પરંતુ ગણત્રી કરવામાં આ વ્યાવહારિક પરમાણુ કામ લાગે છે અને વળી આ પરમાણુના પણ શસ્ત્ર વડે બે ભાગ નહિ થઇ શકતા હોવાથી તેમજ તે અગ્નિ વડે બળી શકે તેમ પણ નહિ હોવાથી તેમજ તેમાં છિદ્ર પણ પાડી શકાય તેમ નહિ હોવાથી વ્યવહાર-નય પ્રમાણે તેને 'પરમાણુ' ગણ્યો છે. આવા અનંત વ્યાવહારિક પરમાણુ એકઠા મળવાથી એક 'ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય. આઠ 'ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' મળીને એક 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય. ( જીવ-સમાસમાં તો અનંત 'ઉત્-શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' મળીને એક 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' થાય એમ કહ્યું છે તે વિચારણીય છે, કેમકે ઉપર્યુક્ત ઉલ્લેખ ભગવતી પ્રમુખ આગમોમાં પણ મળી આવે છે ). આઠ 'શ્લક્ષ્ણ-શ્લક્ષ્ણિકા' મળીને એક 'ઊર્ધ્વ-રેણુ', આઠ 'ઊર્ધ્વ-રેણુ'નો એક 'ત્રસ-રેણુ', આઠ 'ત્રસ-રેણુ'નો એક 'રથ-રેણુ', આઠ 'રથ-

